# PREFACE



The present volume is the highest one on Gujai Grammar in accordance with the scheme chaulked on the Preface to my Elementary Gujarati Grammar. It cc tains an exhaustive treatment of all points connected w Gujarati Grammar as a look at its contents will show. gives a history of the Gujarati language, tracing it from t Nâgarî Apabhraṁśa and the old form of the language wh Dr. Tessitōri chooses to call Old Western Râjasthâ the Mother of modern Gujarati and Mârwâdi languag Numerous illustrations from old works are given and t light they throw on the construction and the vocabul of language and the derivation of words is fully explaine The book embodies the latest researches in philology ina much as they bear upon the Gujarati language and tak a comparative view of Indo-Aryan languages as far as necessary. It tackles the thorny question of the separati of words and Gujarati spelling, shows how it can satisfactorily solved, and sets forth a way that is practic and expedient. Besides touching upon the formation and t development of language and its classification from a fc mative and an historical standpoint, Pronunciation, Worc their Primary and Secondary powers, Contraction, Amp fication, and Deterioration of Sense, Accidence, Etymolog Syntax, Analysis, and Punctuation, it deals with Styl points out merits and demerits in it, and draws the atte tion of the reader to the sort of faults that are common met with in Gujarati prose and poetry. The subject Poetics is also dealt with to some extent. Rasa, Bhâv

# PREFACE



The present volume is the highest one on Gujarati ımmar in accordance with the scheme chaulked out in Preface to my Elementary Gujarati Grammar. It conns an exhaustive treatment of all points connected with jarati Grammar as a look at its contents will show. It es a history of the Gujarati language, tracing it from the gari Apabhramśa and the old form of the language which . Tessitori chooses to call Old Western Râjasthânî, . Mother of modern Gujarati and Mârwâdi languages. ımerous illustrations from old works are given and the ht they throw on the construction and the vocabulary language and the derivation of words is fully explained. ıe book embodies the latest researches in philology inasıch as they bear upon the Gujarati language and takes omparative view of Indo-Aryan languages as far as is cessary. It tackles the thorny question of the separation words and Gujarati spelling, shows how it can be ·sfactorily solved, and sets forth a way that is practical ; expedient. Besides touching upon the formation and the lopment of language and its classification from a for-.ve and an historical standpoint, Pronunciation, Words, .; Primary and Secondary powers, Contraction, Ampli-·ion, and Deterioration of Sense, Accidence, Etymology, ntax, Analysis, and Punctuation, it deals with Style, ints out merits and demerits in it, and draws the attenn of the reader to the sort of faults that are commonly et with in Gujarati prose and poetry. The subject of etics is also dealt with to some extent. Rasa, Bhâva,

Rasâbhâsa, Bhâvâbhâsa, Guna, Dosha, Alankâras, and varieties of composition, Nâtaka and its Sandhis, all find their due place in the work. The scheme of ordinary metres is explained and illustrated

The variety of types introduced will, it is hoped, facilitate the work of students The etymological and philological portions as well as other particulars of minor importance and those concerning a comparative treatment of Indo Aryan Vernaculars are printed in small types and may be omitted by those who do not care to learn them. Portions printed in medial types may be omitted by those who do not choose to learn minute particulars The variety of types is thus meant to suit the requirements of different grades of students

The list of books consulted is appended hereto.

My thanks are due to Mr Amrmia Hamdumia, once my Assistant, now serving in the Mahâlakshmi Training College for Women, Ahmedâbâd, for the valuable help he has given me in regard to words of Persian and Arabic origin

It is hoped that this volume will satisfy the long felt desideratum of a scholarly grammar of the Gujarati language

Havâdiâ Chakalâ, Surat
November 1919

K P TRIVEDI

# પ્રસ્તાવના



મારા 'ગુજરાતી ભાષાના લઘુ વ્યાકરણ'ની પ્રસ્તાવનામાં કેન્દ્રાનુસારી પદ્ધતિ પર લઘુ, મધ્ય, અને બૃહદ્ વ્યાકરણ રચવાની યોજના મેં દર્શાવી હતી તે યોજનાને અનુસારે 'ગુજરાતી ભાષાનું બૃહદ્ વ્યાકરણ' એ પુસ્તકમાળાનું છેલ્લું પુસ્તક છે. અનુક્રમણિકા પર દૃષ્ટિ કરવાથી સમજાશે કે વ્યાકરણને લગતા તમામ વિષયનું આમાં વિસ્તૃત વિવેચન છે. એમાં 'ગુજરાતી ભાષાનો ઇતિહાસ' આપ્યો છે અને એ ભાષા નાગરી અપભ્રંશમાંથી અને જૂની ગુજરાતી જેને ડૉ. ટેસિટોરિ પ્રાચીન પશ્ચિમ રાજસ્થાની, અર્વાચીન ગુજરાતી ને મારવાડી ભાષાની માતા કહે છે તેમાંથી શી રીતે ઉદ્ભવ પામી છે તે દર્શાવ્યું છે. જૂનાં પુસ્તકોમાંથી પુષ્કળ ઉદાહરણ આપ્યાં છે અને હાલની ભાષાના શબ્દભંડોળ, રચના, અને વ્યુત્પત્તિ પર કેટલો બધો પ્રકાશ પડે છે તેનું સ્થળે સ્થળે નિરૂપણ કર્યું છે. ભાષાશાસ્ત્રીઓએ છેલ્લામાં છેલ્લાં સંશોધન કર્યાં છે તેનો ગુજરાતી ભાષા સાથે જે સંબંધ છે તે સર્વ એમાં દાખલ આપ્યાં છે, તેમજ સંસ્કૃત પરથી ઉદ્ભવેલી હિન્દ—આર્ય દેશી ભાષાઓમાંથી ગુજરાતી ભાષા સાથે મુકાબલો કરવા સારુ જરૂર પડતા દાખલા આપ્યા છે. 'ગુજરાતી ભાષાની જોડણી' અને 'શબ્દો શી રીતે છૂટા પાડવા' એ વિવાદગ્રસ્ત અને ગુંચવણીઆ વિષયનું પણ એમાં વિવેચન કરી સર્વમાન્ય સમાધાન શી રીતે થઈ શકે તે તથા વ્યાવહારિક દૃષ્ટિએ સુગમ, ગ્રાહ્ય, અને લોકપ્રિય થઈ શકે એવો માર્ગ કયો છે તે દર્શાવ્યું છે. ભાષાની ઉત્પત્તિ અને વિકાસ તેમજ બંધારણની અને ઇતિહાસની દૃષ્ટિએ ભાષાનું વર્ગીકરણ, શિક્ષા (ઉચ્ચારશાસ્ત્ર), શબ્દશક્તિ—અભિધા, લક્ષણા, વ્યંજના—શબ્દાર્થમાં સંકોચ, વિસ્તાર, ભ્રષ્ટતા, પદવિભાગ અને પદવિચાર, શબ્દસિદ્ધિ, પદવિન્યાસ, વાક્યપૃથક્કરણ, અને વિરામચિહ્નના વિષયો ઉપરાંત ગ્રન્થમાં ભાષાશૈલી વિષે વિવેચન કર્યું છે અને તેના ગુણદોષનું વિવરણ કરી ગુજરાતી સાહિત્યમાં—ગદ્ય અને પદ્યમાં—જે સામાન્ય દોષો નજરે પડે છે તે તરફ વાચકવર્ગનું ધ્યાન આકર્ષ્યું

છે. વળી કાવ્યશાસ્ત્રના વિષયનું પણ કેટલેક અંશે નિરૂપણ કર્યું છે રસ, ભાવ, રસાભાસ, ભાવાભાસ, અલંકાર, પ્રબન્ધના-ગદ્ય અને પદ્યના (દૃશ્ય અને શ્રાવ્યના)-પ્રકાર, નાટક અને તેમાંની સંધિ વિષે પણ ઘટતું વિવેચન કર્યું છે. સામાન્ય વૃત્તોની યોજના પણ ઉદાહરણ સાથે સમજાવી છે.

મુદ્રાક્ષરોમાં જે ભિન્નતા રાખી છે તે વિદ્યાર્થીનો માર્ગ સુગમ કરશે એવી આશા છે. વ્યુત્પત્તિ ને ભાષાશાસ્ત્રને લગતી બાબત તેમજ ઓછી અગત્યના વિષય અને હિંદ-આર્ય દેશી ભાષાઓ સાથે જ્યાં મુકાબલો દર્શાવ્યો છે તે બધું છેક ઝીણા મુદ્રાક્ષરમાં છાપ્યું છે અને જેમને તે જાણવાની ઇચ્છા ન હોય તેઓએ એટલો ભાગ પડતો મૂકવો. વળી વચલા મુદ્રાક્ષરમાં છાપેલા ભાગમાં પણ ગૌણ અગત્યની બાબત છે તે જાણવાની જેમની ઇચ્છા ન હોય તેમણે એ ભાગ પણ મૂકી દેવો. આ પ્રમાણે ભિન્ન કક્ષાના વિદ્યાર્થીઓની ભિન્ન રુચિ અને આવશ્યકતા સંતુષ્ટ કરવા સારૂ ભિન્ન મુદ્રાક્ષરોની યોજના કરી છે.

અગાઉ મારા આસિસ્ટન્ટ અને હાલ અમદાવાદની મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજમાં (સ્ત્રીઓ માટેનીમાં) નોકરી કરતા મિ૦ અમીરમિયાં હમ્દૂમિયાએ ફારસી અને અરબી ભાષા પરથી આવેલા ગુજરાતી શબ્દોની બાબતમાં મને કીમતી મદદ આપી છે, તેને માટે હું તેમનો ઉપકાર માનું છુ

જે પુસ્તકોનો આશ્રય લેવામાં આવ્યો છે તેની યાદી આ સાથે લાગુ કરી છે.

ગુજરાતી ભાષાના શાસ્ત્રીય વ્યાકરણની લાંબા વખતથી ચાલી આવતી ન્યૂનતા પરિપૂર્ણ કરવામાં આ પુસ્તક સફળ થશે એવી આશા છે.

દવાઓ઼ઓ ચકલો, સુરત<br>નવેંબર ૧૯૧૯ } કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી

## BOOKS CONSULTED

J. Beames-Comparative Grammar of the Modern Aryan Languages of India

A. F. R. Hoernle-A grammar of the Eastern Hindi compared with the other Gaudian Languages

R. G. Bhandarkar-Wilson Philological Lectures

G. A. Grierson's 'Linguistic Survey of India'

AND

Articles on 'The Indo-Aryan Languages,' 'Gujarati and Râjasthânî, 'Prâkrits,' 'Hindustani', and 'Gujarati' in Vols. of the Encyclopædia Britanica

Report on the Census of India, 1901

Andre' Lefevre-Race and Language

Morris-Historical Outlines of English Accidence

Max Muller-The Science of Language

SANSKRIT AND PRÂKRIT GRAMMARS

The Siddhântakaumudî of Bhattoji Dîkshita

The Mahâbhâshya of Patañjali

*The Vâkyapadîya of Bhartrihari*

Vararuchi's Prayogasaṅgraha

The Vaiyâkaraṇabhûshana of Kaundabhatta

The Sabdakaustubha

The Mañjûshâ

Yâska's Nirukta

Hemachandra's Prâkṛita Grammar

The Shadbhâshâchandrikâ of Lakshmîdhara

The Prâkṛitasarvasva of Mârkaṇḍeya

The Prâkṛitarûpâvatâra of Simharâja

The Prâkṛitachandrikâ of Seshakṛishṇa

Trivikrama's Vritti on the Vâlmiki Sûtras
The Prâkritaprakâśa of Vararuchi
The Prâkritalakshana of Chaṇḍa
Rudrata-Kâvyâlankâra
Mammata-Kâvyaprakâsa
Bhâmaha-Kâvyâlankâra
Dandin-Kâvyâdarsa
Visvanâtha-Sâhityadarpana
Dhanika-Dasarûpa
Bharata-Nâtyasâstra
Jagannâtha-Rasagangâdhara
Vidyânâtha-Pratâparudrîya
Vidyâdhara-Ekâvali.

WORKS ON OLD GUJARATI

Mugdhâvabodham Auktikam
Khanade Prabandha
Bhâlana-Kâdambarî
Lâvanyasamayagani-Vimalaprabandha
Vrajlal-History of the Gujarati Language
Vaitâlapañchavisî
Ânandakâvya Mahodadhi-Mauktika I, II, III, IV
Report on Sanskrit Manuscripts of the Calcutta Sanskrit College, 1909
Navalagranthâvali, Narmagadya, Narmakośa, Kâvyadohana, and other works on Gujarati literature

## આ પુસ્તક રચવા સારૂ જે પુસ્તકો જોયાં છે તેની યાદી

જે. બીમ્સકૃત 'હિંદની અર્વાચીન આર્ય ભાષાઓનું તુલનાત્મક વ્યાકરણ'
એ. એફ્. આર હોર્નલેકૃત 'બીજી ગૌડ ભાષાના મુકાબલા સાથે પ્રાચ્ય હિંદીનું વ્યાકરણ'
ડૉ. સર રામકૃષ્ણ ગોપાળ ભાંડારકરકૃત-'વિલ્સનસ્મારક ભાષાશાસ્ત્રને લગતાં ભાષણ.'
જી. એ. ગ્રીઅર્સનકૃત-હિંદની ભાષાત્મક સમાલોચના-'હિંદ-આર્ય ભાષા', 'ગુજરાતી ને રાજસ્થાની,' 'પ્રાકૃત,' 'હિંદુસ્તાની', 'ગુજરાતી' એ વિષયો પરનાં 'એન્સાઇક્લોપીડિઆ-બ્રિટૅનિકા'ના જુદા જુદા અંકમાંના લેખ
હિંદનું વસ્તીપત્રક ૧૯૦૧
ડૉ. ટેસિટોરિના 'પ્રાચીન પશ્ચિમ રાજસ્થાની' વિષે 'ઇંડિઅન ઍન્ટિક્વેરિ'ના અંકોમાંના લેખ
ઍન્ડ્રૂ લેઈવાકૃત 'જાતિ અને ભાષા'
મૉરિસકૃત અંગ્રેજી ભાષાના 'પદવિચારની ઐતિહાસિક રૂપરેખા'
મૅક્સમૂલર-ભાષાવિજ્ઞાન

### સંસ્કૃત ને પ્રાકૃત વ્યાકરણ

ભટ્ટોજિ દીક્ષિત—સિદ્ધાન્તકૌમુદી
પતંજલિ—મહાભાષ્ય
ભર્તૃહરિ—વાક્યપદીય
વરરુચિ—પ્રયોગસંગ્રહ
કૌણ્ડભટ્ટ—વૈયાકરણભૂષણ
ભટ્ટોજિ દીક્ષિત—શબ્દકૌસ્તુભ
નાગેશ—મંજૂષા
યાસ્ક—નિરુક્ત
હેમચન્દ્ર—પ્રાકૃત વ્યાકરણ
લક્ષ્મીધર—ષડ્ભાષાચન્દ્રિકા
માર્કંડેય—પ્રાકૃતસર્વસ્વ
સિંહરાજ—પ્રાકૃતરૂપાવતાર

શેષકૃષ્ણ—પ્રાકૃતચન્દ્રિકા
ત્રિવિક્રમ—વાલ્મીકિ સૂત્ર પર વૃત્તિ
વરરુચિ—પ્રાકૃતપ્રકાશ
ચણ્ડ—પ્રાકૃતલક્ષણ
રુદ્રટ—કાવ્યાલંકાર
મમ્મટ—કાવ્યપ્રકાશ
ભામહ—કાવ્યાલંકાર
દંડી—કાવ્યાદર્શ
વિશ્વનાથ—સાહિત્યદર્પણ
ધનિક—દશરૂપ
ભરત—નાટ્યશાસ્ત્ર
જગન્નાથ—રસગંગાધર
વિદ્યાનાથ—પ્રતાપરુદ્રીય
વિદ્યાધર—એકાવલી

## જૂની ગુજરાતીના ગ્રન્થ

મુગ્ધાવબોધ ઔક્તિકમ્
કાન્હડદે પ્રબન્ધ
ભાલણ-કાદમ્બરી
લાવણ્યસમયગણિ-વિમલપ્રબન્ધ
વૈતાલપંચવીશી
મન્ત્લાન-ગુજરાતી ભાષાનો ઇતિહાસ
આનન્દકાવ્ય મહોદધિ-મૌક્તિક ૧, ૨, ૩, ૪
કલકત્તા સંસ્કૃત કૉલેજના હસ્તલિખિત પુસ્તક પર રિપોર્ટ, ૧૯૦૯
નવલગ્રન્થાવલિ, નર્મગદ્ય, નર્મકોશ, કાવ્યદોહન, અને ગુજરાતી સાહિત્યના અન્ય ગ્રન્થ

# અનુક્રમણિકા


પ્રકરણ ૧લું–ભાષા: ઉત્પત્તિ અને વિકાસ પૃ૦ ૧–૭

ધ્વન્ય ભાષા; ભાષાની ઉત્પત્તિ અને વિકાસ પૃ૦ ૧–૩. વાણીની દિવ્યતા; શબ્દના પ્રકાર; પ્રાણી અને વ્યંજનના ઉચ્ચાર પૃ૦ ૩. ભાષાનું મૂળ ધ્વનિ; પ્રાણી અને ધ્વનિ; ધ્વનિ અને કેવળપ્રયોગી અવ્યય પૃ૦ ૪–૫. શબ્દનો દ્વિર્ભાવ; ધ્વનિ અને ભાષાનો વિકાસ પૃ૦ ૫–૬. અનુકરણશબ્દ; ઉપસંહાર પૃ૦ ૬–૭

પ્રકરણ ૨જું–ભાષા; પ્રકાર પૃ૦ ૭–૧૩

પ્રકાર: ૧. પ્રત્યયરહિતા–ચીની પૃ૦ ૭–૯; ૨. સમાસાત્મિકા–તુર્કી પૃ૦ ૯–૧૧; ૩. પ્રત્યયાત્મિકા–ઇંડો–યુરોપીઅન અને સેમિટિક પૃ૦ ૧૧–૧૨, ૪. પ્રત્યયલુપ્તા–અંગ્રેજી અને ફ્રેન્ચ પૃ૦ ૧૩

પ્રકરણ ૩જું–ભાષા; ઐતિહાસિક દૃષ્ટિએ વિભાગ પૃ૦ ૧૩–૧૯

આર્ય પ્રજા પૃ૦ ૧૩–૧૪. ઇંડો–યુરોપીઅન ભાષા પૃ૦ ૧૪. આર્યાવર્ત; ઇંડો–યુરોપીઅન પ્રજાઓની એકતા પૃ૦ ૧૫. ઇંડો–યુરોપીઅન ભાષાના વિભાગ; તેનાં લક્ષણ: એશિઆનો વિભાગ; યુરોપનો વિભાગ પૃ૦ ૧૫–૧૮. સેમિટિક ભાષાઓ પૃ૦ ૧૮. અન્ય ભાષાઓ પૃ૦ ૧૯.

પ્રકરણ ૪થું–ગુજરાતી ભાષાનો ઇતિહાસ પૃ૦ ૧૯–૫૬

ગુર્જરત્રા: લાટ પૃ૦ ૧૯–૨૦. ગુજ્જર પૃ૦ ૧૯–૨૦. ગુજરાતી, હિંદીનું જૂનું પ્રાન્તિક સ્વરૂપ; ગુજરાતી ભાષાની સીમા પૃ૦ ૨૧–૨૨. ગુજરાતમાં ભિન્ન ભિન્ન પ્રજાઓ; પ્રાદેશિક પ્રજા પૃ૦ ૨૨–૨૩. સંસ્કૃત; આર્ય દેશી ભાષાઓની માતૃભાષા; તત્સમ શબ્દ; પ્રમાણ; તદ્ભવ શબ્દ–પ્રાચીન તદ્ભવ; અર્વાચીન તદ્ભવ; દેશ્ય પૃ૦ ૨૩–૨૫. પ્રાકૃત ને અપભ્રંશ પૃ૦ ૨૫–૨૭ તદ્ભવ શબ્દનું

પ્રમાણુ ફારસી ને અરબી શબ્દ, વિદેશીય શબ્દ, દાખલા પૃ૦ ૨૭-૨૮, સસ્કૃત માથી નીકળેલી દેશી ભાષાઓ પૃ૦ ૨૮-૨૯ ગુજરાતી ને અપભ્રશ પૃ૦ ૨૯ જૂની ગુજરાતીના નમુના પરથી નીકળતુ અનુમાન પૃ૦ ૨૯-૩૧ અપભ્રશના નમુના પૃ૦ ૩૧-૩૩ એ નમુના પરથી મળતો બોધ પૃ૦ ૩૩-૩૪ ઇ સ ના તેરમા ને ચૌદમા સૈકાના ગ્રન્થોની ભાષાના નમુના પૃ૦ ૩૫-૩૬ 'મુગ્ધાવબોધ ઔક્તિક'માના દાખલા પૃ ૩૬-૩૮ ઇ સ ના ૧૫મા સૈકાની ભાષાના નમુના-'કાન્હડદે પ્રબન્ધ' અને ભાલણની 'કાદમ્બરી' તથા 'હરિલીલા સોળકળા' માના તથા જૈન અને બ્રાહ્મણ પુસ્તકમાના ઉતારા પૃ ૩૮-૪૬ ઇ સ ના ૧૬મા સૈકાના બ્રાહ્મણ અને જૈન પુસ્તકમાના નમુના-'વૈતાલ-પચવીસી'માના નમુના પૃ ૪૬-૪૭ ઇ સ ના ૧૬મા સૈકાના ખતો પૃ ૪૭-૪૯ ઇ સ ૧૬થી ૧૯મા સૈકા સુધીના બીજા નમુનાઓ પૃ ૪૯-૫૨ અપભ્રશ, જૂની ગુજરાતી, અને હાલની ગુજરાતીમા સરખા શબ્દરૂપોની યાદી પૃ ૫૨-૫૬

**પ્રકરણ ૫મુ—વ્યાકરણ મહત્ત્વ, પ્રયોજનાદિ પૃ ૫૬-૬૦**

વ્યાકરણ એટલે શું? વ્યાકરણ શું શું કરે છે? વ્યાકરણ-વેદાગ પૃ ૫૬-૫૮ શાપર, શબ્દશુદ્ધિ પ્રયોજન પૃ ૫૮-૫૯ સર્વ વિદ્યાની વિદ્યા, વ્યાકરણ ને ન્યાયશાસ્ત્ર પૃ ૫૯-૬૦

**પ્રકરણ ૬ઠ્ઠું—વર્ણવિચાર શિક્ષા પૃ ૬૧-૭૦**

શિક્ષા, શબ્દ પ્રકાર, વર્ણની ઉત્પત્તિ પૃ ૬૧-૬૨ પાણિનિ અને વર્ણોત્પત્તિ પ્રયત્ન વર્ણ પ્રયત્ન સ્થાન પૃ ૬૨-૬૫ સ્થાન અને પ્રયત્ન, પ્રયત્નના વિભાગ-આભ્યન્તર ને બાહ્ય પૃ ૬૫ ૬૮ ઉચ્ચારસ્પષ્ટતા પૃ ૬૮-૬૯ ભાષાશાસ્ત્રીઓનુ મત પૃ ૬૯ ૭૦

**પ્રકરણ ૭મું—શબ્દશક્તિ અભિધા પૃ ૭૦ ૭૬**

પદ અને શક્તિ સ્ફોટ પૃ ૭૦-૭૧ સકેત તે શેમાં રહેલો છે પૃ ૭૧-૭૩ સકેતનુ જ્ઞાન મેળવવાના સાધન પૃ ૭૩ ૭૪ અભિધા પ્રકાર પૃ ૭૪-૭૫ વાચ્યાર્થના નિયામક પૃ ૭૫-૭૬

**પ્રકરણ ૮મું—શબ્દશક્તિ: લક્ષણા, વ્યંજના પૃ. ૭૬-૮૩**

ઉપસંહાર; લક્ષણા: તેનાં આવશ્યક અંગ; તાત્પર્યભાવ પૃ. ૭૬-૭૮. લક્ષણાના પ્રકાર: જહત્સ્વાર્થા, અજહત્સ્વાર્થા, જહદજહત્સ્વાર્થા; શુદ્ધ ને ગૌણી; સારોપા ને સાધ્યવસાના. લક્ષિતલક્ષણા પૃ. ૭૮-૮૨. વ્યંજના: લક્ષણામૂલ ધ્વનિ; અભિધામૂલ ધ્વનિ પૃ. ૮૨-૮૩. નિરૂઢલક્ષણા પૃ. ૮૩

**પ્રકરણ ૯મું—શબ્દાર્થચમત્કાર પૃ. ૮૩-૯૦**

ભાષાસામ્ય પૃ. ૮૩. શબ્દાર્થસંકોચ: દાખલા પૃ. ૮૪-૮૬. શબ્દાર્થવિસ્તાર: દાખલા પૃ. ૮૬. અર્થભ્રષ્ટતા: બોધ પૃ. ૮૬-૮૯. પ્રાચીન પરિસ્થિતિનો બોધ. પૌરાણિક ને ઐતિહાસિક સ્થિતિ પૃ. ૮૯-૯૦

**પ્રકરણ ૧૦મું—પદવિભાગ: પ્રધાન પદ ને ગૌણ પદ: વાક્યાર્થ પૃ. ૯૦-૯૩.**

પદ; વિભાગ પૃ. ૯૦-૯૧. વાક્ય-આકાંક્ષા, યોગ્યતા, સંનિધિ પૃ. ૯૧-૯૨. પ્રધાન પદ અને ગૌણ પદ-નામ અને ધાતુ: નામ અને આખ્યાત પૃ. ૯૨-૯૩. વાક્યાર્થ, ન્યાયનયે; વૈયાકરણનું મત યુક્ત પૃ. ૯૩

**પ્રકરણ ૧૧મું—નામ: પ્રકાર પૃ. ૯૩-૯૯**

ઉપસંહાર: પદના વિભાગ પૃ. ૯૩-૯૪. નામ: પ્રકાર: સંજ્ઞાવાચક, જાતિવાચક, ભાવવાચક; જાતિ વિષે મીમાંસકમત પૃ. ૯૪-૯૬. સંજ્ઞાનું સમર્થન; સંજ્ઞાવાચક જાતિવાચક તરીકે; સમૂહવાચક નામ અને દ્રવ્યવાચક નામ; ભાવવાચક પૃ. ૯૬-૯૮. જાતિ અને ગુણ; ભાવવાચક નામ ને વિશેષણ; ભાવવાચક નામ જાતિવાચક પૃ. ૯૮-૯૯

**પ્રકરણ ૧૨મું—જાતિવિચાર પૃ. ૯૯-૧૧૧**

લિંગ: પ્રકાર લૌકિક, શાસ્ત્રીય; ભાષ્યકારનું મત પૃ. ૯૯-૧૦૦. જાતિ-સંખ્યા; સામાન્ય નિયમ પૃ. ૧૦૦-૧૦૧. પ્રાણીનાં નામનું લિંગ પૃ. ૧૦૧-૧૦૪ સ્ત્રીલિંગના પ્રત્યય; 'આ,' 'ઈ,' 'ઉ' પ્રત્યયોની વ્યુત્પત્તિ પૃ. ૧૦૪-૧૦૫. વિશેષણોનો અન્વય પૃ. ૧૦૬. તત્સમ શબ્દના નિયમો પૃ. ૧૦૬-૧૦૮. તદ્ભવ શબ્દના નિયમ પૃ. ૧૦૯-૧૧૦. ફારસીઅરબી શબ્દ ને પ્રત્યય પૃ. ૧૧૦-૧૧૧.

સંસ્કૃત ને તદ્ભવ શબ્દોની જાતિ પૃ ૧૧૧-૧૧૩ જાતિ વિષે સામાન્ય નિયમ પૃ. ૧૧૩-૧૧૪ એકારાન્ત શબ્દ, અકારાન્ત નારીજાતિના શબ્દ, બે જાતિના શબ્દ પૃ ૧૧૪-૧૧૬

**પ્રકરણ ૧૩મું-વચનવિચાર પૃ ૧૧૭-૧૨૧**

ભેદ અને લક્ષણ પ્રત્યય-પ્રાકૃત, અપભ્રંશ ને ગુજરાતી તથા અન્ય દેશી ભાષાઓમા પૃ ૧૧૭-૧૨૦ માનાર્થક બહુવચન, એકવચનના અર્થમા બહુવચન પૃ ૧૨૧ એકવચનમા પ્રયોગ પૃ ૧૨૧

**પ્રકરણ ૧૪મું-વિભક્તિવિચાર પૃ ૧૨૧-૧૩૮**

વિભક્તિ સખ્યા પ્રત્યય પૃ ૧૨૧-૧૨૨ અગ, ગુજરાતીમા ને અન્ય દેશી ભાષાઓમાં રૂપાખ્યાન પૃ. ૧૨૩-૧૨૫ અનેક પ્રત્યયો પૃ ૧૨૫-૧૨૬ વિભક્તિ પ્રત્યયોની વ્યુત્પત્તિ વિભક્તિ સેળભેળ પૃ ૧૨૬ સ, અપ, ને હ્ણુ, હું આ વિભક્તિ પ્રત્યયો પૃ૦ ૧૨૬-૧૨૭ વ્યુત્પત્તિ-પ્રથમા પૃ૦ ૧૨૭-૧૨૮, અપ્રત્યય દ્વિતીયા, સપ્રત્યય દ્વિતીયા પૃ૦ ૧૨૮-૧૩૦, તૃતીયા-સાથે બીજા શબ્દની જરૂર, બેવડો પ્રત્યય પૃ૦ ૧૩૦-૧૩૨, ચતુર્થી પૃ૦ ૧૩૨, પચમી પૃ૦ ૧૩૨-૧૩૪, ષષ્ઠી પૃ૦ ૧૩૪-૧૩૭ સપ્તમી પૃ૦ ૧૩૮

**પ્રકરણ ૧૫મું-કારકમીમાંસા પૃ૦ ૧૩૯-૧૬૧**

'વિભક્તિ'ની અન્વર્થતા પૃ૦ ૧૩૮ કારકવિભક્તિ અને વિશેષણવિભક્તિ પૃ૦ ૧૩૯-૧૪૦ કારકના પ્રકાર કર્તા ને તેના પ્રકાર પૃ૦ ૧૪૦-૧૪૨, કર્મ ને તેના પ્રકાર પૃ૦ ૧૪૨ ૧૪૫, કરણ-પ્રકાર પૃ૦ ૧૪૫-૧૪૬, સપ્રદાન-પ્રકાર પૃ૦ ૧૪૬-૧૪૭; અપાદાન-પ્રકાર પૃ૦ ૧૪૭-૧૪૮, અધિકરણ-પ્રકાર પૃ૦ ૧૪૮-૧૪૯ વિભક્તિના અર્થ—પ્રથમા પૃ૦ ૧૪૯-૧૫૧, દ્વિતીયા પૃ૦ ૧૫૧-૧૫૪, તૃતીયા પૃ૦ ૧૫૪-૧૫૬, ચતુર્થી પૃ૦ ૧૫૬-૧૫૭; પચમી પૃ૦ ૧૫૭-૧૫૮, ષષ્ઠી—શેષે, કર્તરિ, કર્મણિ પૃ૦ ૧૫૮-૧૬૦, સપ્તમી સતિસપ્તમી પૃ૦ ૧૬૦-૧૬૧

**પ્રકરણ ૧૬મું-સર્વનામ: પ્રકારાદિ પૃ૦ ૧૬૧-૧૭૯**

અન્વર્થતા પૃ૦ ૧૬૧-૧૬૩. પ્રકાર:-પુરુષવાચક પૃ૦ ૧૬૩-૧૬૭; દર્શક પૃ૦ ૧૬૭-૧૭૧; સાપેક્ષ પૃ૦ ૧૭૧-૧૭૨; પ્રશ્નાર્થ પૃ૦ ૧૭૨-૧૭૫; અનિશ્ચિત પૃ૦ ૧૭૫-૧૭૭; સ્વવાચક ને અન્યોન્યવાચક પૃ૦ ૧૭૭-૧૭૮. આદરવાચક-આપ; આપણે પૃ૦ ૧૭૮-૧૭૯

**પ્રકરણ ૧૭મું-વિશેષણ: પ્રકારાદિ પૃ૦ ૧૮૦-૧૯૭**

લક્ષણ ને વિભાગ-ગુણવાચક વગેરે પૃ૦ ૧૮૦-૧૮૧. સ્વરૂપ પ્રમાણે વિભાગ. વિકારી ને અવિકારી પૃ૦ ૧૮૧. પ્રકારોનું વૃક્ષ પૃ૦ ૧૮૨. પ્રયોગ તરીકે પ્રકાર; પૌર્વાપર્યનો નિયમ; અંગ્રેજી ને દેશી રચના પૃ૦ ૧૮૨-૧૮૩. વિકારી વિશેષણનાં રૂપ; વિભક્તિ; નામસમુદાય અને વિભક્તિ પૃ૦ ૧૮૪-૧૮૫ વ્યાવર્તક, વિધેય, હેતુગર્ભ પૃ૦ ૧૮૫. તુલનાત્મક રૂપ પૃ૦ ૧૮૫-૧૮૭. ગુજરાતી ભાષામાં તુલનાની રચના પૃ૦ ૧૮૭. વિશેષણરૂપ સર્વનામ-વ્યુત્પત્તિ-સંખ્યાવાચકની, સંખ્યાંશવાચકની, અનિશ્ચિતતાવાચકની, ને પરિમાણવાચકની પૃ૦ ૧૮૭-૧૯૭

**પ્રકરણ ૧૮મું-ક્રિયાપદ: સકર્મક, અકર્મક, અપૂર્ણક્રિયાવાચક, સંયુક્ત પૃ. ૧૯૭-૨૦૪**

ક્રિયા: ભાવના: વ્યાપાર પૃ. ૧૯૭. સાધ્યરૂપ અને સિદ્ધરૂપ ક્રિયા-ક્રિયાનું લક્ષણ; દીક્ષિતે કરેલું વિવરણ પૃ. ૧૯૭-૧૯૯. ભાવવિકાર પૃ. ૧૯૯. ધાતુ અને પ્રત્યયના અર્થ: અકર્મક અને સકર્મક પૃ. ૧૯૯-૨૦૦. સકર્મકનો અકર્મક તરીકે પ્રયોગ પૃ. ૨૦૧. અપૂર્ણક્રિયાવાચક પૃ. ૨૦૧-૨૦૨ સંયુક્તક્રિયાપદ પૃ. ૨૦૨-૨૦૩. ભાવકર્તૃક પૃ. ૨૦૩. અપૂર્ણક્રિયાપદ પૃ. ૨૦૩-૨૦૪

**પ્રકરણ ૧૯મું-ધાતુ: પ્રકારાદિ પૃ. ૨૦૪-૨૧૩**

ધાતુ: પાશ્ચાત્ય મત; સાર્વનામિક ધાતુ; વિભાગ-પ્રાથમિક, દ્વૈતીયિક; તાર્તીયિક પૃ. ૨૦૪-૨૦૬. વિકરણસહિત ધાતુ; મૂળ ધાતુ; સાધિત ધાતુ પૃ. ૨૦૬-૨૦૭. સાધિત ધાતુ કેવી રીતે બને છે? તાર્તીયિક ધાતુ કેવી રીતે બને

ઊ રૂ પૃ ૨૦૭ ૨૦૫ પ્રેરકની રચના, અર્થ, રૂપો તથા વ્યુત્પત્તિ પૃ ૨૦૯-૨૧૧ અન્ય સાધિત ધાતુ નામધાતુ સંસ્કૃત ભૂત કૃદન્ત પરથી આવેલા નામધાતુ ભૂત કૃદન્ત પરથી પ્રેરક ધાતુ પૃ ૨૧૧-૨૧૩

પ્રકરણ ૨૦મું-કૃદન્ત પ્રકારાદિ પૃ ૨૧૩-૨૨૧

કૃદન્ત પ્રકાર પ્રયોગ પૃ ૨૧૩-૨૧૫ વ્યુત્પત્તિ પૃ ૨૧૫ ૨૧૬ ક્રિયા વિપત્તિ પૃ ૨૧૬ ૨૧૭ ભૂત કૃદન્ત-લગાડું રૂપ સનિકર્ષમાં પૃ ૨૧૮-૨૧૯ અવ્યયકૃદન્ત પૃ ૨૧૯-૨૨૦ સામાન્ય કૃદન્ત પૃ ૨૨૦ ભવિષ્ય કૃદન્ત પૃ ૨૨૦-૨૨૧

પ્રકરણ ૨૧મું કાળ અર્થ પૃ ૨૨૧-૨૩૬

વિભાગ પૃ ૨૨૧ વર્તમાન કાળના રૂપ વ્યુત્પત્તિ અપભ્રંશના પ્રત્યય જૂ. ગુ પૃ ૨૨૨ ૨૨૪ ભવિષ્ય કાળ રૂપ. વ્યુત્પત્તિ જૂ. ગુ પૃ ૨૨૪-૨૨૬ કૃદન્ત ક્રિયાપ૦ તરીકે ભૂતકાળ પૃ ૨૨૬ ૨૨૭ વર્તમાન કૃદન્ત ને ભવિષ્ય કૃદન્ત કાળ તરીકે પૃ ૨૨૭ અર્થ અથવે કાળનો સંબંધ રૂપમાં ફેર પૃ ૨૨૮ આજ્ઞાર્થના માનાર્થ રૂપ સંકેતાર્થ પૃ ૨૨૯-૨૩૦ મૂળ અને સાધિત ધાતુ અને અર્થ અને કાળ પૃ ૨૩૦-૨૩૧ મિશ્ર કાળ પ્રક્રિયા. મિશ્ર કાળની સંજ્ઞા પૃ ૨૩૧-૨૩૫ મરાઠીમાં મિશ્ર કાળની સંજ્ઞા પૃ ૨૩૫. જૂની ગુજરાતી. છે થા પૃ ૨૩૫-૨૩૬

પ્રકરણ ૨૨મું પ્રયોગ પૃ ૨૩૭-૨૪૮

વિવરણ, વ્યુત્પત્તિને આધારે, કર્તરિ પ્રયોગ અપૂર્ણ વર્તમાન, નિયમિત ભૂત કાળ ભૂતકાળ ઇચ્છાવાચક કાળ પૃ ૨૩૭ ૨૩૮ કર્મણિ પ્રયોગ-ભૂત કૃદન્ત-સકર્મક કર્મણિ અકર્મક કર્તરિ સકર્મક કર્તરિ મરાઠીમાં પણ-ભૂત કૃદન્તથી બનેલા કાળ પૃ ૨૩૮ ૨૪૧ સામાન્ય કૃદન્ત ઉપસંહાર પૃ ૨૪૧ પ્રત્યયની વ્યુત્પત્તિ પૃ ૨૪૧ ૨૪૨ બીજું અર્વાચીન કર્મણિ રૂપ પૃ ૨૪૨-૪૩ ના સાથે કર્મણિ કૃદન્તની રચના-મરાઠી ને હિંદીમાં પણ પૃ ૨૪૩ કારક ને પ્રયોગ પૃ ૨૪૩-૨૪૫ ભાવે પ્રયોગ પૃ ૨૪૫ પ્રયોગ મરાઠી, હિંદી, બંગાળી પૃ ૨૪૫ ૨૪૮

પ્રકરણ ૨૩મું—નિપાત ઉપસર્ગ પૂર્વગ પૃ ૨૪૮-૨૫૮

નિપાત; નિપાત અને ઉપસર્ગ પૃ. ૨૪૮–૨૪૯. ઉપસર્ગના વ્યાપાર-દૃષ્ટિએ આપેલા પૃ. ૨૪૯. ઉપસર્ગના મુખ્ય અર્થ–પૃ. ૨૪૯–૨૫૨. સંસ્કૃત પૂર્વગો પૃ. ૨૫૨–૨૫૪. અવ્યય પરથી વિશેષણ પૃ. ૨૫૬. ફારસી ને અરબી પૂર્વગો પૃ. ૨૫૬–૨૫૮

પ્રકરણ ૨૪મું—અવ્યય: પ્રકારાદિ પૃ. ૨૫૮–૨૬૫

પ્રકાર: ક્રિયાવિશેષણ અવ્યય-કાળવાચક, સ્થળવાચક, રીતિવાચક, હેતુવાચક, નિષેધવાચક, પરિમાણવાચક પૃ. ૨૫૮–૨૫૯. વ્યુત્પત્તિ–અપ૦ ને જૂ. ગુ. ૨૫૯–૨૬૧. ક્રિયાવિશેષણ ને નામયોગી; નામયોગી ને વિભક્તિ; વ્યુત્પત્તિ પૃ. ૨૬૨–૨૬૩. ઉભયાન્વયી અવ્યય: પ્રકાર ને વ્યુત્પત્તિ પૃ. ૨૬૪–૨૬૫. કેવળપ્રયોગી પ્રકાર પૃ. ૨૬૫

પ્રકરણ ૨૫મું—સંધિ: પ્રકારાદિ પૃ. ૨૬૫–૨૮૧

સંહિતા: લક્ષણ: પ્રકાર પૃ. ૨૬૫–૨૬૭ અચ્સંધિ–નિયમો ને દાખલા પૃ. ૨૬૭–૨૭૦. હલ્સંધિ પૃ. ૨૭૧–૨૭૫. વિસર્ગસંધિ પૃ. ૨૭૫–૨૭૭. આન્તરસંધિ પૃ. ૨૭૭–૨૮૧

પ્રકરણ ૨૬મું—સમાસ: પ્રકારાદિ પૃ. ૨૮૧–૩૦૦

સમાસ: વૃત્તિ: સમાસ: અન્વય પૃ. ૨૮૧–૨૮૨. પ્રકારવિગ્રહ પૃ ૨૮૨. દ્વન્દ્વ-પ્રકાર-ઇતરેતર ને સમાહાર; ક્રમ; દેવતાદ્વન્દ્વ; એકશેષ પૃ. ૨૮૨–૨૮૪, તત્પુરુષ: દ્વિતીયાતત્પુરુષ; તૃતીયાતત્પુરુષ; ચતુર્થીતત્પુરુષ; પંચમીતત્પુરુષ; ષષ્ઠીતત્પુરુષ; સપ્તમીતત્પુરુષ; એકદેશી; ઉપપદ, કર્મધારય-ભિન્ન પ્રકાર-મયૂરવ્યંસકાદિ, ઉપમિત, વિશેષણ; દ્વિગુ; પ્રાદિ; નઞ્તત્પુરુષ, મધ્યમપદલોપી; અલુક્સમાસ; અનિયમિત કર્મધારય પૃ. ૨૮૪–૨૯૨. બહુવ્રીહિ–સમાનાધિકરણ, વ્યધિકરણ, તદ્‌ગુણસંવિજ્ઞાન, અતદ્‌ગુણસંવિજ્ઞાન પૃ. ૨૯૨–૯૩. બહુવ્રીહિમાં ગણના-પૂર્વપદ સ હોય એવાની, સંખ્યાવાચક પદોની, કર્મવ્યતિહારની પૃ. ૨૯૩–૯૪. પ્રાદિ બહુવ્રીહિ; નઞ્બહુવ્રીહિ; સમાસાન્ત પ્રત્યય; ત્રિપદી બહુવ્રીહિ પૃ. ૨૯૪–૨૯૫. અવ્યયીભાવ પૃ. ૨૯૫. નિત્ય સમાસ; પૃષોદરાદિ; પારસ્કરાદિ; સુપ્સુપસમાસ પૃ. ૨૯૫–૨૯૬. ફારસીઅરબી શબ્દના સમાસ–

તત્પુરુષ, ઉપપદ, કર્મધારય, બહુવ્રીહિ, દ્વન્દ્વ અવ્યયીભાવ પૃ ૨૯૭-૩૦૦ અન્ય ભાષામાં સમાસ પૃ ૩૦૦

પ્રકરણ ૨૭મું તદ્ધિત પૃ ૩૦૦-૩૧૯

સામાન્ય વિભાગ સંસ્કૃત પ્રત્યય પૃ ૩૦૦—અપત્યાર્થવાચક સમૂહવાચક 'તેનું અધ્યયન કરે છે' 'ત્યાં થયું' એ અર્થમાં, 'તેનું આ,' એ અર્થમાં પૃ ૩૦૦-૩૦૪ નિવાસવાચક 'તેને વિષે સારું' 'તેથી દૂર નહિ' પૃ ૩૦૪ ભાવવાચક ઉકાંતવાચક સ્વામિત્વવાચક પૃ ૩૦૪ ૩૦૭ અભૂતતદ્ભાવ ઈચ્છુકતાવાચક, 'તેને આ થયું છે' પ્રમાણવાચક ઇત્યાદિ પૃ ૩૦૭-૩૦૮ 'તે વહન કરે છે' 'તેને વિષે' કરેલો ગ્રન્થ 'તે કહે છે,' 'તે જેનું પ્રહરણ છે,' ઇત્યાદિ પૃ ૩૦૮ લઘુતાવાચક ક પ્રત્યયના અનેક અર્થ મત્વર્થક પ્રત્યય પૃ ૩૦૯-૩૧૧ સર્વનામ પરથી થતા વિશેષણ તથા અવ્યય સંખ્યાવાચક વિશેષણ પરથી, અવ્યય પરથી પૃ ૩૧૧-૩૧૪ તદ્ભવ તદ્ધિત પ્રત્યય-ભાવવાચક મત્વર્થક લઘુતાવાચક-બીજા પ્રત્યય પૃ ૩૧૩-૩૧૭ ફારસી પ્રત્યય અરબી તદ્ધિત પ્રત્યય પૃ ૩૧૭ ૩૧૯

પ્રકરણ ૨૮મું-કૃત્પ્રત્યય પૃ ૩૧૯

સામાન્ય સંસ્કૃત કૃત્પ્રત્યય કર્તૃવાચક ભાવવાચક કરણાર્થક પૃ ૩૧૯-૩૨૩ કૃત્પ્રત્યય વિશેષણ બનાવનારા—વર્તમાન ભૂત પરોક્ષભૂત, વિધ્યર્થક શક્યતાર્થક પૃ ૩૨૪-૩૨૬ ઉણાદિ પ્રત્યય પૃ ૩૨૭-૩૨૮ તદ્ભવ પ્રત્યય-ભાવવાચક કર્તૃવાચક વિશેષણ બનાવનાર પૃ ૩૨૮-૩૩૦ અરબી પ્રત્યય પૃ ૩૩૦-૩૩૪

પ્રકરણ ૨૯મું-હિન્દ—આર્ય પ્રાકૃત ભાષાઓ ગુજરાતીનું તેમાં સ્થાન પૃ ૩૩૪ ૩૪૨

આર્ય લોકો અને તેમનો ફેલાવો મધ્ય પ્રદેશ મધ્ય દેશ ને આસપાસનો તથા બાહ્ય પ્રદેશ પૃ ૩૩૪-૩૩૬ વિભાગ પાલી પ્રાકૃત, અપભ્રંશ પૃ ૩૩૬ પ્રાકૃત ભાષા વિભાગ પૃ ૩૩૭ સંસ્કૃત ને દેશ્ય શબ્દ દેશી ભાષામાં અન્ય શબ્દો પૃ૦ ૩૩૭-૩૩૮ પશ્ચિમ ને પૂર્વ હિંદી અને તેની બોલીઓ, પ્રાકૃત મા વર્ગ પૃ૦ ૩૩૮ ૩૩૯ ગુજરાતી ને રાજસ્થાની પૃ૦ ૩૪૦ ગુજરાતી,

આર્યેતર બોલીઓ પૃ૦ ૩૪૧. સૌરાષ્ટ્રી પૃ૦ ૩૪૧. લિપિ પૃ૦ ૩૪૧. દેશી ભાષાઓનો મુકાબલો પૃ૦ ૩૪૧–૩૪૨

પ્રકરણ ૨૦મું–શબ્દસિદ્ધિ પૃ૦ ૩૪૩–૩૮૯

ઉપસંહાર; પાલી: વિકાર; સંસ્કૃત: પ્રાકૃત: અપભ્રંશ પૃ૦ ૩૪૩–૩૪૪. સ્વરોના ફેરફાર–'અ'નો અસવર્ણ સ્વર; 'અ'નો 'આ,' 'આ'નો 'અ'; 'અ'નો 'ઓ,' 'ઇ'નો 'અ;' 'ઇ'નો 'ઉ;' 'ઇ'નો 'એ;' 'ઉ'નો 'અ;' 'ઉ'નો 'ઓ;' 'ઉ'નો 'ઓ;' 'ઐ,' 'ઔ'નાં 'એ,' 'ઓ;' 'એ,' 'ઔ'નાં 'ઇવર્ણ,' 'ઉવર્ણ;' સ્વરોનો વ્યત્યય; ઋના ફેરફાર; 'ઋ'નો 'અ' કે 'આ;' 'ઋ'નો 'ઇ,' 'ઋ'નો 'ઉ;' ઉપસર્ગમાં કે અન્ય પદભાગમાં આદિ સ્વર ભાગનો લોપ; ઉપજન પૃ૦ ૩૪૩–૩૫૦. વિદેશીય શબ્દોમાં પણ સ્વરવ્યત્યય ને સ્વરવિપરિણામ પૃ૦ ૩૫૦. સ્વરભારનો નિયમ પૃ૦ ૩૫૦–૩૫૧. અસંયુક્ત વ્યંજનના ફેરફાર–'ક્'નો 'ગ;' 'ચ્'નો 'જ,' [illegible] 'દ્'નો 'ડ,' 'ત્'નો મૂર્ધન્ય 'ટ્'થઈ 'ડ;' 'ત્'નો 'દ,' 'થ,' 'પ્'નો 'વ્'–[illegible] 'મ;' 'દ્'નો 'ડ;' 'ર્'નો 'ર્'કે 'લ;' 'ન'નો 'ણ,'–'લ્'નો 'ન;' [illegible] 'સ્'નો 'છ;' 'મ્'નો 'વ્' પૃ૦ ૩૫૧–૩૫૫. દન્ત્ય વ્યંજનનાં મૂર્ધન્ય [illegible] મૂર્ધન્યનો દન્ત્ય; પૃ૦ ૩૫૫–૩૫૭. વ્યંજનોનો લોપ–અનાદિ ક, ગ, [illegible] ત, દ, પ, યૂ, વનો પૃ૦ ૩૫૭–૩૬૦. અન્તઃસ્થના ફેરફાર–'ય્' [illegible] 'ર' લોપાતો નથી; 'લ્'નો 'ર' 'વ્'નો 'ઉ;' 'વ્'નો લોપ; 'વ્'નો [illegible] ૩૬૦–૩૬૧. 'ખ,' 'ઘ,' 'થ,' 'ધ,' ને 'ભ'નો 'હ'–'ધ,' 'થ,' [illegible] પૃ૦ ૩૬૧–૩૬૩. 'શ,' 'ષ'નો 'સ;' 'શ'નો 'છ;' [illegible] ૩૬૪. અલ્પપ્રાણનો મહાપ્રાણ; અનુસ્વારનો ઉમેરો; [illegible] ફેરફાર પૃ૦ ૩૬૪–૩૬૫. સંયુક્ત વ્યંજનના ફેરફાર–[illegible], નિર્બળ-નિયમો પૃ૦ ૩૬૫–૩૬૭. ઊષ્માક્ષરવાળા મિશ્ર [illegible] સંયોગ–સ્ક, ષ્ક, શ્ર, સ્ત, ષ્ટ, સ્થ, ષ્ઠ, ષ્પ, સ્પ, ષ્ક, ષ્ણ, સ્મ, ષ્મ, ક્ષ પૃ૦ ૩૬૭–૩૭૦. અન્તઃસ્થવાળો મિશ્ર સંયોગ પૃ૦ ૩૭૦–૩૭૨. નિર્બળ સંયોગ પૃ૦ ૩૭૨–૩૭૩. અર્વાચીન તદ્ભવ પૃ૦ ૩૭૩. ઉપસંહાર–મહાસંસ્કૃત; બ્રાહ્મણના સમયની ભાષા; ભાષ્યકારના સમયની ભાષા પૃ૦ ૩૭૪–૩૭૫. પાલી: ભાષાવિકારના નિયમો પૃ૦ ૩૭૬–૩૭૯. પ્રાકૃત: વિકારો પૃ૦ ૩૭૯–૩૮૦. અપભ્રંશ: પ્રત્યયોના વિકાર પૃ૦ ૩૮૦–૩૮૨. સંસ્કૃત: પ્રાકૃત: અપભ્રંશ; અર્વાચીન તદ્ભવ પૃ૦ ૩૮૨–૩૮૩. દેશી ભાષાઓ: મુખ્ય વિકારો, વગ પૃ૦ ૩૮૩–૩૮૪. પ્રત્યયોમાં વિકાર પૃ. ૩૮૫. રાગ અને અર્થ

તત્પુરુષ, ઉપપદ, કર્મધારય, બહુવ્રીહિ, દ્વન્દ્વ, અવ્યયીભાવ પૃ ૨૯૭-૩૦૦ અન્ય ભાષામા સમાસ પૃ ૩૦૦

પ્રકરણ ૨૭મું-તદ્ધિત પૃ ૩૦૦-૩૧૯

લક્ષણ વિભાગ સસ્કૃત પ્રત્યય પૃ ૩૦૦-અપત્યાર્થવાચક સમૂહવાચક, 'તેનું અધ્યયન કરે છે,' 'ત્યા થયનુ એ અર્થમા, 'તેનુ આ,' એ અર્થમા પૃ ૩૦૦-૩૦૪ વિકારવાચક, 'તેને વિષે સાધુ' 'તેથી દૂર નહિ' પૃ ૩૦૪ ભાવવાચક, ઉત્કર્ષવાચક સ્વામિત્વવાચક પૃ ૩૦૫-૩૦૭ અભૂતતદ્ભાવ, ઈષન્યૂનતાવાચક, 'તેને આ થયું છે' પ્રમાણવાચક, સ્વાર્થિક પૃ ૩૦૭-૩૦૯ 'તે વહન કરે છે' 'તેને વિષે' કરેલો ગ્રન્થ, 'તેણે કહેલુ,' 'તે જેનુ પ્રકરણ છે,' ઇત્યાર્થક પૃ ૩૦૯ લઘુતાવાચક क પ્રત્યયના અનેક અર્થ, પરચુરણ પ્રત્યય પૃ ૩૦૯-૩૧૧ સર્વનામ પરથી થયેલા વિશેષણ તથા અવ્યય સખ્યાવાચક વિશેષણ પરથી, અવ્યય પરથી પૃ ૩૧૧-૩૧૪ તદ્ભવ તદ્ધિત પ્રત્યય-ભાવવાચક મત્વર્થક, લઘુતાવાચક-એવડા પ્રત્યય પૃ ૩૧૩-૩૧૭ ફારસી પ્રત્યય, અરબી પ્રત્યય પૃ ૩૧૭-૩૧૯

[illegible] ૨૮મું-કૃત્પ્રત્યય પૃ ૩૧૯

લક્ષણ — —

વાક્યપૃથક્કરણ [illegible] પ્રત્યય-કર્તૃવાચક, ભાવવાચક, કરણાર્થક પૃ ૩૧૯-૩૨૩ [illegible] વર્તમાન, ભૂત, પરોક્ષભૂત, નિશ્ચયાર્થક, શીલાર્થ

પ્રકરણ ૩૫મું-વિરામચિહ્ન [illegible] ૩૨૭-૩૨૮ તદ્ભવ પ્રત્યય-ભાવવાચક

વિરામચિહ્નના પ્રયોગનું મૂળ [illegible] અરબી પ્રત્યય પૃ ૩૩૦-૩૩૧ પ્રશ્નાર્થ, ઉદ્ગારવાચક ચિહ્ન પૃ ૪૧૪-૪૧[illegible] [illegible] અર્ધવિરામ પૃ ૪૧૮ મહાવિરામ પૃ ૪૧૮-૪૧૯ ગુજરાતીનુ તેમા સ્થાન ૪૧૯-૪૨૦ કૌંસ ૪૨૦ અવતરણચિહ્ન પૃ ૪૨૦-૪૨૧

પ્રકરણ ૩૬મું-ભાષાશૈલી પૃ ૪૨૧-૪૨૫ આસ

સૂચના અને નિયમ-શૈલી વિષયને અનુસારી સરળતા, માધુર્ય, શિષ્ટતા, સ્વાભાવિકતા, વિશદતા, અને અસદિગ્ધતા પર લક્ષ રાખવુ દોષો પરિહરવા પૃ ૪૨૧-૪૨૨ માધુર્ય અને સ્વાભાવિક શૈલી પૃ ૪૨૨ શિષ્ટ પુરુષની ભાષા [illegible] વિશદ શૈલી, એકધારી ભાષા, પ્રસિદ્ધ શબ્દો ને અલકાર પૃ ૪૨૩.

સાદી, સંક્ષિપ્ત, અને ચોકસ શૈલી; વિદેશીય શૈલીનું અનુકરણ; ઉપસંહાર પૃ. ૪૨૪-૪૨૫

પ્રકરણ ૩૭મું-ભાષાશુદ્ધિ: તત્સમ શબ્દના સામાન્ય દોષ પૃ. ૪૨૫-૪૪૧.

તત્સમ શબ્દની જોડણી પૃ. ૪૨૫-૪૨૬. સંસ્કૃત તત્સમ શબ્દના દોષની યાદી પૃ. ૪૨૬-૪૩૫. ફારસીઅરબી શબ્દની યાદી પૃ. ૪૩૬-૪૪૧

પ્રકરણ ૩૮મું—શબ્દો છૂટા પાડવા: જોડણી પૃ. ૪૪૧-૪૬૧

વિષય: તેની અગત્ય અને તે વિષે વિપ્રતિપત્તિ પૃ. ૪૪૧-૪૪૨. લીટીને અન્તે શબ્દ તોડવાના નિયમ પૃ. ૪૪૨-૪૪૪. શબ્દો છૂટા પાડવાની અગત્ય: નિયમો પૃ. ૪૪૪-૪૪૫. જોડણીના નિયમ ઉચ્ચારને કે વ્યુત્પત્તિને આધારે? પૃ. ૪૪૫-૪૪૬. કેવળ ઉચ્ચારને આધારે જોડણી નક્કી કરાતી નથી તેનાં કારણ; અકાર ક્યાં શાન્ત છે? પૃ. ૪૪૬-૪૪૭. કેટલાક જિલ્લામાં એકાર, ઓકારનો પહોળા ઉચ્ચાર તથા અમુક વર્ણના બે ઉચ્ચાર; કેટલાક શબ્દના ઉચ્ચારમાં ને વ્યુત્પત્તિમાં હકાર; અપભ્રંશ ને જૂ. ગુ.માં હકાર પૃ. ૪૪૭-૪૫૦. ઇકાર, ઉકારના હ્રસ્વદીર્ઘ ઉચ્ચારનો નિર્ણય કઠિન પૃ. ૪૫૦. જોડણીના નિયમ નક્કી કરવામાં લક્ષમાં રાખવા યોગ્ય તત્ત્વ પૃ. ૪૫૦. જોડણીના નિયમ પૃ. ૪૫૦-૪૬૧.

પ્રકરણ ૩૯મું—પ્રબન્ધ: પ્રકાર: કાવ્યવિચાર પૃ. ૪૬૧-૪૭૫

ગદ્ય, પદ્ય, અને મિશ્ર; પદ્ય અને કાવ્ય પૃ. ૪૬૧. કાવ્યનું લક્ષણ પૃ. ૪૬૧-૪૬૩. સાહિત્યનું ઉત્તમ અંગ પૃ. ૪૬૩. પ્રસાદ આવશ્યક; કૃત્રિમ ને ક્લિષ્ટ પદ્ય કાવ્ય નથી પૃ. ૪૬૩-૪૬૪. કેવા ગુણથી કવિ થવાય? પૃ. ૪૬૪. રસ: રસનું સ્વરૂપ પૃ. ૪૬૪-૪૬૬. દોષ: સ્વરૂપ ને પ્રકાર પૃ. ૪૬૬-૪૬૮. ગુણ પૃ. ૪૬૮-૪૬૯. ગુણોનાં વ્યંજક-વર્ણ, સમાસ, ને રચના પૃ. ૪૬૯. અલંકાર; ગુણ ને અલંકારનો ભેદ પૃ. ૪૬૯-૪૭૦. શરીરસંપત્તિ ને કાવ્યસંપત્તિ. રીતિ-વૃત્તિ; શય્યા; પાક પૃ. ૪૭૦-૭૧. રીતિ ને વૃત્તિ પૃ. ૪૭૧-૭૨; તાત્પર્ય શય્યા; પાક પૃ. ૪૭૨-૭૪. રસ અને ભાવ; સાત્ત્વિક ભાવ, રસાભાસ ને ભાવાભાસ પૃ. ૪૭૪-૭૫. અલંકાર; પ્રકાર; શબ્દાલંકાર; અર્થાલંકાર પૃ. ૪૭૫. ઉપમા; પૂર્ણોપમા; લુપ્તોપમા પૃ. ૪૭૬-૭૭. રૂપક પૃ. ૪૭૭-૭૮. અનન્વય: ઉપમેયોપમા;

પરસ્પરોપમા, પ્રતીપ પૃ ૪૭૮-૭૯ વ્યતિરેક પૃ ૪૮૦ અર્થાન્તરન્યાસ પૃ ૪૮૦-૮૧ ઉત્પ્રેક્ષા પૃ. ૪૮૧-૪૮૨ શ્લેષ પૃ ૪૮૨ પરિસંખ્યા પૃ ૪૮૨-૪૮૩ દૃષ્ટાન્ત પૃ. ૪૮૩-૪૮૪ અતિશયોક્તિ પૃ ૪૮૪-૮૭ નિદર્શના પૃ ૪૮૭-૪૮૮ વ્યાજસ્તુતિ પૃ ૪૮૮ વિષમ પૃ ૪૮૮ સહોક્તિ, વિનોક્તિ પૃ ૪૮૯ વિરોધાભાસ પૃ ૪૮૯ અપ્રસ્તુતપ્રશંસા પૃ ૪૯૦ સ્વભાવોક્તિ પૃ ૪૯૦-૯૧ આક્ષેપ પૃ ૪૯૧ અપહ્નુતિ પૃ ૪૯૧ દૃશ્ય અને શ્રવ્ય પૃ ૪૯૨ વસ્તુ પ્રકાર પૃ ૪૯૨ નાયકના પ્રકાર પૃ ૪૯૨-૯૩ નાટક, સંધિ પૃ ૪૯૩-૪૯૪ નાટ્ય નૃત્ય, નૃત્ત પૃ ૪૯૪ પ્રકરણ પૃ ૪૯૪ શ્રવ્ય કાવ્ય, પ્રકાર, મહાકાવ્ય, ખંડ કાવ્ય પૃ ૪૯૪-૯૫ કથા અને આખ્યાયિકા પૃ ૪૯૫ ચમ્પૂ, બિરુદ પૃ ૪૯૫

પ્રકરણ ૪૭મું વૃત્તવિચાર પૃ ૪૯૬-૫૦૭

વૃત્ત છન્દ, છન્દના ભાગ, વૃત્ત અને જાતિ પૃ ૪૯૬ ગણ પૃ ૪૯૭ ચોપાઈ દોહરો, છપ્પો પૃ ૪૯૭-૪૯૮ મરણાકુલ પ્લવંગમ મહીદીપ, ગઝલ પૃ ૪૯૮-૪૯૯ ઉધોર, હરિગીત, દોધક પૃ ૫૦૦ સવૈયા એકત્રીસા, ઝુલણા, કુંડળીઆ પૃ ૫૦૦-૫૦૧ મનહર પૃ ૫૦૧ આર્યા પૃ ૫૦૧-૫૦૨ અનુષ્ટુભ્ પૃ ૫૦૨ પ્રમાણિકા, ઇન્દ્રવજ્રા, ઉપેન્દ્રવજ્રા, ઉપજાતિ પૃ ૫૦૨-૫૦૩ દોધક, લલિત, દ્રુતવિલંબિત પૃ ૫૦૩ મોતિદામ, તોટક, ભુજંગી પૃ ૫૦૩-૫૦૪ નારાચ પૃ ૫૦૪ વસન્તતિલકા પૃ ૫૦૪ માલિની પૃ ૫૦૪ મન્દાક્રાન્તા પૃ ૫૦૪ હરિણી પૃ ૫૦૪ શિખરિણી પૃ ૫૦૫ શાર્દૂલવિક્રીડિત પૃ ૫૦૫ સ્રગ્ધરા પૃ ૫૦૫ વૈતાલીય, પુષ્પિતાગ્રા પૃ ૫૦૫-૫૦૬ માત્રાસમક, પાદાકુલક પૃ ૫૦૬

ટિપ્પણી પૃ ૫૦૭-૫૧૮

વર્ણક્રમાનુસારી સૂચી પૃ ૫૧૯-૫૬૪

શબ્દવ્યુત્પત્તિદર્શક સૂચી પૃ ૫૬૫-૫૭૬

મુખ્ય ભૂલોનું શુદ્ધિપત્રક ૫૭૭-૮૦



# ગુજરાતી ભાષાનું બૃહદ્ વ્યાકરણ

## પ્રકરણ ૧લું

### ભાષા: ઉત્પત્તિ અને વિકાસ

**વ્યક્ત ભાષા**--વ્યક્ત ભાષા બોલવાની શક્તિ એ મનુષ્યત્વનું એક ખાસ લક્ષણ છે. ઇતર પ્રાણીઓ પોતાની લાગણી અનેક પ્રકારના અવાજથી દર્શાવી શકે છે; પરંતુ એ અવાજ મનુષ્યના શબ્દ જેવો સ્પષ્ટ નથી.

**ભાષાની ઉત્પત્તિ અને વિકાસ**--કળી ન શકાય એવી દરેક ગૂઢ બાબતને દિવ્ય માનવાનો પ્રચાર પ્રાચીન સમયથી ચાલ્યો આવે છે. જેમ જેમ કેળવણીની વૃદ્ધિ થાય છે તેમ તેમ એવી ઘણી ગૂઢ જણાતી બીનાઓનાં કારણ સમજાય છે એટલે તે દિવ્ય ગણાતી બંધ થાય છે. આ નિયમને અનુસારે, ભાષાની ઉત્પત્તિને પ્રાચીન પ્રજાઓ દિવ્ય માનતી; પરંતુ કાલક્રમે, જેમ બધી વસ્તુઓમાં કાર્યકારણભાવનો સંબંધ છે તેમ ભાષાની ઉત્પત્તિમાં પણ છે એમ સમજાવા માંડ્યું. મનુષ્યના મનમાં પ્રથમ વિચાર ઉત્પન્ન થયા—જે જે પદાર્થ તેના જોવામાં આવ્યા તે તે પદાર્થના સંસ્કાર તેના મન પર પડ્યા—અને તે વિચાર પછી ભાષાદ્વારા બહાર નીકળ્યા. ઉત્ક્રાન્તિવાદના સિદ્ધાન્ત પ્રમાણે જેમ જંગલી પ્રાણીની અવસ્થામાંથી ક્રમે ક્રમે સુધરી મનુષ્ય હાલની સ્થિતિએ પહોંચ્યો, તેમ તેનો ધ્વનિ પ્રથમ ગુંચવણભરેલો હતો તે ધીમે ધીમે સુધરતો ગયો. મનુષ્યના શરીરના બંધારણમાંજ ભાષાનું બીજ રહેલું છે એમ સમજીએ તો આપણે કબૂલ કરવુંજ પડશે કે જેમ જેમ તેની મગજશક્તિ અને ઉચ્ચારના અવયવોનો વિકાસ થતો ગયો તેમ તેમ તેની ભાષામાં સુધારો થતો ગયો. આ પ્રમાણે જેમ જેમ નીચ પ્રાણીમાંથી ક્રમે ક્રમે વિકાસ

પામતા મનુષ્યનુ સ્વરૂપ બધાતું ગયુ તેમ તેમ તેની ભાષા પણ વધારે વધારે સ્પષ્ટ થતી ગઈ અને ખીલવા માંડી જગલી પ્રદેશના વાનર જેવા મનુષ્ય નગ્ન સ્થિતિમા પોતાનાજ જેવી જગલી સ્ત્રીઓની સાથે હાથમા ચકમક લઈ જગલમા ફરતા અને આહારને અર્થે કોઈ વનસ્પતિ શોધતા ત્યારે તેમને ભાષાની બહુ જરૂર નહોતી તેમનામા આનન્દનો કે શોકનો કોઈ આવેશ આવતો કે તેઓ તરત જ કુદરતની પ્રેરણાથી કંઈક નિશાનીથી કે હર્ષશોકના ઉદ્ગારથી—બૂમથી તે આવેશ દર્શાવતા આરભમા ક્ષુધા, તૃષા, હર્ષ, શોક, આશ્ચર્ય, અને એવી એકાએક થઈ આવતી બીજી લાગણીઓ દર્શાવવા માટે વ્યવસ્થિત ભાષાની તેમને કંઈ જરૂર નહોતી પરતુ જેમ જેમ તેમની સ્થિતિ સુધરતી ગઈ, તેઓ વસ્તુઓનુ નિરીક્ષણ કરતા ગયા અને તેના ધર્મો વિચારવા લાગ્યા, જે જે પદાર્થમા મુખ્ય ધર્મ સરખા જોયા તે તે પદાર્થના જુદા જુદા વર્ગ બાધતા ગયા, એક વર્ગના પદાર્થને અન્ય વર્ગના પદાર્થથી ઓળખતા ગયા, તેમના મન પર પ્રત્યક્ષ જ્ઞાનથી થયેલા સસ્કાર સદૃશ વસ્તુના દર્શન કે શ્રવણથી જાગ્રત્ થતા ગયા અને એ રીતે તેમની સ્મરણશક્તિ કેળવાતી ગઈ, તેમ તેમ ભાષાની વધારે વધારે જરૂર પડતી ગઈ વળી તેમના મનમા જે વિચાર ઉદ્ભવ્યા તે અન્યને દર્શાવવાની જ્યાસુધી જરૂર પડી નહિ ત્યાસુધી ભાષાની બહુ જરૂર પડી નહિ, માટે ઘર, કુટુબ, અને સમાજના બધારણમાજ ભાષાની ઉત્પત્તિનુ બીજ રહેલુ છે આરભમા ભાષા ગુચવણભરેલી, બદલાતી, અને અનિશ્ચિત હતી, તે ક્રમે ક્રમે ટેવના બળથી સ્પષ્ટ, સ્થિર, અને નિશ્ચિત થતી ગઈ

**ભાષા અને અગ્નિની શોધ**—કેટલાક વિદ્વાનો ભાષાની ઉત્પત્તિને અગ્નિની શોધની સાથે સબધ છે એમ કહે છે અગ્નિની શોધથી આશ્ચર્ય પામી ચૂલાની આસપાસ બેઠેલા માણસોએ પોતાની આશ્ચર્યની લાગણી પરસ્પર પ્રત્યે ચેષ્ટા અને બૂમો વડે દર્શાવવા પ્રયત્ન કર્યા હશે અને તેમના મુખમાથી અનેક પ્રકારના ધ્વનિ નીકળ્યા હશે આ પ્રમાણે આકસ્મિક રીતે શબ્દોનો આવિર્ભાવ

થયો એમ એ વિદ્વાનોનું માનવું છે. પછી એકજ વસ્તુ કે વિચાર દર્શાવવા એકજ શબ્દ વાપરી તેઓ પોતાના વિચાર પરસ્પર સમજાવવા ગયા. જંગલી લોકોની વાણી અવ્યાકૃત-સ્પષ્ટતા અને વિકાસ વગરની-અને અપૂર્ણજ હોય છે, તેથી તેમને ચેષ્ટાની મદદ લેવી પડે છે અને તેમ કરે છે ત્યારે તેઓ એક બીજાને પોતાનો ભાવ સમજાવી શકે છે.

**વાણીની દિવ્યતા**—વાણીની મહત્તા અને આવશ્યકતાને લીધેજ જુદી જુદી પ્રજાઓ વાણીને દિવ્ય માને છે. શબ્દબ્રહ્મના પ્રકાશ વગર જગત્‌માં સર્વત્ર અજ્ઞાનરૂપ અંધકાર પ્રસરત એમ દંડી કવિ વર્ણવે છે.

**શબ્દના પ્રકાર**—શબ્દના બે પ્રકાર છે, ધ્વનિમય અને વર્ણમય. પશુઓનો શબ્દ ધ્વનિમય અને આપણો વર્ણમય છે. કુતરા, બિલાડા, ઘોડા, બળદ, ઘેટાં, દેડકા, કાચબા, અને કાગડાના બોલવામાં સ્વરો, શુદ્ધ અને સંકીર્ણ, હ્રસ્વ કે દીર્ઘ, અનુનાસિક કે અનનુનાસિક, ઓળખી શકાય છે. એમના શબ્દોમાંથી બધા સ્વરો એકઠા કરી શકાય છે. વળી પ્રાણીઓના શબ્દોમાં કેટલાક સુસવાટ ને ધુત્કારાનો અવાજ ઘણા સામાન્ય છે. ખરાં વ્યંજન, એટલે અન્તઃસ્થ સિવાય બધાં વ્યંજન, બાતલ કરતાં તમામ વર્ણ પ્રાણીના અવાજમાં જોવામાં આવે છે.

**પ્રાણી અને વ્યંજનના ઉચ્ચાર**—એકલા મનુષ્યજ વ્યંજનનો ઉચ્ચાર કરી શકે છે. કોઈ કહેશે કે ઘણાં પ્રાણીઓ અને પક્ષીઓના ઉચ્ચારમાં વ્યંજન જોવામાં આવે છે. કાગડાઓ કાકા કરે છે અને ઘેટાં બેંબેં કરે છે. આ ઉચ્ચારમાં વ્યંજન છે એમ લાગે છે; પરંતુ એ ઉચ્ચારમાં વ્યંજન નથી. કાગડા કાકા નથી કરતા અને ઘેટાં બેંબેં નથી કરતાં. પરંતુ એ વ્યંજનને મળતા વર્ણ તેઓ ઉચ્ચારે છે. તેઓ વ્યક્ત ધ્વનિને એટલે વર્ણને મળતો અવાજ કરે છે; પરંતુ વર્ણનો ઉચ્ચાર કરી શકતાં નથી એમ કેટલાક ભાષાશાસ્ત્રીઓનું માનવું છે.

**ભાષાનું મૂળ ધ્વનિ**--ભાષાનું મૂળ ધ્વનિ-બૂમ છે. પ્રાણિમાત્રમાં તે જોવામાં આવે છે. મનુષ્યમાં અને ઊંચી જાતનાં ઇતર પ્રાણીઓમાં ધ્વનિ એક સ્વતન્ત્ર ઉચ્ચાર તરીકે રહેલો છે. અમુક લાગણી દર્શાવવા તે સ્વાભાવિક રીતેજ નીકળી આવે છે. કેટલાક ભાવ ને થોડાક વિચાર દર્શાવવા માટે એ ધ્વનિ પૂરતો છે.

**પ્રાણી અને ધ્વનિ**—નીચલાં પ્રાણીમાં તેમજ ઉપલાં પ્રાણીમાં બાલ્યાવસ્થામાં એકજ જાતનો ધ્વનિ નીકળે છે. નવું જન્મેલું બાળક એવો એકજ સાદ કાઢે છે.

એકના એક અવાજને જારી રાખવો, તેની પુનરુક્તિ કરવી, તેને ઊંચોનીચો કરવો-આ જુદી જુદી લાગણીઓ દર્શાવવાના આરંભના પ્રયત્ન છે. ઘાંટામાં ફેરફાર કરવાથી ઉચ્ચારસ્થાન કેળવાય છે. આ પ્રમાણે હર્ષ કે શોકના પ્રકાર, તૃષ્ણા, ભય, આરોગ્ય, રોગ, ક્ષુધા, તૃષા, ગરમીના ઓછાવત્તા અંશ-એ બધું અવાજથી દર્શાવી શકાય છે.

આપણે જોઈએ છીએ કે કુતરા પોતાના અવાજથી લાગણી સ્પષ્ટ રીતે જણાવી શકે છે. તે પોતાના મિત્રને શત્રુથી કે અજાણ્યાથી ઓળખી કાઢે છે ને એ જ્ઞાન શબ્દથી સૂચવે છે. તે મિત્ર પ્રત્યે આવકારના ધ્વનિ અને શત્રુ પ્રત્યે ત્રાસ અને ભયના ધ્વનિ કરે છે તે સ્પષ્ટ સમજી શકાય છે. તે આપણને ચેતવે છે, બહાર જવાની ઇચ્છા દર્શાવે છે, અને આપણો ઉપકાર માને છે. એ રીતે તે ઘણી લાગણીઓ ધ્વનિમાત્રથી કે ચેષ્ટા સાથે ધ્વનિથી ખુલ્લી કરે છે. પોતાની પાસે સંતાપકતો માલુમ આવે તો તે ઊંઘમાં પણ ભસે છે.

**ધ્વનિ અને કેવળપ્રયોગી અવ્યય**—ઘણી ભાષામાં કેવળપ્રયોગી અવ્યય સામાન્ય છે-Ah! Oh! Eh!-આ! ઓ! એ! હર્ષ, શોક, ભય, ઇચ્છા, શંકા—એવી લાગણીઓથી એ અવ્યય ઉત્પન્ન થયાં છે અને એ લાગણી દર્શાવવા હજી પણ પૂરતાં છે.

પ્રાણીઓના અવાજથી તેમનામાં તર્કશક્તિ ને સ્મરણશક્તિ છે એમ આપણે ધારીએ છીએ. જેમ જેમ મનુષ્યની માનસિક શક્તિનો વિકાસ વધતો ગયો અને જરૂરીઆતો વધતી ગઈ, તેમ તેમ એ અવાજના સ્વરૂપમાં ફેરફાર થતો ગયો. આરંભમાં એ ધ્વનિ કેવળ-પ્રયોગી અવ્યયના સ્વરૂપમાં હતા, તેને બદલે તેમાં અક્ષરો ઉમેરાઈ મોટા શબ્દ બન્યા.

'અ', 'ઇ,' અને 'ઉ' જેવા સાદા વર્ણ માત્ર ઉદ્‌ગારરૂપ છે; પરંતુ બધી ઈંડો-યુરોપીઅન ભાષામાં તેમાંથી ઘણા શબ્દ બન્યા છે. હ્રસ્વદીર્ઘના ભેદથી, સંમીલનથી, અને એવી બીજી રીતે તેનાં કેટલાંક સર્વનામ અને ક્રિયાપદ બન્યાં છે. તે ગતિ, સ્થળ, અભાવ, વગેરે દર્શાવે છે.

**શબ્દનો દ્વિર્ભાવ**—વળી પ્રાણીઓમાં અને આપણામાં બાળકોમાં શબ્દનો દ્વિર્ભાવ કરવાની આસિયત જોવામાં આવે છે. કોઈ શબ્દ પર ભાર મૂકવો હોય તો આપણે તેનો દ્વિર્ભાવ કરીએ છીએ—બે વાર ઉચ્ચારીએ છીએ કે તેને લંબાવીએ છીએ. જા જા, આવ આવ, દૂર દૂર, પપા (પાપા), મામા, દાદા—આવા શબ્દ ઘણી ભાષામાં જોવામાં આવે છે. સંસ્કૃતમાં ત્રીજા ગણના તમામ ધાતુઓમાં દ્વિર્ભાવ થાય છે; તેમજ ઇચ્છાવાચક રૂપમાં અને પૌન:પુન્યવાચક—ક્રિયા વારંવાર થાય છે એવું બતાવનાર-રૂપમાં પણ ધાતુનો દ્વિર્ભાવ થાય છે.

આવી અનેક રીતે એકાક્ષરી શબ્દમાં વૃદ્ધિ થાય છે. ચીની ભાષામાં ૨૭,૦૦૦ એકસ્વરી શબ્દ છે. બીજી ભાષાઓમાં બીજી યુક્તિઓ વપરાઈ છે. એકસ્વરી શબ્દનો વધારો કરવાને એક બીજા સાથે શબ્દો જોડવામાં આવ્યા છે. જોડાયલા શબ્દ પ્રત્યયરૂપ બન્યા છે. આથી વ્યાકરણનાં રૂપની વૃદ્ધિ થતી ગઈ છે.

**ધ્વનિ અને ભાષાનો વિકાસ**—આ પ્રમાણે ભાષામાત્રનું મૂળ ધ્વનિમાં છે. પશુ, પક્ષી, વાનર, અને મનુષ્યના અવાજમાં ઘણું

સાદૃશ્ય છે. પશુનો ધ્વનિ જેમ અવ્યક્ત છે તેમ મનુષ્યનો પણ આરંભમાં તેવોજ હતો અને બાલ્યાવસ્થામાં હજી પણ તેવોજ હોય છે. એ અવ્યક્ત ધ્વનિમાંથી વિકાસ પામી મનુષ્યની ભાષા બંધાઈ છે. પશુઓ બૂમ પાડતાં જે અવાજ કરે છે તે કેળવાયાથી ને વિકાસ પામવાથી તેનાં, આદેશસૂચક, અન્તરસૂચક, સંખ્યાસૂચક, પુરુષત્વ-સૂચક, કે સ્ત્રીત્વસૂચક નામ, દર્શક સર્વનામ, કે અવ્યય બન્યાં છે. ભાવસૂચક ધ્વનિ એથી પણ વધારે અગત્યનો છે. એ ધ્વનિ અનેક લાગણીઓ સાથે જોડાયલો છે અને તેની સાથે અંગચેષ્ટા મળવાથી તે અમુક ક્રિયા કે એક સ્થિતિમાંથી અન્યમાં આવવું એવો અર્થ સૂચવે છે. વ્યાકરણમાં આ કામ ક્રિયાપદ કરે છે.

એ દર્શક સર્વનામની વચ્ચે ક્રિયાપદ આવવાથી સાદા વાક્યનું બીજ રોપાય છે. અવાજથી પ્રાણીઓ જાણે નીચે પ્રમાણે વાક્ય બોલતાં ન હોય એવું જણાય છે—

આ (કાંટો) એ (શરીરના ભાગને) ઓ! (દુઃખ દે છે),

એ (ખોરાક) આ (પેટને) આ! (આનન્દ આપે છે).

આમ બોલવાના ને લાગણીના ધ્વનિથી પ્રાણીઓ વાક્ય બનાવી ભાષા વાપરતાં ન હોય એમ જણાય છે આવે સ્થળે દર્શક સર્વનામને બદલે વસ્તુનાં નામ અને ભાવને બદલે ક્રિયાપદ વાપરીએ એટલે સાદાંમા સાદા વાક્ય બને છે

**અનુકરણશબ્દ**—વળી પ્રાણીઓના અવાજને અને અચેતન કુદરતના અવાજને અનુસરતા અવાજથી ભાષામાં ઘણા શબ્દ બને છે, તે <u>અનુકરણશબ્દ</u> કહેવાય છે ફડફડાટ, બડબડ, ચપચપ, ધણધણ, લપલપાટ, વગેરે એવા દાખલા છે

**ઉપસંહાર**—આ ઉપરથી સમજાશે કે પ્રાણીના અવાજોમાં ભાષાનાં બે અગત્યનાં મૂળ તત્ત્વ જોવામા આવે છે—૧. એક ધ્વનિ

કુદરતી રીતે એની મેળેજ નીકળે છે; કંઇક જોઇએ છે કે કંઇક લાગણી થાય છે એમ એ બતાવે છે; અને ૨. પ્રાણીઓ પોતાની ઇચ્છાથી જે ધ્વનિ બહાર કાઢે છે તે. એ ધ્વનિ કોઈને બોલાવવું હોય અને ચેતવણી કે ધમકી આપવી હોય ત્યારે તેઓ વાપરે છે.' બીજાં પ્રાણીઓ કરતાં મનુષ્યનાં ઉચ્ચારસ્થાન ને મગજ વધારે વિકાસ ને સંસ્કાર પામી શકે એવાં છે; તેથી એ બે જાતના ધ્વનિમાંથી તેણે ભાર મૂકીને, દ્વિર્ભાવ કરીને, ઘાંટામાં અનેક રીતનો ફેરફાર કરીને વિચિત્ર પ્રકાર ઉત્પન્ન કર્યા. ચેતવવાના અને બોલાવવાના ધ્વનિમાં દર્શક ધાતુનું બીજ રહેલું છે; તેમાંથી સંખ્યાવાચક, જાતિવાચક, અને અન્તરવાચક શબ્દ બન્યા છે. ભાવવાચક ધ્વનિ અને દર્શક શબ્દ ભેગા થઈ સાદાં વાક્ય બન્યાં છે અને એ ધ્વનિમાંથી ક્રિયાપદ ઉદ્દભવ્યાં છે. અચેતન કુદરત તેમજ પ્રાણીના ધ્વનિના અનુકરણથી પદાર્થનાં નામ, ખાસ ક્રિયાપદ, અને કૃદન્ત બન્યાં છે. આ પ્રમાણે આરંભમાં પ્રજાનો શબ્દકોષ બને છે. સાદૃશ્ય જોઈ શબ્દ વાપરવાથી, આખા વર્ગને લાગુ પડે એવા જાતિવાચક શબ્દ બનાવવાથી, અને બુદ્ધિનો ઉપયોગ કરી કેટલાક શબ્દોને પ્રત્યયો જેવા ગણી તે વડે અને ઉપસર્ગ વડે અનેક નવા શબ્દ ઘડવાથી વૈયાકરણ જેને પદચ્છેદ કહે છે તેવો પદોનો સંપૂર્ણ વર્ગ માણસ બનાવે છે અને જરૂરીઆત પ્રમાણે શબ્દકોષમાં વૃદ્ધિ કરે છે.

---

## પ્રકરણ ૨જું

### ભાષા: પ્રકાર

પ્રકાર—ભાષાના બંધારણ પ્રમાણે ચાર પ્રકાર થાય છેઃ—૧. પ્રત્યયરહિતા; ૨. સમાસાત્મિકા; ૩. પ્રત્યયાત્મિકા; અને ૪. પ્રત્યયલુપ્તા.

૧. પ્રત્યયરહિતા—આ પ્રકારની ભાષામાં પૂર્વગ કે પ્રત્યય નથી. તેમજ જુદા જુદા પદચ્છેદ માટે જુદાં જુદાં પદ નથી. એકનું એક પદજ સ્થાન પ્રમાણે નામ, વિશેષણ, ક્રિયાપદ, વગેરે બને છે. ધાતુઓજ

કંઈ પણ ફેરફાર વિના પદ તરીકે વપરાય છે. બધા શબ્દ એકસ્વરી છે. શબ્દને પ્રત્યય લાગતા નથી અને તેના વાક્ય બને છે ત્યારે એકજ શબ્દ વાક્યમા સ્થળ પ્રમાણે નામ, ક્રિયાપદ, કે વિશેષણ તરીકે ગણાય છે આ કારણથી એ પ્રકારની ભાષા પ્રત્યયરહિતા, એકસ્વરી, કે ક્રમાનુસારિણી કહેવાય છે

ચીની ભાષા આ પ્રકારમા આવે છે એમા પ્રત્યેક શબ્દ એક-સ્વરી હોય છે, તેથી એ પ્રકાર ઉપર દર્શાવ્યા પ્રમાણે એકસ્વરી કહેવાય છે કંઈ પણ ફેરફાર વગર એકનો એક શબ્દ નામ, ક્રિયાપદ, વિશેષણ, ક્રિયાવિશેષણ, કે અવ્યય તરીકે વપરાય છે એ ભાષામા એકજ શબ્દના અનેક અર્થ થાય છે જેમકે, 'ટાઓ'નો અર્થ–ફાડવુ, પહોંચવુ, ઢાંકવુ, વાવટો, અનાજ, રસ્તો, વગેરે થાય છે, તેમજ 'લુ'નો અર્થ–રત્ન, ઝાકળ, ધકવુ, ગાડી, બાજુ પર જવુ, રસ્તો, વગેરે થાય છે શબ્દના અર્થ બે રીતે નક્કી થાય છે –૧ પર્યાય શબ્દ સાથે મૂકવામાં આવે છે, જેમકે, ઉપર દર્શાવ્યા પ્રમાણે 'ટાઓ' અને 'લુ'ના અનેક અર્થ છે, પણ બનેને સાથે મૂકવાથી 'ટાઓ'નો અર્થ રસ્તોજ થાય છે, ૨. સ્થાન-થી અર્થ નક્કી થાય છે 'ટા'મા ઊચાઈનો અર્થ છે એને કોઈ શબ્દની પહેલાં મૂકયો હોય તો એ વિશેષણ બને છે અને કોઈ શબ્દની પછી મૂકયો હોય તો એ ક્રિયાપદ થાય છે, જેમકે, 'ટા જિન'=ઊચો માણસ, પણ 'જિન ટા'=માણસ વધે છે, કે માણસ ઊંચો છે. 'ટાં', 'લિ,' વગેરે શબ્દોના અનેક અર્થ છે. 'ટા'=ઊંચા કે મોટા થવુ, મોટાઈ, ઊંચાઈ, ઊંચી રીતે 'લિ'=હળ ફેરવવો, હળ, હળ ખેંચનાર–બળદ અમુક શબ્દ નામ, ક્રિયાપદ, કે અવ્યય છે તે, ઉપર દર્શાવ્યા પ્રમાણે વાક્યમાં તેના સ્થાન પરથી નક્કી થાય છે. ચીની ભાષામાં જેવો ધાતુનો ઉચ્ચાર કર્યો કે તરતજ તે ધાતુ મટતો રહી ઉદ્દેશ્ય કે વિધેય થાય છે– અર્થાત્, નામ કે ક્રિયાપદ બને છે

વિભક્તિ બે પ્રકારે દર્શાવાય છે —

૧ નિપાતથી

૨ સ્થળથી

દાખલા:—

૧. જિન ચિ કિઉન (માણુસનો રાજા).

૨. કાઉએ જિન (રાજ્ય માણસ=રાજ્યનો માણસ). ષઠીના અર્થનું નામ પ્રથમાના અર્થના નામની પૂર્વે આવે છે.

ચીના લોક શબ્દના બે ભાગ પાડે છે:–૧. સંપૂર્ણ શબ્દ અને ૨. અપૂર્ણ શબ્દ. જે શબ્દના અર્થ પૂરા અને સ્વતન્ત્ર છે, એટલે જેને આપણે નામ અને ક્રિયાપદ કહીએ છીએ, એવા શબ્દ સંપૂર્ણ શબ્દના વર્ગમાં આવે છે. જે શબ્દનો ખરો અર્થ ઘસાઈ જવા માંડ્યો છે અને જે સ્વતન્ત્ર શબ્દના અર્થમાં વધારો કરે છે કે તે અર્થને નિશ્ચિત કરે છે અને તેનો અન્વય દર્શાવે છે, તે અપૂર્ણ શબ્દના વર્ગમાં આવે છે. જેના જ્ઞાનથી સ્વતન્ત્ર શબ્દ અને અપૂર્ણ શબ્દ ઓળખતાં શીખીએ તેનું નામ વ્યાકરણ એમ ચીના લોક કહે છે.

૨. સમાસાત્મિકા–આ પ્રકારની ભાષાઓમાં બે મૂળ શબ્દને પ્રત્યય લગાડ્યા વિના એકઠા કરી સમસ્ત શબ્દ બનાવવામાં આવે છે. આ સમાસમાં એક મૂળ શબ્દ અન્યને ગૌણ થાય છે. 'મનુષ્યજાત,' 'સુહૃદસમ' જેવા શબ્દ આ પ્રકારે બની ભાષામાં વપરાય છે. ભાષાના આ વિકાસક્રમમાં કેટલાક શબ્દ નામ અને ક્રિયાપદ તરીકે વપરાતા બંધ થઈ ગયા હોય છે. તે નામની સાથે જોડાઈ વિભક્તિના પ્રત્યયની અને ક્રિયાપદની સાથે જોડાઈ કાળ કે અર્થના પ્રત્યયની ગરજ સારે છે. આવી ભાષાઓને સમાસાત્મિકા કે સંયોગાત્મિકા કહી શકાય.

તુર્કી ભાષા એવી છે. બાસ્ક અને અમેરિકાના મૂળ વતનીની ભાષાઓ પણ એવી છે. બાસ્કમાં જે મૂળ શબ્દ એકઠા કરવામાં આવે છે તેને ટૂંકા કરવામાં આવે છે. 'હિલ'=મરણ પામેલું; 'એગન'=દિવસ; આ બે શબ્દોને ભેગા કરી 'ઇલ્હન' શબ્દ બનાવે છે, તેનો અર્થ 'સંધ્યાકાળ' એવો થાય છે.

તુર્કી ભાષામાં 'ચહાવું'ને માટે 'સેવ' શબ્દ છે. 'એર' શબ્દ ગૌણ છે; એથી વિશેષણ કે કૃદન્ત બને છે. બેનો સમાસ કરવાથી 'સેવ–એર' બને છે અને તેનો અર્થ 'ચહાતો' એવો થાય છે. 'સેન' એટલે

'તુ' અને 'સિઝ'= તમે ' 'સેવ-એર-સેન =તુ ચહાય છે, 'સેવ-એર-સિઝ'=તમે ચહાઓ છો

'સેવએર' એ અગ અને પુરુષવાચક પ્રત્યયની વચ્ચે 'ડિ' મૂકવાથી ભૂતકાળ બને છે, જેમકે,

સેવએર-ડિ-ન=તું ચહાતો હતો

સેવએર-ડિ-નિઝ=તમે ચહાતા હતા

'મેક' એ હેત્વર્થ કૃદન્તનું ચિહ્ન છે, 'સેવ-મેક'=ચહાવુ.

વળી શબ્દના એ ભાગની વચ્ચે પ્રેરક, અભાવ, પરસ્પર ક્રિયા કરવી, ક્રિયા ખમવી, એવા અર્થના શબ્દ મૂકી એક મોટો શબ્દ બનાવી શકાય છે

આ પ્રકારમા સાદામા સાદીથી તે ગુચવણમા ગુચવણભરેલી ભાષાઓ આવેલી છે જાપાનીઝ ભાષા સાદી છે બાસ્ક ભાષા ગુચવણભરેલી છે ગિનિના કિનારા પર બોલાતી ભાષાઓ નિર્માલ્ય છે. કેટલીક, તુર્કી જેવી સમૃદ્ધ છે કેટલીકમા ઉમેરેલા શબ્દ પ્રત્યય તરીકે અને કેટલીકમા ઉપસર્ગ તરીકે વપરાય છે કેટલીકમા જાતિ નથી અને કેટલીકમા વચન નથી.

બધી સામાસિક ભાષાઓમા, ખરૂં જોઈએ તો, ક્રિયાપદ છેજ નહિ પુરુષવાચક, સ્થળવાચક, કે કાળવાચક પ્રત્યયથી દરેક નામ કે વિશેષણ ક્રિયાપદનું સ્વરૂપ ધારણ કરે છે

દ્રાવિડ ભાષા સામાસિક છે આમા મુખ્ય ચાર પ્રાન્તિક ભાષા છે –૧ વાયવ્યમા, કૃષ્ણા નદીના ઉપલાણના પ્રદેશમા કાનડી ભાષા બોલાય છે ૨ ઈશાનમા, ગોદાવરી અને કૃષ્ણાના નીચલા ને મધ્ય ભાગોના સ્થાનમા અને કોરોમાડલ કિનારા પર તેલુગુ ભાષા બોલાય છે, એ ભાષા ઘણી કોમળ છે, ૩ પૂર્વ કિનારે, દેશના મધ્ય ભાગમા, મદ્રાસ, તાંજોર, ને ત્રાવણકોર પ્રાન્તોમા પૉંડિચેરિ અને કારિકલમા તામિલ ભાષા બોલાય છે, ૪ પશ્ચિમમા કોચીન અને કાનાનુરની માહે અને તેની પાસે મલાયલમ્ બોલાય છે સિલોનની ઉત્તરે તામિલ બોલાય છે પાલીનું સ્થાન તામિલે લીધુ છે

દ્રાવિડ ભાષાના ઉચ્ચાર કોમળ છે. તેમાં હકાર નથી. તામિલના લખાણમાં બ, ગ, અને દ તેમજ ત, પ, અને ક વચ્ચે તફાવત નથી. અનુનાસિક, તાલવ્ય, અને શકારનો પ્રયોગ વિશેષ છે. મૂર્ધન્ય અક્ષર પણ છે. રકારથી કોઈ શબ્દ આરંભાતો નથી. સં. રાજાનું તામિલમાં 'ઇરાયન,' 'ઇરાજન' થાય છે.

સામાસિક ભાષાઓમાં લિંગોનો ભેદ નથી; તેમ દ્રાવિડ ભાષાઓમાં પણ નથી. પુખ્ત ઉમરના મનુષ્યોનાં નામનેજ લિંગ લાગુ પડે છે. સ્ત્રીનાં નામ બહુવચનમાંજ સ્ત્રીલિંગમાં છે; એકવચનમાં નપુંસકમાં છે. બાળકોનાં નામ પણ નપુંસકમાં છે. ખરૂ જોતાં તામિલમાં બેજ જાતિ છેઃ-ઉત્તમ જાતિ અને કનિષ્ઠ જાતિ.

સિલોનના દક્ષિણ ભાગમાં સિંઘલીઝ નામની બીજી સામાસિક ભાષા છે.

૩. પ્રત્યયાત્મિકા—આ પ્રકારમાં ધાતુને પ્રત્યય આવી શબ્દ બને છે; તેમજ ધાતુઓની પૂર્વે ઉપસર્ગ આવે છે. ભાષાના આ વિકાસક્રમમાં, જોડેલાં અવ્યય જુદા પડી શકતાં નથી, પરંતુ શબ્દના અંશરૂપ થઈ પ્રત્યયોની ગરજ સારે છે. આ કારણથી આવી ભાષાઓ પ્રત્યયાત્મિકા કહેવાય છે.

આ વર્ગમાં ઈંડો-યુરોપીઅન ભાષા-સંસ્કૃત, ગ્રીક, લૅટિન, જર્મન, વગેરે-અને સેમિટિક ભાષા-હીબ્રુ, અરબી, વગેરે-આવે છે.

ઈંડો-યુરોપીઅન અને સેમિટિક ભાષાઓમાં પ્રત્યયાત્મક ફેરફાર થાય છે તે સરખો નથી. ઈંડો-યુરોપીઅન ભાષાઓમાં પ્રત્યયાત્મક વિકાર સ્વર તેમજ વ્યંજન બંનેને લાગુ પડે છે અને સેમિટિક ભાષાઓમાં ધાતુના વ્યંજનોમાં ફેરફાર થતો નથી.

ઈંડો-યુરોપીઅન ભાષાઓમાં ધાતુઓ બહુધા એક સ્વરના હોય છે કે એક સ્વર અને બેત્રણ વ્યંજનોના બનેલા હોય છે. સેમિટિક ભાષાઓમાં ધાતુઓ ત્રણ વ્યંજનોના બનેલા હોય છે; જેમકે, અરબી ભાષામાં કતલ=મારવું; કતબ=લખવું; દબુર=બોલવું. વળી સ્વરો જોડાઈ

ધાતુના અર્થમા ફેર પડે છે, જેમકે, કતલ=તેણે માર્યું, કુતિલ=તે મરાયો કત્તલ=ખૂન કરનાર, કિતલ=શત્રુ, કિતુલ=વધ

સેમિટિક ભાષાઓમા ઉપસર્ગ અને પ્રત્યયોથી શબ્દો બને છે, પણ તેમા પ્રત્યયો પર પ્રત્યયો આવતા નથી તેમા કૃદન્તો પર તદ્ધિતો આવી સાધિત શબ્દ પરથી પુન સાધિત શબ્દ બનતા નથી સેમિટિક ભાષાઓમા નામને ત્રણજ વિભક્તિ હોય છે અને એટલી પણ એ વર્ગની બધી ભાષાઓમા હોતી નથી ઈંડો-યુરોપીઅન ભાષામા ત્રણ કાળ છે તેવા તેમા ત્રણ કાળ નથી માત્ર બેજ છે એક સપૂર્ણ થયલી ક્રિયા અને બીજો અધુરી ક્રિયા બતાવે છે ક્રિયાપદના બીજા ને ત્રીજા પુરુષના રૂપ કર્તા કયા લિંગમા છે તે દર્શાવે છે

ઘણા ભાષાશાસ્ત્રીઓ પ્રત્યયરહિતા સમાસાત્મિકા, અને પ્રત્યયાત્મિકા, એ ત્રણ ઉપર દર્શાવેલી ભાષાની સ્થિતિ ભાષાના ક્રમિક વિકાસથી થઈ છે એમ માને છે પ્રત્યયાત્મિકા સ્થિતિમા પૂર્વની બે સ્થિતિના ચિહ્ન જોવામા આવે છે તેમા એકસ્વરી સ્થિતિમા જોવામાં આવતા શબ્દસમૂહ તથા સામાસિક સ્થિતિમા જોવામા આવતા સમાસ નાત્ર પડે છે ઘણા ઉપસર્ગ અને પ્રત્યય આરંભમા સ્વતંત્ર શબ્દ હતા તે સામાસિક સ્થિતિમા શબ્દની સાથે જોડાયા, અને છેવટ પ્રત્યયાત્મિકા સ્થિતિમા પૂર્વગ અને પ્રત્યયરૂપ થયા

*દેવ સરખો—પ્રત્યયરહિતા સ્થિતિ

દેવસદૃશ—સમાસાત્મિકા સ્થિતિ

દિવ્ય—પ્રત્યયાત્મિકા સ્થિતિ

એકસ્વરી અને સામાસિક સ્થિતિમાં ધાતુમાં કે સપૂર્ણ શબ્દ ભાગમા ફેરફાર થતો નથી ફેરફાર માત્ર ગૌણ શબ્દભાગમા થાય છે પ્રત્યયાત્મિકા સ્થિતિમા ધાતુમા પણ ફેરફાર થાય છે

---

* અંગ્રેજીમા

I iLe God Monosyllabic (એકસ્વરી પ્રત્યયરહિતા)
God Like-Agglutinative (સમાસાત્મિકા સયોગાત્મિકા)
God-ly-Inflectional (પ્રત્યયાત્મિકા)

પ્રત્યયપ્લુસા—ભાષાના ચોથા વિકાસક્રમમાં નિપાતો પ્રત્યયો તરીકે ઓળખાતા પણ નથી. આથી શબ્દ પ્રથમ ક્રમમાં હોય છે તેમ પ્રત્યયરહિત રહેલ છે અને પ્રત્યયની ગરજ સારવા નવીન, સાહાય્યકારક શબ્દ વાપરવા પડે છે. આ સ્થિતિને પ્રત્યયપ્લુસા કે વિભાગાત્મિકા કહી શકાય. અંગ્રેજી અને ફ્રેન્ચ ભાષા એવી છે.

ચોથો ક્રમ બીજો ક્રમને કેટલેક અંશે મળતો છે. એમાં પણ નિપાતો શબ્દની પૂર્વે કે પછી આવે છે. આથી, ઘણે સ્થળે વાક્યમાં શબ્દના સ્થળ પરથી તેનો અર્થ સમજાય છે. અંગ્રેજીમાં of, to, in, for, એ અવ્યય શબ્દોથી જુદાં છે; પરંતુ એ શબ્દ એકલા વાપરી શકાતા નથી; કેમકે એકલા એ શબ્દોનો કંઈ અર્થ થતો નથી. શબ્દોના યોગમાં વપરાય છે, ત્યારેજ એ અર્થનો બોધ કરે છે. અંગ્રેજી જેવી ચોથા ક્રમની-વિભાગાત્મિક ભાષામાં પણ ત્રીજા ક્રમના અંશ ક્વચિત્ ક્વચિત્ જોવામાં આવે છે. નામનું બહુવચન, ક્રિયાપદનું બીજા અને ત્રીજા પુરુષનું એકવચન, છઠ્ઠી વિભક્તિ, અને વિશેષણનાં તુલનાત્મક રૂપ પ્રત્યયોથી દર્શાવાય છે.

જેટલી સંસ્કૃત ભાષા પ્રત્યયાત્મિકા છે તેટલી ગુજરાતી નથી. એમાં ઘણા પ્રત્યય ઘસાઈ ગયા છે અને એમાં ત્રીજા અને ચોથા, બંને ક્રમના અંશ જોવામાં આવે છે.

---

## પ્રકરણ ૩જું

### ભાષા: ઐતિહાસિક દૃષ્ટિએ વિભાગ

આર્ય પ્રજા—ભાષાવિજ્ઞાનીઓએ દુનિયાની ભાષાઓના શાસ્ત્રીય અભ્યાસથી એવું સંશોધન કર્યું છે કે ઇ. સ. ની પૂર્વે લગભગ ૨,૦૦૦ વર્ષ ઉપર એશિયાના મધ્ય પ્રદેશમાં આર્ય લોકો રહેતા હતા. તેમનું સામાન્ય વસતિસ્થાન ખોકન્દ અને બદક્ષનના ડુંગરોમાં હતું. એ પ્રજાનો પ્રાચીન ઇતિહાસ નથી; પરંતુ ભાષાશાસ્ત્રીઓની શોધથી એવું નક્કી થઈ ચૂક્યું છે કે આર્ય પ્રજાની શાખાઓ મૂળ સ્થાનમાંથી એશિયા

અને યુ`ાપના જુદા જુદા ભાગોમા ફેલાઈ તે પહેલા ઘણી સુધરેલી સ્થિતિમા હતી એ લોકો ખેતીના કામમા કુશળ હતા, લુગડા વણી જાણતા હતા, ધાતુઓના ઉપયોગથી જાણીતા હતા, વ/ ેા બનાવતા, તેમજ રક્ષણને મા`ે અને શત્રુઓને પ્રહાર કરવા માટે તલવાર, ભાલો, ઢાલ, અને તીરકામઠા જેવા અસ્ત્રશસ્ત્રનો ઉપયોગ કરી જાણતા હતા તેમને સો સુધી સખ્યાનુ જ્ઞાન હતુ ‘હજાર’ ને માટે આર્ય ભ પાઓમા સામાન્ય શબ્દ નથી તેમણે કેટલાક તારાઓનુ અવલોકન કરી તેને નામ આપ્યા હતા તેઓ કાળની ગણના ચન્દ્રની ગતિ પરથી કરતા તેઓ કુદરતની શક્તિઓને દૈવી માની તેને પૂજતા તેમનામા અનેક ટોળીઓ હતી અને તે ટોળીઓના જુદા જુદા સરદાર હતા તેમનામા રાજા નહોતા તેઓ કુટુબની વ્યવસ્થાથી પરિચિત હતા કુટુબના માણસો ઘણા સ્નેહભાવથી ભેગા રહેતા તેમનામા સ્ત્રીની પદવી પ્રતિષ્ઠિત હતી આવી હકીકત યુરોપ અને એશિઆની ભાષાઓનો મુકાબલે અભ્યાસ કરી ભાષાવિજ્ઞાનીઓએ શોધી કાઢી છે એ બધી ભાષાઓમા એટલુ બધુ મળતાપણુ છે કે તે બધીનુ મૂળ એક જ હોવુ જોઈએ એવુ અનુમાન ખરૂ લાગે છે ઘણા સસ્કૃત ધાતુઓ આર્ય ભાષાની જુદી જુદી શાખાઓમા માલમ પડે છે પાશ્ચાત્ય વિદ્વાનોએ એ ભાષાઓને આર્ય ભાષા કે ઇડો–યુરોપીઅન ભાષા કહી છે

/ઇંડો–યુરોપીઅન ભાષા–ગગાકિનારાથી આઇસ્લૅન્ડ સુધી અને સ્વીડનથી ક્રીટ સુધી આર્ય પ્રજાની શાખાઓ પ્રસરી ગઈ હતી હિંદુસ્તાનનો ઘણોખરો ભાગ, અફગાનિસ્તાન, ઇરાન, અને આર્મિનિઆ, એ`ના એશિઆના ભાગ અને રશિઆનો પોણો ભાગ, સ્વીડનનો અને નાર્વેનો ઘણોખરો પ્રદેશ, અને બાસ્ક, હગરિ, ને તુર્કસ્તાન સિવાયના બધા ભાગમા ઇંડો–યુરોપીઅન પ્રજાની જુદી જુદી ટોળીઓ ઈ ગઈ હતી

**આર્યાવર્ત**—એ આર્ય લેકો આપણા દેશમાં પ્રથમ સિંધુ નદીને કાંઠે વસ્યા. ઇ. સ. પૂ. ૧૦મા સૈકાને આસરે તેઓ ગંગા નદીના મુખ સુધી પહોંચ્યા. પછી તેઓ આખા હિંદુસ્તાનમાં ફરી વળ્યા, સિલોનમાં પેઠા, અને બ્રહ્મ દેશ, કામ્બોડીઆ, અને મલાયા સુધી પ્રસર્યા. આ પ્રમાણે આર્યોએ હિંદુકુશનાં કોતરોમાંથી નીકળી પંજાબ, બંગાળા, અને દક્ષિણમાં ફરી વળી આખો દેશ જીતી લીધો. તેમના નામથી હિમાલય અને વિન્ધ્યાચળનો વચલો પ્રદેશ, જેમાં તેઓ આરંભમાં વસ્યા, તેનું નામ આર્યાવર્ત કહેવાયું.

**ઇંડો-યુરોપીઅન પ્રજાઓની એકતા**—વાણી એ વિચારનું બહિઃસ્વરૂપ છે. આથી દરેક પ્રજાની ઔદ્યોગિક અને સામાજિક સ્થિતિ તથા કેળવણી જણાઈ આવે છે. ઇંડો-યુરોપીઅન પ્રજાની એકતા તેના વ્યાકરણ અને શબ્દકોષ પરથી સ્પષ્ટ થાય છે. અમુક પદાર્થ, પ્રાણી, સંબંધીઓ, ગુણ, કે વિચારને માટે ભાષાઓમાં એકજ ધાતુ પરથી થયલા મળતા શબ્દો હોય તો એ બધી ભાષાઓનું મૂળ એકજ હોવું જોઈએ એમ નિર્વિવાદ સિદ્ધ થાય છે.

**ઇંડો-યુરોપીઅન ભાષાના વિભાગઃ તેનાં લક્ષણ**—ઇંડો-યુરોપીઅન ભાષાઓના મુખ્ય બે વિભાગ છે:-૧. એશિઆનો વિભાગ અને ૨. યુરોપનો વિભાગ.

બે વિભાગના મુખ્ય ભેદ ત્રણ છે:-

(૧) સંસ્કૃત અને પ્રાચીન ફારસી ભાષામાં જ્યાં 'અ' હોય છે ત્યાં યુરોપના વિભાગમાં 'એ' કે 'ઓ' જેવું હોય છે.
સં० पञ्चन्; અવેસ્તા-પંચ; ગ્રીક-પેન્ટે; ગૉથિક-ફિમ્ફ.
સં० अष्टन्; અવેસ્તા-અષ્ટ; ગ્રીક-ઑક્ટો.

(૨) એશિઆના વિભાગમાં ઘણે સ્થળે 'ર' હોય છે ત્યાં યુરોપના વિભાગમાં 'લ' હોય છે.
સં० रुच् (પ્રકાશ); લૅટિન-લક્સ; ગૉથિક-લિઉહ્થ.

(૩) યુરોપના વિભાગમા કેટલાક ધાતુઓ છે તે એશિઆના વિભાગમાં નથી
અર્ (હળવડે ખેડવુ), મે (કાપણી કરવી), મ્લ (ખાડવુ), સે (વાવવુ)

**એશિઆનો વિભાગ**–એશિઆના વિભાગમા નીચેની ભાષાઓનો સમાવેશ થાય છે –

(૧) હિંદુસ્તાનની ભાષાઓ–
(અ) સસ્કૃત
(આ) પાલી, પ્રાકૃત, અપભ્રશ
(ઇ) દેશી ભાષાઓ–હિંદી, બગાળી, ઉત્કલી, મરાઠી, ગુજરાતી, સિંધી, પજાબી
(ઈ) 'જિપ્સિ'ની—એક જાતના ભટકતા લોકોની ભાષા
જિપ્સિ લોકો મૂળ હિંદુસ્તાનના વતની હતા તેઓ ઇરાન, આર્મીનિઆ, ગ્રીસ, રોમાનિઆ, હગરિ, ને બોહીમિઆને માગ બારમા સૈકામા યુરોપમા પેઠા.

(૨) ઇરાનની ભાષાઓ–
(અ) ઝન્દ કે અવેસ્તા–જરથુસ્તના અનુયાયીઓની પ્રાચીન ભાષા
ઝન્દ-અવેસ્તા નામના પ્રાચીન ગ્રન્થમા એ ભાષા છે.
(આ) દરાયસ, ક્સર્કસીસ, અને તેમના વશજોના (એકીમીનિડ વશના) સમયના પ્રાચીન લેખોની ભાષા (ઇ. સ પૂ લગભગ ૫મા સૈકાની)
(ઇ) પેહેલ્વી (સસ્સાનિઅન વંશની ભાષા, ઇ સ. ૨૨૬–૬૫૧ સુધીની)
(ઈ) ફારસી (પેહેલ્વી કરતા વધારે પૂર્વ તરફના ભાગમા બોલાતી ભાષા, મુસલમાનોએ ઇરાન જીત્યુ તે સમયની)
(ઉ) અર્વાચીન ફારસી (પ્રાચીન ફારસીમા ને એમા બહુ ફેર નથી મુસલમાનોના વિજય પછીની ભાષા એમા ફિર્દુસીએ 'શાહનામું' લખ્યું છે)

આર્મીનિઅન ભાષા, અફ્ગાન (પુશ્ટો) ભાષા, કૉકેસસ, બોખારા, ઇરાન, તુર્કસ્તાન, ને રશિઆની સરહદ પરના ડુંગરી લોકોની ભાષાઓ સંસ્કૃત કે ફારસીને મળતી છે.

**યુરોપનો વિભાગ**–યુરોપના વિભાગની ઇંડો-યુરોપીઅન ભાષામાં નીચેની ભાષાઓનો સમાવેશ થાય છેઃ–

(અ) ટ્યુટૉનિક ભાષાઓ–

એના ત્રણ ઉપવિભાગ છેઃ–

(૧) લો જર્મન–અંગ્રેજી, ડચ, ફ્લેમિશ

(૨) હાઇ જર્મન–જર્મન

(૩) સ્કૅન્ડિનેવિઅન–આઇસ્લૅન્ડિક, સ્વીડિશ, ડૅનિશ, નૉર્વીજિઅન

(આ) કેલ્ટિક ભાષાઓ–

(૧) બૅસ-બ્રિટન કે આમૉરિકન

(૨) વેલ્શ

(૩) આયરિશ

(૪) ગેલિક (સ્કૉટ્લંડના ડુંગરી પ્રદેશોમાં બોલાતી)

(૫) મૅંક્સ (મૅનના ટાપુમાં બોલાતી ભાષા)

(ઇ) ઇટૅલિક ભાષાઓ–

(૧) લૅટિન, અસ્કન (દક્ષિણ ઇટલિની પ્રાચીન ભાષા), અંબ્રિઅન (ઇશાન કોણના ઇટલિની પ્રાચીન ભાષા), સેબાઇન

(૨) લૅટિન પરથી નીકળેલી રોમાન્સ ભાષા–ઇટૅલિઅન, ફ્રેન્ચ, પ્રોવેન્કલ, સ્પૅનિશ, પોર્ટુગીઝ, રીટોરોમૅનિક (દક્ષિણ સ્વિટ્ઝર્લૅન્ડની), વૉલેચિઅન (વૉલેચિઆ અને મોલ્ડેવિઆ નામના તુર્કસ્તાનના ઉત્તર પ્રાન્તોમાં બોલાતી ભાષા)

(ઈ) હેલેનિક ભાષાઓ–

(૧) પ્રાચીન ગ્રીક (એમા ઍટિક, આયોનિક ડોરિક, અને ઇઓલિક બોલીઓનો સમાવેશ થાય છે)

(૨) અર્વાચીન ગ્રીક (ઘણી પ્રાંતિક બોલીઓ સાથે)

(ઉ) સ્લેવોનિક ભાષાઓ–

(૧) અગ્નિકોણની સ્લેવોનિક
રશિઅન ઇલિરિક (એમા સર્વિઅન, ક્રોએટિઅન અને કરિન્થિઆ ને સ્ટિરિઆની સ્લોવેનિઅન ભાષાઓ આવે છે)

(૨) પશ્ચિમ તરફની સ્લવોનિક
પોલિશ બોહીમિઅન પોનેબિઅન (એ મ નદી પર), સ્લોવેકિઅન ને સૉર્બિઅન (લ્યુસેટિઅન બોલીઓ)

(ઊ) લેટ્ટિક ભાષાઓ

પ્રાચીન પ્રશિઅન લેટિશ કે લિવોનિઅન (કુર્લૅડ ને લિવોનિઆમા બોલાતી) લિથુએનિઅન (પૂર્વ પ્રશિઆ અને રશિઆના કોવ્નો અને વિલ્નાના પ્રાન્તોમા બોલાતી)

યુરોપની પ્રજાઓમા યાહુદી લોકો ફિન, લૅપ, હંગેરિઅન અને તુર્ક લોકો આર્ય ભાષા બોલતા નથી

**સેમિટિક ભાષાઓ**–ઇંડો-યુરોપીઅનથી ઊતરતી દુનિયામા બોલાતી બીજી ભાષાઓ સેમિટિક ભાષાના વર્ગમા આવે છે એ વર્ગમા નીચેની ભાષાઓનો સમાવેશ થાય છે –

(૧) પ્રાચીન ને અર્વાચીન સિરિઆની ભાષા

(૨) આસિરિઆ અને બાબિલનની ભાષા

(૩) હીબ્રુ ફીનિશિઅન સમેરિટન કાર્થેજિનિઅન કે પ્યુનિક

(૪) અરબી, માલ્ટાની ને અબિસિનિઆની ભાષાઓ

અન્ય ભાષાઓ-ઈંડો-યુરોપીઅન અને સેમિટિક સિવાયની દુનિયાની ભાષાઓ નીચેના વર્ગોમાં આવે છે:-

(૧) યુરલ. આલ્તાઈની;

(અ) હંગેરિઅન; (આ) ફિનિશ અને લૅપિશ; (ઇ) સેમૉયની પ્રાન્તિક ભાષાઓ; (ઈ) તુર્કી; (ઉ) મૉંગોલિઅન બોલીઓ; (ઊ) તુંગુસિઅન બોલીઓ;

(૨) (અ) દ્રાવિડ—તામીલ, તેલુગુ, મલાયલમ્, કાનડી;

(આ) એશિઆના ઈશાન કોણની ભાષાઓ-કોરીઆ, કામશ્ચાટકા, કયુરાઇલની;

(ઇ) જાપાનીઝ અને લુ-ચુની બોલી;

(ઈ) મલાયા-પોલિનિશિઆની ભાષાઓ-મલાક્કા, જાવા, સુમાત્રા, મેલેનીસિઆની ભાષાઓ;

(ઉ) કૉકેશીઅન બોલીઓ (જ્યૉર્જિઅન, વગેરે);

(૩) દક્ષિણ આફ્રિકાની બોલીઓ;

(૧), (૨), ને (૩) ભાષાઓનું બંધારણ વિચારતાં તે સમાસાત્મિકા છે;

૪. (અ) ચીની ભાષા;

(આ) ઈંડો-ચાઇનાની ભાષા (સીઆમી, બર્મીઝ, આનામીઝ, કામ્બોડિઅન, વગેરે);

(ઇ) ટિબેટન;

આ ભાષાઓ પ્રત્યયરહિત કે એકસ્વરી છે.

૫. (અ) બાસ્ક;

(આ) ઉત્તર ને દક્ષિણ અમેરિકાના અસલ વતનીઓની ભાષા.

## પ્રકરણ ૪થું

## ગુજરાતી ભાષાનો ઇતિહાસ

**ગુર્જરત્રા:** લૉટ-ગુજરાત એટલે ગુર્જર લોકોનો પ્રદેશ. શક, આહીર, અને અન્ય વિદેશી લોકોની પેઠે ગુર્જર લોકો પણ

વાયવ્ય કોણમાના *સપાદલક્ષ નામના ડુગરી પ્રદેશમાથી હિંદુસ્તાનમા દાખલ થયા પ્રથમ તેઓ પજાબ અને સયુક્ત પ્રાન્તોમા વસ્યા ગુજરાત અને ગુજરાનવાલા એ બે જિલ્લા પજાબમા છે તેના નામ એ લોક પરથી પડ્યા છે મથુરાથી તેઓ રજપુતાના અને માળવામા પ્રસર્યા અને માળવામાથી દક્ષિણ તરફ ખાનદેશમા અને પશ્ચિમ તરફ ગુજરાતમા ફેલાયા ડિડવાળા અને ધણિયાળમા વિક્રમ સવત્ ૯મા લખેલા એક તામ્રપત્ર અને એક શિલાપત્ર મળી આવ્યા છે તેમા ગુજરાત પ્રાન્તને ગુર્જરત્રા (ગુર્જરોને આશ્રય દેનારી ભૂમિ) કહ્યો છે 'ગુર્જરત્રા'નુ પ્રાકૃત રૂપ 'ગુજ્જરત્તા' થઈ 'ગુજરાત' નામ પડ્યુ છે પ્રાચીન ગુજરાતમા મહી નદીના ઉત્તર ભાગનોજ—પાલણપુર, કડી, અમદાવાદ, મહીકાઠા, અને ખેડાનોજ—સમાવેશ થતો હતો અણહિલવાડમા ચાવડા લોકોનુ રાજ્ય હતુ તે દર્મિયાન, એટલે ઈ સ ૭૨૦ થી ૮૫૬ સુધીમા એ પ્રદેશનુ ગુજરાત નામ પડ્યુ મહીના દક્ષિણ પ્રદેશને 'લાટ' કહેતા હતા 'લાટ' શબ્દ ઘણો પ્રાચીન છે અલકૃત અલકારગ્રન્થોમા અમુક પ્રકારના અનુપ્રાસને લાટાનુપ્રાસ કહે છે, કેમકે તે લાટ લોકોને પ્રિય છે ઈ સ ૮૮૮ના રાષ્ટ્રકૂટના શિલાલેખમા તાપી નદી પર સુરત પાસેના વરિયાવ ગામ સુધીના પ્રદેશને 'કોંકણ' નામ આપ્યુ છે આ પ્રમાણે સુરત જિલ્લો કોંકણમા આવેલો છે મુસલમાન રાજ્યના દર્મિયાન મહીના દક્ષિણ પ્રદેશને—સુરત જિલ્લાની દક્ષિણ હદ સુધીના પ્રદેશને—ગુજરાત' નામ આપવામા આવ્યુ

ગુજ્જર—ગુર્જર લોકોએ રજપુતાનામા મોટુ રાજ્ય સ્થાપ્યુ હતુ અને તેની રાજધાની ભિનમાલ કે શ્રીમાલ હતી એ રાજવશમા છ રાજા થઈ ગયા, તેમાના ભોજરાજાના વખતમા તેમની સત્તા

* પશ્ચિમે ચબલથી પૂર્વે પશ્ચિમ નેપાળ સુધીનો ( રો પ્રદેશ એમા સવા લાખ ટેકરીઓ છે એમ ધારવામા આવતુ તેથી એ નામ પડ્યુ છે હાલ એ નામ શિવાલિક ટેકરીનેજ લાગુ પડે છે

કનોજમાં સ્થપાઈ. ભોજ રાજાની પછી મહેન્દ્રપાલ અને મહીપાલે કનોજમાં રાજ્ય કર્યું. મારવાડ અને કનોજના ગુર્જર રાજાઓને મહારાષ્ટ્રના રાષ્ટ્રકૂટ રાજાઓ સાથે વારંવાર લડાઈ થતી. એક શિલાલેખ પરથી જણાય છે કે કનોજના રાજા પ્રતિહારી વંશના હતા. પડિહાર, પરમાર, ચોહાણ, અને સોળંકી, એ ચાર રજપુત રાજવંશોમાંના પડિહાર વંશનેજ પ્રતિહારી વંશ તરીકે શિલાલેખમાં કહ્યો છે. રાજશેખર નામના 'બાલરામાયણ' નાટકના કર્તા મહેન્દ્રપાલ રાજાના ગુરુ હતા. એ કવિએ પોતાના આશ્રયદાતા રાજાને નાટકમાં રઘુકુલચૂડામણિ કહ્યો છે. ઇ. સ. ૯૬૧માં અણહિલપત્તનમાં સોળંકી વંશની સ્થાપના થઈ ત્યારથી એ પ્રદેશનું નામ 'ગુજરાત' તરીકે સ્થાપિત થયું...

**ગુજરાતી, હિંદીનું જૂનું પ્રાન્તિક સ્વરૂપ**—સ્વરૂપમાં હિંદી કરતાં ગુજરાતી જૂની છે અને તે ભાષાનું જૂનું પ્રાન્તિક સ્વરૂપ છે. ચાલુક્ય રજપુતો એને કાઠિયાવાડના દ્વીપકલ્પમાં લઈ ગયા અને ત્યાં બીજી હિંદી બોલીઓથી છૂટી પડવાથી એ ધીમે ધીમે સ્વતન્ત્ર ભાષા બની. આ રીતે હિંદીમાંથી જે રૂપો જૂનાં થઈ જતાં રહ્યાં છે તે એમાં કાયમ રહ્યાં છે.

**ગુજરાતી ભાષાની સીમા**—ઉત્તર તરફ ગુજરાતી ભાષા છેક પાલણપુરની ઉત્તર સીમા સુધી ફેલાયલી છે. તેની બહાર સિરોહી અને મારવાડમાં મારવાડી ભાષા બોલાય છે. સિંધમાં થર અને પારકર જિલ્લાના દક્ષિણ કિનારા પાસે ગુજરાતી ભાષા બોલાય છે. દક્ષિણમાં સુરત જીલ્લાની દક્ષિણ હદ સુધી એ ભાષા પ્રસરેલી છે. એ દક્ષિણ સીમાની બંને બાજુના પ્રદેશોમાં ગુજરાતી અને મરાઠી બંને બોલાય છે. પૂર્વ તરફ ધરમપુરના રાજ્યમાં એ ભાષા ચાલે છે. વળી એ દિશાએ પર્વતની હાર આવેલી છે તે ગુજરાતની પૂર્વ સીમા બની છે. એ ડુંગરોની તળેટીની હારમાં ઉત્તર તરફ છેક પાલણપુરની પૂર્વ સીમા જ્યાં એ ડુંગરો આરાવલીની પર્વતમાલા તરીકે

પ્રસિદ્ધ છે ત્યાંસુધી ગુજરાતી ભાષા પ્રચલિત છે આ ડુંગરોમાં ભીલ લોકોની વસ્તી છે એ ડુંગરોની પેલી તરફ પૂર્વ અને દક્ષિણમાં રજપુતાનાનો મુલક આવેલો છે ત્યાંની પ્રાન્તિક બોલીઓ જયપુરી અને માળવી છે એ બન્ને ભાષાઓને ગુજરાતી ભાષા સાથે ઘણો ગાઢો સંબંધ છે મારવાડી ભાષાને ગુજરાતી સાથે ઘણો સંબંધ છે ડૉક્ટર ટેસિટોરિ કહે છે કે અર્વાચીન ગુજરાતી ભાષા જ્યાં બોલાય છે તે બધા પ્રદેશમાં અને અર્વાચીન મારવાડી જ્યાં બોલાય છે તેના ઘણા ખરા ભાગમાં કંઈ નહિ તો પંદરમા સૈકા સુધી તો એક જ ભાષા બોલાતી હતી અને તે ભાષા 'મુગ્ધાવબોધમ્ ઔક્તિમ'ની ભાષા હતી, અર્થાત્, જેને આપણે જૂની ગુજરાતી ભાષા કહીએ છીએ તે હતી આ પ્રમાણે તે સમયે મારવાડી ગુજરાતીથી જુદી ન હતી અને મારવાડી તેમજ ગુજરાતી બન્નેનું પ્રાચીન સ્વરૂપ એક હોવાથી ડૉ ટેસિટોરિએ એ જૂની ભાષાને 'પ્રાચીન પશ્ચિમ રાજસ્થાની' એવું નામ આપ્યું છે ભીલ ભાષા એક તરફ ગુજરાતી અને બીજી તરફ જયપુરી અને માળવી એ બેની વચ્ચેની સ્થિતિમાં છે

**ગુજરાતમાં ભિન્ન ભિન્ન પ્રજાઓ**—ગુજરાતમાં દરિયા માર્ગે તેમજ જમીનમાર્ગે નીચેની પ્રજાઓ આવીને વસી છે —

ઇ સ ની પૂર્વે યાદવ, ગ્રીક, બાક્ટ્રિઅન, પાર્થિઅન, સિથિઅન, હૂણ મૌર્ય, અને અર્ધા સિથિઅન ક્ષત્રપો,

ઇ સ ની પછી—ગુપ્ત, ગુર્જર, જાટ, કાઠી, અફઘાન, તુર્ક, મુગલ, પારસી, આરબ, અને બીજા મુસલમાનોના ટોળેટોળા, મરાઠા પોર્તુગીઝ, ડચ, ફ્રેંચ, અંગ્રેજ, અને આર્મીનિઅન

**સાહસિક પ્રજા**—ગુજરાતી લોક ઘણા સાહસિક છે અને વેપાર કરવામાં કુશળ છે હિંદુસ્તાનના દરેક પ્રાન્ત અને રાજ્યમાં તેઓ વેપારને અર્થે વસેલા છે ને ત્યાં ગુજરાતી ભાષા બોલે છે હિંદુસ્તાનની બહાર આફ્રિકામાં, બ્રહ્મદેશ વગેરે દેશોમાં પણ

ગુજરાતીઓની મોટી સંખ્યા માલમ પડે છે. મદ્રાસમાં રેશમ વણનારા ઘણા ગુજરાતીઓ લાંબા વખત થયાં વસ્યા છે. પંજાબ, સંયુક્ત પ્રાન્ત, બંગાળા, વરાડ, અજમેર-મેરવાડા, મધ્યદેશ, રજપુત સંસ્થાન, હૈદરાબાદ, મ્હૈસુર, ને કાશ્મીરનાં રાજ્યો, ક્વેટા, બ્રહ્મદેશ, કુર્ગ, અંડામાન, વગેરે પ્રદેશોમાં ગુજરાતીઓ વસેલા છે. સ્વદેશમાં ગુજરાતી ભાષા બોલનારાઓની સંખ્યા લગભગ એક કરોડ અને ગુજરાત બહાર હિંદુસ્તાનના જુદા જુદા ભાગમાં ગુજરાતી ભાષા બોલનારાઓની સંખ્યા લગભગ પંદર લાખ છે.

**સંસ્કૃત**—વાયવ્ય કોણથી હિંદમાં આવીને વસેલી આર્ય પ્રજાની મૂળ ભાષા સંસ્કૃત હતી. ઉચ્ચારની ખામીથી, અનાર્ય પ્રજાના સમાગમથી, અને એવાં બીજાં કારણોથી સંસ્કૃત ભાષા બગડતી ગઈ અને તેમાંથી પ્રાકૃત ભાષા ઉત્પન્ન થઈ. જે પ્રાકૃત સંસ્કૃતને બહુ મળતી છે તે પાલી. પાલી ભાષા સિઆમ, સિલોન, ને બ્રહ્મદેશની પવિત્ર ભાષા હતી. પાલીથી વિશેષ ભ્રષ્ટ થયલી ભાષા તે પ્રાકૃત અને પ્રાકૃતથી વિશેષ ભ્રષ્ટ થયલી તે અપભ્રંશ. અપભ્રંશ એ પ્રાકૃત અને દેશી ભાષાઓના વચલા સ્થાનમાં છે. જૂની હિંદી, વ્રજ ભાષા, અને ગુજરાતી એ અપભ્રંશને ઘણી મળતી છે.

**આર્ય દેશી ભાષાઓની માતૃભાષા**—સંસ્કૃત ભાષા હિંદી, પંજાબી, સિંધી, ગુજરાતી, મરાઠી, ઉતકલી કે ઉર્ય, અને બંગાળી, એ સાત દેશી ભાષાની માતૃભાષા છે. એ ભાષામાં વપરાતા મુખ્ય શબ્દ તથા પ્રત્યય ને રચના સંસ્કૃત ભાષામાંથી આવ્યાં છે. કેટલાક શબ્દ મૂળ સંસ્કૃત ભાષામાં વપરાય છે તેજ સ્વરૂપમાં દેશી ભાષાઓમાં દાખલ થયા છે. એ તત્સમ શબ્દ કહેવાય છે. તદ્ એટલે પ્રકૃતિ, મૂળ, અર્થાત્ સંસ્કૃત ભાષા. તેમાં જેવા છે તેવાજ છે, માટે એ તત્સમ શબ્દ કહેવાય છે.

**તત્સમ શબ્દ**—દર્શન, શ્રવણ, દષ્ટિ, શ્રુતિ, ભાવ, વ્યય, મનુષ્ય, પુરુષ, સ્ત્રી, વગેરે

**પ્રમાણ**—તત્સમ શબ્દનું પ્રમાણ બંગાળી, ઉડિયા, ને મરાઠી ભાષામાં વધારે, હિંદી ને ગુજરાતીમાં તેથી ઓછું, અને પંજાબી ને સિંધીમાં સહુથી ઓછું છે ઇતિહાસ તરફ નજર કરીશું તો આનું કારણ સમજાશે સિંધ અને પંજાબમાં મુસલમાનોની સત્તા બીજા દેશ કરતાં વહેલી થઈ, તેમજ એમાં મુસલમાની ધર્મ પણ વહેલો દાખલ થયો એ બંને પ્રાન્તમાં બ્રાહ્મણની સંખ્યા ઓછી છે પ્રાકૃત ભાષા બંને દેશોમાં, મુખ્યત્વે સિંધમાં, ઘણી અપભ્રષ્ટ થઈ છે જમીન વેરાન હોવાથી આર્યોએ એ પ્રદેશ આભીર, ગુર્જર, ને જાટ ટોળીઓ માટે રહેવા દીધો ને પોતે પૂર્વ તરફ ચાલ્યા

**તદ્ભવ શબ્દ**—ઉપર કહેલી સાતે દેશી ભાષા, જેની માતૃભાષા સંસ્કૃત છે, તેમાં ઘણા શબ્દ સંસ્કૃતમાંથી ફેરફાર થઈને આવ્યા છે આ શબ્દ તદ્ભવ કહેવાય છે તદ્ એટલે તે, પ્રકૃતિ, સંસ્કૃત, તેમાંથી ઉત્પન્ન થયેલા, માટે તદ્ભવ તદ્ભવ શબ્દના બે પ્રકાર છે એકમાં સંસ્કૃતમાંથી પ્રાકૃતદ્વારા દેશી ભાષાઓમાં આવેલા શબ્દનો સમાવેશ થાય છે એ શબ્દમાં પ્રાકૃતના નિયમને અનુસારે વિકાર થયેલા હોય છે એ પ્રાચીન તદ્ભવ કહેવાય છે બીજા પ્રકારમાં સંસ્કૃતમાંથી ફેરફાર થઈ લાગલાજ દેશી ભાષાઓમાં દાખલ થયેલા શબ્દ આવે છે બૌદ્ધોએ પોતાના ધર્મસિદ્ધાન્ત પ્રાકૃતમાં ફેલાવ્યા હતા આથી ઇ સ ના નવમા-દસમા સૈકામાં બ્રાહ્મણ ધર્મનું પુનઃ સ્થાપન થયા પછી બ્રાહ્મણોએ દેશી ભાષામાં ઘણા સંસ્કૃત શબ્દ દાખલ કર્યા આ શબ્દ સામાન્ય લોકોએ ઉચ્ચાર કરતાં ભ્રષ્ટ કર્યા એવા શબ્દ અર્વાચીન તદ્ભવ કહેવાય છે

પ્રાચીન તદ્ભવ.—

पक्व—पक्क—પાકું, मस्तक—मत्थक—માથું भक्त—भत्त—ભાત, शुष्क—सुक्क—સૂકું, गृध्र—गिद्ध—ગીધ, दुग्ध—दुद्ध—દૂધ, पितृगृह—पितृघर—पिउहर—પીહર, मुकुल—मउल—મોર (ફાલ), મોર, મરવો, सूची—सुई—સોય

અર્વાચીન તદ્ભવઃ—

વરસ, સુરણ, કરમ, ધરમ, કારજ, ખતરી, કિરપા.

ઉપર કહેલી સાત દેશી ભાષામાં તત્સમ ને તદ્ભવ શબ્દ ઉપરાંત કેટલાક શબ્દ એવા છે કે તે સંસ્કૃત નથી તેમજ સંસ્કૃતમાંથી આવેલા પણ નથી. તે દેશની મૂળ ભાષા—અનાર્ય ભાષામાંથી આવેલા છે, માટે દેશ્ય કે દેશજ કહેવાય છે.

**દેશ્યઃ**—રોડું, આચકો, ઝાંખરું, છી, ઢીંગલી, ખાબડું, ખોળિયું, ટીપું, ઝાડ, ચણોઠી, ઝડી, તમેણુ, ગંડેરી, અપૈયા, ભૂંડ, સુકો, બાબરી, બોકડો, બરૂ, ધૂમસ, ઓસ, ઓસીકું, ઓરસીઓ, હોડણી, કડછી, કદીઓ, ખડકી, છાસ, ડુંગર, ડાગું, પેટ, હોડ. આ શબ્દોમાંના ઘણાખરા હેમચન્દ્રે 'દેશી નામમાલા'માં દેશ્ય તરીકે આપેલા છે. આમાંના કેટલાક તદ્ભવ જણાય છે. 'ઓસીકું' उच्छीर्षक (ઊસીસું) પરથી, અને 'ઓસ' अवश्याय પરથી આવી શકે. 'ધૂમસ'–धूमिका પરથી હોય. ત્રિવિક્રમ 'મામા' ને 'મામી'ને પણ દેશ્ય શબ્દ તરીકે આપે છે.

**પ્રાકૃત ને અપભ્રંશ**–સામાન્ય લોકોમાં જે આર્ય ભાષા વપરાતી હતી તે પ્રાકૃત ભાષા કહેવાઈ. પ્રકૃતિ એટલે મૂળ ભાષા, સંસ્કૃત ભાષા, તેમાંથી આવેલી હોવાથી એ ભાષા પ્રાકૃત કહેવાય છે. 'પ્રાકૃત' શબ્દનો અર્થ સાધારણ થાય છે; જેમકે 'પ્રાકૃત પુરુષો'= સાધારણ પુરુષો; સંસ્કારી નહિ એવા. પ્રાકૃત ભાષાના દેશપરત્વે વિભાગ પડ્યા છે. જુદા જુદા પ્રાકૃત વૈયાકરણો એ વિભાગોની સંખ્યા જુદી જુદી આપે છે. પરંતુ, હેમચન્દ્ર, શેષકૃષ્ણ, ત્રિવિક્રમ, લક્ષ્મીધર, વગેરે છ ભાગ આપે છે. લક્ષ્મીધરે એ છ ભાષાના પોતાના વ્યાકરણને षड्भाषाचन्द्रिका નામ આપ્યું છે. षड्भाषामञ्जरी, षड्भाषासुबन्तादर्श, षड्भाषारूपमालिका, એવાં બીજાં પ્રાકૃત વ્યાકરણનાં નામ પણ છ ભાષા પરથીજ પડ્યાં છે. એ છ ભાષાનાં નામ નીચે પ્રમાણે છેઃ–

૧ મહારાષ્ટ્રી અથવા પ્રાકૃત,
૨ શૌરસેની,
૩ માગધી,
૪ પૈશાચી,
૫ ચૂલિકાપૈશાચી,
૬ અપભ્રંશ

આ નામ દેશપરત્વે પડ્યા છે મહારાષ્ટ્રમા બોલાતી તે મહારાષ્ટ્રી એ વિંધ્યથી કૃષ્ણાપર્યન્તના પ્રદેશમા બોલાતી હતી એને ઉત્તમ પ્રાકૃત ગણે છે અને સેતુબન્ધ આદિ ઉત્તમ કાવ્ય એ પ્રાકૃતમા લખાયા છે શૌરસેની મથુરાની પાસે શૂરસેન નામના પ્રદેશમા બોલાતી માગધી મગધમાં બોલાતી ને પૈશાચી ને ચૂલિકાપૈશાચી પિશાચ દેશોમા બોલાતી નેપાલ, સિંધ, કંદહાર, કાશ્મીર, વગેરેનો એ દેશોમા સમાવેશ થતો જેઓ દુર્ગમ પ્રદેશમા રહ્યા તેઓ પોતાના અગમ્ય પ્રદેશ અને જંગલી પ્રકૃતિને લીધે બીજાઓથી જુદા પડ્યા તેઓમા ખરાબ રિવાજ હતા અને એવા કારણોથી સાહિત્યમા તેમને પિશાચ ગણવામા આવ્યા અને તેમની ભાષા પૈશાચી ગણાઈ સંસ્કૃત નાટકોમા એ ભાષાનો પ્રયોગ ક્વચિત્ જણાય છે હાલની પિશાચ ભાષાઓ તેણચાર છે ને તે કાફિરસ્તાન, ચિત્રાલના ખોવાર, ને ગિલ્ગિટના શીનામા બોલાય છે અને કાશ્મીરી અને કોહિસ્તાની છે અપભ્રંશને હતી આભીર ગોવાળીઆ વગેરે હલકી જાતની વાણી કહે છે પ્રાકૃતસર્વસ્વમા માર્કણ્ડેય અપભ્રંશના ત્રણ વિભાગ આપે છે —નાગર, વ્રાચડ, અને ઉપનાગર રુદ્રના મત પ્રમાણે દેશપરત્વે અપભ્રંશના ઘણા વિભાગ છે; જેવાકે,

નાગર, ઉપનાગર, દ્રાવિડ ટક્ક માલવી, પંચાલી, કાલિન્દી, ગુર્જરી વૈતાલિકી, કાચી, આભીરી, શાબરી, વગેરે

રુદ્રનો મત વધારે વાસ્તવિક છે સંસ્કાર પામેલી ભાષા તે સંસ્કૃત તે ભ્રષ્ટ થઈ લોકોમા પ્રચાર પામેલી ભાષાઓ તે પ્રાકૃત

એનું પણ સંસ્કૃતની પેઠે સાહિત્યમાં સ્થિર સ્વરૂપ થયું અને લોકભાષા તરીકે એમાં વિકાસ થતો ગયો ત્યારે એ વિકાસ પામેલી કે ભ્રષ્ટ થયલી ભાષા તે અપભ્રંશ ગણાઈ. આ પ્રમાણે પ્રાકૃતની પેઠે દેશપરત્વે અપભ્રંશ થઈ. શૌરસેનીની અપભ્રંશ તે નાગર અપભ્રંશ. એ અપભ્રંશ ગુજરાતમાં બોલાતી. વ્રાચડ અપભ્રંશ તે સિંધની અપભ્રંશ.

**તદ્ભવ શબ્દનું પ્રમાણ**–તદ્ભવ શબ્દની સંખ્યા હિંદીમાં સર્વથી વધારે છે. મુસલમાનો પંજાબ અને સિંધમાં દાખલ થયા, પછી ચારેક સૈકા રહીને હિંદીના પ્રદેશમાં તેમજ ગુજરાતમાં આવ્યા. આથી છેક સોળમા સૈકા સુધી હિંદીમાં ફારસી શબ્દ દાખલ થયા નથી. ત્યાંસુધી હિંદી ને ફારસી ભાષા તદ્દન જુદીજ રહી. ટોડરમલની નવી પદ્ધતિને લીધે હિંદુઓને ફારસી ભાષા શીખવાની જરૂર પડી ત્યારથી ફારસી શબ્દ હિંદીમાં દાખલ થયા ને ઉર્દૂ ભાષા જન્મ પામી. હિંદીની માતૃભાષા શૌરસેની છે અને ગુજરાતી તેની એક પ્રાન્તિક બોલી છે.

**ફારસી ને અરબી શબ્દ**–મુસલમાનોના સમાગમને લીધે સાતે દેશી ભાષામાં ફારસી ને અરબી શબ્દ દાખલ થયા. જ્યાં એ સમાગમ વધારે હતો ત્યાં વધારે શબ્દ દાખલ થયા. છેક પશ્ચિમમાં–પંજાબ ને સિંધમાં–હિંદુ કરતાં મુસલમાનની સંખ્યા વિશેષ છે, તેથી ત્યાંની પંજાબી ને સિંધી ભાષામાં ફારસી અને અરબી ભાષાના શબ્દ વધારે છે. પૂર્વ તરફ ગંગાજમનાના વચલા પ્રદેશમાં બન્ને કોમની સંખ્યા લગભગ સરખી છે ને મુસલમાનો બુદ્ધિશાલી છે. આથી તત્સમ શબ્દની સાથે ફારસી ને અરબી ભાષાના શબ્દ પણ વપરાય છે. છેક પૂર્વમાં–બંગાળા ને ઓરિસામાં–હિંદુની સંખ્યા વિશેષ છે, તેથી બંગાળી ને ઉત્કલી ભાષામાં તત્સમ શબ્દ વધારે છે. ગુજરાતી અને મરાઠીની સ્થિતિ લગભગ હિંદી જેવી છે. આ પ્રમાણે સાતે ભાષામાં

ફારસી ને અરબી ભાષાના શબ્દ દાખલ થયા છે, તોપણ એ ભાષાની અસર ભાષાઓના બંધારણ પર થઈ નથી

✓ **વિદેશીય શબ્દ**—વેપારને અર્થે યુરોપીઅન પ્રજાઓમાં પ્રથમ પહેલી પોર્ટુગીઝ પ્રજા આવી એ લોકોની સાથે ગુજરાતી ઓને સમાગમ થવાથી ગુજરાતી ભાષામાં કેટલાક પોર્ટુગીઝ ભાષાના શબ્દ પણ દાખલ થયા છે અંગ્રેજ સરકારનું રાજ્ય થવાથી અંગ્રેજી ભાષાના શબ્દ પણ ગુજરાતી ભાષામાં પ્રવેશ પામ્યા છે

✓ **દાખલા**—આ પ્રમાણે ગુજરાતી ભાષામાં સંસ્કૃત ભાષાના તત્સમ ને તદ્ભવ શબ્દ ઉપરાંત દેશ્ય, ફારસી, અરબી, પોર્ટુગીઝ, અને અંગ્રેજી ભાષાના શબ્દ માલમ પડે છે થોડાક દાખલા નીચે આપ્યા છે

ફારસી શબ્દ—આરામાયેશ, આબાદી, ખરીદ, ગુમાસ્તો, ગુજરાન, તાજગી, તમગો, તંદુરસ્તી, દસ્તાવેજ, દરિયો, પ્યાલો, ફરમાન, વીસ, શેતરંજી, સખુન, સરપાવ, હોશિયાર, હવા, હજાર

અરબી શબ્દ—અકલ, અખત્યાર, આબેહબ, ઇન્સાફ, ઇજ્જત, ઇન્સાન, એબ, ઉમદા, ખબર, ખર્ચ, તકરાર, તફાવત, દલીલ, દુનિયા, મજકૂર, મશગૂલ, માફી, શબત, સવાલ, હવાલ, હુકમ, ટેવાવ

પોર્ટુગીઝ શબ્દ ઇંગ્રેજ, પગાર, પિસ્તોલ, પલગણ, ક્રસાન, એન્જિની અર, ચા કારી, લિલાઉ, ગવડર, ગોડાઉન, ચાવી, મોસંબી

અંગ્રેજી શબ્દ—અપીલ, તાર, ટિકિટ, ટેબલ, પેન્સિલ, પોટીસ, ફર્મા, બુટ, બેલિફ, બૉર્ડિંગ, વાર્ડ, રસીદ, નંબર, મ્યુનિસિપાલિટિ, સેવિંગ બૅંક, સોડાવૉટર હોટેલ, ઇસ્પિતાલ, બાગ્ની, પાસ, ડાકતર

**સંસ્કૃતમાંથી નીકળેલી દેશી ભાષાઓ**-હિંદી, પંજાબી, બંગાળી, ઉત્કલી, મરાઠી ગુજરાતી, અને સિંધીમાંની હિંદી, પંજાબી, સિંધી, ને ગુજરાતી અપભ્રંશ સાથે વધારે મળતી આવે છે વૈયાકરણો

અપભ્રંશને શૌરસેનીની સાથે જોડે છે, કેમકે અપભ્રંશ માટેના ખાસ નિયમો આપી બાકીનું શૌરસેની પ્રમાણે છે એમ કહે છે. આ કારણથી ગુજરાતી શૌરસેની પ્રાકૃત કે અપભ્રંશમાંથી આવેલી છે એમ કહી શકાય. મરાઠી મહારાષ્ટ્રી પરથી આવી છે અને બંગાળી ને ઉત્કલીમાં શૌરસેની તેમજ મહારાષ્ટ્રીનાં લક્ષણ છે. વળી એમાં વ્યંજનના ફેરફારમાં મુખ્યત્વે શ થાય છે તે પરથી એ ભાષાઓ માગધી પરથી ઊતરેલી જણાય છે.

**ગુજરાતી ને અપભ્રંશ**–ગુજરાતીને બીજી પ્રાકૃતો કરતાં અપભ્રંશ સાથે વધારે સંબંધ છે. એ અપભ્રંશનું વ્યાકરણ હેમચન્દ્ર, ત્રિવિક્રમ, લક્ષ્મીધર, માર્કંડેય, વગેરે વૈયાકરણોએ કર્યું છે, તેમાં હેમચન્દ્ર અને લક્ષ્મીધરનામાં બીજા કરતાં વધારે હકીકત છે. હેમચંદ્રમાં ઘણાં ઉદાહરણો આપેલાં છે, તે પરથી અપભ્રંશમાં એના સમયની પહેલાં સાહિત્ય થયલું જણાય છે. સંસ્કૃત વ્યાકરણના પર સંક્ષિપ્ત ટીકારૂપ મુગ્ધાવબોધ મૌક્તિક નામે ગ્રન્થ જૂની ગુજરાતીમાં દેવસુંદરના શિષ્યે ઈ. સ. ૧૩૯૪માં લખ્યો છે. ભાલણ, ભીમ, અને પદ્મનાભ, નરસિંહ મહેતા, અને મીરાંબાઈ ઇ સ ના ૧૫મા સૈકામાં થઈ ગયાં છે. ભાલણકૃત 'કાદમ્બરી' અને પદ્મનાભના 'કાન્હડદે પ્રબન્ધ'ની ભાષા જૂની ગુજરાતી છે. ઇ. સ. ના ૧૬મા સૈકામાં નાકર કવિ તથા ૧૭મા સૈકામાં પ્રેમાનન્દ, અખા, સામળ, વગેરે કવિઓ થઈ ગયા છે, તેમની ભાષા હાલની ભાષા જેવીજ છે.

**જૂની ગુજરાતીના નમુના પરથી નીકળતું અનુમાન**—નીચે નમુનાઓ આપ્યા છે તે પરથી અપભ્રંશ ભાષા, જે ગુજરાતી ભાષાનું મૂળ છે તે તથા જૂની ગુજરાતી ભાષા કેવા પ્રકારની છે તે સમજાશે. ઇ૦ સ૦ના ૧૫મા તેમજ ૧૬મા સૈકાના બ્રાહ્મણગ્રન્થો તેમજ જૈન ગ્રન્થો મળી આવે છે તેમાંના કેટલાકમાંથી નમુના આપ્યા છે. નરસિંહ મહેતા, જેમને ગુજરાતીમાં આદ્ય કવિ કહેવાનો પ્રચાર

પડ્યો છે, તેમના પહેલાનાં પણ જૈન રાસાઓ મળી આવે છે. એ રાસાઓની ભાષા શુદ્ધ ગુજરાતી તો નજ કહેવાય, કેમકે એમાં માગધી, મારવાડી, હિંદી, વગેરે ભાષાઓનુ મિશ્રણ છે. રા જીવણચંદ સાકરચંદ જવેરી 'શ્રી આનન્દકાવ્યમહોદધિ' મૌક્તિક ૧લાના ગ્રન્થ વિવેચનમાં પૃષ્ઠ ૫ પર ખરૂં લખે છે કે "જૈન કવિઓ દ્વારા રચાયેલ કાવ્યોમાં વિશેષે આટલી ભાષાઓનો સમાવેશ પણ મ્હોટે અંશે થયેલો જોવામાં આવે છે.

- ગુજરાતી,
- માગધી,
- શૂરસેની,
- અપભ્રંશ,
- પ્રાકૃત,
- મારવાડી,
- હિન્દી."*

પ્રેમાનન્દના સમયના તેમજ તેમની પછીના સમયના રાસાઓની પણ ભાષામાં પ્રાકૃત શબ્દો ને રચના વિશેષ જોવામાં આવે છે અને તે સ્વાભાવિકજ છે. જૈન કવિઓએ ઇ. સ ના ૧૨મા સૈકાથી ઘણા રાસા લખ્યા છે અને એ રીતે ગુજરાતી સાહિત્યમાં ઘણી વૃદ્ધિ કરી છે ઇ સ ના ૧૫મા સૈકાના બ્રાહ્મણ ગ્રન્થો તથા ખતો મળી આવે છે તેની ભાષા જૂની ગુજરાતી છે વળી ભાલણની 'કાદમ્બરી'ની ભાષા તેમજ અન્ય ગ્રન્થો છપાયા છે તેની ભાષામાં ઘણો ફેર છે. આ

* 'આના રાસાઓમા કઈ કઈ ભાષાઓનુ થોડુંબહુ જોડાણ થના પામ્યુ છે તે તપાસીશુ તો ગુજરાતી, માગધી, શૂરસેની, અપભ્રંશ, પ્રાકૃત, અને મારવાડી તથા હિન્દી ભાષાઓનુ જોડાણ થયેલુ જોવામા આવે છે તથા કેટલાક રાસાઓ તો પૂર્ણ માગધી કે પ્રાકૃતમા રચાયલા પણ જણાય છે' મૌક્તિક ૧લું પ્રસ્તાવના, પૃ૦ ૯

ઉપરથી બેમાંથી એક અનુમાન સત્ય હોવું જોઈએ:–૧. ઇ. સ.ના ૧૫મા સૈકાની ભાષા જૂની ગુજરાતી હતી અને કવિ નરસિંહનાં કાવ્યો નકલ કરનારાઓએ બદલીને લખ્યાં છે; અથવા તો ૨. પ્રચલિત ભાષા કવિ નરસિંહના કાવ્યમાં છે તેવીજ હતી; પરંતુ જૈન સાધુઓ પોતાની ભાષામાં રાસાઓ લખતા, તેમાં ઉપર દર્શાવ્યા પ્રમાણે પ્રાકૃત ને હિંદીમારવાડી ભાષાઓનું મિશ્રણ હતું અને કેટલાક બ્રાહ્મણ ગ્રન્થકારો પણ એ શૈલીનું અનુકરણ કરતા. ભાલણનીજ 'કાદમ્બરી' અને 'નળાખ્યાન'ની ભાષામાં ફેર છે, જોકે તેમાં પણ જૂની ભાષાના શબ્દો–કિમ, કુણ, ઇત્યાદિ જોવામાં આવે છે. ખતોમાં ઘણા જૂના વખતથી ચાલી આવતી શૈલી સચવાય છે એ જાણીતી વાત છે. આ બેમાંનું કયું અનુમાન સત્ય છે તે નક્કી કરતા પહેલાં ઘણાં હસ્તલિખિત પુસ્તકોના સંશોધનની જરૂર છે. પણ એટલું તો નક્કીજ છે કે ઇ. સ.ના ૧૫મા ને ૧૬મા સૈકામાં જૂની ગુજરાતી ભાષામાં લખેલા બ્રાહ્મણ ગ્રન્થો તથા જૈન ગ્રન્થો મળી આવે છે અને તે બન્નેની ભાષા લગભગ સરખી છે. જૈન પુસ્તકોમાં માત્ર પ્રાકૃત શબ્દો અને હિંદીમારવાડી શબ્દો વિશેષ જોવામાં આવે છે. વળી આગળ નમુનાઓમાં દર્શાવ્યું છે તેમ જૂની શૈલીને નવીમાં સહેલાઈથી બદલી શકાય એવા રાગોમાં બહુધા એ સૈકાનાં પુસ્તકો લખેલાં છે અને એવો ફેરફાર થતો એમ રા. નવલરામભાઈને હાથ લાગેલી 'હરિલીલા–સોળકળા' (ભીમકવિવિરચિત) પુસ્તકની પ્રત* પરથી માલમ પડે છે; એ પણ ધ્યાનમાં રાખવાનું છે.

અપભ્રંશના નમુના:–

ढोला सामला धण चम्पा-वण्णी ।
णाइ सुवण्ण-रेह कस-वइइ दिण्णी ॥

* એ પ્રતનો નમુનો આગળ આપ્યો છે.

(ઢોલો-નાયક શ્યામલ-શ્યામવર્ણો છે; ધણ-નાયિકા ચંપાવર્ણી છે. જાણે સુવર્ણરેખા કષપટ્ટક-કસોટી પર દીધેલી છે).

साहु वि लोउ तडप्फडइ वड्डत्तणहो तणेण ।

(સહુ પણ લોક તડફડે છે વડ્ડત્વને-મોટાઈને માટે).

भल्ला हुआ जु मारिआ बहिणि महारा कन्तु ।
लज्जेज्जं तु वयंसिअहु जइ भग्गा घरु एन्तु ॥

(ભલું થયું જે, બેન! મારો કાન્ત મરાયો, જો ભાગેલો-હારેલો ઘેર આવત તો સખીઓથી હું લજવાત)

जीविउ कासु न वल्लहउं धणु पुणु कासु न इट्ठु ।
दोण्णि वि अवसर-निवडिआइं तिण-सम गणइ विसिट्ठु ॥

(જીવિત કોને વલ્લભ નથી, ધન પણ કોને ઇષ્ટ નથી, બંને પણ અવસરે પડેલાને-પ્રાપ્ત થયેલાને વિશિષ્ટ પુરુષ તરણાસમાન ગણે છે).

जइ न सु आवइ दूइ घरु काइं अहो-मुहु तुज्झु ।
वयणु जु खण्डइ तउ सहि एसो पिउ होइ न मज्झु ॥

(હે દૂતિ! જો તે ઘેર ન આવે {તો} તારું અધોમુખ શા માટે છે? તું શા માટે નીચું ઘાલે છે? જે તારું વચન ખંડે છે એ (તે), હે સખિ! મારો પ્રિય થતો નથી).

एह कुमारी एहो नरु एहु मणोरह-ठाणु ।
एहउं वढ चिन्तन्ताहं पच्छइ होइ विहाणु ॥

(એ કુમારી {છે}; એ નર {છે}; એ મનોરથસ્થાન {છે}, એમ વિચાર કરનારા મૂર્ખોને પછી વહાણું થાય છે-વાય છે).

हिअडा जइ वेरिअ घणा तो किं अब्भि चडाहुं ।
अम्हहं बे हत्थडा जइ पुणु मारि मराहुं ॥

(હઈડા! જો વેરીઓ ઘણા છે તો શું આકાશે ચડીએ? અમારા બે હાથ છે, જો પણ (વળી) મારીને મરાઈશું)

चञ्चलु जीविउ ध्रुवु मरणु पिअ रूसिज्जइ काइं ।
होसइं दिअहा रूसणा दिव्वइं वरिस-सयाइं ॥

(જીવિત ચંચળ-ચપળ છે; મરણ ધ્રુવ-નિશ્ચિત છે; પ્રિય! રિસાય છે શા માટે? રિસાનારના દિવસ દિવ્ય સો વરસ {જેટલા} થાય છે.)

हरि नच्चाविउ पङ्गणइ विम्हइ पाडिउ लोउ ।

(હરિ નચાવ્યો આંગણે-આંગણામાં; વિસ્મયમાં પાડ્યો લોક-લોકને વિસ્મયમાં પાડ્યો.)

जेवडु अन्तरु रावण-रामहं तेवडु अन्तरु पट्टण-गामहं ॥

(જેવડું અન્તર રાવણ ને રામનું છે, તેવડું અન્તર શહેર ને ગામનું છે.)

दिअहा जन्ति झडप्पडहिं पडहिं मणोरह पच्छि ।
जं अच्छइ तं माणिअइ होसइ करतु म अच्छि ॥

(દિવસો ઝડપથી જાય છે; મનોરથો પાછળ પડે છે; જે છે તે માન્ય થાય છે; થશે એમ કરતો ન થા.)

तुम्हहं होन्तउ आगदो ।

(તમારી પાસેથી થયલો આવ્યો.)

जाम न निवडइ कुम्भ-यडि सीह-चवेड-चडक्क ।
ताम समत्तहं मयगलहं पइ पइ वज्जइ ढक्क ॥

(જ્યાંસુધી કુંભતટ (ગંડસ્થળ) પર સિંહના ચપેટાનો-તમાચાનો સપાટો પડ્યો નથી, ત્યાંસુધી સમસ્ત મયગલના {મદકલના-હાથીના} પગલે પગલે ઢોલ વાગે છે.)

वड्डप्पणु परिपाविअइ हत्थिं मोक्कलडेण ।

(વડાપણું મોકળે હાથે પમાય છે.)

अन्नु जु तुच्छउं तहे धणहे तं अक्खणह न जाइ ।

(અન્ય જે તુચ્છ છે તે ધણનું-નાયિકાનું તે કહ્યું જાતું નથી.)

**એ નમુના પરથી મળતો બોધ**—હેમચન્દ્રના વ્યાકરણમાંથી અપભ્રંશ ભાષાના ઉપર આપેલા નમુનાઓ પરથી એ ભાષામાંથી ગુજરાતીમાં કેટલા બધા શબ્દો આવ્યા છે તેનો તથા શબ્દનાં રૂપનો એમાં, જૂની ગુજરાતીમાં, તથા હાલની આપણી ભાષામાં કેવો ફેર-

(જીવિત ચંચળ-ચપળ છે; મરણ ધ્રુવ-નિશ્ચિત છે; પ્રિય! રિસાય છે શા માટે? રિસાનારના દિવસ દિવ્ય સો વરસ {જેટલા} થાય છે.)

हरि नच्चाविउ पङ्गणइ विम्हइ पाडिउ लोउ ।

(હરિ નચાવ્યો પ્રાંગણે-આંગણામાં; વિસ્મયમાં પાડ્યો લોક-લોકને વિસ્મયમાં પાડ્યો.)

जेवडु अन्तरु रावण-रामहं तेवडु अन्तरु पट्टण-गामहं ॥

(જેવડું અન્તર રાવણ ને રામનું છે, તેવડું અન્તર શહેર ને ગામનું છે.)

दिअहा जन्ति झडप्पडहिं पडहिं मणोरह पच्छि ।

जं अच्छइ तं माणिअइ होसइ करतु म अच्छि ॥

(દિવસો ઝડપથી જાય છે; મનોરથો પાછળ પડે છે; જે છે તે માન્ય થાય છે; થશે એમ કરતો ન થા.)

तुम्हहं होन्तउ आगदो ।

(તમારી પાસેથી થયેલો આવ્યો.)

जाम न निवडइ कुम्भ-यडि सीह-चवेड-चडक्क ।

ताम समत्तहं मयगलहं पइ पइ वज्जइ ढक्क ॥

(જ્યાંસુધી કુંભતટ (ગંડસ્થળ) પર સિંહના ચપેટાનો-તમાચાનો સપાટો પડતો નથી, ત્યાંસુધી સમસ્ત મયગલના {મદકલના-હાથીના} પગલે પગલે ઢોલ વાગે છે.)

वड्डत्तणु परिपाविअइ हत्थि मोक्कलडेण ।

(વડાપણું મોકળે હાથે પમાય છે.)

अन्नु जु तुच्छउं तहे धणहे तं अक्खणह न जाइ ।

(અન્ય જે તુચ્છ છે તે ધણનું-નાયિકાનું તે કહ્યું જતું નથી.)

**એ નમુના પરથી મળતો બોધ**—હેમચન્દ્રના વ્યાકરણમાંથી અપભ્રંશ ભાષાના ઉપર આપેલા નમુનાઓ પરથી એ ભાષામાંથી ગુજરાતીમાં કેટલા બધા શબ્દો આવ્યા છે તેનો તથા શબ્દનાં રૂપનો એમાં, જૂની ગુજરાતીમાં, તથા હાલની આપણી ભાષામાં કેવો ફેર-

માર થયો છે તેમજ રચના અને લોકોક્તિમાં કેટલું મળતાપણું છે તે બધાનો ખ્યાલ આવશે

શબ્દ—હોનો, ઘેણુ ગઉ તણ્ડંડનું ભણુ, ઠ્ય, ઘર, રાણી, પિઉ, થાણું વહાણું લહેણું, ધાણું બે ઝપ્પ, જેવડું, તેવડું પડી, માંડ (પારસી લોકો 'કેમ' 'શા માટે'ના અર્થમાં વાપરે છે—'બોલતો કાઈ નહિ'), તો

શબ્દોના રૂપ—સાહુ વિ (સદુએ પારસીઓ પણ'ના અર્થમાં 'બી વાપરે છે તેમ અવિ અપ વિ છે) ગણઇ (ગણે) આવઇ (આવે) હોસઇ (હોશે થશે) અચ્છઇ (છે) નિવડઇ (નિપડે—પડે) વજ્જઇ (વાજે, વાગે) ખણ્ઇ (ખણે) તડપ્ફડ઼ (તરફડે)

કન્તુ (કાન્ત—કંથ) વયણુ (વચન) ઠાણુ (થાણું) વિહાણુ (વહાણું) એહુ (એહ—એ) ચયણુ (ચયણ) લોઉ (લોક) અન્તરુ (અન્તર) વડપ્પણુ (વડપણ) અન્નુ (અન્ય) ધણુ (ધન) નરુ (નર)

વલ્લહઉં (વલ્લભ) તુચ્છઉં (તુચ્છ)

(ઉ પ્રત્યય પ્રથમા એકવચનનો છે 'ઉં' નપુ. પ્ર. એ. વ. નો છે)

કસવટ્ટઇ (કસવટે) કુભયડિ (કુભતે) પગણઇ (પ્રાગણે—આગણે)—ઇ સ એ વ નો પ્રત્યય

અમ્હહં રાવણુ રામહ માગણહ તુમ્હહ સમત્તહ

(હ—ષ્ઠી બ વ નો પ્રત્યય)

પચ્છઇ (પછી)

નચ્ચાવિઉ (નચાવ્યુ—નચાવ્યો) પાડિઉ (પાડ્યા)

પુણુ (પણ)

જામ—તામ

રસિજ્જઇ (રિસાય) પરિપાવિઅઇ (પરિપવાય પમાય પાવે પામે)

શબ્દરચના ત અક્ખણહ ન જાઇ—તે કહ્યું જાતુ નથી અક્ખણહ—આખ્યાતુમ્ હેમચન્દ્ર તુમ્‌નો અણહ આદેશ આપે છે *

લોકોક્તિમા સામ્ય—હત્થિ મોક્કલડેણુ—મોકળે હાથે

---

* આખ્યાનનું અક્ખણ થઈ ષ૦ એ૦ વ૦નો હ પ્રત્યય લાગી રૂપ થયેલું જણાય છે

ઇ. સ.ના તેરમા ને ચૌદમા સૈકાના ગ્રન્થોની ભાષાના નમુના—

ઇ. સ. ૧૨૭૦માં (સંવત્ ૧૩૨૭માં) કોઈક જૈન સાધુએ રચેલો 'સપ્તક્ષેત્રી' રાસ—

જાં સિસિ (સસિ?) રવિ ગયણંગણિ ઊગઇ મહિમાંડલિ,
તાવ રહઉ એઉ રાસુ ભવિયણા! જિણસાસણિ;
નિમ્મલજલ મહ નક્ષત્રતારિકા વ્યાપઇ,
જયવન્તુ શ્રીસંઘુ અનઇ જિણસાસણુ.

શ્રીઆનન્દકાવ્યમહોદધિ, મૌક્તિક ૨જું, પૃ० ૮

ઇ. સ. ૧૩૫૫માં (સંવત્ ૧૪૧૨માં) શ્રીવિજયભદ્રમુનિપ્રણીત શ્રીગૌતમરાસ—

જિમ માનસસર નિવસે હંસા, જિમ સુરવરસિરિ કણયવતંસા,
જિમ મહુયર રાજીવવનિ;
જિમ રયણાયર રયણે વિલસે, જિમ અંબર તારાગણ વિકસે;
તિમ ગોયમગુણ કેલિવનિ ॥ ૫૨ ॥

* * * *

ચઉદહસય બારોત્તર વરિસે, (ગોયમગણહરકેવળદિવસે)
ખંભનયર પ્રભુ પાસપસાયે
કિઉ કવિત ઉપગાર પરો;
આદિ હી મંગળ એહ ભણીજે, પરવ મહોત્સવ પહિલો દીજે (લીજે) ॥૫૮॥
ધન માતા! જેણે ઉઅરે ધરિયા, ધન પિતા! જિન કુલે અવતરિયા
ધન સદ્ગુરુ! જિણે દિક્ખિયા એ;
વિનયવંત વિદ્યાભંડાર, જસુ ગુણ પુહવી ન લબ્ભે પાર
વડ જિમ શાખા વિસ્તરે એ ॥ ૫૯ ॥

આનન્દકાવ્યમહોદધિ, મૌક્તિક ૧લું, પૃ० ૬–૭

આ ઉતારામાં નીચેના શબ્દ તથા શબ્દરૂપ પર લક્ષ આપોઃ—

શબ્દ—જાં—તાવ (જ્યાંસુધી—ત્યાંસુધી; સં. યાવત્—તાવત્); સસિ (શશી—ચન્દ્ર); ગયણંગણ (ગગનાંગણ; ગ લોપાઈ તેને બદલે લઘુ-

પ્રયત્ન ય થયો છે), જિણ–સાસણુ (જિનશાસન), કણયવત્સા (કનકવત્સ ક લોપાઈ તેને બદલે લઘુપ્રયત્ન ય્ થયો છે, ન્ નો ણ્ થયો છે) મહુયર (મધુકર) રયણાયર (રત્નાકર–રત્નાકર), રયણ (રત્ન), ગોયમ (ગૌતમ) પમાય (પ્રમાદ) ઉપગાર (ઉપકાર), ઉઅર (ઉદર) પુહુવી (પૃથ્વી) જિમ તિમ (જેમ તેમ) ચઉદહસય (ચતુર્દશ શત ચૌદસેં)

શબ્દરૂપ—

ઊગઈ (ઊગે) વ્યાપઇ (વ્યાપે)

રહઉ (રહો)

એઉ રામુ (એ રામ) જિણુસાસણ

જિણુસાસણિ (સમ૦ શાસનમાં) મહિમઽતિ સિરિ કેનિવનિ પાસપસાએ (પાર્શ્વપ્રસાદે) જિમઇ (જેમે) જસુ (જેના) અનઇ (અને) હસા (હસ્યો)

'મુગ્ધાવબોધ ઔક્તિક'માના દાખલા, એ ગ્રન્થ ઇ સ ૧૩૯૪મા દેવસુંદરના શિષ્યે રચ્યો છે —

ચ દ દીજઇ દાન દીજઇ (દેવાય છે) શિષ્ય પૂછઇ (પૂછે) ધર્મકરણહાર (ધર્મ કરનાર) જીવ સુખ પામઇ

ધર્મુ સુખનઇ કારણિ હુઇ (ધર્મ સુખને કારણે છે સુખ ઉત્પન્ન કરે છે)

ક્રિયા કરિવઇ જુ મુનિગઉ હુઇ સુ કર્તા (ક્રિયા કરવામાં જે મૂનગ મૂળનો છે તે કર્તા)

મેઘિ વરસતઇ મોર નાચઇ (મેઘ વરસતે મોર નાચે છે)

ગુરિ અર્થુ કહતઇ પ્રમાદીઉ ઊંઘઇ (ગુરુ અર્થ કહત {સતે} પ્રમાદી ઊંઘે છે)

આવિઉ ગિઉ પૂજિઉ (નપું૦) આ યો ગયો પૂજ્યુ

કરી લેઈ–દેઈ–પઢી

શિષ્ય [illegible]

આત્મનેપદ-નઉં પઢિલઉં એકૂજ વચન હુઇ. (આત્મનેપદનું પહેલું-પહેલો પુરુષ એકજ વચન છે.)

ગુરુ-તણુઉં વચન (ગુરુનું વચન)

લિંગ છેદિલા શબ્દ-તણુઉં હુઇ. ( [દ્વન્દ્વમાં ] લિંગ છેદ્યા શબ્દનું થાય છે.)

એહ-તણુઉ; એહ-નઉ (એનો)

અન્યાદિક-નઉ યોગુ (અન્યાદિકનો યોગ)

જે કર્તા-નઉ અથવા કર્મ-નઉ આધાર હુઇ તે અધિકરણુ. (જે કર્તાનો કે કર્મનો આધાર છે તે અધિકરણ.)

તેહ-નઇ યોગિ (તેહને યોગે-તેને યોગે)

જેહ-નઇ કારણિ (જેહને કારણે-જેને કારણે)

શબ્દ-નઇ છેદિ (શબ્દને છેદે)

ક્ત્વા-નઇ કર્મિ દ્વિતીયા (ક્ત્વાન્તને કર્મમાં દ્વિતીયા-ક્ત્વાન્ત શબ્દના કર્મમાં { સંબંધક ભૂત કૃદન્તના કર્મમાં } દ્વિતીયા આવે છે.)

ધર્મું સુખ-નઇ કારણિ હુઇ. (ધર્મ સુખને કારણે છે-સુખનો હેતુ છે.)

વિવેકિઉ મોક્ષ-નઇ કારણિ ખપઇ. (વિવેકી મોક્ષને કારણે યત્ન કરે છે.)

કઉણુ-તણુઉં (કોનું)

શાસ્ત્ર પઢતઉ (શાસ્ત્ર પઢતો)

એ ગ્રન્થ સુખિઇં પઢાયઇ. (એ ગ્રન્થ સુખે પઢાય-પઢી શકાય)

માહરઉ; અમ્હારઉ; તાહરઉ; તમ્હારઉ (મારો, અમારો, તારો, તમારો)

જુ પૂછઇ સુ કર્તા. (જે પૂછે તે કર્તા.)

એહો પુ.; એહ સ્ત્રી.; એહૂ નપું૰

જેણું કરી કરઇ લિઇ દિઇ ઇત્યાદિ યુક્તિઇ જિહાંઇ અનઇ જેણું કરી કર્તા ક્રિયા સાધઇ તં કરણુ. (જેણે કરીને કરે, લે, દે, ઇત્યાદિ યુક્તિએ જ્યાં અને જેણે કરીને કર્તા ક્રિયા સાધે તે કરણ.)

જેહ-તઉ દૂતઉ-થઉ-થકઉ (જેથી, દુથી)

જેહ સિઉ ઇત્યાદિ બોલિવઇ સહાદિ યોગિ ત્રીતીયા હુઇ (જેની સાથે ઇત્યાદિ બોલવામા સહાદિને યોગે તૃતીયા થાય છે)

કિસુ પૂછઇ? (શુ પૂછે?)

કિસિઇ તરઇ? (શા વ઼ે તરે?) ધર્મિ (ધર્મ વડે)

કિસ નઇ કારણિ ધમુ હુઇ? (શાને માટે ધર્મ થાય?) (સુખ-નઇ/(સુખને)

**ઇ. સ ના ૧૫મા સૈકાની ભાષાના નમુના.** એમ પદ્મનાભ, ભાલણ, ભીમ, વગેરેના ગ્રન્થોના દાખલા છે

પદ્મનાભના 'કાન્હડદે પ્રબન્ધ'માથી

પહિનુ રાઇ દુ અવગણિઉ માહરુ બન્ધવ કેસવ હણિઉ ॥૧ ૨૫॥

(પહેલો રાવે દુ અવગણ્યો—મને અવગણ્યો મારો બાન્ધવ કેશવ હણ્યો)

* * *

તસ ઘરણી ઘરિ રાખી રાઇ એ વડુ રોસ ન સહિણુ જાઇ

ગૂજરાતિ સ્યુ માંડિસિ કલહ માહરાઇ સાથિ કટક મોકલુ ॥૧ ૨૬॥

(તેની ગૃહિણી સ્ત્રી ઘરમા રાવે રાખી એ વડો—મોટો રોષ સહ્યો જાતો નથી ગુજરાત સાથે કલહ માડીશ મારી સાથે કટક-લશ્કર મોકલો)

* * * *

કીધઉ કૂચ ઊપરીઆ સાહણુ ઘણૂં નીસાણુ બજાવ્યા

ભાગી દેસ દેવકઇ પાટણિ દલ દેખન્તા આવ્યા ॥૧ ૭૭॥

(કૂચ કીધી સાધન—લશ્કરો ઉપરા ઘણા નિશાન વગાડ્યા દેવના પાટણમા જોતજોતામા લશ્કર આવ્યા)

* * *

કાન્હ તણુઇ સપતિ ઇસી જિસી ઇન્દ્રહ ઘરિ રિદ્ધિ

સવે દિવસિ વાતુ વસઇ રાજભવનિ નવ નિદ્ધિ ॥૧ ૮૧॥

(કાન્હની એવી સપત્તિ છે કે જેવી ઇન્દ્રને ઘર રિદ્ધિ છે સર્વ દિવસ રાજભવનમા નવ નિધિ વા[illegible] છે)

(માહેરી ગાડીમા મસનત મારે બેસી વાત કરવા લાગ્યા)

* * *

મરહ૬ મિ વસિ કીધ ॥ ૨ ૬૩

(મેં મરાઠા વશ કીધા છે)

* * * *

તેહચા પ્રેમ અપાર ॥ ૩ ૨૩૪

(તેનો પ્રેમ અપાર છે)

* *

પીંયુ વિણ રહણૂ ન જાઇ ॥ ૩ ૨૩૬

(પ્રિયુ વિના રહ્યુ ન જાય)

* * *

જાસ-તણુઇ નવનિધિ ભંડારા ॥ ૩ ૬

* * * *

વિષમ દુર્ગ સુણીઇ ઘણા અસિઉ નહી આસેર

જસિઉ જાલઉર જાણિઇ તિસ્યુ નહી આનેર ॥ ૪ ૬

* * * *

જસ્યુ જાલઉર જાણીઇ, તિસ્યુ નહી ગનેર ॥ ૪ ૮

* *

દસિઉ દુગ કિમ લેપિ જાઇ (લીધુ જાય) ॥ ૪ ૫૯

* * *

આસણી (અશ્વની) ઊડી રજ ॥ ૧ ૬૦ ૨૧

કિમ ગોઢર સાહિ દેવરાઇ ॥ ૧ ૯૦

(ઘોઘ પ્રાન્તનો દેવરાજ સોમનાથને કેમ સાહે-પકડે)

* *

આવ્યા ઠન સુરલા તીર ॥ ૩ ૧૪૮

(સુરતને કિનારે)

ઉપરના ઉતારામા ધ્યાનમા લેવા યોગ્ય શબ્દરૂપઃ—

(અ) ષષ્ઠીના પ્રત્યયો —

(૧) હ-દહહ ધરિ'

પાપી તેહુ ઊતર્યું પખી પડિઆ લીધા,
શાગરની પૂઠિ સાચર વેગિ પગ તે દીધા.
તેણિ દૂ દીઠું નહીં. કાંઈ આયુનુ યોગ!
કિમહિ ટાલ્યુ નવિ ટલિ ભાગ્ય કેરુ ભોગ પૃ૦ ૨૩

* * *

તાતશોક મૂર્છિ પડતા પ્રાહાર, તરષા લાગી તેણી વાર. ૧
મુખ સુકિ નિ ધ્રુજિ દેહ, હા હા! કષ્ટ તણુ નહિ છેહ
વ્યાધ વેગનુ ગઉ જાણિઉ જળ વિણુ રહિ નહીં પ્રાણિઉ
કાઠી કોટ નિદ્રાનૂ આહારિ, વ્યાધ ગયા દિશિ જોઈ ચ્યારિ પૃ૦ ૨૩

* * * *

શ્રાત થકા મિ નવિ હીંડાય, વિષમ વાટ, તનુ ધ્રુનિ ભરાય,
દુ ખાતુર અતિ થાકા ચરણુ ધણુ ઇ વાજૂ નાવિ મરણુ પૃ૦ ૨

* * *

તેહનુ સુત સુંદર હારીત, વિદ્યા–વેદ–વિનોદિ પ્રીત,
વિદ્યાર્થી સરખા સંનિધાન, આવ્યુ કરેવા કારણિ સ્નાન. પૃ૦ ૨

* * *

દૂ પડતુ દીઠુ જેટનિ, શિષ્યં પ્રતિ બોલ્યુ તે તેટનિ —
જાણુ વૃક્ષ થકુ શુકેબાલ ઝાલ્દુ છિ શિયાળિ કાલિ,
છૂટુ છિ ચચાથી આજ, એ જીવતુ રાખુ આહારાજિ પૃ૦ ૨

* * * *

એવા રજના વાઇ વાય મધુકર મત્ત મધુરં રવ ગાય
સુદર સહકારહ મજરી કોકિલ બોલિ ચચિ ધરી પૃ૦ ૨

* * * *

અવરિ નહિ તેણિ વનિ વાત પૃ૦ ૨

* * * *

એહન જાણી આણ્યુ અહીં આશ્રમ તરુ મેહેલીશિ કિહી,
ખાશિ પડિઆ કણુ નીવાર, આપીશિ વનફલનુ આહાર,
ઇમ કરતા મોટેરુ થશિ, આવી પાખ નિ ઊડી જશિ,
જુ મન એહનિ થશિ વિશ્રામ, તુ પણુ રહિશિ આણિ ઠામિ પૃ૦

* * * *

પુનરપિ પામેવા નિ પતિ જાણી વ્રત કરિશ ત્રિ સતી. પૃ૦

* * * *

હું ઇ હઇઅડિ દાઝૂં છૂં, પણ ક્રીઝઇ શું મર્મે? પૃ૦ ૪૨

* * * *

સૈન્યાથી ચૂકિ નહીં સુંદરી કિંચિતમાત્ર પૃ૦ ૬૯

* * * *

તઙ્ગારિ કુલકર્મ અછિ તે ધરુ ધુરાનુ ભાર. પૃ૦ ૭૩

* * * *

શોકાતુર અપરાધી સરિખુ ઊઠ્યુ વેગિ વીર.
મુખ ક્ષાલેવા, અંજલીઇ કરી લેઈ આવ્યુ નીર.
'લ્યુ, જી, મુખ પખાલ્યુ, માનિની! શ્યામા, શોક ન કીજિ
સુખ દુઃખ આપણા દેહ નિ સરજ્યાં ભોગવી લીજિ.' પૃ૦ ૯૦

* * * *

સખી કોઇનિ સાદ કરિ, બાઈ! વેગિ ચાલુ.
કમલ ગ્રહી નાસી જાઇ છિ, હંસમિથુનનિ ઝાલુ. પૃ૦ ૧૩૦

* * * *

મજ્જન તાં અહીંકણિ કર્યું, અહીં પૂજિઆ ત્રિપુરારિ, પૃ૦ ૧૫૧

* * * *

નીર ઝરિ નયનાં અતિ લોલ. પૃ૦ ૧૬૮

આ ઉતારામાં નીચેનાં શબ્દરૂપ લક્ષ આપવા જેવાં છેઃ—

ક્રિયાપદનાં કર્મણિ રૂપં—જાણીઇ; કીજઇ; આવિઉ (આવ્યુ-ઓ); તેણિ હૂં દીઠુ નહીં (તેણે મને દીઠો નહિ; 'હું' પ્રથમામાં છે, ...નની પેઠે);

ચૂકિ (નામધાતુ—ચુકાય); ગયાં (ગયો હતો છતાં, અવ્યય કૃદન્ત); ...ે (ન આવે); હૂં પડતું દીઠું; (મને પડતું દીઠું; 'હું' પ્રથમા);

મેહેલીશિ—આપીશિ (મહેલીશ, આપીશ); થશિ—જશિ (થશે, ...શે); આવી પાંખ નિ ઊડી જશિ (પાંખ આવીને ઊડી જશે; 'નિ'= ..., રહિશિ (રહીશ);

પામેવા નિ (પામવાને); ક્ષાલેવા (ક્ષાલવા, ધોવા);

૧૭ અિ (છે)
મર ચ ન ઝાન (ધરો ચાનો ઝાનો)
ભાજિ લીજિ (ભાજે લીજે)
૧ઠી–ભાગ્યકેર સહકારક
ત્રીજી–તિણિ મિ વેગિ કાનિ માહારાજિ
સપ્તમી ઠામિ મનિ વનિ કારણિ
પચમી થાન થકા
અન્વય–નિ (ને) કિમહિ જેટલિ તેગનિ ઠામ લુ (જે) પુ (તો) અહીંકણિ (અધિકરણવાચક કણિ–મને એવડા અધિકરણ છે) માઇ લાખૂઈ
નામ–પ્રાણિઉ (પ્રાણ–ઉ–નધુ વવાચક તિરસ્કારવાચક) પાપિઉ નયના (ન૦ બ૦ વ૦ આખો) પાપી ઉતર્યું આયુનુ યોગ શુ મર્મ, વ્યાધ યેગનુ ગઉ વગેરે
સર્વનામ–મૂહિ (મને)
શાબ્દ–દેહ (છેડો)
રચના–સેવાથી ચૂરી નહિ (સેવાથી–અપાદાન પડી નહિ અર્થ ન થઈ તાન સપ્તમી વપરાય છે) આણિ ઠામિ તણિ વનિ (વિશેષણનો વિશેષ્ય સાથે વિભક્તિમા અન્વય)

ભીમ કવિએ ચેલા 'હરિલીલા સોળકળા'–ના ૧૭મા સૈકામાના હસ્તલિખિત પુસ્તકમાથી રા નવલરામભાઈએ આપેલો ઉતારો —

સિંહાસન મિ ઠિ કર રાઇ
મોટુ તેહ તણો મહિમાયિ
* * * *
સબ્દ એક તીઉ આકારા
કસ તાતારો કરસિ નારા
સમ્પક વૈરી જાણો તેહ
એહનુ ગરભ આઠમુ જેહ
* * * *

પગિ સાહીનિ કરિ વિનાશ
તેટલિ કન્યા ગઈ આકાશ

નવલગ્રન્થાવલી, ભા ૨જો, પૃ૦ ૬૩

**ધ્યાનમાં રાખવા જેવાં શબ્દરૂપઃ—**

બેઠુ છિ (બેઠો છે): કરસિ (કરશે); એહનુ ગર્ભ (એનો ગર્ભ). પગિ (પગે); સાહીનિ (સાહીને): તેટલિ (તેટલામાં)

ઈ. સ.ના ૧૫મા સૈકામાં બીજા રચાયલા ગ્રન્થોના નમુના.

**શ્રીધરવ્યાસકૃત 'રણમલ્લછંદ':--**

ઈડર ગઢિ અગ્નદીં ચઢિ ચક્કઈ, જા રણમલ્લ પાસિ ઇમ જુલઉ ॥૨૭॥
સિરિ ફુરમાણુ ધરવિ સુરતાણીય, દહ દપ દાસ માસ દીવાણીય।
અગર મરાસ દાસ સવિ છોડિય, કિરિ ચાકરી ખાન કર જોડીય ॥૨૮॥

વિમલપ્રબન્ધ, પ્રસ્તા૦, પૃ૦ ૧૬

**કર્મણમંત્રિકૃત 'સીતાહરણ': ઇ. સ. ૧૪૬૯માંનો નમુનો--**

કર જોડી નઇ કરૂં વિનતિ, સ્વામી કોપ મ કરિસ્યુ;
તુઝ આગલિ વરનું નવિ બોલ્યું, એ છઇ અનેરૂ પુરિસુ ॥ ૧૩૧

* * * *

મૂ ગેરૂ મહીધરૂ, જાં સાયર નઇ સૂર,
તાં એ રામાયણ સુણ્યુ. તે ઘરિ નવનિધિપૂર ॥ ૫૦૦

આમાં લક્ષમાં લેવા લાયક રૂપઃ—

જોડીનઇ (જોડીને); મ કરિસ્યુ (મા કરશો) છઇ (છે). અનેરૂ પુરિસુ (અનેરો પુરુષ); જાં-તાં (જ્યાંસુધી-ત્યાંસુધી). ઘરિ (ઘરમાં). નઇ (ને); સાયર (સાગર, સાગર).

શાસ્ત્રી મગનલાલે આપેલા સંવત્ ૧૪૮૧, ઇ. સ. ૧૪૨૪માં લખેલા બ્રાહ્મણપુસ્તકમાંથી—

વિશાખાશુદિ કુજ્જુદાન દીજઇ.
માઘમાસિ અમાવાસ્યા હેમદાન દીજઇ.

ક્ષૌરકર્મ કરિઉં હુઇ તેહનૂ સૂતક દિન ૩
જનોઈ દીધુ હુઇ તેહનૂ સૂતક દિન ૧૦
વિવાહ હૂઉ હુઇ તેહનૂ દિન ૧૨
આદિત્યવારિ જુ મસ્તસ્નાન કીજઇ તુ તાવ ચડઇ
માઘમાસિ બુધવારિ મહિની વીઆઇ તે ધર્મિષ્ટી જઈ ગ્રહશાંતિ કરાવીઇ તુ શુભ હુઇ

ગુજરાતી ભાષાનો ઇતિહાસ પૃ૦ ૬૮-૭૧

ઇ સના ૧૬મા સૈકામા લખાયેલા બ્રાહ્મણ અને જૈન પુસ્તકો વગેરેમાના નમુના —

લાવણ્યસમયગણિવિરચિત **'વિમલપ્રબન્ધ'**માથી —

કહિ સરસતિ વલતૂ વયણ ભગત મ આણેશિ ભ્રતિ।
વિમલમનિગુણ ગાઅતા હૂ આવિશિ એકતિ ॥ ૨૩ ॥
અગિ જિ તારઇ અનતરી બોલેશિ વયણવિલાસ।
નવ નવ વાણિ વયણ રસિ પૂરિસિ તાહારી આસ ॥ ૨૪ ॥
કવણ વિમલ તે કિહા હતુ બોલૂ તસ ઉતપત્તિ।
ધર્મકાજ કીધા કિશા ચતુર સુણઉ એક ચિત્તિ ॥ ૨૫ ॥
ચિહુસઈ જોઅણ આપણે જોઅણ એક પ્રમાણ।
જોઅણ લાખજિ દેવકા જમ્બૂ દીપ વખાણ ॥ ૨૬ ॥

લક્ષમા લેવા જેવા શબ્દ—
વયણ (વઅણ વચન) કિશા (કશા કેવાં)
સઈ (શતી) સરસતિ (સરસતી સરસ્વતી) —
શબ્દરૂપ—આણેશિ (આણીશ) આવિશિ બોલેશિ વગેરે તસ (તેના) ચિત્તિ (ચિત્ત) દેવકા (દેવના) એકતિ (એકાન્તમાં) રસિ (રસમાં) સુણઉ (સુણો)

કોટમાહિ કોટીધ્વજ વસઇ ઊણા તે ગ બાહરિ વિસઇ।
લાખીણા લખ ભેના થાઇ ઇશુ ન્યાય તિ નગરીમાહિ ॥૩॥ પૃ૦ ૩૦
વિસઇ–બિસે બસે લાખીણા–લાખીણા–લાખની પૂંજીવાળા

પ્રાકૃતમા યનો જ અને વનો બ થાય છે તેથી જૂના પુસ્તકોમા યને બદલે જ અને વને બદલે બ લખવાનો પ્રચાર પડ્યો જણાય છે

ઇ. સ. ના ૧૬મા-૧૭મા શતકમાં રચાયલા ગદ્યપદ્યમય 'વૈતાલપંચવીસી'માંના પદ્યના ને ગદ્યના નમુના:—

કિસ્યું રૂપ તે સબતણું, પસ્યો અંધારે મેહ;
જાંણે કાજળ સરિ ભરિઉ, અસ્યું રૂપ છિ તેહ;
ભયંકર ભૈરવ હૂઈ જસો, વલિ સરિ ઉભા કેસ;
ઉઘાડું મુખ લોયણાં, માહા ભયંકર વેસ. પૃ૦ ૬

કિસ્યું (કેવું); પસ્યો (જેવો); સરિ (સરમાં-તળાવમા); અસ્યું (એવું); છિ (છે); સરિ (માથે); લોયણાં (લોચન)

એજ પદ્યમય ગ્રન્થમાં બીજાં નીચેનાં જૂનાં રૂપો માલમ પડે છે:—
અછે (છે); કરિ, રમિ (કરે, રમે).
હવિ (હવે); પણિ (પણ), તિહાં (ત્યાં);
મમ (જેમ); અનિ (અને); જુ (જો); તુ (તો).
રાઇ (રાજાએ); તસ (તેનું); મિ (મેં); રાઉલી (રાજાની); જાસ (જેનું); જાં-તાં (જ્યાંસુધી-ત્યાંસુધી); હોઇસૈં (હોશે), લેહસ્યૈં (લેશે)

**ગદ્યનો નમુનો:—**

તે બ્રાહ્મણ બોલિઉ તાહરઇ ઘરે ભોજન ન કરું। તાહરઇ ઘરે રાક્ષસનું કર્મ દેખું છું। વલિ ઘરનું ધણી બોલિઉ। સ્વામી એ બાલક જીવાડું। તુ જીમુ। પછઇ તેણઇ બ્રાહ્મણિ ઘરમાંહિ થકુ સંજીવનની વિદ્યાનું પુસ્તક કાઢું। છોડીનઇ વાંચ્યું। તે બાલકની ભસ્મ ઢગલું કીધું। મંત્ર ભણી ભણી ભસ્મીભૂત બાલિક સજીવન કીધું। તે બ્રાહ્મણઇ પ્રતિજ્ઞ દીઠું। વિમાસવા લાગુ। જુ એ પુસ્તક માહરઇ હાથિ ચડઇ તુ એ કંન્યા જીવાડું। પછે તેહના ઘરમાંહિ પઇસી પુસ્તક ચોરી લેઇનઇ તેણઇ સપસાનિ આવ્યુ। પૃ૦ ૧૦૫

**ઇ. સ. ના ૧૬મા સૈકાનાં ખતો**—ઇ. સ. ના ૧૬મા સૈકામાં મળી આવતાં ખતોમાં પણ જૂની ગુજરાતીનાં ઇકાર ને ઉકારવાળાં રૂપોં માલમ પડે છે.

દાખલા —આપણઇ જગણઇ હાથિ સભાળી લીધા સદી
નગઈ

એ ભૂમિનઇ કીધઇ કો દેવુ કઇ તેહનઇ લૂઆ લાડણુ શવા મારી મીછઇ

ટકા ૬ લેઇ (લેખ)

પગ્સાનિ પ્રાગણસહિત સમુ છાપરૂ પકવેટ વની-નાપ-નીઆ-બારતે-કમાડ સહિત ૧૬ ગીનધ અહણે મૂક્યા મોદી નરાઇજુદાસ તોપીદાસ એણઇ મૂક્યા

કર્ણઇ મૂકયા ઉતર૦

એ ધર પડઇ આખ ઇ રાજકિ દેવકિ લાગઇ, તે તથા નનિઆ ઓટિ ધણી છો વતા સર વરતી આપઈ

નિમવનગ્ધ પ્રગ્ના૦ ૧૦ ૩૧-૩૪

ખતોમાં ઘણુજ અશુદ્ધ હોય છે વળી જૂના વખતથી ચાનતું આવે છે તે લખાય છે

અશુદ્ધિના કેટલાક નમુના એ ખતોમાથી નીચે પ્રમાણે છે —

વિક્રિગમાણ્ણા ભૂમે પત્રમભિખિષ્યતે

નત્તામતાનિ સાક્ષિણુ

શ્રી અફ્જલખાન તત્સમએ રાજા અહિમદાબાદ મધ્યે ધર્માધર્મ વિચારણાર્થે કાદી શ્રી નસીરદી સને ન્યાયપક્ષપાતનૈકમુખે દુર્ગુપાન શ્રી અફ્જિખાન મનિક સનુ મીરકો અસાધ શ્રી પીરોજ મલિક જામતિ મણ્ડપિકાય શ્રી નગદલ મનિક હવેલ્યા ગી રુદ્દી મી જનાલ એર પચકુન પ્રપતિતૌ ઠીકુએ પટિલ-હાજાના મધ્યપોનિ તત્ર મોદી જસા સુત મોદી સારણ નપુત નરાઇદાસ પર મોદી હાદાસુત તાલીદાસ કેન ગ્રહ ગ્રહણકે દત્ત નિ—

ભાગનૂદ્ સસ્કૃત તથા જૂની પ્રાકૃત ભાષા આનુ મિશ્રણ કરવાનો મોહ સ્વાભાવિક છે પ્રાન પણ જેમને સસ્કૃતનુ લવમાત્ર પણ જ્ઞાન નથી એવા ઘણા લેખકોને ઘણાજ અશુદ્ધ સંસ્કૃત ઉતારાઓથી પોતાના ગ્રથને શણગારતા જોઈ આપણને હાસ્ય ઉત્પન્ન થાય છે

જ પ્રમાણે આ જાતની ભાષામાં છે. પરન્તુ તેમાંથી જૂની ભાષાનાં ઘણું સચવાયેલાં શબ્દો ને રૂપો મળી આવે છે.

ઇ. સ. ૧૫૦૦માં થયેલા જોશી જગન્નાથકૃત 'ભુવનદીપક'ના ભાષાન્તરમાંના નમુના:—

રવઇ જાનિ બોલીઇ.

મંગલ રક્તવર્ણ જાણિવુ.

ગુરુ જાણિવુ...શનિ દાસ, રાહુ મયગ, બુધ, ગુરુ, શનિ, રાહુ, એ ચ્યારિ મિત્ર જાણિવા. એહ ચિહુ ટલતુ પાચ્યુ દુષ્ટ ગ્રહ જાણિવું (એ ચાર રાજાના).

ગાળાપત્ર, પુ. ૪૮, પૃ० ૪૪૬-૪૭

ઇ. સ. ૧૫૫૫માં લખેલી 'શાલીહોત્ર'ના ગુજરાતી ભાષાન્તરની પ્રતમાંથી—

મુખિ ચિહુ પગિ યે અશ્વ કાલા હુઇ તે અપોગ્ય તે યમદૂત જાણિવું. જિમણા ગાલનું ભમરુ સૌખ્ય લક્ષ્મી પ્રાપ્ત કરઇ. કાંખે ભમેરા હુઇ તે સ્વામી નઇ મારઇ.

નરુ૦ કૃત 'ગુજરાતી ભાષાનો ઇતિહાસ', પૃ० ૭૮

ઇ. સ. ૧૫૨૪માં લખેલી જૈન 'નવતત્ત્વ બાલાવબોધ' નામના પુસ્તકની પ્રતમાંનો નમુનો.—

કેતલીઇ ઘણા દીસ રહઇ પછઇ વિણસઇ એ સ્થિતિ કહઇ. વલી ગોલી બાંધતાં ત્રીજઉ રસ બંધાઇ એકિ ગોલીનું મધુરઉ એકિનઉ કડુ એકિનઉ ચરકુ એકિનુ ખાટઉ રસ હુઇ.

નરુ૦ કૃત 'ગુજ૦', પૃ० ૭૩

ઇ. સ. ૧૭મા ને ૧૮મા સૈકાની પ્રેમાનન્દ, શામળ, ધીરા, વગેરેની ભાષા જાણીતી છે. તે હાલનીજ ભાષા છે. એ સમયના જૈન લેખકોના થોડા નમુના નીચે આપ્યા છે.—

મેઘરાજવિરચિત 'નળદમયંતી', ઇ. સ. ૧૬૦૭—

આપ્યું સુખ પામ્યું કુણે, દુઃખ પણ પામ્યું કેણ;
ચડતણા ચારા સવે, ફરતા આવે જેણ

એમ સાભળી ભીમી સતી, કરતી જિન ગુરુ ભત્તિ
અતિ સમુદતિ તિહા રહે દિન સુખ નગવત્ત
રાતે રખવાળો રહ્યો તે નળ પ્રિયાને પાસ,
નહાસે જાગી જાણીને ચાલ્યો હૃદય વિમાસી

આન કાવ્યમહોદધિ, મૌક્તિ૦ ૩જુ પૃ ૩૪૭-૪૮

રુચે=ગમે ભત્તિ (પ્રા)=ભક્તિ તિહા=ત્યાં, વત્ત (પ્રા)=વાત

* * * *

વનમે નળરાજા મુઓ ભીમી છે નવવેશ,
તે માટે સ્વયવર નવો, માંડ્યો ભીમ નરેશ
મુહૂર્ત દિન તો કાલ છે કુડનપુર અતિ દૂર
મુજ પરણવા ખત છે, કણ કારણ દુખ પૂર
તવ નળ મનમા ચિંતવે શશિકર ઝરે અગાર
રવિ ઉગે પશ્ચિમ દિશિ (તો) ભીમી લોપે કાર

એ ૮ ગમયના અન્ય રાસની ભાષા જુઓ એ રાસ શ્રીમેઘલાલચંદી ઇ. સ. ૧૬૩૨મા રચાયલો છે તેમાનો નમુનો નીચે આપ્યો છે —

હવઇ દેરીવચન સભારી જોઈઇ વાટ વેતાઈ તુમારી
એનતઇ તુમ દરબારઈ આવ્યા તુમનિ ચ઼ કરી બોલાવ્યા!
વાછિના તુહ્મે ભનઇ આવ્યા ચિંતા શોક દૂરિ વોલાવ્યા
ભલુ થય તુમનિ કહું છુ દેન વચન ખોટુ વદું છુ
એ વાત સહી એમ થાસ્યઇ એ કામ તુમ્હજ કરાસ્યઇ,
જો વેલા લગનની જાસ્યઇ, તો ઘણુંએ માઠું થાસ્યઇ

આન-દ૦ મૌક્તિ૦ ૧લું, પૃ૦ ૩૫૧

હવઇ-હવે એનતઇ-એને દરબારઇ-દરબારે તુમનિ=તમને
થાસ્યઇ-થશે કરાસ્યઇ=કરાશે જાસ્યઇ-જશે

અશોકરોહિણી નામના ઇ. સ. ૧૭૧૫માં રચાયલા રાસમાંથી નમુનો:—

રતિ તેજસ આગલિ રતિ રે લો, તિલોત્તમા તિલમાત્ર, રા૦
રંભા રંભાથંભ પરિં રે લો, અસાર થયા અવદાત. રા૦
*　　　*　　　*
મનું! તસ રૂપને જોઇવા રે લો, સુર થયા અનિમેષ, રા૦
સહસ નયન ઇંદ્રે કર્યાં રે લો, જોવા રૂપની રેખ. રા૦
બ્રહ્મા તસ ગુણ બોલવે રે લો, કીધાં ચ્યાર વદન, રા૦
મનું! તસ ગુણગણ સાંભળી રે લો, આક કરી નિજ કન. રા૦
આનન્દ૦ મૌક્તિ૦ ૧લું, પૃ૦ ૧૮૫

આમાં પ્રાકૃત ને જૂના શબ્દો વધારે છેઃ—

આગલિ=આગળ; તસ=તેના; જોઇવા=જોવા; કન=કર્ણ, કાન

ઈ. સ. ૧૭૫૦ને સુમારે રચાયલા શ્રી જિનહર્ષજીના 'હરિબળલચ્છી'માંનો નમુનો:—

પ્રણિપતિ કરી પુહવીશને, જુગતે કિયો જુહાર લાલ રે;
રાજા રળિયાયત હુઓ, આદર દિયો અપાર લાલ રે.
કિહાંથી આવ્યા, રહો કિહાં? પૂછી સઘળી વાત લાલ રે;
હરિબળ બળબુદ્ધિ આગળો, ક્ષિતિપ ભણી કહી દાત લાલ રે.
નીતિ વડે નરનાથને, ખિણમેં કિયો ખુશાલ લાલ રે;
પરમન તો નિજ વશ કરે, ચતુર તણી એ ચાલ લાલ રે.
આન્દ૦ મૌક્તિ૦ ૩જું, પૃ૦ ૩૯૧

પુહવીશ=પૃથિવીશ; ખિણ=ક્ષણ

ઈ. સ. ૧૬૨૯માં રચાયલા 'જયાનંદકેવળી'માંનો નમુનો:—

તે પાસેં નગરજ ભલું, વીરસેન તિહાં રાય;
ભીમ સોમ છે ભટ ભલા, સેવે તેહના પાય.
રાયે તસ આદેસ દિયો, મૃગયા જાઓ દોય,
મૃગ મારીને વેગ સ્યું, મંદિર લાવો સોય.
ભટ બેહુ તે સજ થઈ, ગયા તે વનમાં જામ;
મૃગલાં બહુ દેખી કરી, મારણ લાગા તામ.
આન૦ મૌક્તિ૦, ૩જું, પૃ૦ ૧૧૮

આયસ=આદેશ, હુકમ

શ્રીવિજયબુધે 'કલ્પસૂત્ર' પર અમદાવાદમા સવત્ ૧૭૦૭, ઇ સ ૧૬૫ મા 'બાલબોધ' નામની ભાષામા ટીકા કરી છે, તેમાથી ભાષા પર પ્રકાશ પડે એના કેટલાક ઉતારા નીચે આપ્યા છે —

શિષ્ય નઇ ઇમ કહઇ

શ્રી સુધર્મા સ્વામીનિ પાસિ ધર્મ સાભલી નતઉ થયુ પિતા ધણિું આગ્રહઇ કરી આઠ કન્યા પરણ્યાની રાશિ કણ્યાનિ પ્રતિ પ્રતિબોધી મઆનિ સુધર્મગણધરનિ પાસિ આઠ કન્યા નામા ઠાએ

પછી બારે વરસે ગૌતમ મોક્ષઇ ગયા

પછી ચોસઠિ વરસે જમ્બૂસ્વામી મોક્ષ ગયા તિવારેં દશવાનાં લેતા ગયા

કલકત્તા સસ્કૃત કૉલેજના સસ્કૃત હસ્તલિખિત પુસ્તકોનો
રિપોર્ટ, ઇ સ ૧૯૦૮, ન ૭૬, પૃ૦ ૨૦-૨

અપભ્રશ, જૂની ગુજરાતી, અને હાલની ગુજરાતીમા કેટલાક સરખા શબ્દરૂપની યાદી નીચે આપી છે —

| સસ્કૃત | અપભ્રશ | જૂની ગુજરાતી | હાલની ગુજરાતી |
|---|---|---|---|
| घात्र | घात्तु | રાસુ કલહુ | રાસ રામો, કલહ |
| लोक | लोगु | સાસણુ ધર્મુ | શાસન ધર્મ |
| प्रिय | पिउ प्रिउ | પિઉ | પિઉ |
| वल्लभ | वल्लहु | વિવેકિઉ, યોગુ | વિવેકી, યોગ |
| / वल्लभकम | वल्लहउ | શાસ્ત્ર | શાસ્ત્ર |
| रत्नानि | रयणाइं | નયણાં લોચણા | નયન, લોચન |
| सत्र | माह्नु सव्वु | સઉ સવ-(સવે) | સહુ |
| एत | एहु | એહ-એઉ | એ |
| य त | जा जु सो | જુ સુ ઘુ | જે, તે |
| ये त | ज ति ते | જ(જે) ઘે ત(તે) | જે તે |
| यादृश | जइसु | જિસિઉ જસિઉ<br>જસ્યુ જિસી | જેવો |

જાતિમા ફેરફારના તથા શબ્દવ્યત્યયના થોડાક ઉદાહરણ નીચે આપ્યા છે –

| જૂની ગુજ | હાલની ગુજ |
|---|---|
| હુઇ હાસઉ (પુ) | હાસ્ય (નપુ), હાસી (સ્ત્રી) |
| હઠ દીધઉ (પુ) | હઠ (સ્ત્રી) |
| (હાઈઇ ધરિઉ) રામનુ નામ (પુ) | નામ (નપુ) |
| (મારુયાડિતુ) પાસઉ (પુ) | પાસું (નપુ) |
| ઘુણારવ (પુ) વરતીઉ | ઘુમરાણુ (નપુ) |

ઉલટા ક્રમના દાખલા—

| | |
|---|---|
| નયર યોગિની | યોગિનીનગર |
| માણસતણા વર્ણ અઢાર | અઢાર વર્ણના માણસ |
| મડપરગ | ગામડપ |

---

## પ્રકરણ ૫મું

### ✓ વ્યાકરણ: મહત્ત્વ, પ્રયોજનાદિ

**વ્યાકરણ એટલે શું?**—'વ્યાકરણ' શબ્દનો અર્થ સ્પષ્ટીકરણ થાય છે જે શાસ્ત્રમા શબ્દના પ્રકૃતિ ને પ્રત્યય જુદા પાડી પ્રત્યયના અર્થ દર્શાવ્યા હોય છે અને જેમા શબ્દોના શુદ્ધ રૂપ તથા તેનો વાક્યમા પરસ્પર સબધ કેવી રીતે છે તે વિષે વિવેચન કર્યું હોય છે તે **વ્યાકરણ.** આ રીતે એ શાસ્ત્રમા શબ્દોનું સ્પષ્ટીકરણ થાય છે એને 'શબ્દાનુશાસન' પણ કહે છે, કેમકે એમા શબ્દોનું અનુશાસન–ઉપદેશ કરાય છે–અસાધુ શબ્દથી જુદા પાડી સાધુ શબ્દ સિદ્ધ થાય છે

**વ્યાકરણ શુ શું કરે છે?**—વ્યાકરણ ભાષાને નિયમમા રાખે છે અને વિકાર પામતી અટકાવે છે તે સાધુ શબ્દનું જ્ઞાન કરાવે છે ને અસાધુ અપભ્રષ્ટ શબ્દનો પ્રયોગ અટકાવે છે એક વિદ્વાને

પુત્રને કહ્યું કે ભાઈ, બીજાં શાસ્ત્ર ન ભણે તો ભલે, પરંતુ વ્યાકરણનો તો અભ્યાસ કરજે. એનું જ્ઞાન નહિ થાય તો તું ગમે તેવાં અશુદ્ધ રૂપ વાપરીશ–'સ્વજન' (પોતાનાં માણસ)ને બદલે 'શ્વજન' (કુતરા), 'સકલ' (સઘળું)ને બદલે 'શકલ' (ખંડ, કકડો), અને 'સકૃત્' (એક વાર)-ને બદલે 'શકૃત્' (છાણ) કહીશ. આવું અનિષ્ટ પરિણામ ન આવે માટે તારે વ્યાકરણ તો ભણવુંજ જોઈએ. અર્થાત્, શુદ્ધ ભાષાના રક્ષણને માટે વ્યાકરણનું અધ્યયન આવશ્યક છે. એટલાજ માટે ભગવાન્ કાત્યાયન વાર્તિકકારે વ્યાકરણ શીખવાનાં પ્રયોજનમાં 'રક્ષા'–રક્ષણને સહુથી પહેલું મૂક્યું છે.

**વ્યાકરણ, વેદાંગ**—શિક્ષા (ઉચ્ચારશાસ્ત્ર), કલ્પ (ક્રિયાવિધિ-શાસ્ત્ર), વ્યાકરણ, નિરુક્ત (વ્યુત્પત્તિશાસ્ત્ર), છન્દ, અને જ્યોતિષ, એને વેદનાં છ પ્રધાન અંગ માન્યાં છે અને પુરાણ, ન્યાય, મીમાંસા, અને ધર્મશાસ્ત્રોને ઉપાંગ–ગૌણ અંગ માન્યાં છે. છ પ્રધાન અંગોમાં વ્યાકરણ એ પ્રધાનતમ અંગ છે એમ ભાષ્યકાર અને હરિ માને છે; કારણ કે વ્યાકરણના સારા જ્ઞાન વિના બાકીનાં અંગનું જ્ઞાન અપૂર્ણ છે. દરેક પ્રજા પોતાના ધર્મપુસ્તક પ્રત્યે અત્યન્ત પૂજ્યભાવ દર્શાવે છે. વેદ હિંદુઓનું ધર્મપુસ્તક છે. વેદ એટલે મન્ત્ર અને બ્રાહ્મણ. ઉપનિષદોનો એમાંજ સમાવેશ થાય છે. વેદના અન્ત ભાગમાં છે તેથી એ વેદાન્ત કહેવાય છે. જે સમયે છાપવાની કળાનું સંશોધન થયું નહોતું તે સમયે ઋષિકુળોમાં શિષ્યો ગુરુમુખે ઉચ્ચારેલા મન્ત્રોનું શ્રવણ કરી વેદનું અધ્યયન કરતા. આ કારણથી વેદને શ્રુતિ કહે છે. વ્યાકરણના અધ્યયન વગર વેદના મન્ત્રોનો શુદ્ધ ઉચ્ચાર કે અર્થ સમજાય નહિ. વળી સ્વરમાં ફેરફાર થાય તો અર્થનો અનર્થ થાય. કહ્યું છે કે જે શબ્દમાં *સ્વરનો કે વર્ણનો દોષ હોય છે તેમાંથી વિવક્ષિત અર્થ

* વેદમાં કેટલાક સ્વર ઊંચા, કેટલાક નીચા, ને કેટલાક સમધારણ પરાય છે, તે અનુક્રમે ઉદાત્ત, અનુદાત્ત, અને સ્વરિત કહેવાય છે.

નીકળતો નથી એવી દોષવાળી વાણી વજ્રરૂપ થઈ યજમાનની હિંસા કરે છે એ વિષે નીચેની આખ્યાયિકા આપે છે —

એક સમયે વૃત્રે ઇન્દ્રનો નાશ કરવા મારણમન્ત્રનો આરંભ કર્યો હતો તેમા इन्द्रशत्रुर्वर्धस्व એટલે તુ ઇન્દ્રનો શત્રુ-શાતયિતા-છેદનાર થા એવો અર્થ વિવક્ષિત હતો આમા शत्रु શબ્દ યૌગિક અર્થમા લેવાનો છે, રૂઢાર્થમા નહિ, કેમકે રૂઢાર્થમા લેવાથી અર્થનો ભેદ થશે નહિ ઇન્દ્રનો શત્રુ કે ઇન્દ્ર છે શત્રુ જેનો એવો અર્થ લઈએ તો તત્પુરુષ કે બહુવ્રીહિ સમાસના અર્થમા ફેર પડશે નહિ 'ઇન્દ્રનો છેદનાર થા એવો અર્થ પ્રતિપાદન કરવાનો હતો માટે 'इन्द्रशत्रु' શબ્દમાનો છેલ્લો સ્વર ઉદાત્ત પડવો જોઈએ, કેમકે તત્પુરુષ સમાસ અન્તોદાત્ત છે, અર્થાત્, એમા છેલ્લો સ્વર ઉદાત્ત છે, પરતુ ઋત્વિજે એ શબ્દનો પહેલો સ્વર ઉદાત્ત ઉચ્ચાર્યો આથી સમાસ બહુવ્રીહિ થઈ ગયો અને એનો અર્થ 'ઇન્દ્ર છે શત્રુ-કાપનાર જેનો' એવો વિપરીત થયો આ પ્રમાણે સ્વરના દોષથી યજમાન જે વૃત્ર તેનોજ નાશ થયો દુષ્ટ શબ્દનો પ્રયોગ ન થાય માટે વ્યાકરણ શીખવુ જોઈએ વૈયાકરણોએ વાજબી કહ્યુ છે કે એક શબ્દનુ પણ બરાબર જ્ઞાન થાય અને પ્રયોગ થાય તો તેથી આ લોકમા ને પર લોકમા આપણી કામનાઓ સફળ થાય છે સાધુ શબ્દનો એવો પ્રભાવ છે સાધુ શબ્દનુ જ્ઞાન વ્યાકરણથી થાય છે માટે વ્યાકરણ શીખવુ જોઈએ

**લાઘવ**—લાઘવ એટલે સક્ષેપ એને પણ ભગવાન્ કાત્યાયને વ્યાકરણનુ પ્રયોજન કહ્યુ છે સાધુ શબ્દ કરતા તેના અપભ્રશની સખ્યા ઘણી મોટી છે બધા અશુદ્ધ રૂપ શીખવાનો પ્રયત્ન કરીએ તો ઘણો સમય જાય ને પરિશ્રમ પડે શુદ્ધ શબ્દનુ જ્ઞાન થયાથી બાકીના અશુદ્ધ એમ સહજ સમજાય છે શુદ્ધ શબ્દનુ જ્ઞાન વ્યાકરણથી થાય છે, માટે વ્યાકરણનુ અધ્યયન આવશ્યક છે

**શબ્દશુદ્ધિ**—વળી જેને વ્યાકરણનું જ્ઞાન હોય છે તે કયુ રૂપ શુદ્ધ છે, અને આ સ્થળે શુદ્ધ રૂપ કેવુ હોવુ જોઈએ, તેનો તર્ક કરી શકે છે અને તેના મનમા એ વિષે સશય રહેતો નથી દાખલા તરીકે, 'પધ્વી' શબ્દ ખરો છે કે 'પૃથ્વી,' 'પૌર્વાત્ય' કે 'પૌરસ્ત્ય,' 'શુ વાત કરો છો?' કે 'શી વાત કરો છો?' 'દરેક માણસ' કે 'દરેક માણસો'—એનો નિશ્ચય વ્યાકરણ શીખેલો તરત કરી શકે છે

**પ્રયોજન**—આ પ્રમાણે ભગવાન્ કાત્યાયને વ્યાકરણ શીખવાનાં મુખ્ય પ્રયોજન ચાર આપ્યાં છેઃ—૧. શુદ્ધ ભાષાનું રક્ષણ, ૨. સંક્ષેપે જ્ઞાન, ૩. શુદ્ધ રૂપનો તર્ક, અને ૪. તે વિષે અસંદેહ. મહાભાષ્યકાર પતંજલિએ એ બધાં પ્રયોજનનું સારી રીતે વિવરણ કર્યું છે. ભાષાશુદ્ધિની રક્ષા, લિંગ ને વિભક્તિનો જે સ્થળે જેવો ઘટે તેવો વિપરિણામ–ફેરફાર કરી યોગ્ય અર્થનો તર્ક, સંદિગ્ધ સ્થળે નિશ્ચય કરવાનું સાધન પ્રાપ્ત કરવું, અને સંક્ષેપમાં શબ્દશાસ્ત્રનું જ્ઞાન મેળવવું, એ વ્યાકરણશિક્ષણનાં મુખ્ય પ્રયોજન છે. બોલવામાં લોકોને નિયમમાં રાખનાર અને શુદ્ધ શું અને અશુદ્ધ શું તે દર્શાવનાર વ્યાકરણ છે. પદાર્થમાત્રની પેઠે ભાષા પણ વખતે વખતે વિકાર પામતી જાય છે. એમ ઘણા વિકાર પામી અશુદ્ધ ન થાય તેને માટે વ્યાકરણની જરૂર છે. પ્રાચીન મુનિઓએ કહ્યું છે કે જેઓ અપશબ્દ વાપરે છે તે મ્લેચ્છ છે. અપશબ્દો પણ મ્લેચ્છ–દૂષિત છે. આપણે મ્લેચ્છ થઈએ નહિ, માટે પણ વ્યાકરણનું અધ્યયન કરવું જોઈએ. આર્ય લોકો અનાર્ય લોકોના સંબંધમાં આવ્યાથી તેમના મનમાં સંસર્ગથી ભાષા અશુદ્ધ થશે એવી ચિન્તા પેઠી. ભાષાને અશુદ્ધ થતી અટકાવવા માટે તેમણે આ પ્રમાણે કહ્યું છે. ભાષાશુદ્ધિ માટે આપણા પૂર્વજો કેટલી બધી સંભાળ રાખતા તે આથી સમજાશે. ભાષાશુદ્ધિ વ્યાકરણના સારા જ્ઞાન વગર જળવાતી નથી; માટે જેમને શુદ્ધ ભાષા બોલવાની ને લખવાની ઈચ્છા હોય તેમણે અવશ્ય વ્યાકરણનું સારૂં જ્ઞાન પ્રાપ્ત કરવું જોઈએ. ચારણીથી જેમ થૂલું ચળાઈ જઈ મેદો જુદો પડે છે, તેમ વ્યાકરણના જ્ઞાનથી અશુદ્ધતા જતી રહી શુદ્ધતા પ્રાપ્ત થાય છે.

**સર્વ વિદ્યાની વિદ્યા**—દરેક શાસ્ત્ર ને વિષયમાં વિચાર દર્શાવવાનું સાધન ભાષાજ છે, અર્થાત્, શબ્દ છે અને શબ્દનું જ્ઞાન વ્યાકરણ વગર મળી શકતું નથી. આજ કારણને લઈને હરિએ વ્યાકરણવિદ્યાને સર્વ વિદ્યાની વિદ્યા કહી છે. શબ્દ સિવાય મળી શકે એવું કોઈ પણ

જ્ઞાન નથી સર્વ જ્ઞાન શબ્દથીજ વ્યાપ્ત થયું છે આથીજ સર્વ શાસ્ત્ર, કળા, અને શિલ્પની વિદ્યામાં આધારભૂત વિદ્યા વ્યાકરણવિદ્યાજ છે

**વાણી વૃષભ છે** ઋગ્વેદમાં વાણીને વૃષભ સાથે સરખાવી છે ચાર પદસમુદાય નામ આખ્યાત (ક્રિયાપદ), ઉપસર્ગ અને નિપાત (અવ્યય)-એ વૃષભના ચાર શીંગડાં છે ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળ, એ ત્રણ એના પગ છે, બે પ્રકારના શબ્દ નિત્ય અને અનિત્ય વ્યંગ્ય અને વ્યંજક એ એના બે માથા છે સાત વિભક્તિ એ એના સાત હાથ છે ઉરસ્થાનમાં (છાતીમાં) કંઠમાં, અને મૂર્ધસ્થાનમાં બંધાયેલો એવો વૃષભ શબ્દ કરે છે 'વૃષભ શબ્દ 'વૃષ્-વરસવું એ ધાતુ પરથી આવ્યો છે વાણી કામનાની વૃષ્ટિ કરે છે, માટે એને વૃષભ કહી છે શબ્દરૂપી બ્રહ્મ ગણ્યું છે વાણીરૂપી પરબ્રહ્મ પુરુષની અંદર પ્રવેશ કરે છે જે વ્યાકરણ જાણે છે તે પરબ્રહ્મ સાથે સામ્ય પામે છે એમ એ મન્ત્રમાં વ્યાકરણનું મહત્ત્વ પ્રતિપાદન કરી સ્તુતિ કરી છે

**વ્યાકરણ ને ન્યાયશાસ્ત્ર**—જેમ વ્યાકરણનો સંબંધ ભાષા સાથે છે તેમ ન્યાયશાસ્ત્રનો સંબંધ પણ ભાષા સાથે છે પરંતુ એ બેમાં ફેર છે વ્યાકરણ ભાષાના નિયમ આપે છે, પરંતુ ન્યાયશાસ્ત્ર વિચારનું શાસ્ત્ર હોવાથી એનો વિચાર સાથે સંબંધ પ્રધાન અને ભાષા સાથે ગૌણ છે ભાષા એ વિચાર દર્શાવવાનું સાધન છે, એથી ન્યાયશાસ્ત્રને ભાષાની અપેક્ષા છે આ કારણથી વાક્યનું પૃથક્કરણ બંને શાસ્ત્રો જુદી જુદી દૃષ્ટિથી કરે છે દાખલા તરીકે, 'તે માણસમાં બહુ અક્કલ નથી' એ વાક્યનું પૃથક્કરણ ન્યાયની દૃષ્ટિએ આ પ્રમાણે થાય છે વિચાર માત્રના બે વિભાગ થાય છે આપણે કોઈ પદાર્થને વિષે કોઈક ગુણનું વિધાન કરીએ છીએ કે નિષેધ કરીએ છીએ ઉપલા વાક્યમાં માણસને વિષે 'બહુ અક્કલ'નો નિષેધ કર્યો છે, માટે 'માણસ' એ ઉદ્દેશ્ય છે અને 'બહુ અક્કલનો અભાવ' એ વિધેય છે એ બે વિચારોને ભાષા 'છે' ક્રિયાપદ વડે જોડે છે આમ ન્યાયશાસ્ત્રની દૃષ્ટિથી એ વાક્ય 'તે માણસ બહુ અક્કલના અભાવવાળો છે' એમ સમજવાનું છે વ્યાકરણમાં વાક્ય જે સ્વરૂપમાં હોય છે તેમાંજ તેનું પૃથક્કરણ કરવામાં આવે છે કેમકે પૃથક્કરણનો હેતુ જુદા જુદા શબ્દોનો પરસ્પર કેવો અન્વય છે તે દર્શાવવાનો છે

---

# પ્રકરણ ૬ઠ્ઠું
## વર્ણવિચારઃ શિક્ષા

**શિક્ષા**—જે ગ્રન્થમાં વર્ણના-સ્વરાદિના ઉચ્ચારણપ્રકારનો ઉપદેશ કર્યો હોય છે તેને **શિક્ષા** કહે છે. પાણિનિશિક્ષા, નારદશિક્ષા, યાજ્ઞવલ્ક્યશિક્ષા, વ્યાસશિક્ષા, આદિ સંસ્કૃતમાં શિક્ષાગ્રન્થ છે. આગલા પ્રકરણમાં દર્શાવ્યા પ્રમાણે પ્રાચીન મુનિઓએ ઉચ્ચારશુદ્ધિનું યોગ્ય મહત્ત્વ જાળવ્યું છે.

**શબ્દઃ પ્રકાર**—પૃથિવી, જળ, તેજ, અને વાયુ, એ ચાર ભૂતોની ક્રિયાથી પાંચમું ભૂત જે આકાશ તેને વિષે ઉત્પન્ન થયલો, દ્રવ્યને વિષે રહેલો જે ધર્મ તે શબ્દ. શબ્દ એ આકાશમાં—અવકાશમા એટલે ખાલી જગામાં થાય છે અને પૃથ્વી આદિ ભૂતોની ક્રિયાથી થાય છે, તેથી એ પાંચ ભૂતોનો ગુણ ગણાય છે. શબ્દ બે પ્રકારનો છેઃ—બુદ્ધિહેતુક અને અબુદ્ધિહેતુક. બુદ્ધિ જેનું કારણ નથી તે અબુદ્ધિહેતુક છે. મેઘની ગર્જના એ એવો શબ્દ છે. બુદ્ધિહેતુક શબ્દના બે વિભાગ છે—સ્વાભાવિક અને કાલ્પનિક. બંનેમાં ધ્વનિ ઉપકારક છે તેથી બંને ધ્વન્યાત્મક છે. જે શબ્દ કોઈ પણ વર્ણ સૂચવતો નથી એવો શબ્દ એ સ્વાભાવિક શબ્દ છે. હસતું, રોતું, ઇત્યાદિ એવા પ્રકારનો શબ્દ છે અને એવો શબ્દ પ્રાણિમાત્રમાં સાધારણ છે. કાલ્પનિક શબ્દ ત્રણ પ્રકારનો છેઃ—૧. વાજિત્ર વગેરેનો શબ્દ, ઢોલ, પડઘમ, નરઘું, વીણા, વગેરેનો; ૨. ગીતિરૂપ; રાગો સૂચવતા, સા, રી, ગ, મ, વગેરે સ્વરરૂપ; અને ૩. વર્ણાત્મક; ધ્વનિવિશેષની સાથે થયલો, કંઠ, તાલુ, આદિની સાથે અથડાવાથી થયલો શબ્દ. દૂરથી સાંભળીએ તો કોઈ પણ વર્ણ સમજાય નહિ એવું જે કંઈ કાને પડે અને પાસે જવાથી જે તીણો, ઊંડો, વગેરે વિચાર ઉત્પન્ન કરે તે ધ્વનિ, એમ શ્રીમચ્છંકરાચાર્ય ધ્વનિનો અર્થ સમજાવે છે.

**વર્ણની ઉત્પત્તિ**—વર્ણ કેવી રીતે ઉત્પન્ન થાય છે? ચેતન પ્રાણીને અમુક અર્થ કહેવાની ઇચ્છા થવાથી તે અર્થ સમજાય એવા શબ્દો ઉત્પન્ન કરવા માટે અન્તઃકરણને પ્રેરે છે. તે અન્તઃકરણ મૂળ આધારસ્થાનમાં રહેલા અગ્નિને પ્રેરે છે

અને તે અગ્નિ તે સ્થળે રહેલા વાયુને ચલાવે છે એ વાયુએ તેજ સ્થાનમા સૂક્ષ્મ રૂપે ઉત્પન્ન કરેલો શબ્દ **પરા** વાણી કહેવાય છે પછી નાભિદેશપર્યન્ત ચાલેલા વાયુએ તે પ્રદેશના સયોગથી ઉત્પન્ન કરેલો શબ્દ **પશ્યન્તી** વાણી કહેવાય છે એ બંને વાણી સૂક્ષ્મ સૂક્ષ્મતર હોવાથી માત્ર યોગીને ગમ્ય છે, આપણને નહિ પછી તેજ વાયુ હૃદયદેશ તરફ જાય છે હૃદયના સયોગથી ઉત્પન્ન થયલી વાણી તે **મધ્યમા** કહેવાય છે પછી તે વાયુ મુખપર્યન્ત થઈ કંઠદેશ પ્રાપ્ત કરે છે અને તેને મૂર્ધસ્થાન સાથે આઘાત થાય છે, એટલે પ્રત્યાઘાતે પાછો ફરી મુખવિવરમા કંઠાદિ આઠ સ્થાનોમા પોતાના અભિઘાતથી જે શબ્દ ઉત્પન્ન કરે છે તે **વૈખરી** વાણી કહેવાય છે આ પ્રમાણે વૈયાકરણો ચાર પ્રકારની વાણી વર્ણવે છે -પરા, પશ્યન્તી મધ્યમા, અને વૈખરી "એકજ નાદાત્મક વાણી મૂળ આધારસ્થાનમાથી નીકળતી **પરા** કહેવાય છે, કેમકે નાદ સૂક્ષ્મ હોવાથી સાભળી શકાતો નથી હૃદય તરફ જતી **પશ્યન્તી** કહેવાય છે કેમકે તેને યોગીઓ જોઈ શકે છે તેજ બુદ્ધિમા પ્રાપ્ત થયથી, વિવક્ષા પામેલી **મધ્યમા** કહેવાય છે, કેમકે તે હૃદય નામના મધ્ય પ્રદેશમા ઉત્પન્ન થયલી છે, અને મુખમા રહેલી, તાલુ, ઓષ્ઠ, આદિના વ્યાપારથી બહાર નીકળે છે ત્યારે વૈખરી કહેવાય છે,' એમ સાયણાચાર્ય ઋગ્વેદના મન્ત્રના ભાષ્યમા સમજાવે છે

**પાણિનિ અને વર્ણોત્પત્તિ**—ભગવાન્ પાણિનિ પોતાની 'શિક્ષા'મા વર્ણની ઉત્પત્તિ એજ પ્રમાણે વર્ણવે છે ઉચ્ચાર કોણ કરે છે અને કેવી રીતે કરે છે તે બંને પ્રશ્નના ઉત્તર નીચે પ્રમાણે આપ્યા છે –

આત્મા બુદ્ધિથી બાહ્ય પદાર્થનું જ્ઞાન મેળવી તે વિચાર બીજાને દર્શાવવા બોલવાની ઈચ્છા થવાથી મનને યોજે છે મન શરીરમાના અગ્નિને આઘાત કરે છે, અગ્નિ વાયુને પ્રેરે છે, અને વાયુ છાતીને વિષે ફરતો મન્દ્ર સ્વર ઉત્પન્ન કરે છે, કંઠમા ફરતો મધ્યમ સ્વર ઉત્પન્ન કરે છે, અને મૂર્ધસ્થાનને વિષે ફરતો તાર સ્વર ઉત્પન્ન કરે છે આ રીતે ઊંચો ગયલો વાયુ મૂર્ધસ્થાનને વિષે પ્રત્યાઘાત પામે છે અને પાછો ફરી મુખમા આવી વર્ણને ઉત્પન્ન કરે છે

**પ્રયત્ન**—પ્રયત્ન કર્યા વિના ઉચ્ચાર થઈ શકતા નથી પ્રથમ દૂંટીમાથી યત્ન વડે વાયુ પ્રેરાય છે ને તે ઊંચે જઈ જુદા જુદા ઉચ્ચાર સ્થાનો સાથે અથડાય છે, એટલે મુખની અંદર વર્ણ ઉત્પન્ન થાય છે

આ **આભ્યન્તર**–મુખની અંદરનો પ્રયત્ન છે. વર્ણને મુખની બહાર કાઢવાનો પ્રયત્ન–ગળાની બારીનો સંકોચ, વિકાસ, વગેરે–તે બાહ્ય પ્રયત્ન છે.

**વર્ણઃ પ્રયત્નઃ સ્થાન**—વર્ણ અને તેનાં પ્રયત્ન અને સ્થાન નીચે પ્રમાણે છે:—

**સ્વર**–અ, ઇ, ઉ, ઋ, ઌ, એ, ઐ, ઓ, ઔ

**વ્યંજન**–ક્, ખ્, ગ્, ઘ્, ઙ્; ચ્, છ્, જ્, ઝ્, ઞ્; ટ્, ઠ્, ડ્, ઢ્, ણ્; ત્, થ્, દ્, ધ્, ન્; પ્, ફ્, બ્, ભ્, મ્; ય્, ર્, લ્, વ્; શ્, ષ્, સ્; હ્

'અ'થી 'ઔ' સુધીના વર્ણ એની મેળે–કોઈ પણ અન્ય વર્ણની મદદ વગર ઉચ્ચારાય છે, માટે **સ્વર** કહેવાય છે. બાકીના વર્ણ સ્વર મેળવ્યા વિના ઉચ્ચારાતા નથી, તેમાં સ્વરનું વિશેષ અંજન કરવું પડે છે, માટે તે **વ્યંજન** કહેવાય છે.

**સ્વરઃ પ્રકાર**–સ્વરના હ્રસ્વ, દીર્ઘ, અને પ્લુત, એવા ત્રણ પ્રકાર છે. ટૂંકો બોલાય તે **હ્રસ્વ**, લાંબો બોલાય તે **દીર્ઘ**, અને કોઈને દૂરથી બોલાવતાં તેના નામનો છેલ્લો સ્વર દીર્ઘથી પણ લાંબો ઉચ્ચારાય તે **પ્લુત** કહેવાય છે. હ્રસ્વ સ્વરની એક માત્રા, દીર્ઘની બે, અને પ્લુતની ત્રણ માત્રા ગણાય છે. માત્રા એટલે આંખના પલકારા જેટલો કે વીજળીના ઝબકારા જેટલો વખત.

વળી ઉદાત્ત, અનુદાત્ત, અને સ્વરિત, એવા ત્રણ વિભાગ સ્વરના છે, તે વેદમાં છે. ઊંચે ઉચ્ચારાય તે **ઉદાત્ત**, નીચે બોલાય તે **અનુદાત્ત**, અને જેમાં ઉદાત્ત અને અનુદાત્ત બંનેનાં લક્ષણ હોય તે **સ્વરિત**. સ્વરિત સ્વર વર્ણની ઉપર | ચિહ્નથી અને અનુદાત્ત વર્ણની નીચે — ચિહ્નથી દર્શાવાય છે. પરંતુ સ્વર દર્શાવવાની એકજ રીત નથી. સામવેદમાં અક્ષરની સાથે આંકડા મૂકી દર્શાવવાની રીત છે.

અ, ઇ, ઉ, ને ઋ, એ ચારેના હ્રસ્વ,[1] દીર્ઘ, ને પ્લુત એમ બાર પ્રકાર છે દીર્ઘ રૂપો અનુક્રમે આ, ઈ, ઊ, ને ૠ છે પ્લુત સ્વર વર્ણની પછી ૩ મૂકી દર્શાવાય છે

અ, આ, આ૩ ઇ, ઈ, ઇ૩, ઉ, ઊ, ઉ૩, ઋ, ૠ, ઋ૩ ઌનુ દીર્ઘ રૂપ નથી, તેથી બે પ્રકાર છે–ઌ, ઌ૩

ઋ અને ઌમા સ્વર અને વ્યજન બનેના તત્ત્વ મળેલા છે, તેમા સ્વરનુ તત્ત્વ પ્રધાન ને વ્યજનનુ ગૌણ છે સ્વરનુ તત્ત્વ ર ને લ ની પૂર્વે તેમજ પછી છે એમ વાજસનેયી સહિતામા કહ્યુ છે

એ, ઐ, ઓ, ને ઔ–એ સધિસ્વર કહેવાય છે, કેમકે એ બબ્બે સ્વરોના મળેના છે એનુ હ્રસ્વ રૂપ નથી, આથી એ ચારના દીર્ઘ ને પ્લુત, એ બે વિભાગને લીધે ૮ પ્રકાર છે

એ=અવર્ણ+ઇવર્ણ, ઓ=અવર્ણ+ઉવર્ણ, ઐ=અવર્ણ+એ, ઔ=અવર્ણ+ઓ

'ઐ'નો ઉચ્ચાર ઉતાવળે ઉચ્ચારેલા 'અઇ' જેવો અને 'ઔ'નો ઉતાવળે ઉચ્ચારેલા 'અઉ' જેવો થાય છે

**સ્વરની પછી ં ને અનુસ્વાર અને ઃ ને વિસર્ગ કહે છે** અં, અઃ, ઇં, ઇઃ, વગેરે 'સ્વર' શબ્દને સ્વાર્થિક 'અ' પ્રત્યય લાગી, આદિ સ્વરની વૃદ્ધિ થઈ, અન્ત્ય સ્વર લોપાઈ 'સ્વાર' શબ્દ થયો છે 'સ્વર' તેજ 'સ્વાર' સ્વરની પછી આવે છે, માટે 'અનુસ્વાર'

અઃ, ઇઃ, વગેરે ઉચ્ચારવામા શ્વાસ છોડી દેવામા આવે છે, માટે સ્વરની પછી ઃ ને વિસર્ગ કહે છે

**વ્યજનઃ પ્રકાર—ક્થી મ્ સુધીના વ્યજન વર્ગીય છે દરેક**

---

૧ હ્રસ્વ-દીર્ઘની અપેક્ષાએ હ્રાસ પામે છે-ન્યૂન છે, માટે હ્રસ્વ (ह्रसति ह्रस्वते वा दीर्घापेक्षयति ह्रस्व) દીર્ઘ-મુખને દારે છે ફાડે છે તે દીર્ઘ (दृणाति दीर्यते वा मुखमिति दीर्घ) પ્લુત હ્રસ્વદીર્ઘને ઓળગી જાય તે (प्लवते लङ्घते ह्रस्वदीर्घाविति प्लुत) માત્રા ઉચ્ચારણકાલ (मीयते इति मात्रा उच्चारणकाल)

વર્ગમાં પાંચ પાંચ અક્ષર છે. કુ–કવર્ગ (ક્, ખ્, ગ્, ઘ્, ઙ્); એજ પ્રમાણે ચુ, ટુ, તુ, પુ–ચવર્ગ, ટવર્ગ, તવર્ગ, ને પવર્ગનો અર્થ સમજવો. ય, ર, લ, ને વ, એમાં સ્વર અને વ્યંજન, બંનેનો ધર્મ આવેલો છે તેથી એને **અન્તઃસ્થ** કહે છે. શ, ષ, સ, ને હ **ઊષ્માક્ષર** કહેવાય છે; કેમકે એ વર્ણોનો ઉચ્ચાર કરવામાં અમુક પ્રકારના વાયુનો ઉપયોગ થાય છે. બે કે વધારે એકઠાં થયલાં વ્યંજન **સંયુક્ત વ્યંજન** કે જોડાક્ષર કહેવાય છે; જેમકે, દ્ર, ર્ય, વગેરે.

**સ્થાન અને પ્રયત્ન**—પાણિનિએ 'શિક્ષા'માં આઠ સ્થાન ગણાવ્યાં છેઃ–ઉરસ્, કંઠ, મૂર્ધા, જિહ્વામૂલ, દન્ત, નાસિકા, ઓષ્ઠ, અને તાલુ. વર્ગના પાંચમા વર્ણથી કે અન્તઃસ્થથી જોડાયલા હકારનું ઉચ્ચારસ્થાન ઉરસ્ છે. ઉરસ્ એટલે છાતી. આથી હ્ય, હ્ર, હ્લ, હ્વ, હ્ણ, હ્ન, હ્મ, એમાં હકાર ઔરસ્ય કહેવાય. ઔરસ્ય એટલે છાતીમાંથી ઉચ્ચારાતો. અસંયુક્ત હનું સ્થાન કંઠ છે. વર્ણનાં સ્થાન નીચે પ્રમાણે છેઃ—

| | |
|---|---|
| અ ને હ | કંઠ |
| ઈ, ચુ, ય, શ | તાલુ |
| ઋ, ટુ, ર, ષ | મૂર્ધા |
| ઌ, તુ, લ, સ | દન્ત |
| ઉ, પુ | ઓષ્ઠ |
| ક | જિહ્વામૂલ |
| ઙ, ઞ, ણ, ન, મ | પોતપોતાનાં સ્થાન ઉપરાંત નાસિકા |
| એ, ઐ | કંઠતાલુ |
| ઓ, ઔ | કંઠોષ્ઠ |
| વ | દન્તોષ્ઠ |
| અનુસ્વાર | નાસિકા |

આમાં અ, ઇ, ઉ, ઋ, ને લ્રમાં દીર્ઘ અને પ્લુતનો યથાયોગ્ય સમાવેશ થાય છે એમ સમજવું, અર્થાત્, 'અ' એટલે 'અ,' 'આ' 'અ३' 'ઋ' એટલે 'ઋ' અને 'ઋ३'

સામાન્ય રીતે ક વર્ગનું કંઠસ્થાન આપવામાં આવે છે ખરૂં જોતાં, એ વર્ણ જીભના મૂળ આગળથી ઉચ્ચારાય છે, માટે પાણિનિએ એનું જિહ્વામૂલ સ્થાન આપ્યું છે આમાં 'દન્તનો' અર્થ 'ઉપલા દાતના મૂળ' સમજવો એ મૂળ અને તાળવાની વચ્ચેનો ભાગ તે મૂર્ધા

ઉપર સમજાવ્યા પ્રમાણે નાભિપ્રદેશમાંથી પ્રયત્ને પ્રેરાયલો વાયુ ઊંચે જઈ છાતી વગેરે ઉચ્ચારસ્થાનોની સાથે અથડાય છે ત્યારે વર્ણ ઉત્પન્ન થાય છે આ પ્રમાણે વર્ણ ઉત્પન્ન કરવામાં પ્રયત્નની જરૂર છે

**પ્રયત્નના વિભાગ**—પ્રયત્ન બે છે, આભ્યન્તર અને બાહ્ય આભ્યન્તર પ્રયત્નના ચાર પ્રકાર છે–સ્પૃષ્ટ, ઈષત્સ્પૃષ્ટ, સંવૃત, ને વિવૃત

કથી મપર્યન્ત ૨૫ વ્યંજન સ્પર્શ કહેવાય છે, કેમકે એ વર્ણોને ઉચ્ચારવામાં જીભનું ટેરવું, તેની પાસેનો ભાગ, મધ્ય ભાગ, કે મૂળ ભાગનો એના ઉચ્ચારસ્થાન સાથે બરાબર સ્પર્શ થાય છે આ કારણથી સ્પર્શ વર્ણોનો પ્રયત્ન સ્પૃષ્ટ કહેવાય છે અન્તઃસ્થ વર્ણોને ઉચ્ચારવામાં જિહ્વાના અગ્ર, ઉપાગ્ર, મધ્ય, કે મૂળ પ્રદેશ એ વર્ણોના સ્થાનને લગારેક સ્પર્શ કરે છે, માટે એનો પ્રયત્ન ઈષત્સ્પૃષ્ટ કહેવાય છે હ્રસ્વ અ વર્ણના પ્રયોગમાં જીભના અગ્ર આદિ ભાગ તેના સ્થાનની પાસે રહે છે, માટે એનો પ્રયત્ન સંવૃત કહેવાય છે સ્વર અને ઊષ્મ વ્યંજનનો ઉચ્ચાર કરવામાં જીભના ભાગ તેના સ્થાનથી દૂર રહે છે, માટે તેનો પ્રયત્ન વિવૃત કહેવાય છે સ્વર એ અસ્પૃષ્ટ છે

અ ને આ નો ઉચ્ચાર નરખાવશો તો માલમ પડશે કે તે બે વચ્ચે માત્ર હ્રસ્વદીર્ઘનોજ ફેર નથી 'અ' ઉચ્ચારતાં હોઠ અને મોંના ઉપલા ને નીચલા ભાગ જેટલા દૂર રહે છે તેના કરતાં 'આ' ઉચ્ચારતાં

વધારે દૂર રહે છે; માટે 'અ'ના પ્રયોગમાં 'અ'ને સંવૃત કહ્યો છે અને 'આ'ને વિવૃત કહ્યો છે.

આ પ્રમાણે ઇ, ચુ, ય, ને શ, એ બધા વર્ણનું સ્થાન તાલુ છે તોપણ ચવર્ગનો ઉચ્ચાર કરતાં જિહ્વાગ્ર વગેરેનો તાલુસ્થાન સાથે બરાબર સ્પર્શ થાય છે; યકાર ઉચ્ચારતાં થોડો સ્પર્શ થાય છે; ને શકાર ને ઇવર્ણ ઉચ્ચારતાં જિહ્વાગ્ર તાલુસ્થાનથી દૂર રહે છે.

તવર્ગ અને સ્, બંનેનાં સ્થાન દન્ત છે, તોપણ તપાસ કરીશું તો માલમ પડશે કે તે બંને સરખી રીતે ઉચ્ચારાતા નથી. તવર્ગ ઉચ્ચારતાં દાંતના મૂળ સાથે જીભના જે ભાગનો સ્પર્શ થાય છે તે કરતાં ઊંચા ભાગનો સ્પર્શ સ્ ઉચ્ચારતાં થાય છે. વળી તવર્ગ ઉચ્ચારતાં જીભનો પૂરો સ્પર્શ ઉપલા દાંતના મૂળ સાથે થાય છે; સ્ ઉચ્ચારતાં ઘણો ઓછો સ્પર્શ થાય છે. આ પ્રમાણે, તવર્ગ ઉચ્ચારતાં જીભનું ટેરવું ઉપલા દાંતના અવાળુ સાથે અડકે છે તેમ સ્ ઉચ્ચારતાં થતું નથી; પણ જીભના ટેરવાથી ઉપલો ભાગ અડકે છે ને તે ગોળ થાય છે. બાળકનાં ઉચ્ચારસ્થાન બરાબર કેળવાયલાં ન હોવાથી તે જીભને ઉપલા દાંતના અવાળુ સાથે ભારથી દાબે છે; તેથી 'ત' ને બદલે 'ચ્' કહે છે. તાલવ્યનો ઉચ્ચાર કરતાં જીભનો વચલો ભાગ તાળવા સાથે સ્પર્શ કરે છે. જીભના ટેરવાનો સ્પર્શ ઉપલા અવાળુના ઉપલા ભાગ સાથે થાય ત્યારે મૂર્ધન્ય વર્ણ ઉચ્ચારાય છે.

ઓહથી તે ગળાની બારી (શ્વાસનળીની ટોચ) લગણના મુખના અંદરના ભાગમાંનાં તે તે સ્થાનો સાથે જીભના ભાગોનો સ્પર્શ, ઈષત્સ્પર્શ, દૂર અવસ્થાન, કે સમીપ અવસ્થાન થાય છે, માટે એ પ્રયત્ન આભ્યન્તર પ્રયત્ન કહેવાય છે.

બાહ્ય પ્રયત્નના અગિયાર પ્રકાર છેઃ-વિવાર, સંવાર, શ્વાસ, નાદ, ઘોષ, અઘોષ, અલ્પપ્રાણ, મહાપ્રાણ, ઉદાત્ત, અનુદાત્ત, અને સ્વરિત.

વર્ગીય પહેલા બે વ્યંજન, શ, ષ, સ, ને વિસર્ગ, એટલા શ્વાસ, અઘોષ, અને વિવાર કહેવાય છે એ એ વર્ણોના બાહ્ય પ્રયત્ન છે

બાકીના એટલે વર્ગીય છેલ્લા ત્રણ વ્યંજન, ય, ર, લ, ને વના નાદ, ઘોષ, અને સંવાર પ્રયત્ન છે, માટે એ વર્ણ નાદ, ઘોષ, અને સંવાર કહેવાય છે

વર્ગીય પહેલા, ત્રીજા, ને પાંચમા વર્ણો, અને ય, ર, લ, ને વ અલ્પપ્રાણ અને બાકીના વર્ણો મહાપ્રાણ છે

વર્ણ ઉત્પન્ન થયા પછી પ્રાણવાયુ માથા સાથે અથડાઈ પાછો ફરે છે એટલે એ વર્ણો ઉચ્ચારાય છે, તેથી એ પ્રયત્ન બાહ્ય પ્રયત્ન કહેવાય છે ગળાની નળી સાંકડી થવાથી ઉચ્ચારાય છે તેથી સંવાર અને તેનો વિભમ થવાથી ઉચ્ચારાય છે, માટે વિવાર કહેવાય છે શ્વાસનળીનું દ્વાર સ્વાભાવિક સ્થિતિમા હોય છે ત્યારે મોંમાથી જે ધ્વનિ નીકળે છે તે નાદ શ્વાસનળીનું દ્વાર વિસ્તારાય છે, ત્યારે શ્વાસ નીકળે છે અને એ શ્વાસથી ઉત્પન્ન થતા વર્ણ પણ શ્વાસ કહેવાય છે ઘોષ વર્ણ કોમળ વર્ણ છે અને તેને ઉચ્ચારવામા રણકા જેવો અવાજ થાય છે એવો અવાજ નથી થતો તે વર્ણ અઘોષ છે એ કઠોર વર્ણ છે અલ્પપ્રાણ વર્ણો ઉચ્ચારવામા મહાપ્રાણ વર્ણો કરતા થોડા શ્વાસની જરૂર છે

ઉચ્ચારસ્પષ્ટતા—વર્ણ ઉચ્ચારવામા ઘણી કાળજી રાખવી જોઈએ અત્યન્ત એટલે અસ્પષ્ટ વર્ણોચ્ચાર કરવો નહિ, તેમજ બહુ પ્રયત્ને, પીડાથી વર્ણ ઉચ્ચાર્યા હોય એમ પણ દેખાવવું ન જોઈએ વર્ણો સરળતાથી ઉચ્ચારવા પાણિનિએ છ જાતને અધમ પાઠક કહ્યા છે —૧ ગાતા હોય તેમ બોલનાર, ૨ ઉતાવળથી બોલનાર, ૩ માથું હલાવી બોલનાર ૪ લખેલું વાચનાર, અર્થાત્, સમજ્યા વિના વાચનાર, ૫ અર્થ સમજ્યા વિના બોલનાર, ૬ અલ્પ કંઠથી ઉચ્ચારનાર માધુર્ય, અક્ષરની સ્પષ્ટતા, પદો જુદા પાડવા, સુસ્વર, ધૈર્ય, અને લય

સાથે બોલવું એ છ પાઠકના ગુણ કહ્યા છે. વળી કહ્યું છે કે શંકાથી કે ભયથી બોલતા હોઈએ તેમ બોલવું નહિ, અવ્યક્ત નહિ, નાકમાંથી નહિ, કાકસ્વરથી નહિ, સ્થાનવિવર્જિત નહિ, જાણે હોઠ પીસીને નહિ, ત્વરિત નહિ, તેમજ વિલંબિત પણ નહિ, અક્ષરને પીડી પીડીને ઉચ્ચાર્યાં હોય તેમ નહિ, તેમજ ગદ્ગદિત કંઠે કે અક્ષર ગળી જઈને–એવી રીતે બોલવું નહિ. શુદ્ધ ને સ્પષ્ટ ઉચ્ચાર ઉપર પ્રાચીનોનું કેટલું બધું લક્ષ હતું તે આ પરથી સમજાશે.

**ભાષાશાસ્ત્રીઓનું મત**—પાશ્ચાત્ય ભાષાશાસ્ત્રીઓના મત પ્રમાણે સ્વર એ સાદામાં સાદા, સંતત–જારી રાખી શકાય એવા ઉચ્ચાર છે. એ સ્વરો તેમજ રકાર, યકાર, ને સકાર, મહાપ્રાણ, અને કેટલાક સંયુક્ત વ્યંજન એમાંથી વ્યંજનો વિકાસ પામ્યાં છે, એ મનુષ્યની ભાષામાં પ્રથમ પરિણામ છે. રેગ્નૉડના મત પ્રમાણે બધાં વ્યંજન નીચેના સંયોગ પરથી આવ્યાં છેઃ—

ર્ક, ર્ઘ, ર્પ, ઙ્ર, ઙ્મ, ને સ્ર

ૠ ને ૡ ધ્રુજારા સાથે બોલાય છે ત્યારે ર ને લ ના ઉચ્ચારને કંઈક મળતા આવે છે. એ વર્ણોને સંસ્કૃતમાંજ સ્વર માન્યા છે, બીજી ભાષાઓમાં નહિ. ૡને ૠની સમાનતાથી કલ્પ્યો છે. તે માત્ર કૢપ્ ના રૂપમાં માલમ પડે છે.

**હ્રસ્વ એ ને હ્રસ્વ ઓ**—સંસ્કૃતમાં હ્રસ્વ એ ને ઓ નથી. પરન્તુ પાલીમાં એ ને ઓ હ્રસ્વ પણ છે. દીર્ઘ સ્વરની પછી જોડાક્ષર આવી શકતો નથી એવો એમાં ને પ્રાકૃત ભાષામાં નિયમ છે. આ કારણથી તૈત્તિર, યોગ્ય જેવા શબ્દોમાં ए ને ओ નો ઉચ્ચાર હ્રસ્વ થયો. સંસ્કૃત શબ્દોનું માપ પ્રાકૃત ભાષાઓ બરાબર જાળવે છે. આથી પ્રેમ, एक, दो વગેરેનું પ્રાકૃતમાં પેમ્મ, एक्क, दोण्ण, વગેરે થાય છે. દ્રાવિડ ભાષાઓમાં ए ને ओ ના હ્રસ્વ ને દીર્ઘ બંને ઉચ્ચાર છે ને તેને માટે જુદા જુદા અક્ષર છે. પ્રાકૃતમાં હ્રસ્વ ઉચ્ચાર (ए ને ओના) દ્રાવિડમાંથી આવ્યા છે, પણ દ્રાવિડમાં છે તેમ તેને માટે જુદા અક્ષર નથી.

લૅટિન ને ગ્રીકમાં જ્યાં હ્રસ્વ 'એ' ને 'ઓ' હોય છે ત્યાં સંસ્કૃતમાં अ હોય છે; જેમકે

| | | |
|---|---|---|
| सप्तन् | Septem | (સેપ્ટેમ) |
| दशन् | Decem | (ડીસેમ) |
| दक्ष | Dexter | (ડેક્સ્ટર) |
| अवि | Ovis | (ઓવિસ) |

| | | |
|---|---|---|
| पति | Potis | (પોટિસ) |
| अष्ट | Octo | (ઑક્ટો) |
| दम | Domos | (ડમૉસ) |
| भर् | Fero | (ફેરો) |
| सप् | Serpo | (સેર્પો) |
| जन् | Genero | (જેનેરો) |



## પ્રકરણ ૭મું

### શબ્દશક્તિ. અભિધા

**પદ અને શક્તિ**—એક કે વધારે વર્ણ જેમાથી અર્થ નીકળે છે તેને આપણે શબ્દ કહીએ છીએ અને વાક્યમા વપરાય ત્યારે એ શબ્દ પદ કહેવાય છે પરતુ શબ્દમા અર્થ ઉપજાવવાની શક્તિ કેવી રીતની છે, શબ્દમાથી અર્થ શી રીતે નીકળે છે, અને કયો નીકળે છે, તે આપણે વિચારવાનુ છે

સ્ફોટ શબ્દ વર્ણના બનેલા છે, એ વર્ણમા અર્થ નથી તો શબ્દ જે એનો સમુદાયરૂપ છે તેમા અર્થ ક્યાથી આવે છે? દરેક વર્ણ જેવો ઉચ્ચારાય છે તેવો વિનષ્ટ થાય છે આથી વર્ણોનો સમુદાય બનવો પણ શક્ય નથી વળી એમ પણ કહેવુ યુક્ત નથી કે શબ્દના દરેક વર્ણનુ જ્ઞાન થયા પછી વર્ણના સમુદાયનો મન પર સસ્કાર પડે છે અને એ સસ્કારનુ સ્મરણ થવે શબ્દમાથી અર્થ ઉત્પન્ન થાય છે કેમકે એમ હોય તો આપણે 'નદી અને 'દીન', 'રાજ' અને 'જરા,' એમા ભેદ સમજીએ નહિ આ કારણથી વૈયાકરણો કહે છે કે વર્ણથી ભિન્ન, પાછલા વર્ણના સસ્કાર સહિત અન્ત્ય વર્ણના જ્ઞાનથી વ્યગ્ય, સ્ફોટ નામનો શબ્દ સ્વીકારવો જોઈએ એ સ્ફોટ ધ્વન્યાત્મક અને નિત્ય—નાશરહિત છે સાર આ પ્રમાણે છે છૂટા વર્ણમાથી અર્થ નીકળતો નથી કેમકે નીકળતો હોય તો પ્રથમ વર્ણમાથી અર્થ નીકળે અને બાકીના નકામા જાય વળી વર્ણના સમુદાયમાથી પણ અર્થ નીકળતો નથી કેમકે વર્ણો ઉચ્ચારાયા કે તરત નાશ પામે છે તેથી તેનો સમુદાય થઈ શકતો નથી વળી સ્મરણશક્તિથી એકી વખત બધા વર્ણ યાદ રહેવાથી અર્થ નીકળે છે એમ પણ કહેવુ યુક્ત નથી કેમકે એમ હોય તો 'નદી ને 'દીન, રસ ને 'સર' એ શબ્દોમા કઈ ભેદ થાય નહિ તેથી આપણે વર્ણથી વ્યગ્ય, અવયવરહિત, એક, નિત્ય, પદસ્ફોટ કે વાક્યસ્ફોટ સ્વીકારવો

જોઈએ એવું વૈયાકરણનું મત છે. (અર્થાત્, વર્ણ જાતે નશ્વર છે, તેમાંથી અર્થ નીકળતો નથી પણ તેમાંથી સ્ફોટરૂપ નિત્ય શબ્દ વ્યંગ્ય થાય છે અને તે સ્ફોટમાંથી અર્થ નીકળે છે) વૈયાકરણો સ્ફોટને ધ્વનિ પણ કહે છે. નૈયાયિકો પણ એટલું તો કબૂલ કરે છે કે વર્ણો નશ્વર છે, તે પ્રત્યેકમાંથી અર્થ નીકળતો નથી, અને એ વર્ણો જલદી નાશ પામે છે તેથી એનો સમુદાય સંભવતો નથી. પરંતુ પૂર્વ પૂર્વ વર્ણના સંસ્કાર સાથે અન્ત્ય વર્ણના જ્ઞાનથીજ અર્થની પ્રતીતિ થાય છે, માટે સ્ફોટ સ્વીકારવાની જરૂર નથી, એમ તેમનું મત છે.

**સંકેતઃ તે શેમાં રહેલો છે**—હવે શબ્દમાંથી કયો અર્થ નીકળે છે તેનો વિચાર કરીએ. અમુક શબ્દથી અમુક અર્થનો બોધ થવો જોઈએ એવી અનાદિ કાળથી ચાલી આવેલી ઇચ્છા તે સંકેત એમ નૈયાયિકોનું માનવું છે. વૈયાકરણોના મત પ્રમાણે શબ્દ અને અર્થનો સંબંધ નિત્ય છે. જેમ ઇન્દ્રિયોમાં પોતાના અર્થો ગ્રહણ કરવાની યોગ્યતા સ્વાભાવિક છે, જેમ આંખ સ્વભાવથીજ રૂપનું, કાન શબ્દનું, એમ ઇન્દ્રિયો પોતપોતાના વિષયનું ગ્રહણ કરે છે, તેજ પ્રમાણે શબ્દને અર્થ સાથે સ્વાભાવિક—અનાદિ કાળથી ચાલ્યો આવેલો—સંબંધ છે અને અર્થનો બોધ કરવાની યોગ્યતા છે. જેમ આંખ રૂપનુંજ ગ્રહણ કરી શકે છે, શબ્દનું નહિ, તેમ 'ઘટ' શબ્દમાંથી, અર્થનો બોધ કરવાની એવી સ્વાભાવિક યોગ્યતાને લીધે, 'ઘડા'નોજ અર્થ નીકળે છે, બીજો નહિ. આ પ્રમાણે વૈયાકરણો અમુક શબ્દમાંથી અમુક અર્થ નીકળવો જોઈએ એવી ઇશ્વરેચ્છાને કે અનાદિ કાળથી ચાલી આવેલી ઇચ્છાને, નૈયાયિકોની પેઠે, સંકેત માનતા નથી; પરંતુ તેમના મત પ્રમાણે સંકેત એટલે પદ અને અર્થની વચ્ચે પરસ્પર એકતાનો સંબંધ છે, જે એક એકને યાદ દેવડાવે છે. જે શબ્દ તેજ અર્થ અને અર્થ તેજ શબ્દ એમ ભાષ્યકાર કહે છે. અર્થાત્, અર્થ માટે સંકેત સ્વીકારવાની જરૂર નથી; સ્વાભાવિક રીતે શબ્દમાં અર્થ ઉપજાવવાની યોગ્યતા છે.

સંકેત શેમાં રહેલો છે તે વિષે વિદ્વાનોના ભિન્ન ભિન્ન મત છે. કેટલાક વ્યક્તિમાં, કેટલાક જાતિમાં, ને કેટલાક જાતિવિશિષ્ટ વ્યક્તિમાં

સંકેત મૂકે છે એનો અર્થ એવો છે કે શબ્દોમાંથી વ્યક્તિનો અર્થ નીકળે છે 'ગાય' એટલે ગાય એવી વ્યક્તિ એમ કેટલાકનું માનવુ છે વ્યવહાર વ્યક્તિને લાગુ પડે છે, ગાય લાવ ગાય જાય છે' આમા ગાય વ્યક્તિને લાવવામાં આવે છે, ગાય વ્યકિત જવાની ક્રિયાકરે છે, માટે વ્યક્તિજ શબ્દાર્થ છે એવુ એ પક્ષકારોનું મત છે અન્ય વિદ્વાનો કહે છે કે શબ્દમાથી વ્યક્તિનો અર્થ નીકળતો નથી પણ જાતિનો અર્થ નીકળે છે માટે જાતિમા સકેત માનવો યુક્ત છે વ્યક્તિઓ અનંત છે તેથી એકે એક વ્યક્તિમા સકેત મૂકી શકાય નહિ અને થોડીમાજ મૂકીએ તો જેમા ન મૂકયો હોય તે વ્યક્તિનું જ્ઞાન તે શબ્દથી થાય નહિ જો પચાસ ગાયની વ્યક્તિઓમાજ 'ગાય' શબ્દનો સકેત માનીએ તો એકાવનમી ગાયનો બોધ ગાય શબ્દથી થાય નહિ માટે જાતિમા–ગોત્વમા–ગાયપણામા સકેત મૂકવો યુક્ત છે જાતિ ને વ્યક્તિ વચ્ચે અવિનાભાવી સબધ છે એટલે જાતિ વિના વ્યક્તિ ને વ્યક્તિ વિના જાતિ રહી શકતી નથી એવો પરસ્પર સબધ છે તેથી સંકેતથી જાતિનું જ્ઞાન થયા પછી વ્યક્તિનું જ્ઞાન આવા સબધને લીધે થશે અન્ય વિદ્વાનોના મત પ્રમાણે જાતિવિશિષ્ટ વ્યક્તિમા સકેત રહેલો છે ગાય શબ્દથી ગાય વ્યક્તિનો કે ગાયપણાનો બોધ થતો નથી પરતુ 'ગાયપણાથી વિશિષ્ટ ગાય વ્યક્તિ'નો બોધ થાય છે આલકારિકો અને વૈયાકરણોનું મત વધારે વ્યાપક છે તેઓ ઉપાધિમાં સકેત મૂકે છે ઉપાધિ એટલે ધર્મ એ ધર્મ બે પ્રકારનો છે –૧ સ્વભાવથીજ વસ્તુમા રહેલો ધર્મ અને ૨ વક્તાએ પોતાની ઇચ્છાથી તેમાં મૂકેલો ધર્મ પહેલા પ્રકારનો ઉપાધિ સ્વાભાવિક અને બીજા પ્રકારનો યાદૃચ્છિક (યદ્+ઇચ્છા+ઇક–જે ઇચ્છા ઇચ્છાથી મૂકેલો) કહેવાય છે સ્વાભાવિક ઉપાધિ બે પ્રકારનો છે –૧ સિદ્ધ (તૈયાર થયેલો) અને ૨ સાધ્ય (તૈયાર થતો) સિદ્ધ ઉપાધિના પણ બે પ્રકાર છે –૧ જે ધર્મ અમુક વર્ગના પદાર્થમાત્રમા રહેલો છે તે અને ૨ જે ધર્મ પદાર્થમા વિશેષતા મૂકે છે અને તેને બીજા પદાર્થથી જુદો પાડે છે પહેલો ધર્મ તે જાતિ છે એ વસ્તુનો પ્રાણપ્રદ ધર્મ છે વસ્તુને વસ્તુ બનાવનાર ધર્મ છે ગાયમા ગાયપણું એ જાતિ છે એ ધર્મ ગાયના વર્ગને અન્ય

પ્રાણિવર્ગોથી જુદો પાડે છે. ભર્તૃહરિ કહે છે કે પદાર્થમાત્રમાં બે ભાગ છે, સત્ય અને અસત્ય. વ્યક્તિ એ અસત્ય ભાગ છે અને એનો નાશ થાય છે; પણ જાતિ એ સત્ય ભાગ છે; એનો નાશ થતો નથી. સાધ્ય ઉપાધિ તે ક્રિયા. યાદૃચ્છિક ઉપાધિ એટલે સંજ્ઞા—વસ્તુને જે ખાસ નામ આપણી ઇચ્છાથી આપ્યું હોય છે તે.

આ પ્રમાણે વૈયાકરણો અને આલંકારિકો જાતિ, ગુણ, ક્રિયા, અને સંજ્ઞામાં સંકેત મૂકે છે. તેમના મત પ્રમાણે ચારમાંથી ગમે તે કોઈ અર્થ શબ્દમાંથી નીકળે છે. ભાષ્યકાર કહે છે કે શબ્દની પ્રવૃત્તિ ચાર પ્રકારની છેઃ—જાતિશબ્દ, ગુણશબ્દ, ક્રિયાશબ્દ, અને યદૃચ્છાશબ્દ. આ પ્રમાણે ઉપાધિના વિભાગ નીચે પ્રમાણે થાય છેઃ—




આ પ્રમાણે સંકેતથી શબ્દમાંથી જાતિ, ગુણ, ક્રિયા, કે સંજ્ઞાનો અર્થ નીકળે છે. વાક્યમાં પ્રધાન પદ બેજ છે—નામ અને આખ્યાત (ક્રિયાપદ). બીજાં પદ એ બેની સાથે જોડાયલાં છે. નામ સંજ્ઞાવાચક, જાતિવાચક, કે ભાવ (ગુણ) વાચક હોય છે. આમ વૈયાકરણોનો સંકેત યુક્ત છે.

**સાધન**—સંકેતનું જ્ઞાન નીચેનાં સાધનથી પ્રાપ્ત થાય છેઃ—
૧. કોશ; ૨. વ્યાકરણ; ૩. આપ્ત—ભરોસો રાખવા લાયક—પુરુષનું

વચન, ૪ વાકચશેષ-પૂર્વાપરસબધ, ૫ ઉપમાન, ૬ પ્રસિદ્ધ પદનો સમધ, અને ૬ વ્યવહાર

**અભિધાઃ પ્રકાર**—સકેત પ્રમાણે જે અર્થ નીકળે છે તે સંકેતિત અર્થને વાચ્યાર્થ કહે છે અને શબ્દની જે વૃત્તિ કે વ્યાપારથી તેમાથી એવો અર્થ નીકળે છે તે વૃત્તિને અભિધાવૃત્તિ કહે છે વૃત્તિને શક્તિ પણ કહે છે અભિધા વૃત્તિના ત્રણ પ્રકાર છે—યોગ, રૂઢિ, ને યોગરૂઢિ કેટલાક શબ્દો માત્ર પ્રકૃતિ ને પ્રત્યયનો જે અર્થ થાય તેનો બોધ કરે છે પાચક (પચ–રાધવુ, અક–નાર, રાધનાર), પાઠક (પઠ નાર), કારક (કરનાર), પાચન (પચ્+અન–ક્રિયાવાચક પ્રત્યય, પચવુ તે), ભજન (ભજવુ તે), ભક્તિ, શક્તિ, સ્વાભાવિક, માધુર્ય, તેજસ્વી, હોશયાર (હોશ+યાર–વાળો) વગેરે એવા શબ્દો છે એ શબ્દો યૌગિક કહેવાય છે જે વૃત્તિથી એવો અર્થ શબ્દમાથી નીકળે છે તેને યોગ કહે છે યોગ એટલે વ્યુત્પત્તિ ઘણા શબ્દોમાથી લાબા સમયના પ્રયોગ બળે ચાલ્યા આવતા અર્થનુ ભાન થાય છે ગાય, ઘોડો, વગેરે એવા શબ્દ છે કેટલાક વૈયાકરણોના મત પ્રમાણે શબ્દમાત્ર ધાતુથી વ્યુત્પન્ન થયા છે, તેથી એવા શબ્દની પણ વ્યુત્પત્તિ છે પરતુ એ વ્યુત્પત્તિ બહુ વિચિત્ર પ્રકારની કરવી પડે છે 'ગાય' એટલે સસ્કૃત गो શબ્દનો ધાતુ गम् 'જવુ' આપે છે, 'ગાય' શબ્દના પ્રચલિત અર્થને गम् ધાતુના અર્થ સાથે બહુ સબધ નથી 'ગાય' અર્થ થાય છે તેનુ કારણ એ શબ્દ गम धातु પરથી આવ્યો છે તે નથી, પણ એ અર્થ લાબા કાળના પ્રયોગથી પ્રચાર પામ્યો છે–રૂઢ થયો છે તે છે આ શબ્દવૃત્તિ તે રૂઢિ અને રૂઢિથી જે અર્થ વાચ્ય થાય છે તે રૂઢાર્થ કહેવાય છે યોગમા શબ્દના અવયવોમા–પ્રકૃતિ ને પ્રત્યયમા શક્તિ રહેલી છે, રૂઢિમા સમગ્ર શબ્દમાજ રહેલી છે આ કારણથી યોગને અવયવશક્તિ ને રૂઢિને સમુદાયશક્તિ કહે છે વળી કેટલાક શબ્દ એવા છે કે તેમા યોગ ને રૂઢિ બને વૃત્તિ રહેલી છે એવા શબ્દ યોગરૂઢ કહેવાય

સંસાર તરવાને માટે સ્થાણુને ભજ. સ્થાણુ=૧. શિવ; ૨. થાંભલો

પ્રયોજન 'સ્થાણુ'ને શિવના અર્થમાં નિયમિત કરે છે

૪. પ્રકરણ—પૂર્વાપરસંબંધ

દેવ બધુ જાણે છે

દેવ=૧. દેવતા, ૨. રાજા

પ્રકરણથી 'દેવ' રાજાના, આપ'સાહેબના અર્થમાં નિયમિત થાય છે.

૫ લિંગ-જાતિ

બાણ ચાલ્યું (તીર), બાણ ચાલ્યો ગયો (બાણ કવિ કે બાણાસુર { પ્રકરણથી જે સમજાય તે }.

આ બધા નિયામકમાં પ્રકરણ મુખ્ય છે. મુખ્ય અર્થ ઘણા હોય તેમાથી કયો અર્થ લેવો તે નક્કી કરવામા પૂર્વાપરસંબધ ઘણી મદદ કરે છે.

## પ્રકરણ ૮મું

### શબ્દશક્તિ: લક્ષણા, વ્યંજના

**ઉપસંહાર**—સંકેતથી જે અર્થનો શબ્દ બોધ કરે છે તે અર્થ વાચ્યાર્થ કે મુખ્યાર્થ કહેવાય છે અને એવો અર્થ ઉપજાવવાની શબ્દની વૃત્તિ અભિધાવૃત્તિ કહેવાય છે, એ વાત અગાઉના પ્રકરણમાં કહી ગયા નૈયાયિકો અભિધાવૃત્તિને શક્તિ કહે છે. શબ્દમા વાચ્યાર્થ ઉપરાંત બીજો અર્થ ઉપજાવવાની પણ શક્તિ છે

**લક્ષણા: તેનાં આવશ્યક અંગ**—કેટલીક વખત મુખ્ય અર્થ લાગુ પડતો નથી આમ જ્યારે મુખ્ય અર્થનો બાધ થાય છે, ત્યારે તેની સાથે સબધ રાખતો બીજો અર્થ લેવો પડે છે અને એવો અર્થ લેવાનુ કંઈ પ્રયોજન પણ હોય છે. દાખલા તરીકે, 'ગગા પર

આહીરનું ઝુંપડું છે,' આમાં 'ગંગા' શબ્દનો વાચ્યાર્થ 'ગંગાનો પ્રવાહ' બંધબેસતો નથી; કેમકે પ્રવાહના ઉપર ઝુંપડું હોઈ શકે નહિ. અહિ વાચ્યાર્થ-પ્રવાહના અન્વયનો બાધ થાય છે. પ્રવાહનો અન્વય 'ઝુંપડું' સાથે થઈ શકતો નથી; કેમકે પ્રવાહ ઝુંપડાનું અધિકરણ હોઈ શકે નહિ. આમ અન્વયનો બાધ થઈ વાચ્યાર્થ લાગુ પડતો નથી ત્યારે તે અર્થની સાથે સંબંધ ધરાવતો બીજો અર્થ લેવો પડે છે. ઉપલા દાખલામાં 'ગંગા'નો અર્થ એપ્રમાણે તીર, જે પ્રવાહની સાથે સમીપતાનો સંબંધ રાખે છે તે છે. 'ગંગા પર ઝુંપડું' એટલે 'ગંગાના તીર પર ઝુંપડું.' અત્ર સહજ પ્રશ્ન થશે કે ત્યારે 'ગંગાતીર પર ઝુંપડું' કહેવાને બદલે 'ગંગા પર ઝુંપડું' કેમ કહ્યુ ? એનો ઉત્તર એ છે કે બંનેના અર્થમાં ફેર છે. 'ગંગા પર ઝુંપડું' કહેવાથી ઝુંપડું ઘણું પવિત્ર છે ને ઠંડું છે એવો અર્થ નીકળે છે, તે 'ગંગાતીર પર ઝુંપડું' કહેવાથી નીકળતો નથી. આ પ્રમાણે મુખ્યાર્થનો બાધ થાય ત્યારે તેની સાથે સંબંધ ધરાવતો જે અર્થ લેવો પડે છે તે **લક્ષ્યાર્થ** કહેવાય છે અને શબ્દની જે વૃત્તિ કે શક્તિથી એ અર્થ નીકળે છે તે **લક્ષણા** કહેવાય છે. લક્ષણામાં આ રીતે ત્રણ બાબત આવશ્યક હોય છેઃ-૧. <u>મુખ્યાર્થબાધ</u>; ૨. <u>મુખ્યાર્થની સાથે અન્ય અર્થનો સંબંધ</u>; ૩ <u>અન્ય અર્થ લેવાનું પ્રયોજન.</u>

**તાત્પર્યબાધ**-પરંતુ લક્ષણાને બધે સ્થળે અન્વયનો બાધ હતો નથી. અન્વય ઘટતો હોય છતાં વક્તાનું તાત્પર્ય વાચ્યાર્થ લેવાથી સચવાતું ન હોય તો અન્ય અર્થ લેવો પડે છે. દાખલા તરીકે, એક મોટું ટોળું જતું હોય તેમાં ઘણાખરા માણસોની પાસે છત્રી હોય તો આપણે કહીએ છીએ કે 'છત્રીવાળાઓ જાય છે.' આ દાખલામાં 'છત્રીવાળાઓ' શબ્દનો વાચ્યાર્થ 'જેમની પાસે છત્રી છે તે' એમ લેવાથી અન્વયને કંઈ બાધ આવતો નથી, પરંતુ બોલનારની મતલબ સધાતી નથી. એણે આખા ટોળાને 'છત્રીવાળાઓ' એવી સંજ્ઞા આપી છે

અને એ ટોળામા થોડાક છત્રી વિનાના છે તેમને બાતલ કરવાનો એનો ઇરાદો નથી આથી 'છત્રીવાળાઓ'નો મુખ્ય અર્થ 'જેમની પાસે છત્રી છે તે' એવો લેવાથી વક્તાનુ તાત્પર્ય સરતું નથી, તેથી એ અર્થની સાથે સબધ ધરાવતો અન્ય અર્થ 'છત્રીવાળાઓ તેમજ તેમની સાથેના છત્રી વિનાના—એવો આખો સઘ' લેવો પડે છે એ અન્ય અર્થ તે લક્ષ્યાર્થ છે અહિં લક્ષણા લેવાનુ પ્રયોજન 'ઘણા માણસો પાસે છત્રી છે' એ દર્શાવવાનુ છે 'છત્રીવાળાઓ અને બીજા છત્રી વિનાના જાય છે,' એમ કહેવાથી એ પ્રયોજન સધાતું નથી આ પ્રમાણે લક્ષણા લેવાનુ કારણ મુખ્ય અર્થનો બાધ એટલે અન્વયનો બાધ કે તાત્પર્યનો બાધ છે

**લક્ષણાના પ્રકારઃ**—ભિન્ન ભિન્ન રીતે એ પ્રકાર પાડવામા આવે છે પ્રથમ શુદ્ધ અને ગૌણી એવા બે પ્રકાર થાય છે શુદ્ધ લક્ષણાના ત્રણ પ્રકાર છે—૧ જહલ્લક્ષણા, ૨ અજહલ્લક્ષણા, ૩ જહદજહલ્લક્ષણા

**જહત્સ્વાર્થા કે જહલ્લક્ષણા**—'ગગા પર ઝુંપડુ છે' આમા ગગા શબ્દના વાચ્યાર્થ પ્રવાહને તજી દઈ તેની સાથે સબધ રાખતો અન્ય અર્થ લેવો પડે છે આ પ્રમાણે શબ્દના સ્વાર્થનો—પોતાના અર્થ નો—મુખ્ય અર્થનો ત્યાગ કરવો પડે છે, માટે એ લક્ષણા 'જહત્સ્વાર્થા' કે ટૂકામા 'જહલ્લક્ષણા' કહેવાય છે 'જહત્' એ 'હા' તજવુ, એ ધાતુનો વર્તમાન કૃદન્ત છે જહત્ એટલે તજતો છે સ્વાર્થ જેને, મુખ્ય અર્થ જેને તજી દે છે, જેમા મુખ્ય અર્થ તદ્દન જતો રહે છે એવી લક્ષણા આલકારિકો આને લક્ષણલક્ષણા કહે છે

ઉદાહરણ—એ લક્ષણાના બીજા થોડાક ઉદાહરણ નીચે આપ્યા છે—

૧ તે વીર પુરુષનું શુરાતન આખુ ગુજરાત વખાણે છે (ગુજરાતના લોકો, વખાણ કરવામા દેશનો કોઈ પણ માણસ નથી એમ નહિ એ સૂચવવુ એ લક્ષણાનું પ્રયોજન છે)

કલિંગ સાહસિક છે. (કલિંગના લોક)
રજપુતાના શુરાતનથી ભરપૂર છે. (રજપુતાનાના લોક)
૨. ઘી આપણું જીવન છે. (જીવન ઉત્પન્ન કરનાર)
૩. પિતાને પુત્રજન્મ મોટો આનન્દ છે. (આનન્દજનક),
૪. શી તમારી દયા ? શો તમારો ઉપકાર ? (ઉલટા અર્થમાં-નિર્દયતા; અપકાર. આને **વિપરીતલક્ષણા** કહે છે.)

**અજહત્સ્વાર્થા કે અજહલ્લક્ષણા**—આ ઉપલી લક્ષણાથી ઉલટી છે. એમાં સ્વાર્થનો ત્યાગ થતો નથી. સ્વાર્થ રહે છે ને વધારામાં બીજો અર્થ આવે છે. એને આલંકારિકો 'ઉપાદાનલક્ષણા' કહે છે; કેમકે એમાં અન્ય અર્થનું ઉપાદાન-ગ્રહણ કરવું પડે છે. 'છત્રીવાળાઓ જાય છે' એમાં 'છત્રીવાળાઓ'નો અર્થ છત્રીવાળાઓ અને અન્ય, છત્રી વિનાના. આમાં 'છત્રીવાળાઓ' એટલો સ્વાર્થ રહે છે અને 'છત્રી વિનાના' એટલા અન્ય અર્થનું ગ્રહણ કરવું પડે છે. બીજું ઉદાહરણ નીચે પ્રમાણે છેઃ—

૧. **કાગડાથી** બળિદાનનું રક્ષણ કરો. (કાગડાથી અને બળિને ભ્રષ્ટ કરનાર અન્ય પ્રાણીઓથી)

**જહદજહત્સ્વાર્થા**—આ લક્ષણાનો ત્રીજો પ્રકાર છે. એમાં સ્વાર્થનો અંશે ત્યાગ થાય છે અને અંશે થતો નથી. જે વૃત્તિમાં શબ્દો અંશે સ્વાર્થને-મુખ્યાર્થને તજે છે અને અંશે તજતા નથી તે વૃત્તિ જહદજહત્સ્વાર્થા કહેવાય છે. આ કારણથી વેદાન્તીઓ એને ભાગલક્ષણા કહે છે.

દાખલાઃ—તેજ આ દેવદત્ત છે.
તે તું છે. (વેદાન્તીનું મહાવાક્ય)

'તેજ' એટલે તે વખતે જોયલો, 'આજ' એટલે આ વખતે જોયલો. એ બે વચ્ચે સામાનાધિકરણ્ય-એકતા લાવવા 'તે વખતનો'

અને 'આ વખતનો' એટલા અર્થનો ત્યાગ કરવો પડે છે; માટે એ ભાગલક્ષણા કહેવાય છે 'તે' એટલે નિર્ગુણ, જ્ઞાનરૂપ પરબ્રહ્મ 'તું' એટલે અલ્પગુણ અને કિંચિત્–જ્ઞાનવાળો જીવાત્મા. એ બે વચ્ચે ઐક્ય લાવવા વિશેષણોનો ત્યાગ કરવો પડે છે એટલે ચેતનમય આત્માઓ વચ્ચે ઐક્ય થાય છે

**શુદ્ધ ને ગૌણી લક્ષણા**–ઉપરના પ્રકારો શુદ્ધ લક્ષણાના છે બીજો પ્રકાર એથી ઉલટો છે, તે ગૌણી લક્ષણા કહેવાય છે '**તે ગધેડો છે**,' આ દાખલામા 'ગધેડા'નો અર્થ 'ગધેડા જેવો જડ, અક્કલવિનાનો, ગધેડામા જેવો જડતાનો ગુણ છે તેવા ગુણવાળો' છે. બીજો દાખલો નીચે પ્રમાણે છે –

તે દાનમાં **કર્ણ**, સત્યમા **હરિશ્ચન્દ્ર**, એકપત્નીવ્રતમાં **રામચન્દ્ર**, અને શૌર્યમાં **ભીમસેન** છે (એઓના ગુણોવાળો છે)

**સારોપા ને સાધ્યવસાના લક્ષણા**—ઉપર જણાવેલા પ્રકારો ઉપરાત 'સારોપા' ને 'સાધ્યવસાના' એવા બીજા બે પ્રકાર છે. એક વસ્તુને બીજીનુ રૂપ આપવુ, બીજી છે એમ કહેવું, એને આરોપ કહે છે. તે વસ્તુમાં જેનો આરોપ કર્યો હોય છે તેના જેવા ગુણ છે એવું વક્તાનુ તાત્પર્ય હોય છે. જેમાં આરોપ હોય એવી લક્ષણાને સારોપા લક્ષણા કહે છે.

૧ તમારૂં બાહુબળ ત્રૈલોક્યનુ **કલ્યાણ** છે. (કલ્યાણકારક)

૨ તે મારી આખની **કીકી** અને હૈયાનો **હાર** છે (આખની કીકી અને હૈયાના હાર જેવો વહાલો)

૩ રાજાજી સાક્ષાત્ **કલ્પવૃક્ષ** છે (કલ્પવૃક્ષની પેઠે યાચકની સર્વ કામના સફળ કરનારા છે)

પહેલો દાખલો શુદ્ધ સારોપા લક્ષણાનો છે અને બીજો ને ત્રીજો ગૌણી સારોપા લક્ષણાનો છે જે લક્ષણામા બે પદો વચ્ચે ગુણોના કારણથી સામાનાધિકરણ્ય ઘટે તે ગૌણી સારોપા લક્ષણા અને જેમાં

ગુણ સિવાય બીજાં નિમિત્તોએ સામાનાધિકરણ્ય ઘટાવાય તે શુદ્ધ સારોપા લક્ષણા છે.

**ઝાડ સળી ગયું છે.** (ઝાડનું મૂળ, અન્વયબાધ નથી, તાત્પર્ય-બાધ છે. અવયવી—આખી વસ્તુ અવયવને—ભાગને માટે વાપરી છે.)

ઝાઝા **હાથ** રળીઆમણા (હાથવાળા પુરુષો, અવયવ અવયવી-ને માટે વાપર્યો છે.)

એજ પ્રમાણે અગ્ર હસ્તના અર્થમાં 'હસ્ત' શબ્દ વાપરીએ તો તે પણ અવયવી અવયવને માટે મૂક્યો છે એવી શુદ્ધ લક્ષણા છે. રાજપુરુષ જતો હોય ને કહીએ કે 'રાજા જાય છે' (રાજપુરુષ), તો એ પણ શુદ્ધ લક્ષણા છે. એમાં સ્વસ્વામિભાવસંબંધ–સેવ્યસેવકનો સંબંધ છે. એજ રીતે, જાતે સુથાર ન હોય પણ સુથારનો ધંધો કરતો હોય તેને 'સુથાર' કહીએ તો તે પણ શુદ્ધ લક્ષણા થાય. એમાં તેના કર્મનો–ધંધાનો સંબંધ છે.

ઉપર કહ્યા પ્રમાણે આરોપમાં એક વસ્તુને બીજીનું રૂપ આપ્યું હોય છે. હવે જે પદાર્થને બીજાનું રૂપ આપ્યું હોય તે પદાર્થનું નામ બીલકુલ કહીએજ નહિ ને જેનું રૂપ આપ્યું હોય તે તરીકેજ તેનું વર્ણન કરીએ તો તેને 'અધ્યવસાન' કહે છે. 'અધ્યવસાન' એટલે તાદાત્મ્ય, તદ્રૂપતા. બે પદાર્થોની એટલી બધી એકતા કલ્પી છે કે એકનો બીજા તરીકેજ નિર્દેશ છે. જેમાં અધ્યવસાન હોય તે સાધ્ય-વસાના લક્ષણા કહેવાય છે.

**લતાના મૂળમાં હરણ વિનાનો ચન્દ્ર લીન થયો છે.** (લતા=શરીર; હરણ=કલંક; ચન્દ્ર=મુખ)

**ભીમના મોં આગળ શત્રુ કોણમાત્ર છે?** (વીરને ભીમ કહ્યો છે. 'ભીમ' શબ્દે 'વીર' શબ્દનું નિગરણ કર્યું છે; 'ભીમ' શબ્દ 'વીર' શબ્દને ગળી ગયો છે, ખાઈ ગયો છે; એજ અધ્યવસાન.)

વંશનો **આનન્દ** અને કુળનો **દીવો** આવ્યો. 'પુત્રને' 'આનન્દ'

અને 'દીવો' કહ્યો છે. 'આનન્દ' એટલે આનન્દ ઉત્પન્ન કરનાર અને 'દીવો' એટલે 'દીવાના જેવા ગુણુવાળો, પ્રકાશક, કીર્તિ ઝળકાવનાર'. 'આનન્દ' એ શુદ્ધ સાધ્યવસાના લક્ષણા છે અને 'દીવો' એ ગૌણી સાધ્યવસાના લક્ષણાનું ઉદાહરણ છે

સારોપા લક્ષણા એ રૂપક અલંકારનું બીજ છે અને સાધ્યવસાના લક્ષણા એ અતિશયોક્તિનું બીજ છે.

તે રાજા રૂપમાં **કન્દર્પ**, શૌર્યમાં **અર્જુન**, અને સત્યમાં **યુધિષ્ઠિર** છે. (સારોપા ગૌણી લક્ષણા, રૂપક અલંકાર)

**યુધિષ્ઠિર** આગળ અસત્યનું કંઈ ફાવવાનું નથી. (રાજા સત્યશીલ હોવાથી તેને યુધિષ્ઠિર કહ્યો છે, ગૌણી સાધ્યવસાના લક્ષણા, અતિશયોક્તિ અલંકાર)

**લક્ષિતલક્ષણા**—કેટલાક 'લક્ષિતલક્ષણા' નામનો એક પ્રકાર આપે છે. 'દ્વિરેફ' શબ્દ એનું ઉદાહરણ છે. 'દ્વિરેફ' એટલે જેમાં બે રેફ છે તે; અર્થાત્, ભ્રમર શબ્દ (જેમાં બે રેફ છે). 'દ્વિરેફ' શબ્દ બહુવ્રીહિ સમાસથી પ્રથમ 'ભ્રમર શબ્દ' એમ લક્ષણાથી બોધ કરે છે; પછી ભ્રમર શબ્દ લક્ષણાથી ભ્રમર એ પદાર્થનો બોધ કરે છે. એમ લક્ષિત પદની લક્ષણા તે લક્ષિતલક્ષણા એવો તેમનો મત છે.

**વ્યંજના**—'ગંગામાં ઝુંપડું' આ લક્ષણામાં ઠંડક, પવિત્રતા, વગેરે પ્રયોજનનો અર્થ સમજાય છે તે વ્યંજનાવૃત્તિને લીધે. એવો દૂરથી સૂચવાતો અર્થ **વ્યંગ્ય** અર્થ કહેવાય છે અને જે વૃત્તિથી એ અર્થ શબ્દમાંથી નીકળે છે તે **વ્યંજનાવૃત્તિ** કહેવાય છે.' વ્યંજનાને કાવ્યશાસ્ત્રમાં **ધ્વનિ** પણ કહે છે. આ લક્ષણામૂલ ધ્વનિ છે. લક્ષણાવૃત્તિ સ્વીકારવી પડી ને તેમ કરવામાં પ્રયોજન જે આવશ્યક અંગ છે તેનો અર્થ વ્યંજનાવૃત્તિથી નીકળે છે. લક્ષણાને અવલંબીને એ ધ્વનિ થાય છે, માટે એ **લક્ષણામૂલ ધ્વનિ** કહેવાય છે કાવ્યોમાં શૃંગારાદિ રસ વ્યંગ્ય થાય છે, એ રસનો ધ્વનિ **અભિધામૂલ ધ્વનિ** છે, કેમકે એમાં વ્યંજનાવૃત્તિ અભિધાને આધારે છે, લક્ષણાને નહિ.

કાવ્યમાં કવિ એક વસ્તુ વર્ણવી અન્ય વસ્તુ સૂચવે, કે અલંકાર સૂચવે કે અલંકારથી વસ્તુ કે અન્ય અલંકાર સૂચવે, એમ વસ્તુથી વસ્તુનો કે અલંકારનો, અલંકારથી વસ્તુનો કે અલંકારનો, એમ અનેક પ્રકારનો ધ્વનિ થાય છે.

નિરૂઢલક્ષણા–લક્ષણામાં હમેશ પ્રયોજન હોવુંજ જોઈએ એમ નથી. કેટલેક સ્થળે પ્રયોજનને બદલે રૂઢિ એ લક્ષણાનું આવશ્યક અંગ થાય છે.

કર્મને વિષે તે કુશળ છે.

ઉપલા દાખલામાં 'કુશળ' શબ્દનો વાચ્યાર્થ કુશ એટલે દર્ભને લેનાર (કુશાન્ લાતીતિ કુશલ) છે. પરંતુ એ અર્થ અહિં બંધબેસતો નથી. તેથી દર્ભ લાવનારને જેમ હોશિયારી વાપરવી પડે છે કેમકે તેમ ન કરે તો હાથ કપાઈ જાય, તેમ કામ કરવામાં જે વિવેક વાપરે છે એવો પ્રવીણ પુરુષ 'કુશળ' કહેવાય છે. વિવેકના સંબંધથી મુખ્ય અર્થની સાથે લક્ષ્ય અર્થ જોડાયલો છે. 'કુશળ' શબ્દનો અર્થ અનાદિ વૃદ્ધવ્યવહારથી 'પ્રવીણ' થાય છે; તેથી અભિધાવૃત્તિની પેઠે આ લક્ષણાવૃત્તિમાં પ્રયોજનની અપેક્ષા નથી. રૂઢિજ એ લક્ષણાનું આવશ્યક અંગ હોવાથી એ રૂઢલક્ષણા કે નિરૂઢલક્ષણા કહેવાય છે.

'પ્રવીણ' અને 'ઉદાર' એ પણ નિરૂઢલક્ષણાના દાખલા છે. 'પ્રવીણ'–વાચ્યાર્થ 'વીણા વગાડવામાં કુશળ;' લક્ષ્યાર્થ–'કોઈપણ કામમાં કુશળ.' 'ઉદાર'–વાચ્યાર્થ 'આર-આખો ઊંચો કર્યા વગર, સંકેતથીજ અશ્વ કે બળદ હાંકનાર; લક્ષ્યાર્થ–'પ્રાર્થના વગર કંઈક ચિહ્નથીજ સમજી મોટું મન દર્શાવનાર.'

## પ્રકરણ ૯મું

### શબ્દાર્થચમત્કાર

ભાષાસામ્ય–ટ્રેન્ચ નામના ધર્મોપદેશકે 'શબ્દોનો અભ્યાસ' એ નામનું સુંદર પુસ્તક અંગ્રેજીમાં લખ્યું છે, તેમાં શબ્દો પણ મહાન્ ઉપદેશકોનું કામ કરે છે, નીતિનો બોધ આપે છે, જગત્‌નું સ્વરૂપ આલેખે છે, અને પ્રાચીન પરિસ્થિતિ અને ઇતિહાસ પર પ્રકાશ પાડે છે, એ તેણે બહુ રસિક રીતે પ્રતિપાદન કર્યું છે. ગુજરાતી ભાષામાં પણ એવા ઘણા દાખલા મળી આવે છે.

**શબ્દાર્થસંકોચ**–કેટલાક શબ્દનો મૂળ અર્થ સંકડાઈ ગયો હોય છે. 'ધર્મ' શબ્દનો મૂળ અર્થ કર્તવ્ય, ફરજ છે. પતિનો પત્ની પ્રત્યે ધર્મ, પત્નીનો પતિ પ્રત્યે ધર્મ, આપણો શરીર પ્રતિ ધર્મ, આત્મા પ્રતિ ધર્મ, ઈશ્વર પ્રતિ ધર્મ, શહેરી તરીકે ધર્મ, પડોશી તરીકે ધર્મ, સમાજ પ્રત્યે ધર્મ–આ બધે સ્થળે 'ધર્મ'નો અર્થ ફરજ, આપણે જે કરવાને બંધાયલા છીએ તે છે ગુજરાતીમાં તત્સમ શબ્દ તરીકે ધર્મ શબ્દ એ બધા અર્થમાં વપરાય છે. પરંતુ ઈશ્વર પ્રત્યેનો ધર્મ એ સર્વ ધર્મોમાં મુખ્ય હોવાથી ગુજરાતી ભાષામા 'ધર્મ' શબ્દ સંકુચિત થઈ ઈશ્વર પ્રત્યેની ફરજનો અર્થ મનમાં પ્રથમ ઉત્પન્ન કરે છે. બીજા દાખલા નીચે આપ્યા છે એમાંના કેટલાક શબ્દનો સંસ્કૃતમાં જે અર્થ હતો તેનાથી અપભ્રષ્ટરૂપે ગુજરાતીમાં અર્થ સંકડાયો છે.

| શબ્દ | સંસ્કૃત શબ્દનો અર્થ | ગુજરાતીમા સંકુચિત અર્થ |
|---|---|---|
| ૧. વ્યાપાર–વેપાર | કામ(માનસિક વ્યાપાર, ઇન્દ્રિયોના વ્યાપાર) | પૈસાની લેવડદેવડનું કામ |
| ૨. તાપ–તાવ | ગરમી | શરીરની ગરમી |
| ૩ ચેટક–ચેલો | નોકર | ગુરુનો નોકર, શિષ્ય |
| ૪. ગર્ભિણી–ગાભણી | સ્ત્રીને લાગુ પડે છે | પશુમાં માદાને લાગુ પડે છે. |
| ૫ ગ્રહણ–ઘરણ | પકડવું તે, સમજવું તે (તમારૂં કહેલું હું ગ્રહણ કરી શકતો નથી.) | સૂર્યચન્દ્રનું રાહુએ પકડવું તે |
| ૬ વેદના–વેણાચૂંટા | લાગણી દુ ખનીલાગણી (સંકોચ) | પ્રસવસમયે અતિશય શારીરિક દુ:ખ ને તે દર્શાવનાર ચિહ્ન |
| ૭ મન્દ–માંદું | ધીમું | રોગથી પિડાયલું ને તેથી કામમાં ધીમું |

| શબ્દ | સંસ્કૃત શબ્દનો અર્થ | ગુજરાતીમાં સંકુચિત અર્થ |
|---|---|---|
| ૮. સંસ્કાર—સકાર | શુદ્ધિ; કેળવણી (બધી ઇન્દ્રિયોનો સંસ્કાર સરખો નથી.) | સલિવાર (એના કામમાં કંઈ સકાર નથી.) |
| ૯. પિંડ—પંડ | ગોળ પદાર્થ | દેહ |
| ૧૦. શાલા—શાળા | ઘેરાયલી જગા (ગજ શાલા, અશ્વશાલા; પાઠશાલા) | પાઠશાલા, નિશાળ |
| ૧૧. વૃદ્ધ—૧. બુઢ્ઢો ૨. વડીલ | જ્ઞાનમાં કે વયમાં વધેલો (જ્ઞાનવૃદ્ધ, વયોવૃદ્ધ) | ૧. ઘરડું, વયે મોટું ૨. માન આપવા લાયક |
| ૧૨. ભણ્ | બોલવું | પાઠ બોલવો—શીખવો |
| ૧૩. ગંભીર | ઊંડું (સાગર, કુવો, ખીણ, મન, વગેરેને લાગુ પડે છે.) | ઊંડું (મનનેજ લાગુ પડે છે.) |
| ૧૪. સંસાર | તૈયારી | અથાણાની તૈયારી—મસાલો |
| ૧૫. આજ્ઞા—આણ | હુકમ | સાસરેથી વહુને આવેલું તેડું |
| ૧૬. સ્થાન—થાણું | ગમે તે ઠેકાણું | પોલીસનું, જકાત ઉઘરાવવાનું, વગેરે ઠેકાણું |
| ૧૭. ધન્યા—ધેણ | ભાગ્યશાળી સ્ત્રી | સીમન્તને પ્રસંગે સગર્ભા સ્ત્રી |
| ૧૮. ઉથલો | સામો જવાબ (રાધાજીના ઉથલા); હુમલો (જૂ. ગુ. 'મલિકિ ઉથલા દીધા' કાન્હ. પ્ર. ૨. ૫૧) | રોગનો પાછો હુમલો |

| શબ્દ | સસ્કૃત શબ્દનો અર્થ | ગુજરાતીમા સકુચિત અર્થ |
|---|---|---|
| ૧૯ પ્રત્યક્ષ | ઇન્દ્રિયજન્ય જ્ઞાન(બધી ઇન્દ્રિયોથી ઉત્પન્ન થયલુ જ્ઞાન, જેમકે નાસિકાએ કરેલુ પ્રત્યક્ષ) | આખથી થયલુ જ્ઞાન (આ બનાવ મારી પ્રત્યક્ષ બન્યો ) |
| ૨૦ પ્રકરણ પગરણુ | બાબત | માગલિક પ્રસગ |

**શબ્દાર્થવિસ્તાર**—આ નિયમ ઉપલા નિયમથી ઉલટો છે શબ્દના મૂળ અર્થમા વધારો થઈ તે વધારે વિસ્તીર્ણ અર્થમા વપરાય છે આવા દાખલા આગલા નિયમ જેટલા મળતા નથી

| | | |
|---|---|---|
| ૧ પીતાબર | પીળુ વસ્ત્ર | ગમે તે રગનુ રેશમી વસ્ત્ર (એક રીતે સકોચ પણ છે ) |
| ૨ રાજા–રાવ | દેશનો માલીક | 'રાવ' શબ્દ ગમે તે મોટા માણસ માટે વપરાય છે (રાવ સાહેબ ક્યારે પધાર્યા ?) |
| ૩ સૂણવુ–સણી લેવુ | સાભળવુ | સણી લેવુ–સાભળ્યુ ન સાભળ્યુ બધુ સમજી લેવુ |

**અર્થભ્રષ્ટતા**—કેટલાક શબ્દ અર્થમા ભ્રષ્ટ થયા છે મૂળ તેનો અર્થ સારો હતો તે હવે નઠારો થાય છે એવા શબ્દમાથી અનેક પ્રકારનો બોધ મળે છે

| શબ્દ | મૂળ અર્થ | હાલનો અર્થ |
| --- | --- | --- |
| ૧. વ્યસન | કોઈ પણ કામમાં આસક્તિ–મંડ્યા રહેવું તે (વિદ્યાવ્યસની) | નઠારી ટેવ; દારૂનું વ્યસન–ભાંગનું–બીડીનું–તંબાકુનું–અફીણનું વ્યસન |

બોધ–સારા કામમાં મંડ્યા રહેવું ઘણું મુશ્કેલ છે. વિરલ પુરુષો, જેમને ઉત્તમ ગૃહસંસ્કાર થયા હોય છે તેજ સારા કામમાં આસક્ત રહે છે. નઠારા કામમાં મચ્યા રહેવાનું વલણ થાય છે તેને સાધારણ પુરુષો વશ થાય છે; કેમકે તેમાં બહુ મહેનત નથી ને તાત્કાલિક લાભ દીસે છે. શબ્દ પણ આ પ્રમાણે મોટા ઉપદેશકનું કામ કરે છે અને એક શબ્દનું પણ બરાબર જ્ઞાન થવાથી આપણી કામના સિદ્ધ થાય છે–જ્ઞાનની વૃદ્ધિ થાય છે, મન કેળવાય છે, ને તેથી મનોરથ સિદ્ધ થાય છે, એવું સંસ્કૃત વિદ્વાનોનું કહેવું વાજબી છે.

| | | |
| --- | --- | --- |
| ૨. પ્રપંચ | વિસ્તાર, સંસાર | છળભેદ |

બોધ—સંસારમાં સરળ વર્તન કરતાં કુટિલ માર્ગ અને કાવાદાવા તથા છળભેદ વધારે છે એવો એ શબ્દ પરથી બોધ મળે છે. એ શબ્દનો અર્થ સંકુચિત થયો છે તેમજ ભ્રષ્ટતા પામ્યો છે.

| | | |
| --- | --- | --- |
| ૩. વર્ચસ | તેજ (બ્રહ્મવર્ચસ=બ્રહ્મતેજ) | નઠારૂં કામ કરવામાં–વેર વાળવામાં જોર બતાવવું (તમે મારા પર વર્ચસ કરો છો એ ઠીક નથી.) |

બોધ—સત્પુરુષોજ પોતાના તેજનો–બળનો સારો ઉપયોગ કરે છે; દુષ્ટ પુરુષો તેનો દુરુપયોગજ કરે છે.

| | | |
|---|---|---|
| ૪ ઉપાધિ | ધર્મ (જાતિ, ગુણ, ક્રિયા, ને સજ્ઞા એ શબ્દના ઉપાધિ છે) | નડતર, અડચણ (અનેક સાસારિક ઉપાધિને લીધે મારાથી તમને મળી શકાયુ નહિ) |

બોધ—સામાન્ય ગુણો કરતા જે ગુણો નડે છે તે તરફ મનુષ્યનુ લક્ષ વિશેષ જાય છે

| | | |
|---|---|---|
| ૫ સકેત | કબુલાત | કોઈ દુરાચાર માટે મળવાની કરેલી ગોઠવણ |

બોધ—સદ્ગુણ કરતા દુર્ગુણ તરફ મનુષ્ય વધારે વળે છે, કારણ કે ઘણાઓને જન્મ, ઘરકેળવણી, સમર્ગ, કે શિક્ષણથી સારા સસ્કાર પડતા નથી

| | | |
|---|---|---|
| ૬ અધિકાર | કોઈ પણ કામ કરવા ની યોગ્યતા | સત્તા, સત્તાબળ |

બોધ—કોઈ પણ કામ કરવાની યોગ્યતા મેળવવી મુશ્કેલ છે, પરતુ હોદ્દો મળ્યો એટલે ઉપદ અને અમલનો કેફ એકદમ આવે છે

| | | |
|---|---|---|
| ૭ છઇલ્લ–છેલ | દક્ષ, હોશિયાર (અપભ્રશમા) | વરણાગી કરવામા હોશિયાર |
| ૮ રાશિ–લાસ | ઢગલો | મડદુ |
| ૯ વાતુલ–વાઉલ –વાયલ | વાતુડીઓ, બોલકણો | જુ ગુ રણવાઉલા–રણઘેલા ('જે જે હુતા રણિ વાઉલા' કાન્હ ૨ ૮) વાયલ–મગજ ઠેકાણે નહિ એવો |
| ૧૦ દોહદ–દોહૈ ા | ગર્ભિણી ની ઇચ્છા | દુ ખ |

૮; ૯; ને ૧૦માં સંસ્કૃત શબ્દ અને તેના અપભ્રષ્ટ રૂપના અર્થના ફેરફાર થતાં અર્થભ્રષ્ટતા આવી છે તે સમજાશે.

| | |
|---|---|
| ૧૧. માટી | મર્દ; બહાદુર; જૂ. ગુ. તિરસ્કારવાચક-માટીડો માટી થાજો(મર્દ થાજો) (અક્કરમી માટી બૈયર ('માટી સવે મૂછિ વલ પર ચૂરો) ઘાલઈ' કાન્હ૦ ૧.૧૯૭) |
| ૧૨. ઢોલો | ઢોલ્લ (નાયક, અપ. તિરસ્કાર પામતો પુરુષ ઢોલ્લા સામલા) (ઢોલા મારુ) |
| ૧૩. બાપકળ | બાપ્કલ (મોટો પુરુષ) મોટાઈનો ખોટો ઉપયોગ કરનાર, તર્કટી |

**પ્રાચીન પરિસ્થિતિનો બોધ**—પ્રાચીન પરિસ્થિતિનું ભાન કરાવે એવા શબ્દ પણ ભાષામાં હોય છે. 'બહુવ્રીહિ' શબ્દ એવો છે. એનો મૂળ અર્થ જેની પાસે બહુ ડાંગર હોય તે. દ્રવ્યનું માપ ઢોર, અનાજ વગેરેથી થતું એવી પરિસ્થિતિનો એ શબ્દ ખ્યાલ આપે છે. 'તીર્થધ્વાંક્ષ,' 'તીર્થકાક,' આવા સંસ્કૃત સમાસ એમ સૂચવે છે કે પ્રાચીન સમયે પણ બાપડા બ્રાહ્મણો જેઓ તીર્થમાં અનેક રીતે ઉપયોગી થઈ પડે છે તથા અરદાસ કરે છે તેઓ યાત્રાળુઓને ત્રાસદાયક લાગતા. 'પાત્રેસમિત' (ભોજનવેળાએ તૈયાર, કામને વખતે નહિ), 'ગેહેશૂર', 'ગેહેનર્દી' (ઘરમાં શૂરો, ઘરમાં ગાજનાર), એવા સમાસ પરથી સમજાય છે કે પ્રાચીન સમયમાં મનુષ્યસ્વભાવ હાલના જેવોજ હતો.

**પૌરાણિક ને ઐતિહાસિક સ્થિતિ**—નીચેના દાખલા પૌરાણિક ને ઐતિહાસિક સ્થિતિનું ભાન કરાવે છેઃ—

આ **મહાભારત** કામ છે.
આ **ભૈમી** યુદ્ધ છે.

ત્યા તો **જાદવાસ્થળી** થઈ રહી છે
તેણે **ભગીરથ** પ્રયત્ને પોતાની મતલબ સાધી
તમારૂ **પુરાણ** રહેવા દો
આ તો **રામનું રામાયણ** થયુ
તમારી **નારદી** વિદ્યાના આ પરિણામ છે
એ તો બીજો **દુર્વાસા** મુનિ છે, એને બોલાવશો મા
એના ને **અગસ્ત્ય** મુનિના વાયદા બરાબર છે
તુ આમ તો **ત્રિશંકુ**ની પેઠે વચ્ચે લટકીશ
આવી **જહાંગિરી** સહન થવાની નથી
તારૂ **તુરકડાપાણુ** જવા દે

---

## પ્રકરણ ૧૦મું

### પદવિભાગ: પ્રધાન પદ ને ગૌણ પદ: વાક્યાર્થ

**પદ**—જે શબ્દને વિભક્તિ લાગી હોય છે તે **પદ** કહેવાય છે 'વિભક્તિ'થી નામને જે પ્રત્યયો લાગે છે તેજ સમજવાના નથી, પરતુ અર્થ અને કાળના જે પ્રત્યય ધાતુને લાગે છે તે પણ વિભક્તિ છે આ પ્રમાણે 'રાજા પ્રજાનુ રક્ષણ કરે છે,' એ વાક્યમા વપરાયલા બધા શબ્દ પદ છે અવ્યયને પણ વિભક્તિ આવીને લોપાઈ ગઈ છે એમ સમજવાનુ છે તેથી અવ્યય પણ પદ છે

**વિભાગ**—યાસ્ક મુનિના મત પ્રમાણે પદ ચાર પ્રકારના છે – નામ, આખ્યાત, ઉપસર્ગ, અને નિપાત 'આખ્યાત' એટલે ક્રિયાપદ અને 'નિપાત' એટલે અવ્યય ઉપસર્ગ પણ અવ્યય છે, પરતુ તે ધાતુની સાથે ઉપસૃષ્ટ–જોડાયલા હોય છે, તેથી તેને બીજા અવ્યયથી જુદા ગણ્યા છે

પદમાત્ર એ ચારમાથી એક પ્રકારમા આવે છે સર્વનામ એ નામનું પ્રતિનિધિરૂપ છે ખરૂ જોતા એ પ્રતિનામજ છે અને વિશેષણ

નામ અને આખ્યાતની સાથે જોડાયલું પદ છે. આગળ કહ્યું છે તે પ્રમાણે એ નામની કે ક્રિયાપદની અંદર વિશેષ મૂકનારૂં—અધિક અર્થ દર્શાવનારૂં પદ છે.

**વાક્ય**—વાક્ય બનાવવા સારૂ પદોમાં આકાંક્ષા—પરસ્પર સંબંધ, યોગ્યતા, અને સંનિધિ આવશ્યક છે. નામ અને ક્રિયાપદ વચ્ચે આકાંક્ષા રહેલી છે. ગાય, અશ્વ, પુરુષ, હસ્તી—આવાં અનેક નામથી વાક્ય બનતું નથી; કારણ કે એ બધાં નામ વચ્ચે આકાંક્ષા નથી. અન્ય રીતે એમ પણ કહી શકાય કે એ બધાં નામ સાકાંક્ષ છે—ક્રિયાપદ વિના એની આકાંક્ષા જતી રહેતી નથી. 'ગાય ચરે છે,' 'અશ્વ દોડે છે,' 'પુરુષ વાંચે છે,' 'હસ્તી સૂંઢ હલાવે છે,' આમ ક્રિયાપદ વાપરવાથીજ એ નામો અગાઉ સાકાંક્ષ હતાં તે નિરાકાંક્ષ થાય છે. જેમ ક્રિયાપદ વિના નામ સાકાંક્ષ છે તેમ નામ વિના ક્રિયાપદ પણ કેટલેક અંશે સાકાંક્ષ છે. 'કેટલેક અંશે' એમ કહેવાનું તાત્પર્ય એ છે કે ક્રિયાપદમાં કર્તા, કર્મ, કે ભાવનો અર્થ સમાયલો છે, તેમ નામમાં કંઈ ક્રિયાપદનો અર્થ સમાયલો નથી. સંસ્કૃતમાં गच्छति એ આખ્યાતમાં કર્તાનો અર્થ સમાયલો છે, તેથી એ એકલું પદ પણ નિરાકાંક્ષ છે અને એથી વાક્ય બને છે. ગુજરાતીમાં પણ 'જાઉં છું,' 'જા,' વગેરે પદોમાંથી અમુક કર્તાનો અર્થ સ્પષ્ટ નીકળે છે. 'જાય છે' એટલે 'તું જાય છે' કે 'તે જાય છે' તે સ્પષ્ટ નથી. 'જાય છે'માંથી કર્તાનો અર્થ નીકળે છે; પણ તે કર્તા બીજા પુરુષનો છે કે ત્રીજા પુરુષનો છે તે વિષે સંશય રહે છે. પરંતુ 'જાઉં છું' પદમાંથી કર્તા કયા પુરુષનો છે તે પણ સમજાય છે. આ પ્રમાણે પદોમાં આકાંક્ષા હોય ત્યારેજ વાક્ય બને છે. વળી પદોમાં પરસ્પર સંબંધને માટે યોગ્યતાની પણ જરૂર છે. 'પાણીથી સીંચે છે,' એમાં 'પાણીથી' પદની યોગ્યતા 'સીંચે છે' પદ સાથે થઈ શકની નથી. 'સંનિધિ' એ પણ વાક્ય બનાવવાનું ત્રીજું કારણ છે. પદો વચ્ચે આકાંક્ષા ને યોગ્યતા હોય, તોપણ તે બધાં પદના ઉચ્ચારકાળમાં સંનિધિ

એટલે સમીપતા ન હોય—અર્થાત્ તે બધા પદ થોડી થોડી વાર રહીને ઉચ્ચાર્યાં હોય તો તેથી વાક્ય બનતું નથી, માટે વાક્ય બનાવવા માટે આકાંક્ષા, યોગ્યતા, અને સંનિધિની જરૂર છે

**પ્રધાન પદ અને ગૌણ પદ**—ઉપર જણાવેલા ચાર પદમા નામ અને આખ્યાત એ મુખ્ય છે અને નિપાત અને ઉપસર્ગ એ ગૌણ છે નામ અને આખ્યાત એ બેમા આખ્યાત એ પ્રધાન પદ છે, કેમકે એ પદ વગર વાક્ય બનતું જ નથી નામ પદ એ ગૌણ પદ છે જે આખ્યાત પદને ગુણભાવે રહી નમે છે, અથવા જે પદ પોતાના અર્થને આખ્યાત પદના અર્થમા ગુણભાવે નમાવે છે તે નામ, એવી નામ શબ્દની વ્યુત્પત્તિ પણ નામ પદનો આખ્યાત પદને વિષે ગૌણ ભાવ દર્શાવે છે

**નામ અને ધાતુ**—યાસ્ક અને શાકટાયનના મત પ્રમાણે નામ માત્ર ધાતુથી નિષ્પન્ન થાય છે કેટલાક નામમા ક્રિયા પ્રત્યક્ષ હોય છે અને કેટલાકમા તે કલ્પવાની હોય છે એવું તેમનું મત છે 'કારક,' 'હારક,' વગેરે શબ્દમા ક્રિયા પ્રત્યક્ષ છે 'ગાય,' 'અશ્વ,' વગેરે શબ્દમા ક્રિયા કલ્પવાની છે માત્ર યદૃચ્છા શબ્દમાંજ—ડિત્થ, ડપિત્થ, જેવા, આપણી ઇચ્છાએ ઘડેલામાંજ—ક્રિયા નથી, એમ એ વિદ્વાનોનું માનવું છે

ધાતુ એ ભાષામાત્રમા મૂળ છે અને તે પરથીજ શબ્દો બન્યા છે, એમ પાશ્ચાત્ય ભાષાવિજ્ઞાનીઓનો પણ સિદ્ધાન્ત છે

**નામ અને આખ્યાત**—નામમાત્રમા આમ ક્રિયાનો અર્થ રહેલો છે, પણ તે ગૌણ છે સત્ત્વ લિંગ અને વચનનું હોવાપણુંજ—પ્રધાન છે આ કારણથી જેમા સત્ત્વ પ્રધાન છે તે નામ એમ યાસ્ક મુનિ નામનું લક્ષણ આપે છે જેમ નામમાં સત્ત્વ પ્રધાન છે, તેમ આખ્યાતમા ભાવ પ્રધાન છે પાક, ત્યાગ, રાગ, વગેરે રાંધવાની, તજવાની, ચઢાવવાની ક્રિયાથી જે સ્થિતિ ઉત્પન્ન થાય છે તે ભાવ કહેવાય છે ક્રિયાપદ ક્રિયા બતાવે છે, પરંતુ તે ક્રિયા ભાવના સંબંધમા ગૌણ છે રાંધવાની ક્રિયાનું પ્રયોજન ચોખાને વિષે પાક નામનો ભાવ ઉત્પન્ન કરવાનું છે રાંધવાની ક્રિયા બરાબર થાય છે ત્યારે પાક થયો, એમ કહીએ છીએ આ પ્રમાણે ક્રિયા ભાવ ઉત્પન્ન કરવા માટે છે તેથી તે ભાવને ગૌણ છે, જગ

સમજવાનું છે. આજ કારણથી ભાવ જેમાં પ્રધાન છે તે આખ્યાત, એમ યાસ્ક મુનિ આખ્યાતનું લક્ષણ આપે છે.

**વાક્યાર્થ-વૈયાકરણના** મત પ્રમાણે વાક્યનો અર્થ કેવો થાય છે તે જોઈએ. 'દેવદત્ત તંડુલ રાંધે છે,' એનો અર્થ વૈયાકરણોના મત પ્રમાણે દેવદત્ત જેનો કર્તા છે એવી તંડુલ કર્મમાં આવેલી પોચાશને અનુકૂળ વર્તમાન કાળની ક્રિયા; ટૂંકામાં કહીએ તો દેવદત્તે વર્તમાન કાળમાં કરેલી તંડુલની પોચાશ. આ પ્રમાણે વ્યાપાર કે ક્રિયાજ વાક્યનો અર્થ છે. દેવદત્તકર્તૃક તંડુલપાક આવો સંક્ષેપમાં અર્થ થાય છે. વાક્યમાં ક્રિયા પ્રધાન છે એવો તેમનો મત હોવાથી તેઓ ક્રિયાપ્રધાનવાદી કહેવાય છે.

**ન્યાયનયે વાક્યાર્થ-નૈયાયિકો** વાક્યનો અર્થ જુદોજ કરે છે. તેમના મત પ્રમાણે 'દેવદત્ત તંડુલ રાંધે છે,' એનો અર્થ 'તંડુલની પોચાશને અનુકૂળ કૃતિવાળો દેવદત્ત થાય છે' એવો છે. ટૂંકામાં, 'તંડુલના પાકમાં અનુકૂળ કૃતિવાળો દેવદત્ત,' એવો અર્થ નૈયાયિકને મતે વાક્યમાંથી નીકળે છે વૈયાકરણો ક્રિયાને પ્રધાન માને છે, ત્યારે નૈયાયિકો કર્તાને કે પ્રથમાન્ત શબ્દને પ્રધાન માની ક્રિયાને તેનું વિશેષણ ગણે છે. આ કારણથી તેઓ **પ્રથમાન્તાર્થપ્રધાનવાદી** કહેવાય છે.

**વૈયાકરણનું મત યુક્ત-આપણે** 'રાંધે છે' એમ કહીએ ત્યારે સ્વાભાવિક આકાંક્ષા રાંધનાર-પાક કરનાર કોણ છે એવી રહે છે અને તે આકાંક્ષા 'દેવદત્ત' જેવા શબ્દથી પરિપૂર્ણ થાય છે (દેવદત્ત રાંધે છે). 'રાંધે છે'નો અર્થ 'પાકને અનુકૂળ કૃતિ' એમ લઈએ તો 'કોને વિષે,' 'કોની' એવી આકાંક્ષા રહે; પરંતુ તેવી આકાંક્ષા રહેતી નથી; માટે ક્રિયાપદમાંથી કર્તાનો (કર્મણિ ને ભાવે પ્રયોગમાં કર્મનો ને ભાવનો) અર્થ નીકળે છે ને કૃતિનો અર્થ તેને ગૌણ છે એમ વૈયાકરણોનું માનવું યુક્ત છે.

---

## પ્રકરણ ૧૧મું

### નામ: પ્રકાર

**ઉપસંહાર: પદના વિભાગ**—આગલા પ્રકરણમાં કહ્યું છે કે પદમાત્ર ચાર પ્રકારનાં છે એમ યાસ્ક મુનિનું મત છેઃ—નામ, આખ્યાત, નિપાત, અને ઉપસર્ગ. આમાં નિપાત અને ઉપસર્ગની ગણના અવ્યયમાંજ કરીએ તો પદના ત્રણ પ્રકાર થાય છેઃ—નામ,

આખ્યાત, અને અવ્યય  નામ અને આખ્યાત એ વ્યયી પદ છે, કેમકે એમા લિંગ, વચન, અને વિભક્તિના નિમિત્તનો વ્યય (ફેરફાર) થાય છે અવ્યયમા એવો ફેરફાર થતો નથી * આ પ્રમાણે પદમાત્રના નીચે પ્રમાણે વિભાગ છે —




**નામ**—સંસ્કૃત વ્યાકરણમા ધાતુ સિવાય અર્થવત્ શબ્દ સ્વરૂપને પ્રાતિપદિક કહે છે બાહ્ય ઇન્દ્રિયો કે મન વડે સમજી શકાય એવા પદાર્થને ઓળખવા માટે જે શબ્દ વપરાય છે તે **નામ** કહેવાય છે નામ શબ્દ 'નમ્' નમવુ એ ધાતુ ઉપરથી વ્યુત્પન્ન થયો છે જેનો અર્થ ક્રિયાપદના અર્થને નમે છે તે નામ એ આગાઉ સમજાવ્યુ છે

---

* મૉરિસ (Morris) એવાજ વિભાગ પાડે છે

| The Parts of Speech are — | | પદજાત નીચે પ્રમાણે છે — | |
|---|---|---|---|
| 1 Inflectional | 1 Noun (Substantive, Adjective) | ૧ વ્યયી | ૧ સત્ત્વવાચક (નામ વિશેષણ) |
| | 2 Verb | | ૨ ક્રિયાપ૦ |
| | 3 Pronoun | | ૩ સર્વનામ |
| 2 Indeclinable words or particles | 1 Adverb | ૨ અવ્યય | ૪ ક્રિયાવિશેષણ |
| | 2 Preposition | | ૫ નામયોગી |
| | 3 Conjunction | | ૬ ઉભયાન્વયી |
| | 7 Interjection | | ૭ કેવળપ્રયોગી |

**પ્રકાર**—નામના ત્રણ પ્રકાર છેઃ–૧. સંજ્ઞાવાચક; ૨. જાતિવાચક; ૩. ભાવવાચક.

(૧) **સંજ્ઞાવાચક**—અમુક પદાર્થને બીજાથી ઓળખવા માટે આપણે તેનું જે નામ પાડીએ તે **સંજ્ઞા** કહેવાય છે અને સંજ્ઞા બતાવનાર શબ્દ **સંજ્ઞાવાચક** નામ કહેવાય છે.

દાખલાઃ—કૃષ્ણ, ગંગા, હિમાલય, પંજાબ, ઇબ્રાહીમ, કેખશરૂ, વગેરે

આવાં નામમાં યદૃચ્છા—આપણી ઇચ્છાજ ઉપાધિ છે. બહુધા આવાં નામ મનુષ્ય પોતાની ઇચ્છાને અનુસારેજ પાડે છે, પદાર્થમાં રહેલા કોઈ ધર્મને અનુસરીને પાડતા નથી. કેટલેક સ્થળે ઇચ્છાની સાથે પદાર્થમાં રહેલો કોઈક ધર્મ પણ સંજ્ઞાનું કારણ હોય છે. હિમાલય, પંજાબ, પંચવટી, એ એવા દાખલા છે.

**મીમાંસકમત**—મીમાંસકો માત્ર જાતિમાંજ સંકેત માને છે. તેઓ સંજ્ઞાવાચક નામમાં પણ જાતિ ઘટાવે છે. પદાર્થમાત્રમાં ક્ષણે ક્ષણે વૃદ્ધિક્ષયાદિ વિકાર થાય છે. કાલે જોયેલો દેવદત્ત ને આજે જોવામાં આવતો દેવદત્ત વસ્તુતઃ ભિન્ન છે. એમ એમાં વિકાર થાય છે છતાં પણ જે સામાન્ય ધર્મને લીધે આપણે એને એકજ પદાર્થ માનીએ છીએ ને એકજ તરીકે ઓળખીએ છીએ તે જાતિ છે અને તે જાતિમાંજ એવા નામમાં પણ સંકેત છે એવું તેમનું મત છે

(૨) એક વર્ગને બીજા વર્ગથી ઓળખાવનાર ધર્મ **જાતિ** છે અને જાતિ બતાવનારૂં નામ **જાતિવાચક** કહેવાય છે.

દાખલાઃ—ગાય, ઘોડો, પુસ્તક, ઘડીઆળ, વૃક્ષ, વગેરે.

આ નામ આખા વર્ગને લાગુ પડે છે તેમજ તે વર્ગના કોઈ પણ પદાર્થને લાગુ પડે છે. સંજ્ઞાવાચક નામ અમુક પદાર્થને આપેલું ખાસ નામ છે ને તે તેનેજ લાગુ પડે છે. તેવો પદાર્થ એકજ છે તેથી તેનો વર્ગ હોઈ શકેજ નહિ.

કોઈ પણ વર્ગના છૂટા છૂટા પદાર્થ લઈએ તો તે વ્યક્તિ કહેવાય છે અને વર્ગના તમામ પદાર્થમાં રહેલો ધર્મ જાતિ કહેવાય છે. સંસ્કૃત નૈયાયિકો જાતિનું લક્ષણ એવું આપે છે કે તે એક છે, નિત્ય (અવિનાશી) છે, અને અનેકમાં રહેલો ધર્મ છે. ગોત્વ (ગાયપણું), અશ્વત્વ, વગેરે જાતિ કહેવાય છે, કેમકે ગાયનો નાશ થાય છે, પણ ગાયપણાનો નાશ થતો નથી. ગાયપણું એ એકજ છે (ગાયો તો અનેક છે), અને એ ધર્મ અનેક ગોવ્યક્તિમાં રહેલો છે. આવા ધર્મોથી પદાર્થના વર્ગ બંધાય છે અને એક વર્ગ બીજા વર્ગથી છૂટો પડે છે.

**જાતિવાચક**—ગાયપણું, અશ્વત્વ, વગેરે જાતિ છે અને એ ગાય, અશ્વ, વગેરેનો પ્રાણપ્રદ ધર્મ છે. ગાયમાં ગાયપણું છે ને અશ્વમાં અશ્વત્વ છે તેથી ગાય 'ગાય' અને અશ્વ 'અશ્વ' કહેવાય છે. એ ધર્મનું જ્ઞાન થયું એટલે ધર્મીનું–જેમાં એ ધર્મ રહ્યો છે તેનું–જ્ઞાન અવિનાભાવ સંબંધથી થાય છે; કેમકે ધર્મને રહેવાને સ્થાન જોઈએજ ને તે ધર્મી છે. આમ ગાયપણું ને અશ્વત્વનું જ્ઞાન પ્રથમ થાય છે ને પછી ગાય ને અશ્વનું થાય છે, તે ગાય ને અશ્વ જાતિવાચક છે.

ગુજરાતીમાં 'જાતિ–જાત' શબ્દ વર્ગના અર્થમાં વપરાય છે, ઉપર બતાવેલા ધર્મના અર્થમાં વપરાતો નથી.

**સંજ્ઞાનું સમર્થન**–જે નામોને સંજ્ઞાવાચક અને જાતિવાચક કહ્યા છે તેને અચાર સુધી ગુજરાતી ભાષામા લખાયલા વ્યાકરણોમાં અંગ્રેજી વ્યાકરણને અનુસારે વિશેષ નામ અને સામાન્ય નામ કહ્યાં છે પરંતુ પ્રાચીન પારિભાષિક સંજ્ઞા હોય તેનો અનાદર કરી નવીન યોજવી યુક્ત નથી એમ ધારીને પ્રાચીન સંજ્ઞાઓનો પ્રયોગ કર્યો છે.

**સંજ્ઞાવાચક જાતિવાચક તરીકે**–કેટલીક વખત સંજ્ઞાવાચક નામ જાતિવાચક નામ તરીકે વપરાય છે; જેમકે,

સત્ય પાળવામા તે રાજા બીજો હરિશ્ચન્દ્ર છે.

અહિં 'હરિશ્ચન્દ્ર'નો અર્થ 'હરિશ્ચન્દ્રના ગુણવાળા પુરુષોમાંનો

એક.' એવા પુરુષોનો વર્ગ સમજવાનો છે અને તેમાં સામાન્ય ધર્મ-જાતિ હોવાથી એમાંની હર કોઈ વ્યક્તિનું નામ જાતિવાચક બને છે.

**સમૂહવાચક નામ અને દ્રવ્યવાચક નામ**–સમૂહવાચક નામ–સૈન્ય, વણજાર, કાફલો, મેદની–અને દ્રવ્યવાચક નામ–ઘી, ગોળ, ઘઉં, સોનું, રૂપું–એ વસ્તુતઃ જાતિવાચક છે. એ કંઈ એકજ વ્યક્તિને યદૃચ્છાથી આપેલાં નામ નથી તેથી સંજ્ઞાવાચક નામથી ભિન્ન છે; તેમજ ગુણના નામ પણ નથી, તેથી ભાવવાચક નામથી પણ ભિન્ન છે. જેમ એક વર્ગને અન્યથી ઓળખવા આપણે જાતિવાચક નામ વાપરીએ છીએ, તેમ એક સમૂહને તથા દ્રવ્યને અન્ય સમૂહ તથા દ્રવ્યથી ઓળખવા માટે આપણે સમૂહવાચક નામ અને દ્રવ્યવાચક નામ વાપરીએ છીએ, તેથી તે પણ જાતિવાચકજ છે. (ફેર એટલોજ છે કે જાતિવાચક નામ આખા વર્ગને તેમજ તેમાંની દરેક વ્યક્તિને પણ લાગુ પડે છે, ત્યારે સમૂહવાચક નામ સમૂહનેજ લાગુ પડે છે, છૂટી વ્યક્તિને માટે તે નામ વપરાતું નથી, કેમકે એમાં સમૂહનોજ વિચાર કર્યો છે, વ્યક્તિનો નહિ. દ્રવ્યવાચક નામમાં પણ જથાનો અર્થ સમાયલો છે, તેમજ અનિશ્ચિતતાનો પણ અર્થ છે. કાચ, પત્થર, ઘઉં, સોનું, વગેરે નામોમાંથી નિશ્ચિત જથાનો અર્થ નીકળતો નથી; નિશ્ચિત અર્થ બતાવવા કાચનો કકડો, મોટો પત્થર, મણ ઘઉં, તોલો સોનું, વગેરે શબ્દો વાપરીએ છીએ.

(૩) **ભાવવાચક**—ભાવ એટલે ગુણ કે ક્રિયા. તે દર્શાવનારાં નામ તે **ભાવવાચક** નામ કહેવાય છે.

દાખલા:—સૌન્દર્ય, મોટાઈ, દયા, બુદ્ધિ, રમત, ગમત, વગેરે.

બીજાં નામ પાંચ જ્ઞાનેન્દ્રિયોમાંની ગમે તેનાથી સમજાય એવા પદાર્થનાં છે, પણ ભાવવાચક નામ મનથી સમજાય એવા ગુણનાં છે. આપણે કાળા પદાર્થો જોઈએ છીએ, પણ કાળાશ જોઈ શકતા નથી. તે તો મન વડેજ ગ્રહણ કરી શકીએ છીએ.

(૯૨) ધર્મ કોઈ દ્રવ્યમાં જ રહે છે; પરંતુ દ્રવ્યમાંથી છૂટો પાડી તે ધર્મનો આપણે વિચાર કરીએ ત્યારે તે ધર્મ માટે જે શબ્દ વાપરીએ છીએ તે ભાવવાચક નામ છે. પીળા પદાર્થોમાંથી પિળાશ, સુંદર પદાર્થોમાંથી સૌન્દર્ય, દયાવાન્ પુરુષોમાંથી દયા, અને રમતવાળા પ્રાણીઓમાંથી રમત, એ ગુણો છૂટા પાડીએ છીએ ત્યારે તેને માટે ભાવવાચક નામ વાપરીએ છીએ.

**જાતિ અને ગુણ**—જાતિ અને ગુણ વચ્ચે ભેદ છે. ગોત્વ, અશ્વત્વ, એ જાતિ છે કેમકે એ ધર્મ ગાય અને અશ્વના તમામ વર્ગમાં રહેલો છે અને નિત્ય છે. હરિ કહે છે તેમ દરેક પદાર્થમાં બે અંશ છે—સત્ય અને અસત્ય. સત્ય અંશ તે જાતિ છે. એ ધર્મ વસ્તુને વસ્તુ બનાવે છે. વસ્તુને પ્રાણ આપનારો ધર્મ છે, અને વસ્તુમાં નિરંતર રહેનાર છે. ગુણ એવો નથી. રતાશ ગુણ પણ અશ્વત્વ જાતિની પેઠે દ્રવ્ય વગર રહી શકતો નથી. પરંતુ અશ્વત્વ તો અશ્વ સાથે નિત્ય જોડાયેલો ધર્મ છે. રતાશ એવો નથી. એ તો એક દ્રવ્યમાંથી જતો રહી બીજા દ્રવ્યમાં જાય છે.

વાસ્તવિક રીતે અશ્વ ને અશ્વત્વ બન્નેની ગણના જાતિશબ્દોમાં થાય છે. પરંતુ વ્યાકરણમાં તો અશ્વત્વ, ગોત્વ વગેરે જાતિશબ્દોની, પિળાશ, ચતુરાઈ, વગેરે ગુણવાચક નામોની તેમજ રમત, ગમત વગેરે ક્રિયાવાચક નામોની ગણના ભાવવાચક નામમાં થાય છે. અશ્વ, ગાય વગેરેની જ ગણના જાતિવાચક નામમાં થાય છે.

સામાન્ય રીતે, ગુણવાચક નામ વિશેષણને પ્રત્યય લાગીને બને છે અને ક્રિયાવાચક નામ ધાતુને પ્રત્યય લાગીને થાય છે.

ગુણવાચક નામ—લાવણ્ય, ગુરુતા, ગુરુત્વ, ગૌરવ, મહિમા, મિઠાશ, ચતુરાઈ, ઠંડક, વગેરે.

ક્રિયાવાચક નામ—ગતિ, સ્થિતિ, વાચન, ભજન, બોધ, ભાર, વગેરે.

**ભાવવાચક નામ ને વિશેષણ**—ભાવની સ્વતન્ત્ર સ્થિતિ દર્શાવીએ છીએ ત્યારે તે ભાવવાચક નામ બને છે, પરંતુ એવી સ્થિતિ

ન કલ્પનાં કોઈક દ્રવ્યમાં તે ધર્મ રહેલો છે એમ દર્શાવીએ છીએ ત્યારે તે વિશેષણ બને છે.

મીઠી કેરી, ખારૂં પાણી, મોટું માણસ, વગેરે—આમાં મિઠાશ, ખારાશ, મોટાપણું, વગેરેને દ્રવ્યમાં રહેલા ધર્મ તરીકે વર્ણવ્યા છે; માટે 'મીઠી,' 'ખારૂં,' 'મોટું,' એ વિશેષણ છે. મિઠાશ, ખારાશ, મોટાઈ, એની સ્વતંત્ર કલ્પના કરીયે તો તે ભાવવાચક નામ છે.

**ભાવવાચક નામ જાતિવાચક**—સંજ્ઞાવાચક નામની પેઠે ભાવવાચક નામ પણ જાતિવાચક નામ બને છે; જેમકે,

તેની જુવાની ઘણી **નાદાની**માં ગઈ. (નાદાનીના કાર્યમાં)

નાદાનીનાં બધાં કાર્યોનો વર્ગ બને છે અને તે આખા વર્ગને માટે તેમજ તેમાંની દરેક વ્યક્તિ-નાદાનીનું કામ, એને માટે 'નાદાની' શબ્દ વાપર્યો છે; માટે તે જાતિવાચક છે.

—o—

## પ્રકરણ ૧૨મું
### જાતિવિચાર

**લિંગ: પ્રકાર**—જાતિને સંસ્કૃત વ્યાકરણમાં લિંગ કહે છે. લિંગના બે પ્રકાર છે:–૧ **લૌકિક**–સ્વાભાવિક અને ૨. **શાસ્ત્રીય**–કૃત્રિમ. લિંગ એટલે પુરુષત્વ અને સ્ત્રીત્વનું ચિહ્ન. એ ચિહ્ન સ્વાભાવિક રીતે પ્રાણીમાંજ હોય છે, નિર્જીવ પદાર્થમાં હોતું નથી આ કારણથી સ્વાભાવિક જાતિ પ્રાણીનેજ લાગુ પડે છે અને તે ત્રણ પ્રકારની છે:– ૧ પુરુષને માટે; ૨. સ્ત્રીને માટે; અને ૩. લિંગના ભેદ સિવાય સામાન્યરીતે પ્રાણી તરીકે વિચારીએ તેને માટે. કૃત્રિમ જાતિ નિર્જીવ પદાર્થનાં નામને પણ લાગુ પડે છે. એ વ્યાકરણસંબંધી જાતિ છે, માટે શાસ્ત્રીય છે.

**ભાષ્યકારનું મત**-ભાષ્યકાર પતંજલિએ લિંગ શબ્દના અર્થની બહુ સારી ચર્ચા કરી છે. પ્રથમ પૂર્વપક્ષ તરીકે પોતે સ્ત્રી, પુમ્, અને નપુંસક, એ

પદાર્થનાં નામ માટે પુંલિંગ, નાના, નિર્બળ, હલકા, અને સુકુમાર પદાર્થનાં નામ માટે સ્ત્રીલિંગ, અને જડ, અચપળ, અને ઘણી વાર નિન્દ્ય પદાર્થનાં નામ માટે નપુંસકલિંગ વપરાય છે. આ પ્રમાણે ઉપર દર્શાવેલો ભાષ્યકારનો નિયમ બહુધા જળવાય છે. 'મૂળ શબ્દ નર કે નાન્યતર જાતિમાં હોય તેનું નાનું કે કોમળ સ્વરૂપ દર્શાવવા નારીજાતિનો શબ્દ ઘડવામાં આવે છે; જેમકે,

સંસ્કૃ૰ ગોલ પું. ગુજ૰ ગોળો પું. ગોળી સ્ત્રી.
,, દોર પું. ગુજ૰ દોરો પુ. દોરી સ્ત્રી.

એજ પ્રમાણે, થાળો–થાળી; વાડકો–વાડકી; તવો–તવી; તપેલું–તપેલી; કામળો–કામળી; ગોદડું–ગોદડી; ગાડું–ગાડી; હાંડો–હાંડી; કટોરો–કટોરી; ચમચો–ચમચી; તરભાણું–તરભાણી; નળ–નળી; પૂળો–પૂળી; માચડો–માચડી; સાંડસો–સાંડસી; સાવરણો–સાવરણી; છરો–છરી; સૂડો–સૂડી; ટાંકું–ટાંકી; ઇત્યાદિ. નપું.માં બહુધા તિરસ્કારવાચક છે.

આ પ્રમાણે નિર્જીવ પદાર્થોને પુરુષ અને સ્ત્રીના ગુણોનો આરોપ થવાથી તેનાં નામોની જાતિ બહુધા નક્કી થાય છે અને વ્યવહારનું–પ્રયોગનું મૂળ બહુધા એવુંજ હોય છે. એમ છતાં પણ અંગ્રેજી, કાનડી, અને અન્ય ભાષાઓમાં લિંગ નક્કી કરવાનો જેવો સરળ નિયમ છે–સજીવ પદાર્થનાં નામોમાં પુરુષનાં નામ પુંલિંગમાં અને સ્ત્રીનાં નામ સ્ત્રીલિંગમાં અને નિર્જીવ પદાર્થનાં તમામ નામ નપુંસકલિંગમાં છે–તેવો સંસ્કૃતમાં કે તે પરથી નિકળેલી દેશી ભાષાઓમાં નથી. લિંગનું જ્ઞાન બહુધા પ્રયોગ પરથી કે કોશમાંથી મેળવવાનું છે.

**પ્રાણીનાં નામનું લિંગ**—પ્રથમ સજીવ પદાર્થનાં નામનાં લિંગ વિષે વિચાર કરીએ. એ નામમાં સામાન્ય રીતે નરનાં નામ નરજાતિમાં અને નારીનાં નામ નારીજાતિમાં છે.

અપવાદ —૧. કેટલાંક પ્રાણીનાં નામ નરજાતિમાંજ છે—મચ્છર, માકણ, ચાંચડ-ણ, ૨. કેટલાંકનાં નામ નારીજાતિમાંજ હોય છે—ખિસકોલી, જૂ, ઘો, જળો; ૩. કેટલાંક પ્રાણીનાં નામ નપુંસક લિંગમાં છે—ઊંટ, ઘુઅડ, બાજ, બગલું, કબુતર, તીડ, સારસ તીતર, વગેરે.

સામાન્ય રીતે નરનાં ને નારીનાં નામ તદ્દન જુદાં હોય છે અથવા તો નરનાં નામ પરથી પ્રત્યયો લાગી નારીનાં નામ બનેલ હોય છે.

જુદાં નામના દાખલા.—

| નરજાતિ | નારીજાતિ | નરજાતિ | નારીજાતિ |
|---|---|---|---|
| પુરુષ | સ્ત્રી | પાડો | ભેંસ |
| મરદ–માટીડો | ઓરત–બૈરી | મોર | ઢેલ |
| બળદ–આખલો | ગાય | વર | વધૂ–કન્યા |
| બાપ–પિતા | મા–માતા | ભાઈ | બેન, ભોજાઈ |
| સસરો | સાસુ | ભ્રાતૃ | ભગિની, ભ્રાતૃજાય |
| નર | માદા | | |
| વિધુર | વિધવા | | |

પ્રત્યયોથી બનેલાં નામના દાખલા.—

| નરજાતિ | નારીજાતિ | નરજાતિ | નારીજાતિ |
|---|---|---|---|
| પાડો | પાડી | ચકલો | ચકલી |
| છોકરો | છોકરી | કાકો | કાકી |
| બિલાડો | બિલાડી | મામો | મામી |
| કુતરો | કુતરી | માગો | માગી |
| કુકડો | કુકડી | કુઓ | કૂઈ |
| ઘોડો | ઘોડી | દાદો | દાદી |
| ઘેટો | ઘેટી | ભત્રીજો | ભત્રીજી |

| નરજાતિ | નારિજાતિ | નરજાતિ | નારિજાતિ |
|---|---|---|---|
| બકરો | બકરી | બાલ | બાલા |
| ચકલો | ચકલી | અજ | અજા |
| કાગડો | કાગડી | કોકિલ | કોકિલા |
| નર | નારી | મૂષિક | મૂષિકા |
| દાસ | દાસી | ગજગમન | ગજગમના |
| રાજા | રાની–રાણી | હંસ | હંસી |
| મૃગ | મૃગી | મહિષ | મહિષી |
| હરિણ | હરિણી | તરુણ | તરુણી |
| વાનર | વાનરી | દેવ | દેવી |
| બ્રાહ્મણ | બ્રાહ્મણી | ગોપ | ગોપી |
| કમલાક્ષ | કમલાક્ષી | પતિ | પત્ની |
| ભાણો | ભાણી | મયૂર | મયૂરી |
| વત્સ | વત્સા | પોપટ | પોપટી |

કિનરકંઠ—કિનરકંઠા–ઠી
બિંબોષ્ઠ—બિંબોષ્ઠા–ઠી
ચારંગ—ચારંગા–ગી
મૃગનયન—મૃગનયના–ની
કમલવદન—કમલવદના–ની

| | | | |
|---|---|---|---|
| ભવ | ભવાની | રુદ્ર | રુદ્રાણી |
| ઇન્દ્ર | ઇન્દ્રાણી | બ્રહ્મા | બ્રહ્માણી |
| ધણી | ધણીઆણી | ઠાકોર | ઠકરાણી |
| રજપુત | રજપુતાણી | મહેતર | મહેતરાણી |
| ગોર | ગોરાણી | પટેલ | પટલાણી |
| ભટ | ભટાણી | શેઠ | શેઠાણી |
| પંડિત | પંડિતાણી | ક્ષત્રિય | ક્ષત્રિયાણી |
| જેઠ | જેઠાણી | દિયેર | દેરાણી |

મુગલ–મુગલાણી (ફારસી શબ્દને પણ એ પ્રત્યય લાગે છે)

| નરજાતિ | નારિજાતિ | નરજાતિ | નારિજાતિ |
|---|---|---|---|
| સોની | સોનાર–સોનારણ | લુહાર | લુહારણ–રેણ |
| માળી | માલણ–લેણ | ઘાચી | ઘાચણ–ચેણ |
| કણબી | કણબણ–બેણ | નાગ | નાગણ–ગેણ |
| કોળી | કોલણ–લેણ | મરેઠો | મરેઠણ–ઠેણ |
| ધોબી | ધોબણ–બેણ | ગોલો | ગોલણ–લેણ |
| વાણીઓ | વાણીઅણ–એણ | કાછીઓ | કાછીઅણ એણ |
| સિંહ | સિંહણ–હેણ | ચમાર | ચમારણ–રેણ |
| વાઘ | વાઘણ–ઘેણ | ફકીર | ફકીરણ |
| રીંછ | રીંછણ–છેણ | દરજી | દરજણ–જેણ |
| ગોવાળ | ગોવાલણ–લેણ | ખતરી | ખતરણ–રેણ |
| સુતાર | સુતારણ–રેણ | | ખતરાણી |

| | |
|---|---|
| ઊંટ | ઊંટડી |
| હેજામ | હજામડી |
| ઉંદર | ઉંદરડી |
| ચાકર | ચાકરડી |
| વછેરો | વાછરડી |
| પાપી | પાપણી |
| પિશાચ | પિશાચણી |
| હાથી | હાથિણી |

આ ઉપરથી સ્ત્રીલિંગના પ્રત્યય નીચે પ્રમાણે છે —

(૧) આ ઈ આની–આણી—આ સસ્કૃત પ્રત્યય છે

(૨) અણ–એણ અણી—આ પ્રત્યય સસ્કૃત 'આની પરથી આવ્યા છે 'આની નુ હિંદીમા વ્યત્યયથી 'અ ઇન ન' થું છે જેમકે બનિયાઇન જુએ ગુજરાતીમા અણ એણ વપરાય છે ત્યા સામાન્ય રીતે હિંદીમા 'ઇન વપરાય છે જેમકે

સિંહિન, વાઘિન રીછિન, ચમારિન, લોહારિન, દર્જિન, ધોબિન

(૩) ડી માં ટ એ લઘુત્વવાચક પ્રત્યય છે ને ઈ સ્ત્રીલિંગનો પ્રત્યય છે.

| નરજાતિ | નારીજાતિ | નાન્યતરજાતિ |
|---|---|---|
| ઘોડો | ઘોડી | ઘોડું |
| ગધેડો | ગધેડી | ગધેડું |
| ઘેટો | ઘેટી | ઘેટું |
| બકરો | બકરી | બકરું |
| કુતરો | કુતરી | કુતરું |

જે પ્રાણી નર છે કે નારી છે તે જાણવામાં ન હોય અથવા જેને વિષે નર કે નારી તરીકે નહિ પણ સામાન્ય રીતે વિચાર કર્યો હોય તેનું નામ નાન્યતરજાતિમાં આવે છે. તેમજ બાળકને માટે અને આખી જાતને માટે પણ નાન્યતરજાતિનું નામ વપરાય છે.

ઉપર દાખલાઓ પરથી જણાશે કે 'ઓ' પ્રત્યય નરજાતિનો, 'ઈ' પ્રત્યય નારીજાતિનો, અને 'ઉં' નાન્યતરજાતિનો છે. આમાં 'ઈ' પ્રત્યય તો ઉપર દર્શાવ્યા પ્રમાણે સંસ્કૃત પ્રત્યય છે.

'ઓ,' 'ઈ,' 'ઉં' પ્રત્યયોની વ્યુત્પત્તિ—સંસ્કૃતમાં ઘોટકઃ પુંલિંગ પ્રથમાનું એકવચન છે; તેનું પ્રાકૃતમાં ઘોડઓ ને અપભ્રંશમાં ઘોડઉ થાય છે આ ઉપરથી ગુજરાતીમાં ને સિંધીમાં 'ઘોડો' થાય છે. મરાઠી, હિંદી, પંજાબી, બંગાળી, ને ઉડીઆમાં અન્ત્ય સ્વર લોપાઈ પૂર્વ સ્વર દીર્ઘ થઈ 'ઘોડા' રૂપ થાય છે. આ પ્રમાણે ગુજરાતીમાંનો 'ઓ' પ્રત્યય નરજાતિનાં નામના પ્રથમાના એકવચનનો પ્રત્યય છે.

'ઈ' પ્રત્યય સંસ્કૃતમાં સ્ત્રીલિંગનો પ્રત્યય છે. 'ઘોડી'માં 'ઈ' આ પ્રમાણે થયો છે. ઘોટિકા સંસ્કૃતનું પ્રાકૃતમાં ઘોડિઆ થઈ, અન્ત્ય સ્વર લોપાઈ ઈ દીર્ઘ થઈ 'ઘોડી' રૂપ થયું છે. ઘોટી શબ્દ પણ છે. મૃત્તિકાનું પ્રા. મટ્ટિઆ થઈ ગુજરાતીમાં 'માટી' થયું છે.

સંસ્કૃતમાં મસ્તકમ્ નપું૦ પ્ર૦ એ૦ વ૦ છે, તેનું પ્રાકૃતમાં મત્થઅં અને અપભ્રંશમાં મત્થઉં થઈ ગુજરાતીમાં 'માથું' થાય છે. આ પ્રમાણે ગુજરાતીનો 'ઉં' પ્રત્યય નાન્યતરજાતિના નામના પ્ર. એ. વ. નો પ્રત્યય છે. મરાઠીમાં મત્થઅંનું મત્થવં થઈ અંનું સંપ્રસારણ થઈ મત્થઉ થઈ 'માથેં' થાય છે.

**વિશેષણોનો અન્વય**–સસ્કૃતમા વિશેષણ જાતિ, વચન, ને વિભક્તિ, ત્રણે વિશેષ્ય પ્રમાણે લે છે ગુજરાતીમાં પણ વિકારી વિશેષણની જાતિનુ રૂપ વિશેષ્ય પ્રમાણે બદલાય છે. ઉપર દર્શાવ્યા પ્રમાણે 'ઓ,' 'ઈ,' ને 'ઉં' અનુક્રમે પુલિંગ, સ્ત્રીલિંગ, અને નપુસકલિંગનાં પ્રત્યયો છે–સારો છોકરો, સારી છોકરી, સારૂ છોકરૂ આ કારણથી વિશેષણના પ્રયોગ પરથી વિશેષ્યની જાતિ તરત નક્કી થાય છે વિશેષ્યને 'કેવો,' 'કેવી,' ને 'કેવુ' લગાડી જાતિ નક્કી કરવાનો પ્રચાર આનેજ આધારે થયો છે

**અન્ત્ય સ્વરનો લોપ**–સસ્કૃત ને પ્રાકૃતના અન્ત્ય સ્વર દેશી ભાષાઓમા ઘણે ઠેકાણે લોપાઈ જાય છે થોડાક દાખના નીચે આપ્યા છે–

સ रजनी प्रा रयणी ગુ રેન, હિ रैन
,, अक्षि ,, अक्खि ,, આખ હિ आख

આ પ્રમાણે માણસ, નર, ઘર, પોપટ, મોર, હાથ, કાન, દાત, વગેરે શબ્દ ગુજરાતીમા નર કે નાન્યતર જાતિમા અકારાન્ત માલમ પડે છે

મનુષ્યના અગવાચક ન હોય ત્યારે 'હાથો,' 'કાનો,' 'દાંતો' રૂપ વપરાય છે

**લિઙ્ગમશિષ્યમ્**–ઉપર કહુ છે તે પ્રમાણે લિંગનુ જ્ઞાન બહુધા પ્રયોગથીજ પ્રાપ્ત કરવાનું છે આજ કારણથી આચાર્યે પાણિનિએ કહ્યુ છે કે લિંગ શિખવી શકાશે નહિ, કેમકે લિંગનો આધાર પ્રયોગ પરજ છે–*લિઙ્ગમશિષ્યં લોકાશ્રયત્વાલ્લિઙ્ગસ્ય*। એમ છતા પણ કેટલાક નિયમ આપી શકાય છે

**તત્સમ શબ્દના નિયમો:—**

૧ સસ્કૃતમા એ શબ્દોનુ જે લિંગ હોય છે તેજ લિંગ ગુજરાતીમા પણ બહુધા હોય છે

પરતુ કેટલીક વાર

૨ તત્સમ શબ્દનુ લિંગ તેના પર્યાયશબ્દ ગુજરાતીમાં પ્રચલિત હોય છે તેના લિંગ પરથી નક્કી થાય છે

બીજા નિયમ કરતા પહેલો નિયમ હાલ વધારે પ્રવર્તતો માલમ પડે છે, પરતુ કેટલાક તત્સમ શબ્દોનુ લિંગ બીજા નિયમ પ્રમાણેજ

ફી થાય છે અને કેટલાકનું ગુજરાતીમાં કયા પર્યાય પરથી નક્કી થયું છે તે કહી શકાતું નથી.

| શબ્દ | સંસ્કૃતમાં જાતિ | ગુજરાતીમાં જાતિ |
|---|---|---|
| વય | નપું. | નાન્ય૦, નારી૦(ઉમર) |
| પરિણામ | પું. | નર૦, નાન્ય૦ (છેવટ) |
| દૃષ્ટાન્ત | પું. | નર૦, નાન્ય૦ (ઉદાહરણ) |
| મત | નપું. | નાન્ય૦, નર૦(વિચાર) |
| પત્ર | નપું. | નાન્ય૦, નર૦ (કાગળ) |
| વિધિ | પું. | નર૦, નારી૦ (ક્રિયા) |
| દેહ | પું. | નર૦, નારી૦ ( કાયા ) |
| વસ્તુ | નપું. | નાન્ય૦ (નાટકનું વસ્તુ)<br>નારી૦ (ચીજ) |
| મિત્ર | નપું. | નર૦ (દોસ્તદાર) |
| બિંદુ | પું. | નાન્ય૦ (ટીપું) |
| બાણ | પું. | નાન્ય૦ (તીર) |
| બાહુ—બાંય | પુ. | બાંય (નારી) |
| વાર | પું. | સ્ત્રી. (વેળા) |

પર્યાયશબ્દની જાતિનો નિયમ વિદેશીય શબ્દોને પણ લાગે છે; જેમકે

આગબોટ નારી૦ (હોડી); કલાક નર૦ (વખત); કલાસ નર૦ (વર્ગ), નારી૦ (ટુકડી)

તત્સમ શબ્દમાં જે તદ્ધિતાન્ત ને કૃદન્ત છે તેને માટે નિયમ આપી શકાય છે તે નીચે પ્રમાણે છેઃ-

૧. ભાવવાચક તદ્ધિત પ્રત્યયો 'ત્વ,' 'ય,' ને 'અ' જેને અન્તે હોય એવા શબ્દ નાન્યતરજાતિના છે.

લઘુત્વ, ગુરુત્વ, મહત્ત્વ, માધુર્ય, લાલિત્ય, ગૌરવ, યૌવન, શૈશવ, હસ્તલાઘવ

૨ તા, ઈ–સ્ત્રીલિંગના પ્રત્યય છે
લઘુતા, મૂર્ખતા, પ્રવીણતા, ચાતુરી, હસ્તલાઘવી

૩ ઇમન્–નરજાતિનો પ્રત્યય છે
મહિમા, ગરિમા, લઘિમા

૪ કર્તૃવાચક કૃત્ પ્રત્યયો, તૃ, અક–આ પ્રત્યયો પુલિંગના છે એમા 'તૃ' પ્રત્યયાન્તનુ સ્ત્રીલિંગ 'ઈ'થી ને 'અક' પ્રત્યયાન્તનુ 'આ'થી થાય છે
શ્રોતૃ, કર્તૃ, વક્તૃ, દ્રષ્ટૃ, સ્રષ્ટૃ
ગુજરાતીમા ઉપલા શબ્દો સસ્કૃત પ્રથમાન્ત રૂપમા મૂળ રૂપે વપરાય છે, જેમકે,
શ્રોતા, કર્તા, વક્તા, દ્રષ્ટા, સ્રષ્ટા
સ્ત્રી–શ્રોત્રી, કર્ત્રી, વક્ત્રી, દ્રષ્ટ્રી, સ્રષ્ટ્રી
કારક, પાઠક, નાયક
સ્ત્રી –કારિકા, પાઠિકા, નાયિકા

૫ ભાવવાચક કૃત્ પ્રત્યયો
(અ) તિપ્રત્યયાન્ત સ્ત્રીલિંગમા છે
બુદ્ધિ, ગતિ, શક્તિ, મતિ, સ્થિતિ, નીતિ
(આ) અનપ્રત્યયાન્ત નપુસકમા છે
વાચન, ભજન, કીર્તન, શ્રવણ
(ઈ) અપ્રત્યયાન્ત પુલિંગમા છે
જય, ભય, યાગ, યોગ, કામ

૬ આપ્રત્યયાન્ત સ્ત્રીલિંગમા છે
વાચા, નિશા, દિશા

**તદ્ભવ શબ્દના નિયમ**—તદ્ભવ શબ્દમાં પણ પ્રત્યયાન્ત શબ્દ વિષે એવા નિયમ આપી શકાય છે.

૧. ભાવવાચક તદ્ધિત પ્રત્યય

(અ) પણ, પણું, તન—નાન્યતર
પો—નરજાતિ

ડહાપણ, શાણપણ, બાળપણ, એદીપણું, મોટાપણું, શૂરાતન, હેવાતન

રંડાપો, બુઢ્ઢાપો, અંધાપો, બળાપો

ત્વ (સં॰) પ્રા॰માં ત્ત, પો
દ્દિ॰ બુઢ્ઢત્વ પ્રા॰ બુઢ્ઢાપો
ત્તન (સં॰)-પ્રા॰-ત્તણ પ્રા॰-પણ (પણ-પણું)

(આ) આઈ, આશ, ઈ, ક, પ, મ—સ્ત્રીલિંગના પ્રત્યય—
વિશેષણના સામાન્ય રૂપને ઈ આવે છે.
ચતુરાઈ, મોટાઈ, ખટાશ, રતાશ, નાદાની, બેવકૂફી, ઠંડક, ઊંધપ, મોટમ, નાનમ

(ઇ) આણ—આણું—નપુંસકલિંગનો પ્રત્યય—
પોલાણ, ઉંચાણ, નીચાણ, ઊંડાણ, ઉપરાણું

(ઈ) વત—વટ—નારીજાતિના છે.
સખાવત, સાચવટ, ઘરવટ (પણ, વદીવટ પું. છે).

(ઉ) ઉતી, ઓટી (મત્, વત્ પરથી)—સમજુતી, હથોટી (નારીજાતિના છે.)

(ઊ) વાડ—નરજાતિનો છે.
ગંદવાડ, એડવાડ (પણ, ગંદવાડ નારી. ગંદવાડો નર.)

૨. કૃતપ્રત્યયો—

(અ) આમણ—ણી, અક, અણ—અણી (સં. અન+ઈ), આઈ, અત (ત), અતી, ક, આવટ, વટ—નારીજાતિના પ્રત્યયો છે.

(પ્રેરક–'આવ'ને અન+ઈ, 'આવ'નો 'આમ' થાય છે)

ગભરામણ, અકળામણ, શિખામણ, પધરામણી, પહેરામણી, વધામણી

આવક, જાવક, બેઠક

જીવણ, કમણી, ઉતરણી, છાવણી

(પ્રયોજકને 'ઈ')–લડાઈ, ચઢાઈ, મનાઈ, ધોળાઈ, ઘડાઈ

(તિ પરથી ત)–રમત, ગમત, સુરત (સ્મૃતિ), આડત (વૃદ્ધિ), ચઢતી, બેમતી, પડતી, ભરતી, વર્તણુક, બનાવટ, ચઢાવટ સખાવત, સાચવટ, ઘરવટ (પણ, વહીવટ પુ છે) –આ બધા તદ્ધિતાન્ત છે

અભ્યસ્ત ધાતુના (બેવડાયલા) રૂપો સ્ત્રીલિંગમા છે એ બહુ વ્રીહિ સમાસ છે ને ક્રિયાવાચક છે—

દોડાદોડ, તાણાતાણ, કાપાકાપ, મારામાર, ઉથલપાથલ

(આ) આટ, આપ, આવ, વટો, વડા–નરજાતિના પ્રત્યય છે

ચળકાટ, ગભરાટ, બૂમરાટ, ગડગડાટ, કણકણાટ

મેળાપ

ચઢાવ, અટકાવ, પડાવ, ઠગાવ

ખાવરો

ભોગવટો, દેશવટો

(ઇ) આણ (અન)–અણુ–આનુ, તર–નાન્યતરજાતિના પ્રત્યય છે

ચલણ, ધાવણ

ભરાણુ, પાથર્ણુ, ચાવણુ નમણું, નહાણું

ભણતર, ઘડતર, કળતર

ફારસીઅરબી શબ્દ ને પ્રત્યય–

(અ) આબાદ, ખાનુ, નામુ, આણુ, સ્તાન—નપુસકલિંગના

અર્ ... [illegible]

| સસ્કૃત શબ્દ | તદ્ભવ શબ્દ |
|---|---|
| सज्ञा (स्त्री) | સાન (સ્ત્રી) |
| प्रा सण्णा | |
| गति (स्त्री) | ગત (સ્ત્રી) |
| रीति (स्त्री) | રીત (સ્ત્રી) |
| मधु (नपु) | મધ (નપુ) |
| (આ) मौक्तिक (नपु) | મોતી (નપુ) |
| प्रा मोत्तिअ | |
| पानीय (नपु) | પાણી (નપુ) |
| प्रा पाणिअ | |
| यूका (स्त्री) | જૂ (સ્ત્રી) |
| प्रा जूआ | |
| (ઈ) राजन् (पु) | રા ત (પુ) |
| नामन् (नपु) | નામ (નપુ) |
| हस्तिन् (पु) | હાથી (પુ) |

જુદી જાતિના દાખલા —

| સસ્કૃત શબ્દ | તદ્ભવ શબ્દ |
|---|---|
| यशस् (नपु) | જશ (પુ) |
| रश्मि (पु) | રાશ્મ (સ્ત્રી) |
| जन्मन् (नपु) | જન્મ (પુ) |
| पक्षिन् (पु) | પક્ષી / પખી (નપુ) |
| वर्त्मन् (नपु) (प्रा वत्ता स्त्री) | વાટ (સ્ત્રી) |

સરખી જાતિના દાખલાઓમા (અ)મા જે શબ્દો આપ્યા છે તેમા સ્વર ભારનો નિયમ પ્રવર્તે છે દેશી ભાષામા ઘણુધા ઉપાન્ત્ય સ્વર પર ભાર પડે છે આથી મા,ત રૂપનો અન્ત્ય સ્વર લોપાઈ ઉપાન્ત્ય સ્વર દીર્ઘ થવાનુ વલણ થાય

છે (જેમ, સાન). અર્વાચીન તદ્ભવમાં માત્ર અન્ત્ય સ્વર લોપાય છે અને તેને બદલે અનુચ્ચરિત 'અ' થાય છે (ગત, રીત, મધ). પ્રાકૃત શબ્દને પણ આ નિયમ લાગુ પડે છે (જેમ, સાન).

(આ) આમાં પ્રાકૃત રૂપમાં ઉપાન્ત્ય વ્યંજન નથી, પણ સ્વર છે. ઉપાન્ત્ય સ્વર પર સ્વરભાર પડવાથી અન્ત્ય સ્વર લોપાઈ ઉપાન્ત્ય દીર્ઘ થઈ અન્ત્ય બને છે-(મોતી, પાણી).

ઉપાન્ત્ય સ્વર પરનો સ્વરભાર કાયમ રહે છે તેથી તે દીર્ઘ થાય છે. આ રીતે ઉપાન્ત્ય 'અ'નો 'આ' થાય છે; ઘોટ્કઃ, પ્રા. ઘોડઓ, હિં ઘોડા; ગુજરાતી ને સિંધીમાં અપભ્રંશરૂપ ઘોડઉ ઉપરથી 'ઘોડો' થાય છે.

(ઈ) વ્યંજનાન્ત શબ્દ—अन्, इन्, अस्, वस्, मन्, वन्, એવા શબ્દોનું તેમજ ऋ અન્તે હોય એવા શબ્દોનું પ્રથમાનું એકવચન દેશી ભાષાઓમાં પ્રકૃતિરૂપે વપરાય છે.

નામ, પર્વ, રાજા, પ્રેમ, ધની, યશ, ચન્દ્રમા, વિદ્વાન્, બુદ્ધિમાન્, ભગવાન્, કર્તા, વક્તા, વગેરે.

**જાતિ વિષે સામાન્ય નિયમ**—સામાન્ય રીતે ઓકારાન્ત નામ નરજાતિનાં, ઈકારાન્ત અને આકારાન્ત નારીજાતિનાં, અને સાનુસ્વાર ઉકારાન્ત નાન્યતરજાતિનાં છે. આનું કારણ અગાઉ દર્શાવ્યું છે તે પ્રમાણે 'ઓ' પ્રત્યય પ્રાકૃતમાં નરજાતિ પ્ર. એ. વ. નો, 'ઈ' ને 'આ' પ્રત્યયો નારીજાતિના, અને 'ઉં' નાન્યતરજાતિનો છે તે છે. આ નિયમના અપવાદ છે, પણ તે સકારણ છે.

૧. ઓકારાન્ત નરજાતિ—છોકરો, બકરો, વગેરે.

અપવાદઃ—

(અ) જળો, પાટલાઘો, છો, વગેરે—સ્ત્રીલિંગના છે.

સં. जलौका; प्रा. जलोआ; ગુ. જળો, હિં., મ. जळू

સં. गोधा; प्रा. गोहा; ગુ. ઘોઃ-ઘો

સં. क्षोद; प्रा. छोअ; ગુ છો

અપવાદભૂત શબ્દોમાં આ પ્રમાણે 'ઓ' પું. પ્ર. એ. વ. નો પ્રત્યય નથી; માટે એ શબ્દો પું. નથી.

(આ) મોં-નપુસક છે

स मुख प्रा मुह ગુજ૦ મોઢ મોં

૨ ઈકારાન્ત ને આકારાન્ત નારીજાતિ–

તત્સમ શબ્દ --નારી, દાસી, સ્ત્રી, વકરી, રાણી, ગોપી, લક્ષ્મી, ચતુર્થી, પચમી, વગેરે, બુદ્ધિમતી, વિનયવતી--

અજા, પ્રથમા, દ્વિતીયા, તૃતીયા, મધ્યમા, કોકિલા, મૂષિકા

તદ્ભવ શબ્દ --છોકરી, ઘોડી, ઓરડી

અપવાદ --

(અ) હાથી, જોશી, ધોબી, સોની

આ 'ઈ' સ્ત્રી નો સસ્કૃત પ્રત્યય નથી

स हस्तिन् ગ હસ્તી હથી હાથી

,, ज्योतिषिक ગુ જોશી

, धाविन् ગુ ધાબી-બી

, स्वर्णिन् ગુ સોની

(આ) પાણી, ઘી, મોતી—નાન્યતર છે

આમા પણ 'ઈ' સસ્કૃત સ્ત્રી નો નથી

पानीयम्-पाणिअ પા ણી

घृतम्-घिअ-ઘી

मौक्तिक मोत्तिअ મોતી

૩ અન્તે 'ઉ' હોય તે નાન્યતરજાતિના છે

છોકરુ પશુ, જળભુ

અપવાદ —

પશુ (ગોમૂત્ર પુ છે ગ--પશુ)

એકારાન્ત શબ્દ—કેટલાક પ્રાચ્ય એકારાન્ત શબ્દ નર જાતિના છે, તે મૂળમા અકારાન્ત છે, પરતુ છે નો એકાચ્ (એકમાત્રી ભા ।) લુપ્ત થવાથી એકારાન્ત થયા છે

ભે (भय-भअ-भो-भे)
ખે (क्षय-खअ-खे)
મે (मेघ-मेह-मे)
વે (वेष-वेह-वे)
જે (जय-जअ-जे)–'ધર્મે જે, પાપે ખે.'

**અકારાન્ત નારીજાતિના શબ્દ**—સામાન્ય રીતે અકારાન્ત શબ્દ નર કે નાન્યતર જાતિના હોય છે. પરંતુ કેટલાક નારીજાતિના છે; કારણ કે તે મૂળ આકારાન્ત કે ઇકારાન્ત–ઈકારાન્ત છે અને સ્વરભારના નિયમથી ઉપર દર્શાવ્યા પ્રમાણે અન્ત્ય સ્વર લોપાઈ ગયા છે.

અન્ત્ય આ નો અ

| | |
|---|---|
| इष्टका–ઈંટ | रेखा–રેખ |
| कक्षा–કાખ | लज्जा–લાજ |
| खट्वा–ખાટ | लाक्षा–લાખ |
| जङ्घा–જાંઘ | लालसा–લાલચ |
| जिह्वा–જીભ | लाला–લાળ |
| तृतीया–ત્રીજ | लिक्षा–લીખ |
| दंष्ट्रा–દાઢ | वार्ता–વાત |
| द्वितीया–બીજ | शय्या–સેજ |
| ननान्दृ–નણંદ | शर्करा–સાકર |
| नौका–નાવ | शाला–(નિ)શાળ |
| पौर्णिमा–પુનેમ | शुण्डा–સૂંઢ |
| बुभुक्षा–ભૂખ | संध्या–સાંજ |
| भिक्षा–ભીખ | सेना–સેન |
| रक्षा–રાખ | स्नसा–નસ |

અન્ત્ય इ કે ई નો અ

| | |
|---|---|
| अक्षि–આંખ | कर्तरी–કાતર |
| कटि–કેડ | कुक्षि–કૂખ |
| कदली–કેળ | कुस्तुम्बरी–કોથમીર |

| | |
|---|---|
| खनि–ખાણ | महिषी–ભેંસ |
| गति–ગત | मुष्टि–મૂઠ |
| ग्रन्थि–ગાંઠ | रजनि–રૈન |
| चतुर्थी–ચોથ | रात्रि–રાત |
| जाति–જાત | रीति–રીત |
| धूलि–ધૂળ | वर्ति–વાટ |
| पङ्क्ति–પગત | विपत्ति–વિપત |
| पद्धति–પદ્ધત | वेल्लि–વેલ |
| बुद्धि–બુજ | शुण्ठी–સૂંઠ |
| भित्ति–ભીંત | |

અન્ત્ય ઉનો અ

~~दमत्सु~~–मस्तु–મઠ

**બે જાતિના શબ્દ—**

કેટલાક શબ્દ એકથી વધારે જાતિમાં વપરાય છે. એવા તત્સમ શબ્દ વિષે આગાઉ કહ્યુ છે તદ્ભવ શબ્દ—સંસ્કૃત, ફારસી, વગેરે—નીચે પ્રમાણે છે—

નર૦ ને નારી૦માં—
શોધ, તપાસ, તંબાકુ, ચા, વગ, વખત, ચાલ
નર૦ ને નાન્ય૦માં—
માણસ, ખર્ચ, ઘુંટણ, નાટક (નર૦માં કેટલાક વાપરે છે)
નારી૦ ને નાન્ય૦માં—
સોપારી, જનોઈ

---

## પ્રકરણ ૧૩મું

### વચનવિચાર

**ભેદ અને લક્ષણ**—સંસ્કૃતમાં ત્રણ વચન છે:—એકવચન, દ્વિવચન, અને બહુવચન. દેશી ભાષાઓમાં દ્વિવચન નથી. પ્રાકૃતમાં પણ દ્વિવચન નથી.

એક પદાર્થના નામ વિષે બોલીએ છીએ ત્યારે એકવચન અને એકથી વધારે પદાર્થનાં નામ વિષે બોલીએ છીએ ત્યારે બહુવચન વપરાય છે.

**પ્રત્યય**—બહુવચનનો પ્રત્યય 'ઓ' છે.

એ પ્રત્યય પ્રાકૃતમાં પુંલિંગમાં તેમજ સ્ત્રીલિંગમાં અજન્ત* નામમાં લેવાતો† આવે છે; જેમકે,

| | | |
|---|---|---|
| सं. अग्नि | प्रा. अग्गि | प्र. ब. व. अग्गीओ |
| ,, वायु | ,, वाउ | ,, वाऊओ |
| ,, जाया | ,, जाआ | ,, जाआओ |
| ,, दधि | ,, दहि | ,, दहीओ |
| ,, धेनु | ,, धेणु | ,, धेणूओ |
| ,, गौरी | ,, गोरी | ,, गोरीओ |
| ,, जम्बू | ,, जंबू | ,, जंबूओ |
| ,, पितृ | ,, पिऊ | ,, पिअओ |
| ,, कर्तृ | ,, कर्तृ | ,, कत्तओ |
| ,, मातृ | ,, मातृ | ,, माआओ |

પુંલિંગ અકારાન્ત નામમાં પ્રથમાના એકવચનમાં શબ્દનો (અન્ત્ય સ્વર + પ્રત્યયનો) ઓ થાય છે અને એ 'ઓ' ગુજરાતીમાં નરજાતિનો પ્રત્યય થયો છે.

---

* સ્વરાન્ત. અચ્=સ્વર; હલ્=વ્યંજન.

† બહુવચનનાં બીજાં રૂપો દરેક શબ્દમાં છે તે અત્ર અનુપયુક્ત હોવાથી આપ્યાં નથી.

અકારાન્ત નામમા પ્રથમાના બહુવચનમા પ્રત્યય લોપાઈ અન્ત્ય अ દીર્ઘ થઈ आ થાય છે, જેમકે,

अ ए व.   अ व व

रामो   रामा

અગાઉ દર્શાવ્યા પ્રમાણે બધી આર્ય દેશી ભાષાઓમા સ્વરભારનો એક સામાન્ય નિયમ એવો જણાય છે કે ભાર ઉપાન્ત્ય સ્વર પર પડે છે આથી સસ્કૃત ને પ્રાકૃત શબ્દોમાના અન્ત્ય अ, इ, ई, उ, ऊ લોપાય છે અને તેને બદલે અનુચ્ચરિત अ થાય છે

| | | |
|---|---|---|
| स शय्या | प्रा सेज्जा | ગુ સેજ |
| ,, दग्ध | ,, दाढा | , દાઢ |
| ,, अग्नि | ,, अग्गी | , આગ |
| ,, खनि | ,, खाणी | , ખાણ |
| ,, महिषी | ,, महिसी | ,, ભેંસ |
| ,, अस्थि | ,, अट्ठी | હાડ |
| ,, भगिनी | ,, भइणी | ,, બેન |
| ,, रजनी | , रयणी | રેણ |
| ,, रात्रि | , रत्ती | , રાત |
| ,, श्वश्रू | ,, सासू | ,, સાસુ |
| ,, विद्युत् | ,, विज्जु | વીજ(ળી) |
| , श्मश्रु | ,, मस्सू | ,, મૂછ |

પરતુ પ્રાકૃત રૂપમા અન્ત્ય સ્વરની પહેલાં વ્યજનને બદલે સ્વર હોય તો અન્ત્ય સ્વર લોપાઈ ઉપાન્ત્ય સ્વર દીર્ઘ થઈ અન્ત્ય બને છે

| | | |
|---|---|---|
| मौक्तिक | मोत्तिअ | મોતી |
| वाटिका | वाडिआ | વાડી |
| मक्षिका | मक्खिआ | માખી |

આવે સ્થળે પ્રાકૃત રૂપનો અન્ત્ય સ્વર લોપાય નહિ તો તેની પૂર્વે અ સવર્ણ સ્વર હોવાથી તેનો અન્તઃસ્થ થાય પરતુ તેના પર સ્વરભાર પડે છે તેથી તેમા ફેરફાર થવા પામતો નથી અને સ્વરભાર વિનાનો અન્ત્ય સ્વર લોપાઈ એ સ્વર દીર્ઘ થાય છે પણ જ્યા બે સ્વર એવા આવે કે તેનો એક ઉચ્ચાર થઈ શકે ત્યા અન્ત્ય સ્વર લોપાતો નથી, જેમકે, घोटक –પ્રા. घोडआ, અપ घाडउ,

ગુજરાત ઘોડો. આમ 'ઘોડો' એવું સપ્રત્યય રૂપ ગુજરાતીમાં પ્રાતિપદિક રૂપ બને છે અને બહુવચનમાં તેના અન્ત્ય 'ઓ'નો 'આ' થાય છે; જેમકે, એ. વ. ઘોડો; બ. વ. ઘોડા. 'ઓ' એ સામાન્ય રીતે બહુવચનનો પ્રત્યય હોવાથી પું.-ના 'આ'ની અને નપું.ના 'આં'ની ઉપરાંત પણ 'ઓ' લગાડવામાં આવે છે.

| એ. વ. | બ. વ. | એ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ઘર | ઘરો | નદી | નદીઓ |
| માણસ | માણસો | ગુરુ | ગુરુઓ |
| છોકરો | છોકરા–<br>છોકરાઓ | છોકરું | છોકરાં–<br>છોકરાંઓ |

નપુંસક નામોમાં અન્ત્ય 'ઉ'નો બહુવચનમાં 'આં' થાય છે; જેમકે, છોકરું–છોકરાં.

સંસ્કૃતમાં અકારાન્ત નામમાં નપુંસક પ્રથમા એકવચનનો પ્રત્યય अम् અને બહુવચનનો आनि છે. પ્રાકૃતમા अम्‌નુ अं ને અપભ્રંશમાં उ કે उं થાય છે. પ્રાકૃત ને અપભ્રંશમાં आनिનો न् લોપાઈ न् અનુનાસિકની અસરથી इ પર અનુસ્વાર થઈ 'आइं' થાય છે. 'आइं'માનો इ લોપાઈ અનુસ્વાર આ પર જઈ ગુજરાતીમાં 'આં' થયું છે.

| | प्र. ए. व. | प्र. ब. व. |
|---|---|---|
| सं. | वनम् | वनानि |
| प्रा. | वणं | वणाइं |
| अप० | वणु | वणाइं |
| अप० यद् | जुं–जं (नपुं) | जाइं–जइं (नपुं.) |
| ,, तद् | त्रुं–तं (नपुं.) | ताइं–तइं (नपुं.) |

મરાઠી અને સિંધીમાં અનેક રીતે બહુવચન થાય છે; બીજી આર્ય દેશી ભાષાઓમાં એકજ રીતે થાય છે.

હિંદીમાં ઘણા શબ્દોમાં એકવચન ને બહુવચનનાં રૂપ સરખાં છે; बालक–बालक. બહુવચનનો અર્થ 'ગણ', 'જાતિ', 'લોગ', 'સબ', 'જન', 'માલા', વગેરે શબ્દથી દર્શાવાય છે; જેમકે मद्दगण, मनुष्यजाति, चौरेलोग, मृगमाला, गुरुजन, વગેરે. અકારાન્ત પુંલિંગ નામમાં બહુધા બંને વચનનું સરખુ રૂપ છે; बालक એ. વ. ને બ. વ. આકારાન્ત સ્ત્રીલિંગમાં બહુધા एं પ્રત્યય છે; भेंस–भैंसें; सूअर–सूअरें, આ વિભક્તિરહિત રૂપો છે. વિભક્તિવાળા શબ્દોમા બહુવચન ओंથી થાય છે; भेंसको खोलो; भंसोंको खोलो. આકારાન્ત પુંલિંગ નામનું બહુવચન 'એ'થી અને

સ્ત્રીલિંગ નામનું બહુવચન આથી થાય છે, જેમકે, लडका-लडके, लडकी-लडकिआ या हिंदीमा नपुसक नथी, तेथी आनु आ स्त्रीलिंगमा आव्यु छे, निदिया-जोडआ, बहुआ, गौआ

મરાઠીમા સ્વર દીર્ઘ થાય છે, કે 'આ' પ્રત્યય લાગે છે, કે અન્ય રીતે બહુ વચન થાય છે

घायको-घायवा, घोडा-घोड, माळ-माळा, भित-भिंती, तरवार-तरवारा-री, मोती-मोत्ये, तळें-तळीं जीभ-जीभा, घर नपु घरें, सासू-सासवा-सासा, (आइनु ए थयु छे, घरें, केळें)

ઉત્કલીમા બહુવચનનો પ્રત્યય 'એ છે કુમાર-કુમારે. પરતુ બીજી વિભક્તિના પ્રત્યય સાથે ગુચવણ થવાથી 'માન-'માને ઉમેરવામા આવ્યો बल्द-बल्दमाने जाल-जालमान (નિર્જીવ પદાર્થના નામને માન લાગે છે)

બગાળીમા અનેક રીતે બહુવચન થાય છે પ્રત્યય 'એરા' કે 'રા' છે નિર્જીવ પદાર્થના નામની માફક સજીવ પદાર્થના નામમા પણ બહુવચનના વાચક શબ્દ-ગણ સમૂહ, વર્ગ, સકલ, ગુલ લા લિ (નિર્જીવ પદાર્થના નામને)-વાપરવાની પ્રથા છે, જેમકે,

| | |
|---|---|
| पुरुष | पुरुषरा-पुरुषरा |
| राजा | राजारा |
| कुकुर | कुकुरसमूह |
| घोडा | घोडासकल |

પજાબીમા બહુધા એકવચન ને બહુવચનના રૂપ સરખા છે આકારાન્ત નામનું બહુવચન 'એ થી થાય છે 'આ પ્રત્યય પણ છે, જેમકે, धी (છોકરી)-धीआ

સિંધીમા અનેક રીત છે કેટલાક દાખવા નીચે આપ્યા છે —

वथु-(વસ્તુ)-वथू
वाढो (સુથાર)-वाढा
सेठि (શેઠ)-सेठि

જેમ હિંદીમા ને પજાબીમા આઇ નું આ થયુ છે (હિં बहुआ, પ. धीआ, गह्र [ શબ્દ ]-गह्रा) તેમ ગુજરાતીમા પણ 'આ' પ્રત્યય 'ગાગાતલ્લા', 'ગલ્લાતલ્લા' મા જોવામા આવે છે વળી ખેડા જિલ્લામા 'આ' પ્રત્યય બહુવચનમા ઘણો સામાન્ય છે—ઘરા, ખેતરા

**માનાર્થક બહુવચન**—એકવચનનો અર્થ હોય તોપણ માનાર્થે બહુવચન વપરાય છે; જેમકે,

અહિં પધારો, સાહેબ.

**એકવચનના અર્થમાં બહુવચન**-ગ્રન્થકાર, વર્તમાનપત્રના અધિપતિ, કે મોટાં માણસ પોતાને માટે બહુવચન વાપરે છે; જેમકે,

અમે અગાઉ આ વાત સિદ્ધ કરી ગયા છીએ.

અમે અઠવાડીઆ પરના અંકમાં કહ્યું હતું તેમજ થયું છે.

**એકવચનમાં પ્રયોગ**-સંજ્ઞાવાચક, ભાવવાચક, અને દ્રવ્યવાચક નામ સામાન્ય રીતે એકવચનમાંજ વપરાય છે. પરંતુ જ્યારે સંજ્ઞાવાચક નામ જાતિવાચક નામ તરીકે વપરાય છે, ત્યારે તેનું બહુવચન થઈ શકે છે; તેમજ ભાવવાચક નામ ગુણોનાં કૃત્યના અર્થમાં હોય અને દ્રવ્યવાચક નામ દ્રવ્યના પ્રકારના અર્થમાં હોય ત્યારે તે બંનેનું બહુવચન વાપરી શકાય. કેટલાંક દ્રવ્યવાચક નામ બહુવચનમાંજ વપરાય છે.

આપણા **ભીમો** આગળ શત્રુના યોદ્ધાઓનું શું ગજું છે?

તમારા **ઉપકારોનો** બદલો મારાથી કેમ વળાશે?

તમે લાવ્યા તે કરતાં ઘરમાંના **ચોખા** વધારે સારા છે.

બજારમાં ઘણી જાતના **ચોખા, ચણા, ઘઉં**, અને બીજાં અનાજ વેચાય છે.

ઘઉં ઘણા મોંઘા થયા છે.

---

## પ્રકરણ ૧૪મું
## વિભક્તિવિચાર

**વિભક્તિ**—જે પ્રત્યય વડે કર્તા, કર્મ, વગેરે જુદા જુદા અર્થ સમજાય છે તે વિભક્તિના પ્રત્યય કહેવાય છે. એ પ્રત્યયોના બે પ્રકાર

છે કેટલાક પ્રત્યય નામને અને કેટલાક પ્રત્યય ક્રિયાપદને લગાડવામાં આવે છે નામને લગાડવામાં આવે છે તે નામિકી અને આખ્યાત-ને–ક્રિયાપદને લગાડવામા આવે છે તે આખ્યાતિકી વિભક્તિ કહેવાય છે, આ પ્રકરણમા નામિકી વિભક્તિનો વિચાર કર્યો છે

સંખ્યા—સસ્કૃતમા સાત વિભક્તિ છે —પ્રથમા, દ્વિતીયા, તૃતીયા, ચતુર્થી, પચમી, ષષ્ઠી, અને સપ્તમી સબોધન એ પ્રથમાનો અમુક અર્થ છે, આઠમી વિભક્તિ નથી

પ્રાકૃતમા ચતુર્થી વિભક્તિ નથી, તેનુ કામ ષષ્ઠી કરે છે

પ્રત્યય—ગુજરાતીમા સાત વિભક્તિ છે, પરતુ સસ્કૃતમાં જેમ દરેક વિભક્તિના પ્રત્યય છે, તેમ ગુજરાતીમા તેમજ અન્ય દેશી ભાષાઓમા નથી

ગુજરાતીમા વિભક્તિના પ્રત્યય નીચે પ્રમાણે છે—

| | |
|---|---|
| પહેલી | કંઈ નહિ |
| બીજી | ,, કે ને |
| ત્રીજી | એ |
| ચોથી | ને |
| પાચમી | થી, થકી |
| છઠ્ઠી | નો ની નુ ના ના |
| સાતમી | મા, એ |

હિંદીમા ને મરાઠીમા વિભક્તિ નીચે પ્રમાણે છે—

| હિંદી | એ વ મરાઠી | બ વ |
|---|---|---|
| પ્રથમા કઇ નહિ, ને | કંઈ નહિ | કંઈ નહિ |
| દ્વિતીયા કો | સ, લા, તેં | સ, લા તેં, ના |
| તૃતીયા સે, કરકે, દ્વારા | નેં શીં, એં | નીં શીં, હીં, ઈ |
| ચતુર્થી કો, લિયે | સ, લા, તેં | સ, લા, તેં, ના |
| પચમી સે | હૂન, ઊન | હૂન, ઊન |
| ષષ્ઠી કા, કે, કી | ચા, ચી, ચેં | ચા, ચી, ચેં |
| સપ્તમી મેં, પર, તક | ત, આ, ઈ | ત, આ, ઈ |

અંગ—વિભક્તિના પ્રત્યય ગ્રહણ કરવા અંગ બનાવવું પડે છે. પ્રત્યયના સંબંધમાં પ્રકૃતિનું રૂપ અંગ કહેવાય છે. ઓકારાન્ત શબ્દના અન્ત્ય 'ઓ'નો 'આ' થઈ આકારાન્ત અંગ બને છે તેને વિભક્તિના પ્રત્યય લાગે છે. બહુવચનમાં એ આકારાન્ત અંગનેજ પ્રત્યય લાગી બહુધા એકવચનના જેવુંજ રૂપ થાય છે; અથવા તો આકારાન્ત અંગ પર બહુવચનનો 'ઓ' પ્રત્યય લાગી તેને વિભક્તિના પ્રત્યય લાગે છે. ઉકારાન્ત નપુંસકલિંગના શબ્દોમાં પણ એકવચનમાં અન્ત્ય 'ઉ'નો 'આ' થઈ આકારાન્ત અંગ બને છે, તેને વિભક્તિના પ્રત્યય લાગે છે. નપુંસક બહુવચનમાં 'ઉ'નો 'આં' થાય છે અને 'આં' પ્રત્યય-ના અંગને વિભક્તિના પ્રત્યય લાગે છે.

આકારાન્ત અંગ ક્વાહિ કે ક્વાહિમાંના હિ કે હિ લોપાઈ થયું છે.

ઓકારાન્ત અને ઉકારાન્ત નપુંસકલિંગના શબ્દ સિવાય બધા સ્વરાન્ત તેમજ વ્યંજનાન્ત શબ્દમાં લાગલા પ્રાતિપદિકનેજ વિભક્તિ લાગે છે; ખાસ અંગની જરૂર નથી.

| | છોકરો પું૦ | | છોકરું નપું૦ | |
|---|---|---|---|---|
| | એ૦ વ૦ | બ૦ વ૦ | એ૦ વ૦ | બ૦ વ૦ |
| ૧લી | છોકરો | છોકરા | છોકરું | છોકરાં |
| ૨જી | છોકરો-રાને | છોકરા—છોકરાને—છોકરાઓને | છોકરું—છોકરાને | છોકરાં—છોકરાંને છોકરાંઓને |
| ૩જી | છોકરાએ—છોકરે | છોકરાએ છોકરાઓએ | છોકરાએ—છોકરે | છોકરાંએ—છોકરાંઓએ |
| ૪થી | છોકરાને | છોકરાને—છોકરાઓને | છોકરાને | છોકરાંને—છોકરાંઓને |
| ૫મી | છોકરાથી—થકી | છોકરાથી—થકી છોકરાઓથી—થકી | છોકરાથી—થકી | છોકરાંથી—થકી છોકરાંઓથી—થકી |

| | એ૦ વ૦ | બ૦ વ૦ | એ૦ વ૦ | બ૦ વ૦ |
|---|---|---|---|---|
| ૬ઠ્ઠી | છોકરાનો-ની-નું | છોકરાનો-ની-નું છોકરાઓનો-ની-નુ | છોકરાનો-ની-નું | છોકરાનો-ની-નું છોકરાઓનો-ની-નુ |
| ૭મી | છોકરામા | છોકરામા-છોકરાઓમા | છોકરામાં | છોકરામા-છોકરાઓમા |

બીજા શબ્દોમા ઉપર દર્શાવ્યા પ્રમાણે ખાસ અગ નથી-નદીને, દાસીથી, ગામમા, વિપત્તિએ, ગુરુનુ, વગેરે.

**અન્ય આર્ય ભાષાઓમાં અગ**—હિંદીમા એકવચન ને બહુવચનના અગ જુદા થાય છે બ ુધા એકવચનમા ખાસ અગ થતુ નથી, મૂળ શબ્દનેજ પ્રત્યય લાગે છે, જેમકે,

શબ્દ बालक पु—बालकको (द्वि के च)
भैंस स्त्री —भैंसमें-पर (स०)
दादा पु दादासे (तृ, प)
बिटिया स्त्री —बिटिया, बिटियाने (प्र)
मुनि पु—मुनिका-के-की (ष.)

પણ लडका पु—लडकेने (प्र) लडकेसे (तृ, प.)
लडकेमें-पर (स)

બહુવચનમા અગને અન્તે બહુધા 'ઓં' થાય છે, જેમકે,

શબ્દ बालक—बालकोंसे-करके (तृ)
भैंस—भैंसोंको-लिये (च)
लडका—लडकोंसे (प)
दादा—दादाओंमें-पर (स)
बहू स्त्री —बहुओंका-के-की (ष)
बकरी स्त्री.—बकरियोंको (द्वि)

મરાઠીમા ઘણા અગ કરવા પડે છે એ અગને મરાઠી વ્યાકરણમાં સામાન્યરૂપ કહે છે

| શબ્દ | અંગ-વિભક્તિ | શબ્દ | અંગ-વિભક્તિ |
|---|---|---|---|
| घोडा | घोड्यानें (तृ.) | केळ | केळीस (द्वि, च.) |
| देव | देवानें (तृ) | लाडू | लाड्वास |
| घर | घरास (द्वि, च.) | | लाडवास (द्वि, च) |
| दहीं | दयास (द्वि, च.) | | |

એકવચન ને બહુવચનનાં અંગ પણ જુદાં હોય છે.—

| શબ્દ | એ. વ. નું અંગ | રૂપ | બ. વ નું અંગ | રૂપ |
|---|---|---|---|---|
| वायको | वायको | वायकोम–ला (द्वि., च. ए. व.) | वायकां | वायकांनीं (तृ. ब. व.) |
| घर | घरा | घरानें–नीं (तृ. ए. व.) | घरां | घरांत (स. ब. व) |
| सासू | सासू–<br>सास्वे | सासूस–ला<br>सास्वेस–ला (द्वि, च. ए. व) | सासूं–<br>सास्वां | सासूचा–<br>सास्वांचा (प. ब. व.) |

સિંધીમાં પણ મરાઠીની પેઠે અનેક અંગ થાય છે. ગુજરાતીની પેઠે સાતમીના એકવચનનો પ્રત્યય 'એ' છે. બંગાળી ને હિંદીમાં પણ 'એ' પ્રત્યય છે.

હિંદી પુરે (પુરમાં); गोपे–गोपरे–गोपठारे (ગોપમાં)

બંગાળી–क्रोधे (ક્રોધમાં), भये–भयेते (ભયમાં)

આકારાન્ત પછી य ઉમેરાય છે:–घोडाय (ઘોડામાં)

મરાઠીની પેઠે પંજાબીમાં 'ઈં' પ્રત્યય છે–घरीं (ઘરોમાં); हथीं (હાથોમાં)

**અનેક પ્રત્યયો**–ગુજરાતીમાં નકામા વિભક્તિના પ્રત્યયો એક પર એક વાપરવાનો ઘણો પ્રચાર છે, જેમકે,

દહાડાથી–દહાડેથી; છોકરામાં–છોકરાનામાં; એથી–એનાથી.

ષષ્ઠી અંગ તરીકે–પ્રાકૃત ને પાલીમાં ષષ્ઠી અંગ બની તેના પર પ્રત્યયો લાગી બીજાં રૂપો થાય છે.

प. मम ઉપરથી ममाइ–ममए (तृ. ए. व.); ममाहिंतो–ममत्तो–ममाओ–ममाउ–ममा–ममाहि (पच. ए. व.); ममासुंतो–ममेसुंतो–ममत्तो–ममाओ–ममाउ–ममाहि–ममेहि (पच. ब. व.); ममाण–णं (ष. ब. व.); ममे–ममम्मि–ममाइ (स. ए. व.); ममसु–सुं–ममेसु–सुं (स. ब. व.).

પ્રાકૃતમાંથી ચતુર્થી જતી રહી ને તેનું સ્થાન ષષ્ઠીએ લીધું આથી મૂળ ષષ્ઠીનું રૂપ નમતું પડ્યું ને તે સામાન્ય રૂપ તરીકે વપરાયું

**વિભક્તિપ્રત્યયોની વ્યુત્પત્તિ** વિભક્તિના પ્રત્યયો સ્વતન્ત્ર શબ્દના-સર્વનામના અવશેષ છે, જેમકે,

एत्, आग, अत्य आत् આ પ્રત્યયો સર્વનામના અવશેષ છે પ્રથમા એકવચનનો સ પ્રત્યય દર્શક સર્વનામનો અવશેષ છે ગ્રીક ને લૅટિનમા એ પ્રત્યય સાધારણ છે અન્દમા એ પ્રત્યય લોપાઈ અન્ત્ય સ્વરમા ફેરફાર થયો છે

**વિભક્તિ મેળભેળ**-પ્રાકૃતમા જુદા જુદા વિભક્તિના પ્રત્યયો સેળભેળ થવા લાગ્યા ચતુર્થી જતી રહી, તેને બદલે ષષ્ઠી વપરાતી થઈ પ્રથમા ને દ્વિતીયાનો ભેદ જતો રહ્યો પ્રાકૃતમા નામના પ્રથમા ને દ્વિતીયાના બહુવચનના રૂપો બહુધા સરખાં છે અપભ્રંશમા આ સાદૃશ્ય એ બે વિભક્તિના એકવચનને પણ લાગુ પડ્યો આથી દેશી ભાષાઓમા એ બે વિભક્તિના એકવચન સરખાં છે બીજી વિભક્તિમાં નવો પ્રત્યય ઉમેરાતો થયો છે, તે આગળ સમજાશે કે ચતુર્થીનો કે ષષ્ઠીનો છે

**સંસ્કૃતાદિ વિભક્તિપ્રત્યયો**-નીચે સંસ્કૃત, અપભ્રંશ, ને જૂની ગુજરાતીના વિભક્તિપ્રત્યયો આપ્યા છે

સંસ્કૃત પ્રત્યયો

| | ए व | ब व | | ए व | ब व |
|---|---|---|---|---|---|
| प्र० | स् | अस् | प | अस् | भ्यस् |
| द्वि० | अम् | , | प | अस्-स्य | आम्-नाम् |
| तृ० | आ | भिस् | स | इ-स्मिन् | सु |
| च० | ए-य | भ्यस | | | |

અપભ્રંશમા વિભક્તિપ્રત્યય

| | એ વ | બ વ |
|---|---|---|
| પ્ર૦ | નથી | નથી |
| | उ ओ आ | आ, हो, ओ, उ, ए |
| | [illegible]-उ (નપુ) | आइ (નપુ) |
| દ્વિ૦ | નથી | નથી |

| | એ. વ. | બ. વ. |
|---|---|---|
| द्वि० | उ, ओ, अ | अ, ओ, उ, ए |
| | उ-उं (नपुं.) | आइं (नपुं) |
| तृ० | ए, एं, एण | हिं, ए |
| पं० | हे, हु, हुं | हुं |
| ष० | हे, हो, सु, स्सु | हं, हुं |
| स० | हि, हुं, हिं, इ, ए | हिं, सु |

જૂની ગુજરાતીમાં વિભક્તિપ્રત્યય

પ્ર. ઈં નઇ, ઉ
દ્વિ. ,, ,,
તૃ. ઈં, ઈ
ચ. નઈ
પં. તઉ, તું, હૂંતઉ, હુંતઉ, હૂંતી (હુંતી), થઉ,
થકઉ, થિકા, થિકુ
ષ. તણુ, સ, હ, ચા—ચી,
નો—ની, ક, ર, ણી,
લા, તણઉ, નઉ
સ. ઇ, ઈં, કિહિ

પ્રથમા—સંસ્કૃતમાં પ્રથમા એકવચનનો પ્રત્યય स् છે. તેનો અકારાન્ત નામમાં વિસર્ગ થઈ, વિસર્ગનો उ થઈ, સંધિનિયમ પ્રમાણે अ ને उ મળીને ओ થાય છે; જેમકે रामो गच्छति. આ ઓકારાન્ત રૂપ ઘણું જોવામાં આવ્યાથી પ્રાકૃતમાં ओ પ્રત્યય દાખલ થયો. અપભ્રંશમાં ओનું उ, उं થયું. સ્વાર્થિક क પ્રત્યયાન્ત નામનો क् અપભ્રંશમાં લોપાય છે અને તેમાંના अનો उं થાય છે. ગુજરાતી ને મારવાડીમાં अउ નો ओ થયો છે; જેમકે 'બકરો.'

| | |
|---|---|
| सं० गाहितः | अप० गाहिउ |
| ,, गाहितम् | ,, |
| ,, गाहितकम् | ,, गाहिउं |
| ,, मग्नकम् | ,, भग्गउं |
| ,, नाथितः | ,, नाथिउ |

કાન્હ૰ પ્ર૰—

રીસાવીઉ મનાવુ પ્રધાન કરી પ્રતિજ્ઞા નીગ્મૂં પાન ॥ ૧. ૧૪

ગીસાવીઉ-રિસાવ્યો (પુ૰મા છે.)

નીગ્મૂ-નપુ૰મા છે

તિણિ જમુનાજલિ ગાર્ડીગ (ગાઘૂ નપુ) ॥ ૧. ૩

મુગ્ધબોધ ઔક્તિકમાના દાખલા—

(અ) ચન્દ ઊગઇ, જીવ સુખ પામઇ, શિષ્ય પૂછઇ

(આ) મૈતુ નાચણ (મૈન), ધર્મું સુખ નઇ કારણિ હુઇ.

ચૈતુ લોક સિઉં (સાથે) વાત કરઇ.

ચૈતનણુઉ ધનું (ધન) ગામિ ખઇ

દ્વિતીયા—સંસ્કૃતમા ને પ્રાકૃતમા સામાન્ય રીતે પ્રથમા ને દ્વિતીયાના બહુવચનના રૂપ સરખા છે. પ્રાકૃતમા ને અપભ્રંશમાં બહુધા પ્રથમા ને દ્વિતીયાના બને વચનના રૂપ સરખા છે. પ્રત્યયનો બહુધા લોપ થાય છે

અપ્રત્યય દ્વિતીયા—

કાન્હ૰ પ્ર૰માના દાખલા —

તે તેડી પૂજ્યા સૂરતાણિ ॥ ૨ ૧૧

તે તેડી=તેમને તેડી

મોટે રાજિ લાગ અહ્મ આરી ॥ ૨. ૭૬

અહ્મ=અમને

મુગ્ધબોધ ઔક્તિકના દાખલા—

વાત કરઇ, તપ કરઇ, ગુરુ-તણુઉ વચન હઉ સાંભળઉં, શાસ્ત્ર પઢતઉ (પઢતો)

સપ્રત્યય દ્વિતીયા—

પ્રત્યયવાળુ રૂપ દાખલ થયુ ત્યારે મૂળ પ્રથમાના જેવુજ રૂપ દ્વિતીયાનું હતું 'ઉ પ્રત્યય પ્રથમા ને દ્વિતીયા બનેનો છે.

મુગ્ધબોધ૦—

ચૈત્રુ કટુ કરઇ (કટ=સાદડી); સંસારુ તરઇ (સંસાર); ગુરિ અર્થુ કહનઇ (ગુરુ અર્થ કહ્યને સને–સનિ સપ્તમી; અર્થુ= અર્થ); કિમું એકનઉ ? હલુ (હળ).

'નૈ' પ્રત્યય—બીજી વિભક્તિનો 'નૈ' પ્રત્યય ખરૂં જોતાં પષ્ઠીના પ્રત્યયનું રૂપાન્તર છે. 'નૈ' પ્રત્યય ચોથી વિભક્તિનો પણ છે.

મુગ્ધબોધ૦—

ઇકાર-નઈં બોલિવઇ (ઇકારને બોલતાં).

ભાષાશાસ્ત્રી બીમ્સ એ પ્રત્યય 'लगि' માંથી વ્યુત્પન્ન કરે છે. મરાઠીમાં 'ला' પ્રત્યય દ્વિતીયા ને ચતુર્થીનો છે. એનું પ્રાચીન રૂપ 'लागुनि–लागी' છે. નેપાળી 'लाई' એની સાથે સંબદ્ધ છે. लग्–લાગવું, એ ધાતુ પરથી એ શબ્દ આવ્યો છે. હિંદીમાં સાદામાં સાદું રૂપ 'लग', 'लगी' છે. 'ल' ને 'न' સહેલાઈથી બદલાય છે; તેથી હિંદીમાં કેટલીક અન્ય બોલીમાં 'लैं'નું 'नैं' કે 'नै' થાય છે અને તે ચોથીમાં વપરાય છે. 'लगि' એ કૃદન્તરૂપની સાથે 'नै' પ્રત્યય જોડાયલો છે. 'लगि'નું 'लइ' થઈ 'लै', 'नै', અને 'नै' થયું છે.

'लगुन' ઉપરથી 'ग्' લોપાઈ 'ल्'નો 'न्' થઈ પંજાબીમાં બીજી વિભક્તિનો પ્રત્યય 'नुं' થયો છે.

બંગાળીમાં 'ल्'નો 'र्' થઈ બીજીનો પ્રત્યય 'रे' થયો છે.

આનું ભાષાશાસ્ત્રી બીમ્સનું મત છે. ડૉ ભાંડારકર એ મતના નથી. તેઓ ધારે છે કે ષષ્ઠી તેમજ દ્વિતીયા ને ચતુર્થીના પ્રત્યય અપભ્રંશ 'तण' પરથી આવ્યા છે. तणेण (तणની તૃતીયા) પરથી ण લોપાઈ, અનુનાસિકની અસર પૂર્વે સ્વર પર થઈ तणें થયું છે દેવેણનું દેવેં થાય છે તેમ). પછી त લોપાઈ नें (મૂળ સંસ્કૃત तन પ્રત્યય છે–સાયંતન, અદ્યતન, પુરાતન, વગેરેમાં છે તે) થઈ અનુસ્વાર લોપાઈ नै થયું છે.

ડૉ. ભાંડારકરનું ધારવું ખરૂં લાગે છે. મુગ્ધબોધ૦ માં નીચે પ્રમાણે છેઃ—

ગુરુ-તણઉં વચન (ગુરુ-તણું)

બે બિહુઇ-નઇ યોગિ (બેને યોગે–બેના યોગમાં)

વર્ગ-તણા ત્રીજા અક્ષર રહિં પદાન્તિ (પદાન્તે વર્ગના ત્રીજા અક્ષરને બદલે)

અન્યાદિક-નઉ યોગુ (અન્યાદિકનો યોગ)

જે કર્તા-નઉ અથવા કર્મ-નઉ આધાર હુઇ તે અધિકરણ

આમ તણઉ-નઉ સમાન અર્થના છઠ્ઠીના પ્રત્યય છે, તે પરથી 'નો-ની-નું' એ પ્રત્યયોનો સંબંધ સંસ્કૃત પ્રાકૃત તણ સાથે જૂનો જણાય છે બીજી ને ચોથી વિભક્તિનો પ્રત્યય 'ને' સમાન છે પ્રાકૃતમાં ચોથી વિભક્તિનું સ્થળ છઠ્ઠીએ લીધું છે, તે વ્યાપક અર્થમાં વપરાય છે ચોથીના અર્થમાં છઠ્ઠી વપરાય છે

વિવેકિઉ મોક્ષ-નઇ કારણિ ખપઇ (વિવેકી મોક્ષને કારણે યત્ન કરે છે) મુગ્ધ૦

મોક્ષ-નઇ કારણિ-મોક્ષને કારણે, મોક્ષને કાજે મોક્ષને માટે

આ કારણથી ને પ્રત્યય તેમજ છઠ્ઠીના પ્રત્યય 'નો-ની-નું' સંસ્કૃત, પ્રાકૃત તણ ઉપરથી વ્યુત્પન્ન થયો છે એ યુક્ત લાગે છે

ડૉ૦ ટેસિટોરિ 'ને' પ્રત્યય 'કન્હઇ' પરથી વ્યુત્પન્ન કરે છે 'નઇ', 'નિં', 'નિ' એ 'ને'ના પ્રાચીનરૂપ છે 'કન્હઇ' (કને-પાસે) એ અપભ્રંશ कण्णहिं પરથી આવ્યું છે ને તે સં કર્ણ શબ્દ ને સપ્તમીના પ્રત્યય સ્મિન્ પરથી થયું છે

'જિમ વાટભૂલા નઇ કોઇ એક વાટ દેખાડઇ' 'નઇ' ને 'કન્હઇ'ના વપરાશના અર્થ ને રચના એકજ છે માટે 'નઇ' એ 'કન્હઇ' પરથીજ આવ્યું છે એમ ડૉ૰ ટેસિટોરિનું મત છે મારવાડીમાં 'કનઇ' ને 'નૈ' 'નઇ' છે આવ્યા શબ્દ કહિ-આવે સ્થળે 'કન્હિ'ને બદલે 'નઇ' વપરાશે નહિ માટે એ મત યુક્ત નથી

પંજાબી ગુજરાતી ને રાજસ્થાનીમાં બીજી ને ચોથીનો પ્રત્યય છઠ્ઠીના પ્રત્યયને સાતમીનો પ્રત્યય લગાડવાથી થાય છે રાજસ્થાનીમાં ચતુર્થીનો પ્રત્યય 'ને કે નૈ' છે માળવીમાં ન અને જયપુરી, મારવાડી, ને મેવાડીમાં ન છે

**તૃતીયા**—સંસ્કૃતમાં તૃતીયા એકવચનનો પ્રત્યય एन છે એ ઉપરથી न લોપાઈ મરાઠીમાં અનુનાસિકને લીધે પૂર્વ સ્વર પર અનુસ્વાર થઈ ए થયો છે ગુજરાતીમાં એ થયો છે અનુસ્વાર જતું રહ્યું છે સર્વનામમાં અનુસ્વાર રહ્યું છે જેમકે, 'મેં,' 'તેં'

**તૃતીયા સાથે બીજા શબ્દની જરૂર**—ગુજરાતીમાં તેમજ મરાઠી ને બંગાળીમાં ત્રીજી ને સાતમીનો પ્રત્યય એક છે, તેથી તૃતીયામાં તેમાં તેના રૂપની સાથે બીજો શબ્દ વાપરવાની જરૂર પડી

ગુજ૦—તાવે કરીને તે રોજ તવાતો જાય છે.

મરાઠીમાં વડ્ન, कडून, વગેરે શબ્દો વપરાય છે; જેમકે,

शब्दें वडून; बाणें वडून; पुरुषां कडून

બંગાળી—जत्र दन्ते करि (નવાં પાંતરાં વડે)

ઉત્કલી ને બંગાળીમાં બહુજ થોડા વિભક્તિના પ્રત્યય છે. બંગાળીમાં તૃતીયાને બદલે પ્રયોગમાં कर्तृक, करणक, द्वारा, વગેરે શબ્દ વપરાય છે. ઉત્કલીમાં પણ તૃતીયાને બદલે 'द्वारा'નો પ્રયોગ થાય છે.

**બેવડો પ્રત્યય**—ગુજરાતીમાં સર્વનામને લાગતો 'ણે' પ્રત્યય બેવડો તૃતીયાનો પ્રત્યય છે.

'ણે' માંનો 'ण' एन, एण પરથી ए લોપાઈ આવ્યો છે અને 'એ' एण-માંનો ण લોપાઈ આવ્યો છે. 'એં' ('में', 'तें' માં 'એં' છે) મા મરાઠીની પેઠે ण્ની અસર પૂર્વના સ્વર પર થઈ તે પર અનુસ્વાર થયું છે.

જૂની ગુજરાતીના દાખલા નીચે આપ્યા છેઃ—

કાન્હ૦ પ્રબ૦માંથી—

ઇ તિણિ પાતસાહિઇ પરધાન । ૧.૨૮ (પાદશાહે)

એક દુર્ગ મઇ પ્રાણિ લીઉ । ૩.૨ (મેં)

ઈં રાઉલ ભણઈ 'વીર આફણીઈં આપણપૂં મ વખાણિ' ।
(આપણે)

એક ઊંઘાડા વસ્ત્રવિહીણ; ભૂખઇં કરી એક થાઇં ખીણ
(ભૂખે કરીને)

મુગ્ધ૦ માંથી—

ઈં જીવ ધર્મિઇં સંસાર તરઇ. (ધર્મે)

શ્રાવકિઇં દેવ પૂજિઉ. (શ્રાવકે, ભક્તે)

શિષ્યિઇં પઢિતઉં હઉં સાંભલઉં. (શિષ્યે પઢિતું–પઠાતું હું સાંભળું.)

એ ગ્રન્થ સુખિઇં પઢાયઇ. (સુખે પઠાય–પડી શકાય.)

ઇ કિસિઇં તરઈ? ધર્મિં (ધર્મે).

ભાલણ–કાદમ્બરીમાંથી—

ઇ આફણીઇ પડિઆં ફલ ઉત્તમ; પૂરણ ભરિઊ પાત્રા ક૩૦૧૪
(પોતાની મેળે, આપણે)

તેહિ સાવિ ગ્યુ આકારિ દૂ જોઇ તિ થઈ નિરાશ । ક૦૧૮
(તેહિ=તેહ-ઇ, તૃતીયા, સસ્કૃત રચના, શબ્દની સાથે સસ્કૃતમા તૃતીયા આવે છે તેમ)

**ચતુર્થી**—બીજીનો ને ચોથીનો પ્રત્યય એકજ છે જૂની ગુજરાતી માના થોડાક દાખલા નીચે આપ્યા છે —

મુગ્ધ૦માથી—

જેહ વસ્તુ-નઈ પરિત્યાગ સૂચીઇ (જે વસ્તુને { માટે } પરિત્યાગ સૂચવાય છે)

વિવેકિઉ મોક્ષ-નઈ કારણિ ખપઇ (મોક્ષને કારણે)

દાનવાચક ક્રિયાપદ પછી ચોથીના અર્થમા પઠીવાચક 'રહઈ' વપરાય છે, જેમકે,

જેહ રહઈ દાન દીજઇ (જેને દાન અપાય છે)

**પંચમી**—સસ્કૃતમા તદ્ સર્વનામનું સપ્તમીનું એકવચન તસ્મિન્ થાય છે એ રૂપ પરથી પ્રાકૃત ને અપભ્રંશનું રૂપ 'તહિં' થયું છે આમાના 'હ' મહા પ્રાણની અસરથી 'ત' અલ્પપ્રાણનો 'થ' મહાપ્રાણ થઈ 'થી રૂપ થયું છે મૂળ સપ્તમીનો અર્થ હતો તે પચમીનો થયો છે

હિંદીમા સે પ્રત્યય છે, તેનો અર્થ 'સાથે થાય છે અને તે સમમ્ પરથી આવ્યો છે જૂનું રૂપ સોં હતું

સિંધીમા 'સા,' 'સે,' છે ગુજરાતીમા શું' શે કવિતામા વપરાય છે તે આની સાથે સબદ્ધ જણાય છે

બગાળીમા પાચમીનું રૂપ નથી, તેને બદલે 'হইতে', 'হৈতে' વપરાય છે એ મૂળ વર્તમાન કૃદન્તની સપ્તમી છે

અપભ્રંશમા होन्तउ (વર્તમાન કૃદન્ત भवन्) રૂપ પચમીના અર્થ માં વપરાય છે જેમકે,

जहा होन्तउ आगदो (यत भवन् आगत –જ્યાથી થતો આવ્યો)
तहा होन्तउ आगदो (ત્યાથી થતો આવ્યો)
कहा होन्तउ आगदो (ક્યાથી થતો આ યો?)
तुम्हह होन्तउ आगदो (તમારી પાસેથી થતો આવ્યો)
महु होन्तउ गदो (મારી પાસેથી થતો ગયો)

मज्झ—ज्जु होन्तउ गदो (મારી પાસેથી થતો ગયો)

अम्हहं होन्तउ आगदो (અમારી પાસેથી થતો આવ્યો.)

ઉપલા દાખલા હેમચન્દ્રના પ્રાકૃત વ્યાકરણમાંના છે. એ હોન્તઉ ઉપરથી થયલું 'હૂંતુ' રૂપ પંચમીના અર્થમાં જૂની ગુજરાતીમાં મળે છે.

કાન્હ૦—માંથી—

'પાટણ હૂંતુ ખાન તેડાવુ,' ઇમ બોલઇ સુરતાણુ । ૨. ૭૮

( પાટણથી )

તઉ, તુ, થઉ, થકઉ, હુંતઉ—આ જૂના પ્રત્યયો છે.

મુગ્ધ૦—માંથી

તારા-તઉ; તારા-થઉ; તારા-થકઉ; તારા-હુંતઉ=તારાથી

વૃક્ષ-તઉ પાન પડઇ ( વૃક્ષથી ).

દાન-તઉ-હુંતઉ-થઉ-થકઉ=દાનથી

જેહ-તઉ-હુંતઉ-થઉ-થકઉ=જેથી

'દેવાલા-તુ પાછઉ વલિઉ હૂતુ' ( દેવળથી પાછો વળ્યો હતો; 'હૂંતુ' વર્ત૦ કૃ. છે). નીચેનો ઉલ્લેખ હેમચન્દ્રના 'યોગશાસ્ત્રની છાયા'માંથી ડૉ. ટેસિટોરિ આપે છે.

'કર્મક્ષય આત્મજ્ઞાન હુંતી હુઇ' (આત્મજ્ઞાનથી થાય છે).

'મરણુ હૂંતઉ રાખિઉ' (મરણથી રાખ્યો—બચાવ્યો).

( 'ષષ્ટિશતક'માંથી)

હિંદીમાં પંચમીના જૂના પ્રત્યયો તેં, તે, થી હતા. પંજાબીમાં તે છે. સંસ્કૃત તસ્ પરથી પ્રાકૃત તોદ્વારા 'તેં' ને 'તઉ' આવ્યા છે.

'થઉ,' 'થકઉ' એ જૂના પ્રત્યયો પરથી 'થી,' 'થકી' આવ્યા છે. 'થકો', 'થકી', 'થકુ', એ વિકારી રૂપ છે. 'થઉ' એવું જૂનું રૂપ છે તે સ્થિતઃ–થિઉ પરથી આવી શકે છે. આ કારણથી 'થી' ને 'તાહિં' પરથી વ્યુત્પન્ન કરવાને બદલે, એનું પૂર્વ રૂપ 'થઉ' હોવાને લીધે 'સ્થિત' પરથી વ્યુત્પન્ન કરવુ વધારે યુક્ત છે * 'હુંતઉ' માંનો 'હું' લોપાઈ 'તુ' મહાપ્રાણથી 'ત્' નો 'થ્' થઈ 'થઉ' થઈ શકે છે એમ ડૉ. ટેસિટોરિ કહે છે. વળી 'થી' એ સપ્તમ્યન્ત વર્ત૦ કૃદ૦ 'હતિઇ'નું

* રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ પ્રકાશિત ભાલણકૃત 'કાદમ્બરી'નું ટિપ્પણ જુઓ, પૃ. ૧૭૫.

સપ્તિમા રૂપ છે, તેમજ 'થઇ' (અવ્યય ભૂ કૃ) પરથી પણ 'થી થઈ શકે એમ ડૉ ટેસિટોરિ બિત્રણ રીતે વ્યુત્પત્તિ આપે છે 'હોન્તક' એ વર્ત૦ કૃ૦ પચમી ના અર્થમા અપ૦મા વપરાતો છે તેથી તે પરથી કાઢેલી વ્યુત્પત્તિ સ્થિર પરથી કાઢેલી વ્યુત્પત્તિ કરતા એક રીતે ઠીક લાગે છે બીજી વ્યુત્પત્તિઓ ઠીક લાગતી નથી 'થકઉ મા 'ક સ્વાર્થવાચક છે અને તે સં કચ્ પ્રત્યયની પેઠે 'ટિ ની-અન્ત્ય, એકાચ્‌ની-પૂર્વે આવ્યો છે

ભાલણ—

નીડ થકુ તવ પડ્યુ નીસરી, શીચાણિ કે લીધુ હરી ૫ ૨૮

આમાં 'થકુ' વિકારી છે સ્થિત-થિઓ-થિઉ-થઓ-થઉ-થકઓ-થકઉ-થકો-થકુ.

ડી (થી' ને ઠેકાણે જૂનો પ્રત્યય)

દીસિ અગાસિ તાવડિ દાઝઈ (તાપથી) કાન્હ૦ ૧. ૧૫૨

ષષ્ઠી—આર્ય દેશી ભાષાઓમા ષષ્ઠી વિશેષણવિભક્તિ છે એના પ્રત્યયો નીચે પ્રમાણે છે —

| હિંદી | પંજાબી | સિંધી | બંગાળી | ઉર્દૂ |
|---|---|---|---|---|
| का, क, की | दा, दे, दी | जो जी | एर | अर |

| મરાઠી | ગુજ૦ | માળવી ને મારવાડી |
|---|---|---|
| चा, ची, चे | નો-ની નું | रो-रा-री |

વળી હિંદીમા 'कर ને ગુજરાતીમા 'કેરો-કેરી કેરૂ' વપરાય છે

આમા હિંદી પ્રત્યય का મૂળ कृत-कृत्त પરથી વ્યુત્પન્ન થયો છે

તુલસીદાસમાં 'कर ઘણુ સામાન્ય છે

कपिकर वचन सप्रेम सुनि (કપિનુ)

सबकर आजु सुकृत फल बीता (સર્વનું)

कर—સસ્કૃતમા कर=કરનાર છે श्रेयस्कर, यशस्कर, વગેરેમા એ कर (कृ ધાતુ પરથી) છે એ પરથી 'कर નો અર્થ 'લગતુ થયો મરાઠીમા कर છઠ્ઠીના અર્થમા વપરાય છે—चिपलूनकर, पूर्णेकर अगरकर

कार—करની પેઠે कार પણ સસ્કૃતમા વપરાય છે कुम्भकार, लोहकार, सुवर्णकार વગેરેમા कार છે

कारનો क् લોપાઈ आर રહ્યો, તે હિંદીમાં तुम्हारा, हमारा, ગુજરાતીમાં 'તમારા', 'અમારા', 'તારા', 'મારા'માં જોવામાં આવે છે.

કેરો-કેરી-કેરું—આ રૂપો હિંદીમાં પણ જોવામાં આવે છે.

—'દિણિ ચાહુવાન કેરી'

'અંધા કેરી લાકડી હું દુર્બળનું ધન

ચંપક કેરો બેટડો * * * સામળ-પદ્માવતી

કેર કાર્ય પરથી વ્યુત્પન્ન થયો છે. જેમ આશ્ચર્યનું પ્રાકૃતમાં અચ્છેર થાય છે, તેમ કાર્યનું 'કેર' થાય છે. કાર્ય=નું કામ, તેને લગતું કંઈ, એમ એમાં ષષ્ઠીનો અર્થ રહેલો છે.

અપભ્રંશમાં केर સંબંધવાચક પ્રત્યય તરીકે વપરાય છે ('केर इदमर्थे' ॥ षड्भाषा० ૩।૧।૮), तुम्हकेरो, अम्हकेरो-તમારો, અમારો. केरનો क् લોપાઈ एर થાય છે. હિંદીમાં तेरा, मेराમા एर પ્રત્યય છે.

करमાંનો क લોપાઈ મારવાડીમાં रो, रा, री થયા છે.

હલબીમાં છઠ્ઠીનો પ્રત્યય એકવચનમાં थर ને બહુવચનમાં कर છે. બંગાળીમાં સર્વનામમાં कर હતો. હજી કેટલેક સ્થળે कार વપરાય છે

મરાઠી પ્રત્યયો चा, चीं, चें સંબંધાર્થક त्यक પરથી આવ્યા છે. दाक्षिणात्य, पाश्चात्य, पौरस्त्य માં એ સંસ્કૃત त्य પ્રત્યય છે नृत्यतिનું नच्चइ, सत्यनું सच्च થાય છે, તેમ त्यપરથી મરાઠી પ્રત્યયો चा-ची-चें આવ્યા છે.

સિંધીમાં जो-जी છે તે સંબંધવાચક यत् (य) પરથી વ્યુત્પન્ન થયો છે. य પ્રત્યય दन्त्य, धर्म्य, शौण्ड्य, વગેરેમાં છે તેજ છે.

પંજાબીમાં दा-दे-दी, दाना धू दृ दश (दृश-ने અને સાદૃશ્યે) પરથી થયા જણાય છે.

ડૉ. ટેસિટોરિ કહે છે કે ભાષાશાસ્ત્રીઓએ અત્યાર સુધી સં. तन પરથી અપ૦ तणउ વ્યુત્પન્ન કર્યું છે, પણ તે યુક્ત નથી. સાધારણ રીતે નામયોગીઓ નામ કે વિશેષણ હોય છે, તેવું तन નથી એ મુખ્ય વાંધો છે. માટે तणउ એ अप्पणउ (आत्मन् પરથી)નો આદિ अ લોપી તેમજ એક प् લોપી બીજાનો त् કરવાથી થઈ શકે છે (आत्मનું પ્રા.માં अप्पा-अत्ता બંને થાય છે) આજ પ્રમાણે મરાઠી चा-ची-चें પણ સં. कृत्यकः અપ૦ किच्चउ પરથી વ્યુત્પન્ન કર્યું છે.

ડૉ. ટેસિટોરિની કલ્પના સ્વીકાર્ય નથી. 'अप्पणउ' એ 'तन' જેવું સામાન્ય-સંબંધવાચક નથી.

અપભ્રંશમા ષષ્ઠીના એકવચનના પ્રત્યય सु, स्सु, ને हो ને બહુવચનનો પ્રત્યય हं ને ઇકારાન્ત ને ઉકારાન્ત પછી हुं પણ છે અકારાન્ત નામના સંસ્કૃત ષષ્ઠીના એકવચનના પ્રત્યય स्य પરથી એ પ્રત્યયો વ્યુત્પન્ન થયા છે

અપભ્રંશ—

महु कन्तहो बे दोसडा (મારા કાન્તના બે દોષ છે)

दइवु घडावइ वणि तरुहुं सउणिहं पक्क फलाइं।

(દૈવ ઘડે છે વનમા તરુઓના શકુનોના પક્ષીઓના પાકા ફળ-દૈવ પક્ષીઓ માટે તરુઓના પાકા ફળ ઘડે છે)

जो गुण गोवइ अप्पणा पयडा करइ परस्सु।

तसु हउं कलि जुगि दुल्लहहो बलि किज्जउं सुअणस्सु॥

(જે ગુણ ઢાંકે છે પોતાના, પ્રકટ કરે છે પારકાના, તેની હું કલિયુગમા દુર્લભની, પૂજા કરું, સુજનની—જે પોતાના ગુણ ઢાંકે છે ને પારકાના પ્રકટ કરે છે તે દુર્લભ સુજનની હું કલિયુગમા પૂજા કરું છું)

આ પ્રત્યયોમાના स, ह જૂની ગુજરાતીમા આવ્યા છે

કાન્હ૦

સ તસ ધરણી ઘરિ રાખી રાણ । ૧ ૨ ૬
તાસ તણા ગુણ વર્ણવૂ । ૧ ૫ (એવડી પછી)

હ કાન્હ તણઈ સપત્તિ દસી જિસી ઇન્દ્રહ ઘરિ રિદ્ધિ । ૧ ૮
સુંદર સહકારહ મજરી કોકિલ બોલિ ચચિ ધરી (ભાવણ-કાદમ્બરી, કડ૦ ૬)

'તણ,' 'ચો,' 'ક,' 'ર', 'લા,' 'નો,' 'ઓ'—

જૂની ગુજરાતીમાં આ પ્રત્યયો પણ માલમ પડે છે

કાન્હ૦—

પદ્મનાભ પંડિત સુકવિ, વાણી વચન સુરંગ,
કીરતિ સોનગિરા તણી તિણિ ઉચ્ચરી સુચંગ । ૧ ૪
સાચી વાત સુણી સુરતાણિ । ૧ ૧૯
(સુરતાને તેની વાત સુણી)
બાણ્ડ દેસ દેવકઈ પાગિણિ દલ દેખન્તા આવ્યા । ૧ ૭૭
(દેવને પાગણે છટ્ઠી સાથે સાતમી)

. ૭

કિમ ગોહુર સાહિ દેવરાઈ, અહ્નિ એતલી આહિ।

(ધાર પ્રાન્તનો–ધોરી મુસલમાન દેવરાજને–સોમનાથને કેમ પકડે એટલી અંગમાં આધિ-ચિન્તા હતી.)

**પીતલહર** વાજતાં પાગડાં। ૧.૧૯૦

(બીજી પછી—હ+ર)

આવ્યાં **દર સુંદરલા** તીર। ૩.૧૪૮

(સુંદર તળાવને તીર)

સાઈ કટક **રાઉલ્રુ** લીઉં। ૨.૧૭૭ (રાજાનું)

નો–ની–નું

**સુરતાણની** વાણી સુણી ગ્યા પરધાન કાન્હડદે ભણી। ૧.૩૦

**સોમનાથનૂં** લિઙ્ગ ચડાવઉં। ૧.૯૮

ણો–ણી–ણું

**આસણી** ભેડી રજ। ૧–૧૯૦ (અશ્વની)

મુગ્ધ૦માં 'તણઉ–ણઉં'ના દાખલા માલમ પડે છેઃ—

તારા–તણઉં; તારા–નઉં; ગુરુ–તણઉં વચન

એ બિહુંઇ–નઇ યોગિ (ષષ્ઠી સાથે સપ્તમી, એકને)

લિંગ છેદિલા શબ્દ–તણઉં હુઇ ([દ્વન્દ્વમાં] લિંગ છેદલા શબ્દનું થાય છે).

ખરૂં જોતાં હિંદીમાં ઘોડે–का (ષષ્ઠી) એ સમસ્ત શબ્દ જેવો છે. પ્રાકૃતના નિયમ પ્રમાણે क्, ग्, च्, ज्, त्, द्, प्, य्, ને व्, એ વ્યંજનો અનાદિ અને અસંયુક્ત હોય ત્યારેજ લોપાય છે, પદના આદિ હોય તો લોપાતા નથી. का પ્રત્યય कृत–कअ પરથી વ્યુત્પન્ન થયો છે એ ઉપર દર્શાવ્યું છે. कअ એ પદ છે અને क् તેનો આદિભૂત વર્ણ હોવાથી લોપાયો નથી, અથવા લોપાયો નથી તેથી તે પદનો આદિભૂત છે એમ સમજવું. આથી ઘોડે–का એ બે પદ છે. હિંદીમાં ષષ્ઠી સાહાય્યક શબ્દ ઉમેરવાથી થઈ છે

એથી ઉલટું, ગુજરાતીમાં 'ઘોડાનો' એ એક શબ્દ છે. 'નો' तन–तण પરથી વ્યુત્પન્ન થયો છે. એમાંનો त् લોપાયો છે તેથી તે પદનો આદિ નથી. આ રીતે 'ઘોડાનો' એ એકજ પદ છે ગુજરાતીમાં છઠ્ઠી વિભક્તિ સાહાય્યક શબ્દથી નહિ, પણ પ્રત્યયથી થઈ છે.

**સપ્તમી**—ગુજરાતીમા બે પ્રત્યય છે, 'એ' ને 'મા' 'એ' પ્રત્યય તૃતીયાનો પણ છે તેની વ્યુત્પત્તિ ત્યા દર્શાવી છે 'માં' મધ્યે પરથી આવ્યો છે

મધ્યનુ મજ્ઝ કે મદ્દ થઈ તે પરથી માજ્ઝ કે માધ થઈ, માદ થઈ 'મા' કે 'મા થયુ છે

પચમી પણ સપ્તમીના અર્થમા વપરાય છે (તસ્માત્–તહા–ત્તા) તેથી પચમ્યન્ત અપ૦ મજ્ઝહુ માહા–મ્હા–મા થઈ શકે

હિંદી ને સિંધીમા 'મેં' પ્રત્યય છે જૂની હિંદીમા મધ્ય, મધિ, મહિ, મજ્ઝિ, મઝાર માહી, વગેરે રૂપો કવિતામા વપરાયા છે

બગાળી ને ઉડ્રીમા છઠ્ઠી સાથે મધ્ય મૂકી સાતમી દર્શાવાય છે

મરાઠીમા અન્તર્ પરથી ત થયુ છે, જેમકે ઘરાત=ઘરમા

અપભ્રંશમા તેમજ જૂની ગુજરાતીમા ઇ, ઇ પ્રત્યય માલમ પડે છે અપભ્રંશમા હિ–હિં પણ છે

કા હ૦માના દાખલા—

આવી દન સુહુદાસિ આવ્યા । ૧ ૫૧ (બે દાસમા)
ગયણિ ન સૂઝઇ ભાણુ । ૧ ૫૧ (ગગનમા)
દીસિ અમાસિ તાવડિ દાઝઇ, રાતિ વાઇ ટાઢિ । ૧ ૧૫૨

મુગ્ધ૦—

ચૈત્રુ ગામિ વસઇ (ગામમા)
શબ્દ–નઈ છેહિ (શબ્દને છેડે)
મેઘિ વરસતઇ મોર નાચઇ (સતિસપ્તમી)
ગોપાલિઇ ગાએ દોહીતીએ ચૈત્રુ આવિઉ
(ગોપાળે ગાએ દોહવાતે [છતે]—સતિસપ્તમી)

કિસાઈ હુંતઇ (શું હુતે છતે?) ગાએ કિસિએ (ગાય શું હતી ત્યારે)? દુહીતીએ (દોહવાતી હતી ત્યારે)

---

## પ્રકરણ ૧૫મું
### કારકમીમાંસા

**'વિભક્તિ'ની અન્વર્થતા**—પાણિનિ સુપ્ અને તિઙ્ બંનેને વિભક્તિ કહે છે. સુપ્ એટલે નામને જે પ્રત્યયો લાગે છે તે અને તિઙ્ એટલે ધાતુને કાળ અને અર્થના પ્રત્યયો લાગે છે તે. સુપ્‌ને નામિકી ને તિઙ્‌ને આખ્યાતિકી વિભક્તિ કહે છે. 'વિભક્તિ' એટલે વિભક્તતા, જુદાપણું. પ્રત્યયો જુદા જુદા અર્થમાં લાગે છે, માટે વિભક્તિ સંજ્ઞા પામે છે. વ્યાકરણના બીજા પારિભાષિક શબ્દોની પેઠે 'વિભક્તિ' શબ્દ અન્વર્થ છે.

**કારકવિભક્તિ અને વિશેષણવિભક્તિ**—નામ અને ક્રિયાપદના પરસ્પર અન્વયથી વાક્ય બને છે, તેમજ આકાંક્ષા, યોગ્યતા, અને સંનિધિ વગર વાક્ય બનતું નથી એ વાત અગાઉ કહી છે. નામના ક્રિયાપદ સાથેના સંબંધને કારક કહે છે. કારક એટલે ક્રિયાની સાથે અન્વયી થવું તે. 'કારક' શબ્દનો મૂળ અર્થ 'કરનાર' થાય છે; પરંતુ ક્રિયાને ઉત્પન્ન કરનારજ કારક છે એમ સમજવાનું નથી. 'કૃષ્ણ બ્રાહ્મણના પુત્રને માર્ગ પૂછે છે,' આમાં પ્રશ્ન પૂછનારનોજ શબ્દ કારક છે એમ સમજવું નહિ. એમ સમજીએ તો 'પુત્રને' એટલે જેને પ્રશ્ન પૂછ્યો છે તેનો શબ્દ કારક નહિ થાય; કેમકે તેમાં ક્રિયાનું જનકત્વ નથી. આ કારણથી 'કારક'નો અર્થ માત્ર ક્રિયાનો જનકજ નહિ પણ જેને ક્રિયાની સાથે અન્વય છે તે. 'કૃષ્ણ બ્રાહ્મણના પુત્રને માર્ગ પૂછે છે,' એમાં 'પુત્રને' પદનો અન્વય 'પૂછે છે' ક્રિયાપદ સાથે કર્મ તરીકે છે, માટે એ કારક છે.

છઠ્ઠી સિવાયની બધી વિભક્તિઓ ક્રિયાપદ સાથે સંબંધ ધરાવે છે, માટે **કારકવિભક્તિ** કહેવાય છે—

ન્યાયાધીશ તે માણસને અપરાધ માટે ન્યાયે શિક્ષા કરે છે અને કચેરીથી બંધીખાનામાં મોકલે છે.—

ઉપલા વાક્યમા દરેક નામનો સબધ ક્રિયાપદ સાથે છે, માટે એ બધા નામ કારક છે અને તેની વિભક્તિ કારકવિભક્તિ છે આમા છઠ્ઠી વિભક્તિનું નામ નથી છઠ્ઠી વિભક્તિ ક્રિયાપદ સાથે સબધ ધરાવતી નથી, પરતુ એક નામને અન્ય નામની સાથે જોડે છે 'સિંહાદિ વનના પશુ છે'–એમા 'વનના'નો અન્વય 'પશુ' જોડે છે, 'છે,' ક્રિયાપદ જોડે નથી 'વનના'ને બદલે 'વન્ય' વિશેષણ વાપરવાથી એવોજ અર્થ રહેશે આ પ્રમાણે છઠ્ઠી વિભક્તિ નામના વિશેષણ જેવી હોવાથી **વિશેષણવિભક્તિ** કહેવાય છે

**કારકના પ્રકાર**—વાક્યમાં ક્રિયાનો અર્થ પ્રધાન અને નામનો ગૌણ છે કારક ક્રિયાનુ વિશેષણ છે અને તેના છ પ્રકાર છે–કર્તા, કર્મ, કરણ, સપ્રદાન, અપાદાન, અને અધિકરણ

**કર્તા**—ક્રિયાનો કરનાર તે કર્તા એ તો સરળ ને સ્પષ્ટ અર્થ છે; પણ સહજ ઊડા ઊતરવાની જરૂર છે પાણિનિ કહે છે કે ક્રિયાને વિષે સ્વતન્ત્ર તરીકે જે અર્થ વિવક્ષિત છે તે **કર્તા** વ્યાકરણમા 'વિવક્ષા'નું–વક્તાની ઇચ્છાનું ઘણું બળ છે પણ સ્વતન્ત્ર તરીકે એટલે શુ? ધાતુ જે ક્રિયાનો અર્થ કહે છે તે ક્રિયાના આશ્રય તરીકે જે વિવક્ષિત હોય તે તે ક્રિયાને વિષે સ્વતન્ત્ર તરીકે, વિવક્ષિત છે એમ સમજવુ 'તરવાર કાપે છે,' આમા કાપનાર તો માણસ છે ને તરવાર તો કાપવાનુ સાધન છે, તોપણ અહિં તેની કાપનાર તરીકે વિવક્ષા હોવાથી તે કર્તા છે કાપવાની ક્રિયા ઘણી સહેલાઈથી થઈ છે એમ **ક્રિયાસૌકર્ય** જણાવવાને માટે કાપનાર માણસનું કર્તૃત્વ અવિવક્ષિત છે 'તરવાર કાપે છે' એમા કરણજ કર્તા તરીકે વિવક્ષિત હોવાથી એ રચના **કરણકર્તરિ** કહેવાય છે

**સ્વતન્ત્રતા**—બધા સાધનોનો ચલાવનાર કર્તા હોવાથી કર્તા સ્વતન્ત્ર કહેવાય છે કર્તાને અમુક ફળની કામના થાય છે ત્યારે તે કરણાદિ કારકો એકઠાં કરે છે, પરતુ તે જાતે એ કારકો મેળવતા

પરેશાજ શક્તિમાન્ અને સ્વતન્ત્ર છે. ક્રિયામાં પ્રવૃત્તિ ને ક્રિયામાંથી નિવૃત્તિને માટે સાધનો કર્તાનેજ આધીન છે; કારણ કે કર્તાજ તેનો પ્રયોગ કરે છે, સાધનો કર્તાનો પ્રયોગ કરી શકતાં નથી. અન્ય કારકોને અભાવે પણ 'છે,' 'હોય છે,' એવી ક્રિયામાં કર્તા તો હોય છેજ. ક્રિયા સાધવામાં કર્તા કરતાં અન્ય સાધનોનું કામ વધારે સમીપનું છે; કારણ કે સાધનોથી સાક્ષાત્જ ક્રિયા નિષ્પન્ન થાય છે અને કર્તા તો સાધન-દ્વારા ક્રિયા સાધે છે; તોપણ ઉપર બતાવેલાં કારણોને લીધે કર્તાને સ્વતન્ત્ર કહ્યો છે. 'સ્વ' એટલે પોતે અને 'તન્ત્ર' એટલે પ્રધાન. કર્તા પોતે જાતેજ પ્રધાન છે; કરણાદિ તો કર્તાને પરતન્ત્ર છે; કેમકે ક્રિયા સાધવામાં તે તેનાથીજ પ્રયોજ્ય છે.

કર્તાના પ્રકાર—'પ્રયોગસંગ્રહ' નામના ગ્રન્થમાં વરરુચિ કર્તાના પાંચ પ્રકાર આપે છે:—

(૧) સ્વતન્ત્ર કર્તા—

દેવદત્ત પુણ્ય કરે છે.

સજ્જનો મૈત્રી બાંધે છે.

આમાં 'દેવદત્ત' અને 'સજ્જનો' ક્રિયામાં સ્વતન્ત્ર તરીકે વિવક્ષિત હોવાથી **સ્વતન્ત્ર કર્તા** કહેવાય છે.

(૨) હેતુકર્તા—

**વિદ્વાનો** વિનીત પુરુષને હિત પ્રાપ્ત કરાવે છે. પ્રેરક રચનાનો કર્તા ક્રિયાનો પ્રયોજક હોવાથી **હેતુકર્તા** કહેવાય છે.

(૩) કર્મકર્તા—

દુષ્ટ જનના **દોષ** જાતેજ દેખાય છે.

આ વાક્યમાં કર્તૃકર્મણિ રચના છે. 'દેખ' ધાતુ પરથી 'દેખાય છે' એ કર્મણિ રૂપ છે. એમાં 'દેખનાર' કર્તા ને 'દેખવાની વસ્તુ' કર્મ એકજ છે. 'દોષ' કર્મ છે તેજ કર્તા છે, માટે એ કર્તા **કર્મકર્તા** કહેવાય છે.

(૪) અભિહિત કર્તા–

**દેવદત્ત** પુસ્તક લખે છે.

આમાં 'લખે છે' એ ક્રિયાપદ કર્તાનું અભિધાન કરે છે. એ રૂપથી કર્તા અભિહિત–કહેવાયલો છે, માટે **અભિહિત કર્તા** કહેવાય છે.

(૫) અનભિહિત કર્તા–

**દેવદત્ત વડે** પુસ્તક લખાય છે.

**દેવદત્તે** પુસ્તક લખ્યું.

આ વાક્યોમાં ક્રિયાપદો કર્તાનું નહિ પણ કર્મનું અભિધાન કરે છે. રચના કર્મણિ છે, માટે 'દેવદત્ત' એ **અનભિહિત કર્તા** છે, એટલે ધાતુને લગાડેલા પ્રત્યયે જેનું અભિધાન કર્યું નથી એવો એ કર્તા છે.

**સ્વતન્ત્ર કર્તા અને અભિહિત કર્તા**—આ બે વચ્ચે કંઈજ ભેદ નથી. અભિહિતકર્તા સ્વતન્ત્ર કર્તાજ છે; પરંતુ ક્રિયાપદ કેટલેક સ્થળે કર્તાનું અભિધાન કરે છે અને કેટલેક સ્થળે નથી કરતાં એ દર્શાવવા અભિહિત અને અનભિહિત એવા પરસ્પરવિરોધી બે ભેદ કહ્યા છે કેટલેક સ્થળે કર્મ કર્તા છે એ દર્શાવવા કર્મકર્તાનો પ્રકાર આપ્યો છે પ્રેરક રચનામાં ક્રિયાનો પ્રયોજનાર–પ્રેરનાર કર્તા છે તે હેતુકર્તા કહેવાય છે આમ ભિન્ન ભિન્ન ઉપાધિઓને લઈને ભિન્ન ભિન્ન પ્રકાર કહ્યા છે. બધામાં કર્તાનું સ્વાતન્ત્ર્ય છેજ.

**કર્મ—**

કર્તા પોતાની ક્રિયા વડે પ્રાપ્ત કરવા જેને અતિશય ઇચ્છે છે તે કર્મ. 'અગ્નિથી તે છોકરાને વારે છે,' એમાં વારવાની ક્રિયા છે અને એ ક્રિયા વડે પ્રાપ્ત કરવા અગ્નિ અને છોકરો બંને ઇષ્ટ છે. છોકરો અગ્નિ પાસે ન જાય તો સારૂં એવો અર્થ છે તેથી વારનારને આપ્ત પણ ઇષ્ટ છે, પરંતુ ઇષ્ટતમ–અતિશય ઇષ્ટ છોકરો છે, માટે

'છોકરાને' એ શબ્દને કર્મસંજ્ઞા લાગુ પડે છે. 'દૂધ સાથે ભાત જમે છે,' આમાં જમવાની ક્રિયા વડે કર્તાએ પ્રાપ્ત કરવાનું દૂધ અને ભાત બંને છે; પરંતુ ભાત ઇષ્ટતમ છે, દૂધ નથી; માટે 'ભાત' કર્મ છે. આ **ઇપ્સિત કર્મ** કહેવાય છે. 'ઇપ્સિત'=ક્રિયા વડે પ્રાપ્ત કરવા ઇષ્ટ.

**અનીપ્સિત કર્મ**—વળી કર્તા ક્રિયા વડે જેને પ્રાપ્ત કરવા ઇચ્છે નહિ તે અનિષ્ટ કારક પણ કર્મ છે. તે **અનીપ્સિત** કહેવાય છે. 'ગામ જતાં તૃણને અડકે છે,' 'ઓદન જમતાં વિષ ખાય છે,' આ વાક્યોમાં 'તૃણ' અને 'વિષ' એ અનીપ્સિત કર્મ છે. કર્તા પોતાની ક્રિયા વડે તૃણને કે વિષને પ્રાપ્ત કરવા ઇચ્છતો નથી. ગામ જતાં તૃણને સ્પર્શ થઈ જાય છે, તૃણને અડકવાની તેની ઇચ્છા નથી, પરંતુ ગામ જવાની ક્રિયા કરતાં પૃથ્વીને સ્પર્શ કરતાં તૃણ તે પર પડ્યું છે તેને સ્પર્શ થાય છે. 'તૃણ' એ **ઉદાસીન** કર્મ કહેવાય છે. એજ પ્રમાણે ઓદન જમવાને ઇચ્છે છે, પરંતુ તેમાં વિષ ભરેલું હોવાથી, 'વિષ' એ ભોજનક્રિયા વડે પ્રાપ્ત કરવાનું કર્તાનું ઇષ્ટજ નથી એટલુંજ નહિ, પરંતુ દ્વેષ્ય છે, તે પણ કર્મસંજ્ઞા પામે છે. આ **દ્વેષ્ય** કર્મ છે.

**ઇપ્સિત કર્મના પ્રકાર**—ઇપ્સિત કર્મના ત્રણ પ્રકાર છે:—૧. નિર્વર્ત્ય; ૨. વિકાર્ય; અને ૩. પ્રાપ્ય.

જે અવિદ્યમાન પદાર્થ કર્તાની ક્રિયાથી જન્મ પામે અથવા જે વિદ્યમાન પદાર્થ જન્મ વડે પ્રકાશ પામે તેને નિર્વર્ત્ય કર્મ કહે છે.*

તે સાદડી બનાવે છે.

તે પુત્ર પ્રસવે છે.

'સાદડી' અને 'પુત્ર' એ નિર્વર્ત્ય કર્મ છે.

---

* સત્કાર્યવાદી સાંખ્ય અને વેદાન્તીઓ અને અસત્કાર્યવાદી નૈયાયિકો અને માન્યો, બંનેને ઇષ્ટ થાય એવું લક્ષણ આપવા ભર્તૃહરિએ આમ બે પ્રકારે કહ્યું છે. ઉત્પત્તિપૂર્વે કાર્ય કારણસ્વરૂપે વિદ્યમાન છે એવું મત તે સત્કાર્યવાદ; અને ઉત્પત્તિપૂર્વે કાર્ય વિદ્યમાન નથી અને ઉત્પન્ન થાય છે ત્યારેજ વિદ્યમાન થાય છે એવું મત તે અસત્કાર્યવાદ.

विकार्य कर्मना बे प्रकार छे—એક પ્રકૃતિના વિનાશથી ઉત્પન્ન થાય તે અને બીજું પ્રકૃતિમા સહેજ ફેરફાર થઈ, અન્ય રૂપની ઉત્પત્તિ થવાથી થાય તે

'લાકડાને (લાકડાની) ભસ્મ કરે છે' એમા 'ભસ્મ' એ લાકડારૂપ પ્રકૃતિના ઉચ્છેદથી થયલુ કર્મ છે

'સોનાનુ કુંડળ બનાવે છે' એમા 'સોનુ' એ પ્રકૃતિમા ફેરફાર કરી અન્ય ગુણ લાવી 'કુંડળ' એવો વિકાર ઉત્પન્ન કરે છે માટે એ બીજા પ્રકારનું વિકાર્ય કર્મ છે

**પ્રાપ્ય કર્મ**—કર્તા પોતાની ક્રિયાથી જે કર્મ ઉત્પન્ન કરતો નથી કે જેમા વિકાર કરતો નથી, માત્ર પોતાની ક્રિયા વડે જેને પ્રાપ્ત કરવા ઇચ્છે છે તે પ્રાપ્ય કર્મ છે

'તે ઘડો જુએ છે, એમા 'ઘડો' એ પ્રાપ્ય કર્મ છે હરિ કહે છે કે જે કર્મમા ક્રિયાએ કરેલા ફેરફાર પ્રત્યક્ષ જણાતા નથી કે તેનુ અનુમાન થઈ શકતુ નથી તે પ્રાપ્ય કર્મ છે તે ઘડો બનાવે છે, એમા નિર્વર્ત્ય કર્મ 'ઘડા'મા કુંભારની ક્રિયાથી થયેલો ફેરફાર પ્રત્યક્ષ છે કેમકે ઘડો પોતાનું સ્વરૂપ પ્રાપ્ત કરે છે, એમ સ્વરૂપલાભ એ ક્રિયાએ કરેલો વિશેષ છે 'સુવર્ણનું કુંડળ બનાવે છે' એમા વિકાર્ય કર્મ કુંડળમા સોનીની ક્રિયાથી કંઈક ફેરફાર થયેલો અને સુવર્ણને બદલે અન્ય ગુણવાળી વસ્તુ બનેલી પ્રત્યક્ષ છે તે પુત્રસુખ અનુભવે છે એમા તેના મુખ ઉપર પ્રસાદના ચિહ્નથી સુખનુ અનુમાન થાય છે પ્રાપ્ય કર્મમા કર્તાએ કરેલી ક્રિયાનો વિશેષ પ્રત્યક્ષ કે અનુમાનથી ઉપલબ્ધ થતો નથી

આ પ્રમાણે નિર્વર્ત્ય, વિકાર્ય અને પ્રાપ્ય એ ત્રણ ઈપ્સિત કર્મના પેટા વિભાગ છે અનીપ્સિત કર્મના ઉદાસીન અને દ્વેષ્ય એવા બે પેટા ભાગ ઉપર દર્શાવ્યા છે

**પ્રધાનકર્મ, ગૌણકર્મ અકથિત કર્મ**—ધાતુ દ્વિકર્મક હોય ત્યારે એક કર્મ પ્રધાન ને બીજુ ગૌણ હોય છે 'શિષ્યને ધર્મ ઉપદેશે છે, 'છોકરાને માર્ગ પૂછે છે,' 'છોકરાને માર્ગ કહે છે,' એમા 'ઉપદેશે છે 'પૂછે છે,' અને 'કહે છે,' એ ક્રિયાપદ દ્વિકર્મક છે 'ધર્મ,' અને 'માર્ગ એ પ્રધાન કર્મ અને 'શિષ્યને' અને 'છોકરાને' એ ગૌણ કર્મ છે

ગૌણ કર્મને સંસ્કૃતમા અકથિત કર્મ પણ કહે છે કારણ કે ઇચ્છા હોય તો એ કર્મને અન્ય કારકથી પણ દર્શાવી શકાય 'છોકરાને' 'શિષ્યને' અને

સ્થાને સંસ્કૃતમાં ચતુર્થી પણ વાપરી શકાય છે. દ્વિતીયા વપરાય છે ત્યારે એ કર્મ અન્ય કારકથી કહેવાયલું ન હોવાથી અકથિત કર્મ કહેવાય.

**અભિહિત કર્મ—**

દેવદત્ત વડે **સાદડી** બનાવાય છે.

દેવદત્તે **સાદડી** બનાવી.

આ વાક્યોમાં 'બનાવાય છે' અને 'બનાવી' એ રૂપોથી કર્મનું અભિધાન થાય છે. ક્રિયાપદ વડે અભિહિત–કહેવાયલું હોવાથી આ કર્મ **અભિહિત** કર્મ કહેવાય છે.

**અનભિહિત કર્મ—**

દેવદત્ત **સાદડી** બનાવે છે.

આ વાક્યમાં 'બનાવે છે' ક્રિયાપદ કર્મનું અભિધાન કરતું નથી, માટે 'સાદડી' એ **અનભિહિત** કર્મ છે. એજ પ્રમાણે 'તે લાકડાનું **ભસ્મ** કરે છે,' 'તે ઘડો જુએ છે,' જેવે સ્થળે 'ભસ્મ,' અને 'ઘડો' એ અનભિહિત કર્મ છે.

**કરણ**—ક્રિયા કરવામાં જે ઘણું ઉપકારક છે, જેના વ્યાપાર પછી લાગલી તરતજ ક્રિયાની નિષ્પત્તિ વિવક્ષિત છે એવું ઉપકારક છે, તે કરણ કહેવાય છે. વ્યાકરણમાં વિવક્ષાનું બળ ઘણું છે તેથી અધિકરણની પણ ક્વચિત્ કરણ તરીકે વિવક્ષા થાય છે અને 'તપેલી' રાંધવાની ક્રિયાનું અધિકરણ છે તેને કરણ તરીકે કહેવાની ઇચ્છાથી '**તે તપેલીએ રાંધે છે**' એમ પ્રયોગ કરીએ છીએ.

ભર્તૃહરિ કહે છે કે જેના વ્યાપાર પછી લાગલી તરતજ ક્રિયાસિદ્ધિની વિવક્ષા થાય છે તેને તે ક્રિયામાં કરણ સમજવું. ખરું જોતાં, અમુકજ કરણ એમ નિર્દેશ કરી શકાતો નથી; કેમકે વસ્તુ વ્યવસ્થિત નથી—આજ કરણ, આજ કર્તા, આજ અધિકરણ, એમ વ્યવસ્થા કરી શકાતી નથી. .અધિકરણની કરણ તરીકે પણ વિવક્ષા થઈ શકે છે.*

* સંસ્કૃતમાં કર્તા તરીકે પણ વિવક્ષા થઈ શકે છે. 'તપેલી રાંધે છે' એમ સંસ્કૃતમાં કહી શકાય છે.

કરણના પ્રકાર—વરરુચિ બે પ્રકારનું કરણ દર્શાવે છે—બાહ્ય અને આભ્યંતર શરીરના અવયવથી જે ભિન્ન તે બાહ્ય અને શરીરના અવયવમાં જે આશ્રિત છે તે આભ્યન્તર કરણ કહેવાય છે

દાતરડે મનુષ્ય ડાંગર કાપે છે } બાહ્ય કરણ
દેવદત્ત ફરસીએ ઝાડ કાપે છે }
મને દેવદત્ત પાટલિપુત્ર જાય છે } આભ્યંતર
નેત્રે પુરુષ રૂપ ગ્રહણ કરે છે }

**સંપ્રદાન**—કર્મ વડે—કર્મરૂપ કરણ વડે કર્તા જેની સાથે સંબદ્ધ થાય કે જેને પ્રાપ્ત કરવા ઇચ્છે તે **સંપ્રદાન** કહેવાય છે

'તે ઉપાધ્યાયને ગાય આપે છે', એમાં દીયમાન જે ગાય તે વડે કર્તા ઉપાધ્યાયને પ્રાપ્ત કરવા ઇચ્છે છે, 'ગાય'કર્મરૂપ કરણથી ઉપાધ્યાયને પ્રાપ્ત કરે છે માટે 'ઉપાધ્યાય' સંપ્રદાન છે 'સંપ્રદાન' શબ્દ દા 'આપવું, ઉપરથી વ્યુત્પન્ન થયો છે, પરંતુ એમાં 'દાન'ને પ્રધાન અર્થમાંજ ગણવાનું નથી વાસ્તવિક દાન ન હોય, ગૌણ દાન હોય તોપણ સંપ્રદાન કહેવાય છે

**તે રજકને** ધોવા સારૂ વસ્ત્ર આપે છે
**તે વાતને** કાન દેવો નહિ

ઉપના વાક્યમાં 'રજક' અને 'વાત' સંપ્રદાન છે અહિં દાન વાચ્યાર્થમાં નથી, લક્ષ્યાર્થમાં છે

પ્રકાર—સંપ્રદાનના ત્રણ પ્રકાર છે —૧ અનિરાકર્તૃ ૨ પ્રેરક ૩ અનુમન્તૃ

તે સૂર્યને અર્ઘ્ય આપે છે આમાં સૂર્ય પૂજનની પ્રાર્થના કરતો નથી કે નિરાકરણ પણ કરતો નથી આ કારણથી સૂર્યને હરિએ અનિરાકર્તૃ (નિરાકરણ ન કરનાર) સંપ્રદાન કહ્યું છે

પુરુષોત્તમને પુષ્પ આપે છે આમાં મને ન આપ એમ પુરુષોત્તમ નિરાકરણ કરતા નથી તેથી 'પુરુષોત્તમ' એ અનિરાકર્તૃ સંપ્રદાન છે

તે વિપ્રને ગાય આપે છે આમાં 'મને ગાય આપ' એમ વિપ્રે પ્રેરણા કરી તેને આપે છે માટે વિપ્ર એ પ્રેરક સંપ્રદાન છે

તે ઉપાધ્યાયને ગાય આપે છે, આમાં ઉપાધ્યાય ગાય આપવાની

એને ઉપાત્તવિષય અપાદાન કહે છે એમા છૂટા પડવાની ક્રિયા અપાદાનનો વિષય છે તે મુખ્ય ક્રિયાએ ગ્રહણ કરેલી છે, મુખ્ય ક્રિયામા તેના અર્થનો સમાવેશ થાય છે પ્રકાશે છે એટલે 'નીકળીને પ્રકાશે છે'

૩ ત્રીજા પ્રકારમા વિશ્લેષક્રિયા—છૂટા પડવાની ક્રિયા—નિર્દિષ્ટ હતી નથી, અધ્યાહૃત હોય છે

આ કારણથી તે અપેક્ષિતક્રિય કહેવાય છે

તમે ક્યાથી ?=તમે ક્યાથી આવ્યા ?—એમા ક્રિયા અપેક્ષિત છે

અધિકરણ—કર્તૃદ્વારા કે કર્મદ્વારા તેમા રહેલી ક્રિયાનુ જે આધારભૂત કારક તે અધિકરણ કહેવાય છે

'તે સાદડી પર બેસે છે,' એમા બેસવાની ક્રિયાનો આધાર કર્તૃદ્વારા સાદડી છે 'સાદડી' સાથે કર્તાનો સબધ છે

'તે તપેલીમાં ચોખા રાધે છે,' 'એમા રાધે છે'મા રાધવાની ક્રિયાનો આધાર કર્મદ્વારા તપેલી છે તપેલી સાથે 'ચોખા' એ કર્મનો સબધ છે

આધાર પરપરિત—ક્રિયાના ને ફળના સાક્ષાત્ આશ્રય કર્તા ને કર્મ છે માટે સાક્ષાત્ નહિ, પણ કર્તૃદ્વારા કે કર્મદ્વારા, અર્થાત્, પરપરાએ જે આશ્રય છે તેને અધિકરણ કહ્યુ છે 'તે સાદડી પર બેસે છે,' એમા 'સાદડી કર્તાનો–બેસનારનો આધાર છે પરપરાથી કર્તૃદ્વારા 'સાદડી' બેસવાની ક્રિયાનો આધાર છે, તેથી તે અધિકરણ કહેવાય છે ટૂકામા, 'સાદડી એ કર્તાનો (બેસનારનો) આધાર છે અને કર્તા (બેસનાર) એ ક્રિયાનો આધાર છે (ક્રિયા કર્તામા રહેલી છે) માટે 'સાદડી એ ક્રિયાનો કર્તૃદ્વારા આધાર છે એજ પ્રમાણે 'તે તપેલીમા ચોખા રાધે છે,' એમા 'ચોખા એ રાધવાની ક્રિયાનું કર્મ છે 'તપેલી' એ કર્મનો (ચોખાનો) આધાર છે, અને કર્મ (ચોખા) એ ક્રિયાનો આધાર છે, ક્રિયાનુ રાધવાની ક્રિયાનું ફળ ચોખામા રહેલુ છે, રાધવાની ક્રિયા ચોખામાં થાય છે માટે તપેલી એ કર્મદ્વારા ક્રિયાનો આધાર છે

પ્રકાર—અધિકરણના બે પ્રકાર છે –

૧ પ્રધાન અને ૨ ગૌણ

'તલમાં તેલ,' 'દહિમાં ઘી,' એમા 'તલ' અને 'દહિં' પ્રધાન

અધિકરણ છે. એને **અભિવ્યાપક** અધિકરણ કહે છે; કેમકે બધા તલમાં તેલ વ્યાપેલું છે અને બધા દહિંમાં ઘી વ્યાપેલું છે.

ગૌણ અધિકરણના બે પ્રકાર છેઃ—૧. ઔપશ્લેષિક અને ૨. વૈષયિક.

'તે સાદડી પર બેસે છે,' એટલે તે સાદડીના એક ભાગ પર બેસે છે, તેના બેસવાથી બધી સાદડી રોકાતી નથી. 'ઉપશ્લેષ' એટલે થોડો પ્રદેશ રોકવો, થોડા અવયવ સાથે સંબંધ. એવા સંબંધવાળું તે **ઔપશ્લેષિક.**

'મોક્ષમાં તેની ઇચ્છા છે,' એટલે મોક્ષના વિષયમાં તેની ઇચ્છા છે. આ અધિકરણ **વૈષયિક** કહેવાય છે.

'ગંગામાં આહીરનું ઝુંપડું છે,' આમાં 'ગંગામાં' એટલે ગંગાની પાસે, ગંગાને કિનારે. 'ગંગા'ને **સામીપિક** (સમીપનું) અધિકરણ કહે છે. આ ચોથો પ્રકાર વરરુચિએ આપ્યો છે.

**વિભક્તિના અર્થ**–વિભક્તિના અર્થ નીચે પ્રમાણે છેઃ—

**પ્રથમા—**

**૧. પ્રાતિપદિકાર્થ—**

નામનું મૂળ સ્વરૂપ તે **પ્રાતિપદિક**, એનો અર્થ એટલે નામનો અર્થ. અર્થાત્, નામનો જે અર્થ તેજ અર્થ પ્રથમા વિભક્તિનો છે. સાર એ છે કે પ્રથમા વિભક્તિના પ્રત્યયથી નામના અર્થમાં કંઈ વધારો થતો નથી. મૂળ જે અર્થ હોય છે, તેજ અર્થ રહે છે. શબ્દનો નિર્દેશ કે ઉચ્ચાર કરવાથી જે અર્થ નીકળે છે તેજ અર્થ રહે છે. આથી પ્રથમા વિભક્તિ **નામાર્થે, નિર્દેશાર્થે,** કે **પ્રાતિપદિકાર્થે** વપરાઈ છે એમ કહેવાય છે.

અંગ્રેજીમાં Nominative caseમાં (નૉમિનેટિવ કેસમાં–પ્રથમા વિભક્તિમાં) 'Nominative' શબ્દનો અર્થ (Nomen–a name, લૅટિન 'નોમેન'=નામ, પરથી) નામ દેનારી વિભક્તિ થાય છે. આ પ્રમાણે અંગ્રેજી ભાષા તથા દેશી ભાષાઓ વચ્ચે સામ્ય છે.

પ્રથમા વિભક્તિવાળો નામ કર્તરિ પ્રયોગમા કર્તા હોય છે અને અભિહિત કર્તા હોય છે, માટે એને અભિહિત કર્તાના અર્થમા પ્રથમા છે એમ કહી શકાય

એ જ પ્રમાણે કર્મણિ પ્રયોગમા અભિહિત કર્મના અર્થમા પ્રથમા આવે છે અભિહિત કર્તાનો અર્થ અને અભિહિત કર્મનો અર્થ પ્રાતિપદિકાર્થજ છે કેમકે કર્તા ને કર્મનો અર્થ ક્રિયાપદે કહ્યો છે પ્રથમા તો માત્ર પ્રાતિપદિકાર્થમાજ છે ક્રિયાપદજ કર્તા ને કર્મના અર્થનુ અભિધાન કરે છે, એટલે ફરી એ અર્થ વિભક્તિના પ્રત્યય વડે મ્હેવાની જરૂર નથી એટલુજ નહિ, પણ મ્હીએ તો અયુક્ત જણાય, કારણ કે કહેવાયલા અર્થવાળા શબ્દોનો પુન પ્રયોગ યુક્ત નથી જે અર્થ મ્હેવાઈ ગયો છે તે ફરી કહેવાથી પુનરુક્તિ દોષ થાય આ કારણથી ભગવાન્ પાણિનિએ પ્રથમા વિભક્તિનો પ્રાતિપદિકાર્થ કહ્યો છે, કર્તાર્થે પ્રથમા મ્હી નથી, તે કેવુ શાસ્ત્રીય છે ને તેમા કેવી ખુબી સમાયલી છે! કર્તા અભિહિત છે માટે અભિહિત કર્તાના અર્થમા પ્રથમા વિભક્તિ છે એમ મ્હાએ તો તેમા દોષ નથી, પણ એનો અર્થ એજ થાય છે ક્રિયાપદે જેનો અર્થ મ્હ્યા છે એવા અભિહિત કર્તાના અર્થમા પ્રથમા વિભક્તિ છે બીજા શબ્દમા કહીએ તો કર્તાનો અર્થ ક્રિયાપદે મ્હ્યો છે અને પ્રથમા વિભક્તિ શબ્દના મૂળ અર્થમા કંઈ વધારો મ્હ્રતી નથી, માત્ર નામાર્થ કે પ્રાતિપદિકાર્થ એટલોજ એનો અર્થ છે

૨ **સંબોધનાર્થ**—સંબોધનના અર્થમા પ્રથમા વિભક્તિ વપરાય છે એક પ્રાચીન સસ્કૃત પદ્યમા નામનું એવુ લક્ષણ આપ્યુ છે કે જેમા ભિન્ન ભિન્ન અર્થમા આઠ વિભક્તિઓ પ્રયોજાય છે તેને વિદ્વાનો નામ મ્હે છે અને તે વચન અને લિંગના ભે. પ્રમાણે ભિન્ન હોય છે આ પ્રમાણે આઠ વિભક્તિ ગણેલી છે, પરન્તુ તે પાણિનિના મતથી વિરુદ્ધ છે સંબોધનાર્થે વાપરેલા શબ્દનો અન્ત્ય સ્વર પ્લુત છે એ લક્ષમા રાખવું

એ! ભાઈ! (બાઈરૂ) તું ક્યાં જાય છે?

### વિધેયવાચક ને પરિમાણવાચક પ્રથમા—

મુંબઈ એક મોટું બંદર છે.

ખરું જોતાં આ પ્રાતિપદિકાર્થેજ છે, પછી તે ઉદ્દેશ્ય તરીકે હોય કે વિધેય તરીકે હોય.

સાકર રૂપીઆની ચાર શેર મળે છે (ચાર શેર=ચાર શેર વજનવાળી; લક્ષ્યાર્થ).

### દ્વિતીયા—

૧. કર્મ–દ્વિતીયા વિભક્તિ કર્મના અર્થમાં વપરાય છે. એ વિભક્તિનો પ્રત્યય પ્રથમાની પેઠે કંઈ નથી અથવા 'ને' છે. 'છોકરો ચોપડી લખે છે,' એમાં 'ચોપડી' એ કર્માર્થે બીજી વિભક્તિ છે. 'છોકરાએ ચોપડી લખી,' એમા 'ચોપડી' કર્મ છે; પરંતુ કર્મનો અર્થ 'લખી' ક્રિયાપદથી ઉક્ત થયો છે. 'લખી' એ રૂપ કર્મણિ છે, માટે કર્મનો અર્થ કહેવડાવવા 'ચોપડી'ને દ્વિતીયા વિભક્તિમાં વાપરવો યુક્ત નથી; કેમકે તેમ કરવાથી પુનરુક્તિ થાય. આ કારણથી 'ચોપડી' એ નામાર્થે પ્રથમામાં છે. અભિહિત કર્માર્થે પ્રથમામાં છે એમ કહેવાની હરકત નથી. 'ચોપડી' એ કર્મ છે, છતાં કર્માર્થે ન કહેવો યુક્ત ન લાગતો હોય તો આજ માર્ગ ખુલ્લો છે. અભિહિત કર્માર્થે પ્રથમામાં છે એમ કહેવું.

'છોકરાએ ચોપડી લખી' એનું સંસ્કૃત 'બાલેન ગ્રન્થઃ લિખિતઃ' થાય છે. આમાં ગ્રન્થઃ એ પ્રથમા છે. તેજ પ્રમાણે 'છોકરાએ ચોપડી લખી' એમાં પણ 'ચોપડી' એ પ્રથમામાં છે. ગુજરાતીમા ભૂતકાળ એ સંસ્કૃત ભૂત કૃદન્તનું રૂપ છે. લિખિતઃ–લિખિઓ–લિહિઓ–લખ્યો. ગુજરાતીમાં ઇનો અ ઘણા શબ્દોમાં થાય છે—મિલ–મળવું; વિશ–વસવું; મિશ્ર–મસ; કઠિન–કઠણ, સ્મરણ–સિમિણ–સમણ, વગેરેમાંની પેઠે લિખ્યોમાંના ઇનો અ થઈ 'લખ્યો' રૂપ થયું છે.

**અનભિહિત કર્મ**—કર્મના અર્થમા, એટલે અનભિહિત કર્મના અર્થમા દ્વિતીયા વપરાય છે પણ જ્યારે ક્રિયાપદથી કર્મનુ અભિધાન થયુ હોય છે, અર્થાત્, કર્મણિ પ્રયોગ હોય છે ત્યારે તે અભિહિત કર્મ પ્રથમામાજ આવે છે અને ત્યા પ્રાતપદિકાર્થ પ્રથમા થાય છે

**સંસ્કૃત રચના ને ગુજરાતી રચના**—સસ્કૃતમા તો અભિહિતકર્મ સવત્ર પ્રથમામાજ આવે છે અપભ્રશમા પણ એમજ છે જૂની ગુજરાતીમા ભૂત કૃદન્તના પ્રયોગમા કેટલેક સ્થળે એવી રચના જોવામા આવે છે

दहमुहु (चउमुहु छमुहु झाइवि एक्कहिं लाइवि णावइ) दइवें घडिअउ-दशमुख [चतुर्मुख षण्मुख ध्यात्वा एकस्मिन् लगित्वा=ચતુર્મુખને, ષણ્મુખને ધ્યાનમા રાખીને, એકમા લાવીને જાણે ] दैवेन घटित —દશમુખ દૈવે ઘડ્યા હાલ આપણે 'દશમુખને દૈવે ઘડ્યો' એમ કહીએ છીએ અભિહિત કર્મ 'દશમુખ' હાલ દ્વિતીયામા વપરાય છે એજ પ્રમાણે मइ तुहु वारिया—मया त्व वारित—'મેં તુ વાર્યો'—હાલ 'મેં તને વાર્યો'

તિણિ અવગણિઉ **માધવ બ્રમ્હ** ⁂

કાન્હ૦ ૧ ૧૩

પહિલુ રાઇ હૂ અવગણિઉ, માહરુ **બંધવ કેમ્હવ** હણિઉ

કાન્હ૦ ૧ ૨૫

દીઠુ નહિ તેણિ વ્યાધિ હૂ દૈવિ જાણિ રાખ્યુ,

ભાલણ–કાદમ્બરી, ક૩૦૫

તેણિ હૂ દીઠુ નહિ=તેણે હું દીઠુ નહિ=તેણે મને દીઠો નહિ

સ્વામિ, મુજ્તર તો આપ્યુ, ગરુડે હુ **માર્યો** ઘણુ

સુધન્વા–આખ્યાન, ક૨૦૨૬૩

એજ પ્રમાણે 'મેં **તેને** બોલાવ્યો,' 'તેણે **તેને** માર્યો,' વગેરેમાં અભિહિત કર્મ હાલ ગુજરાતીમાં દ્વિતીયામાં વપરાય છે.

બીજી કર્મણિ રચના 'આય'–'આ' પ્રત્યયથી થાય છે તેમાં પણ અભિહિત કર્મ પ્રથમામાં આવે છે.

મારાથી **ચોપડી** લખાઈ. (પ્રથમા)

દ્વિકર્મકનું કર્મ–દ્વિકર્મક ક્રિયાપદને યોગે પ્રધાન કર્મ અને ગૌણ કર્મના અર્થમાં દ્વિતીયા વપરાય છે.

મેં **તેને** પ્રશ્ન પૂછ્યો. ('તેને' ગૌણ; 'પ્રશ્ન' પ્રધાન)

સંજ્ઞાવિચાર–કેટલાંક વ્યાકરણમાં નવીન શબ્દો ઘડી ગૌણ કર્મને અનુપસ્થ અને પ્રધાનને ઉપસ્થ કહ્યાં છે. પરંતુ એ યુક્ત નથી. પ્રાચીન પારિભાષિક શબ્દો રૂઢ થયા હોય તેને બદલે બીજા વાપરવા એ વૃથા પરિશ્રમ છે. પ્રાચીન શબ્દ ઘણુંખરા અન્વર્થ અને સમીચીન હોય છે; માટે તેજ કાયમ રાખવા યુક્ત છે. ઉપસ્થ અને અનુપસ્થ એ સંજ્ઞા દૂષિત છે. સ્થિતિપરત્વે એ સંજ્ઞા પાડી છે; 'પ્રધાન' ને 'ગૌણ'ની પેઠે એ સંજ્ઞા અર્થપરત્વે નથી. પરંતુ સ્થિતિમાં ફેરફાર અર્થને લઈને થાય છે; જેમકે, સાધારણ રીતે 'મેં તેને ચોપડી આપી' એવા વાક્યમાં 'ચોપડી' ઉપસ્થ છે તે ક્રિયાપદની પાસે છે; પરંતુ કેટલીક વખત આપણે 'મેં ચોપડી **તમને** આપી છે, **તેને** નહિ' એમ અર્થને લઈને કહીએ છીએ, ત્યારે ગૌણ કર્મ ક્રિયાપદની પાસે આવી ઉપસ્થ સંજ્ઞા પામવાનો પ્રસંગ આવે છે. આ પ્રમાણે એ સંજ્ઞામાં દોષ છે. 'પ્રધાન' ને 'ગૌણ' એ પ્રાચીન સંજ્ઞા અર્થનિબંધન છે—અર્થને આધારે છે, માટે અનવદ્ય—દોષરહિત છે.

'મેં તેને પ્રશ્ન પૂછ્યો' એમાં પ્રધાન કર્મનો અર્થ ક્રિયાપદથી અભિહિત છે ('મેં તેને વાત પૂછી–કારણ પૂછ્યું'), માટે પ્રધાન કર્મ પ્રથમામાં આવે છે. ગૌણ કર્મનો અર્થ ક્રિયાપદથી અભિહિત નથી, માટે તે અનભિહિત કર્મના અર્થમાં દ્વિતીયામાં આવે છે.

'મારાથી તેને કારણ પુછાયું નહિ, ઠપકો દેવાયો નહિ, માર

મરાયો નહિ, શિક્ષા કરાઈ નહિ,' વગેરેમાં પ્રધાન કર્મ અભિહિત હોવાથી પ્રથમામાં છે અને ગૌણ કર્મ અનભિહિત હોવાથી દ્વિતીયામાં છે

**અત્યન્તસંયોગ**—કાળ અને સ્થળની મર્યાદાનો અર્થ બતાવનારા શબ્દ સંસ્કૃતમાં દ્વિતીયામાં આવે છે અંગ્રેજી ભાષામાં પણ એવા શબ્દને દ્વિતીયા વિભક્તિમાંજ ગણ્યા છે અને તે દ્વિતીયાને કાલવાચક દ્વિતીયા, મર્યાદાવાચક દ્વિતીયા, કે સ્થલવાચક દ્વિતીયા કહી છે ગુજરાતી ભાષામાં ઘણે સ્થળે મર્યાદાવાચક અવ્યય 'સુધી' વપરાય છે, પણ કેટલેક સ્થળે નથી વપરાતો

તે ચાર **દહાડા** માંદો રહ્યો
તેણે રસ્તામાં ચાર **માઈલ** બોલબોલ કર્યા કીધું
હું બે ગાઉ ચાલ્યો
તે એક **કલાક** ઊભો રહ્યો
ઓરડો ૧૫ **ફુટ** લાંબો છે
નદી એક **યોજન** વાંકી છે

આ બધા અત્યન્તસંયોગના (કાળ, સ્થળ, માપ, વગેરે સાથે નિકટ સંબંધના) દાખલા છે

'તે એક કોશ વેદ ભણતો ચાલ્યો' આમાં 'વેદ' એ 'ભણતો'નું **અંતરંગ** કર્મ છે અને 'કોશ' એ બહિરંગ કર્મ છે ક્રિયામાત્ર કાળ અને સ્થળમાં થાય છે માટે કાળને અને સ્થળને ક્રિયાના પરિચ્છેદક માન્યા છે વેદ ભણવાનું કામ કોશ ચાલતા થાય છે માટે 'કોશ' એ અંતરંગ કર્મનો 'વેદ'નો આશ્રય છે એમ સમજવાનું છે અને તેથીજ એને બહિરંગ કર્મ કહે છે

૩ **ગત્યર્થકને યોગે**—ગત્યર્થક ક્રિયાપદને યોગે જે સ્થળ તરફ ગતિ હોય તે સ્થળવાચક પદ દ્વિતીયામાં આવે છે આ રચના સંસ્કૃત અને અંગ્રેજીમાં મળતી છે

છોકરો **ગામ** જાય છે

**તૃતીયા**—

૧ **કર્તા ને કરણ**—કર્તા ને કરણ એ તૃતીયાના મુખ્ય અર્થ છે

તેણે શત્રુને બાણે હણ્યો. (કર્તા, કરણ)

૨. રીતિવાચક તૃતીયા—

તેણે બહુ પ્રેમે મારી આગતાસ્વાગતા કરી.

તે નિયમે ઘરખર્ચ ચલાવે છે.

આ કરણવાચકજ તૃતીયા છે. કરણમાં એ અર્થ સમાયલો છે. સ્પષ્ટતાની ખાતર જુદી ગણના કરી છે.

૩. વિકારિ અંગવાચક—

વિકારિ અંગવાચક શબ્દ તૃતીયામાં આવે છે.

આંખે કાણો; કાને બહેરો; પગે લંગડો.

૪. ગમ્યમાન ક્રિયાના કરણાર્થે—

ગમ્યમાન ક્રિયાના કરણવાચક શબ્દ તૃતીયામાં આવે છે.

નામે નરસિંહ, ગોત્રે કાશ્યપ, સ્વભાવે ઉગ્ર ('જણાય છે,' 'સમજાય છે.' ક્રિયા ગમ્યમાન છે, તેનાં એ કરણ છે.)

૫. હેતુવાચક—

તે દુઃખે રિબાય છે; ટાઢે મરી જાય છે; તાપે તપી જાય છે.

૬. ફલવાચક—

તે મહીને પોતાને ગામ પહોંચે છે.

તેનું કાર્ય ઘણે વર્ષે સફળ થયું.

ઘણે માસે પણ તેની મતલબ સધાઈ નહિ.

૭. 'સહ' (સાથે) ના અર્થને યોગે અને પરિસ્થિતિના અર્થમાં—

તે શીંકે ચોહરે પાછો ગયો.

દુઃખને લીધે આંસુભીની આંખે વહાણું વાય છે.

ચન્દ્રલેખાઇ ચકિત થઈ સુંદરી, કાં પડિ આખડી આજ?
ગિહિલી કુણિ કરી?

ભાલણ–કાદમ્બરી, કડ૦૧૦

આમાં 'ચન્દ્રલેખાઇ' એ તૃતીયા 'ચન્દ્રલેખાની સાથે' એવા અર્થમાં છે સંસ્કૃતની પેઠે 'સહ' (સાથે) શબ્દના અર્થમાં 'સહ' (સાથે) શબ્દ વગર તૃતીયા પ્રયોજાઈ છે.

**ચતુર્થી**—

**૧ સંપ્રદાનના અર્થમાં**—

તેણે **બ્રાહ્મણને** ગાય આપી.
મેં **મિત્રને** પત્ર લખ્યો, મોકલ્યો.
તેણે **ધોબીને** કપડાં આપ્યાં.

**૨ રુચ્યર્થ ધાતુને યોગે**—'ગમવું,' 'રુચવું,' 'ફાવવું,' વગેરેને યોગે ચતુર્થી વપરાય છે.

**મને** તે ફળ રુચતું નથી—ગમતું નથી—ફાવતું નથી—અનુકૂળ પડતું નથી—માફક નથી—ઠીક લાગતું નથી

**૩ 'દેવાદાર હોવું' એવા અર્થના ક્રિયાપદને યોગે**—

હરિ **ભક્તને** દેવાદાર છે

પરંતુ ષષ્ઠી વધારે પ્રચલિત છે

હરિ **ભક્તનો** દેવાદાર છે—દેવાદાર—કરજદાર—ઋણી છે.
**તેને** છોકરાં નથી,
શહેરને ફરતો કિલ્લો છે,—

આવે સ્થળે સંબંધના અર્થમાં ષષ્ઠી છે. વ્યુત્પત્તિ પ્રમાણે 'ને' એ ષષ્ઠી પર સપ્તમીના પ્રત્યયથી થયો છે.

સર્વને વશ–ઉચિત—આનાં વિશેષણને યોગે ચતુર્થી મરાઠીમાં પણ વપરાય છે.

हा तुमचा मुलीला योग्य वर आहे.

**૪. તાદર્થ્યે**—

તે **રમવાને** તૈયાર થાય છે
તે હવા ખાવા મહાબળેશ્વર જાય છે

૫. પ્રમાણવાચક—

ચાર જેમ આઠને છે, તેમ આઠ સોળને છે.

૩.ની પેઠે આ પ્રયોગ પણ વાસ્તવિક રીતે ષષ્ઠીનો છે, સંબંધવાચક છે.

૬. કર્તાના અર્થમાં—

**મારે** આજ ગામ જવું છે.

**તેને** કાલ મુંબાઈ જવું છે.

મરાઠીમાં પણ કર્તા કેટલેક સ્થળે-पाहिजेને યોગે ને અન્યત્ર—ચતુર્થીમાં આવે છે:—

तुला अवश्य गेलें पाहिजे.

'पाणीला न वर्णवे बहुत हा चांगलें.' अनंतकवि

मला काम करवतें.

मला मुंबइस जावयाचें आहे.

**પંચમી—**

૧. અપાદાનના અર્થમાં—

તે **ગામથી** નીકળે છે; **બારીથી** પડે છે. (બારીએથી-વધારે પ્રત્યયો સાથે વાપરવાનો પ્રચાર)

પ્રત્યક્ષ છૂટા પડવાના અર્થમાંજ અપાદાન હોય છે એમ નહિ. બુદ્ધિથી પાસે જઈ ત્યાંથી પાછા ફરવું એવો અર્થ જે ક્રિયાઓમાં રહ્યો હોય તેને યોગે પણ અવધિભૂત પદ અપાદાનજ છે. ભાષ્યકારે એ વાત ભાષ્યમાં બહુ સારી રીતે પ્રતિપાદન કરી છે.*

**અધર્મથી** કંટાળે છે. (અધર્મથી ઘણી હાનિ થશે એમ વિચારી તે રસ્તેથી પાછો ફરે છે.)

**એટલેથી** હું વિરમું છું.

—થી કંટાળવું, વિરમવું, બેદરકાર હોવું, બીવું, રક્ષવું, ચઢિયાતા થવું, ગ્લાનિ પામવી, અન્તર્ધાન થવું, વારવું, શીખવું, જન્મવું,

* [illegible]

થવું—એ ભાવે સ્થળે અપાદાનનોજ અર્થ છે बुद्धया सम्प्राप्य निवृत्ति—મન વડે પુરુષ ત્યાં જઈ નિવૃત્ત થાય છે

૨ **હેતુવાચક—**

**ગરમીથી** શરીર તપે છે (તૃતીયા પણ હેતુવાચક છે—ગરમીએ શરીર તપે છે)

૩ **અન્યાદિને યોગે**—અન્ય, ભિન્ન, એવા અર્થના શબ્દને યોગે પંચમી વપરાય છે

આ **તેથી** (તેનાથી) ભિન્ન—અન્ય—અનેરૂં—પૃથક્ છે

૪ **મર્યાદાવાચક—**

તે **મહીનાથી** માઝી પાસે આવ્યો નથી

૫ **કર્તા ને કરણના અર્થમાં**—તૃતીયાના મુખ્ય અર્થમાં પંચમી પણ વપરાય છે

**છોકરાથી** પાઠ વચાતો નથી

તે **ચપ્પુથી** શાક છીને છે

**ષષ્ઠી—**

**શેષાર્થે —**

કર્તૃ, કર્મ, આદિ કારકથી અને પ્રાતિપદિકથી અન્ય અર્થ તે શેષ

અહિં 'મહાભાષ્ય'માં એવો પ્રશ્ન ઉઠાવ્યો છે કે કર્તૃ આદિ ઉપર ગણાવ્યા છે તેથી ભિન્ન અર્થ છેજ નહિ 'રાજાનો પુરુષ' એનો અર્થ એવો છે કે
૨ 'રાજા જેને વૃત્તિદાન આપે છે તે પુરુષ' 'વૃક્ષની શાખા' એમાં પણ વૃક્ષ એ શાખાનું અધિકરણ છે ખરૂં જેના સ્વત્વ (સ્વામિત્વ) ચાર પ્રકારથી થાય છે—વેચાતુથી, અપહરણથી યાચનાથી ને વિનિમયથી એ બધે સ્થળે કર્માદિની ધારના કરી શકાય છે આ શંકાનો ઉત્તર સિદ્ધાન્તી એવો આપે છે કે એમ છે તો કર્માદિની અવિવક્ષા તે શેષ પણ વિદ્યમાન વસ્તુની અવિવક્ષા કેમ થાય? એનું સમાધાન કરે છે કે વિદ્યમાન પદાર્થની પણ અવિવક્ષા થાય છે તે આ પ્રમાણે—'અલોમિકા લોમ (રૂવાં) વગરની ઘેટી, 'અનુદરા કન્યા' આમાં લોમ

ને ઉદર પેજ નહિ એમ નથી. વિદ્યમાન છે તોપણ તેની અવિવક્ષા છે. એથી ઉલટું, ક્વચિત્ અવિદ્યમાનની પણ વિવક્ષા થાય છે-'સમુદ્ર કુંડિકા (નાની કુંડી જેવો) છે.' 'વિન્ધ્ય વર્ધિતક (નાની વધેલી ટેકરી) છે.'

**શેષનો અર્થ**–શેષનો અર્થ એટલે સંબંધનો અર્થ સમજવો. લોકમાં બહુ પ્રકારના સંબંધ છે; જેમકે,

1. સ્વસ્વામિભાવ (માલકીનો)—**છોકરાની ચોપડી;**
2. સેવ્યસેવકભાવ (શેઠચાકરનો)-**રાજાનો પ્રધાન;**
3. અવયવાવયવિભાવ (આખું ને તેના ભાગનો)–**ઝાડની ડાળી;**
4. આધારાધેયભાવ (પાત્ર ને તેમાં રહેલી વસ્તુનો)–**ગોળીનું પાણી;**
5. સામાનાધિકરણ્ય (એકતાનો)--**વડનું ઝાડ; તેનું તે; એનું એ;**
6. પ્રકૃતિવિકૃતિભાવ (પદાર્થ અને તેની બનેલી વસ્તુનો)—**સોનાનું સાંકળું;**
7. જન્યજનકભાવ (ઉત્પન્ન કરનાર ને ઉત્પન્ન થયેલી વસ્તુનો)–**સુરજનો તડકો;**
8. ગુણગુણિભાવ–ધર્મધર્મિભાવ (ગુણ ને તે જે દ્રવ્યમાં રહેલો હોય તે દ્રવ્યનો)–**સોનાની પિળાશ.**

૨. **કર્તરિ ષષ્ઠી**—કર્તાના અર્થમાં ષષ્ઠી વપરાય છે. સંસ્કૃતમાં એવો પ્રયોગ વિધ્યર્થ કૃદન્તને યોગે કે વર્તમાન કાળના અર્થમાં વપરાયલા કેટલાક ભૂત કૃદન્તને યોગે થાય છે. ગુજરાતીમાં પણ બહુધા એવો પ્રયોગ કૃદન્તને યોગે થાય છે.

**રાજાનો** માનીતો (રાજાએ માનેલો)
તેણે મહેતાજીના **હાથનો** માર ખાધો નથી. (હાથે મારેલો)

૩. **કર્મણિ ષષ્ઠી**—કર્મના અર્થમાં ષષ્ઠી વપરાય છે.
**શિષ્યની** શિક્ષા યોગ્ય હતી. (શિષ્યને કરેલી)

૪ નામયોગીને યોગે—

ઘરની પાછળ–ઉપર–પાસે, વગેરે

૫ વ્યાપક—ષષ્ઠી વ્યાપક છે, બહોળા અર્થમા વપરાય છે આથી તે અન્ય વિભક્તિઓના અર્થમા પણ વપરાય છે

વરસનો ગાડો (પંચમીનો અર્થ–મર્યાદા)

દિવસનો ઊંઘે છે રાતનો વાંચે છે (સપ્તમીનો)

મનનો નબળો, શરીરનો સબળો (તૃતીયા)

હાથનો છૂટો, જીવનો ઉદાર (ધર્મધર્મિભાવમા સમાવેશ થાય છે)

તે ઘણા દહાડાનો ભૂખ્યો છે' 'તે ક્યારનોએ ગયો છે.' 'ગઈ કાલનો માંદો પડ્યો છે'—આવે સ્થળે મરાઠીમા ચોથી ને ૭ વિભક્તિ આવે છે

मी दिवसाचा निजत नाहीं

तो रात्रीचा जागतो आणि दिवसाचा निजतो

સપ્તમી—

૧ અધિકરણ—

તે ઝાડે ચઢ્યો, તેને માથે ટોપી છે

૨ નિર્ધારણવાચક—એ નિર્ધારણસપ્તમી કહેવાય છે

બધા છોકરાઓમા તે હોશિયાર છે

૩ સતિસપ્તમી—

વખત જતાં તેનો શોક શમ્યો (જતે છતે) અહિં 'વખત' શબ્દ લુપ્તસપ્તમીક છે

અપભ્રંશમા સસ્કૃતના જેવીજ રચના છે

मूलि विणट्ठइ तुंबिणिहे अवसें सुक्कइं पण्णाइं। હેમ૦ ૮।૪।૪૨

(તુંબડીનુ મૂળ વિનષ્ટ થયે અવશ્ય પાંદડાં સુકાય છે)—

આમાં મૂલિ ને વિણટ્ઠઇ બને સપ્તમીમા છે સતિસપ્તમી છે

'મુગ્ધાવબોધ ઔક્તિક'માં પણ સંસ્કૃતના જેવી રચના છે.
મેઘિ વરસતઇ મોર નાચઇ. પૃ૦ ૧૩૮ જુઓ.

૪. કરણાર્થે

સો રૂપીઆમાં તેનો માસિક ખર્ચ નીભશે નહિ.

૫. નિપુણાદિને યોગે—

નિપુણ, પ્રવીણ, નિષ્ણાત, હોશિયાર, કાબેલ, જેવા અર્થના વિશેષણને યોગે સપ્તમી વપરાય છે.

તે ગણિતમાં હોશિયાર છે.

તે સર્વ શાસ્ત્રો ને કળામાં નિષ્ણાત-કુશળ છે.

---

## પ્રકરણ ૧૯મું
### સર્વનામઃ પ્રકારાદિ

અન્વર્થતા—'સર્વનામ' શબ્દને અંગ્રેજીમાં 'પ્રતિનામ' કહે છે. અંગ્રેજી શબ્દ કરતાં 'સર્વનામ' શબ્દ વધારે યુક્ત છે એમ વ્હિટ્નિ કહે છે.

ભાષ્યકારે સંજ્ઞા કેવી હોવી જોઈએ તે પ્રશ્ન અનેક સ્થળે ચર્ચ્યો છે અને કહ્યું છે કે સંજ્ઞા એવી હોવી જોઈએ કે તેનાથી કંઈ નાનું સ્વરૂપ થઈ શકે નહિ. અર્થાત્, સંજ્ઞાશબ્દ જેમ બને તેમ નાનામાં નાના હોવા જોઈએ; જેમકે સંસ્કૃત વ્યાકરણમાં ટિ, ઘિ, વગેરે સંજ્ઞા નાનામાં નાની છે. એમ છતાં પણ જ્યારે આચાર્ય પાણિનિ 'સર્વનામ' જેવી મોટી સંજ્ઞા પાડે છે ત્યારે તેનો કંઈ હેતુ હોવો જોઈએ. તે હેતુ એવો છે કે એ સંજ્ઞા અન્વર્થ છે.

* "Only one thing may be called the *Sun*; only certain objects are *white*; but there is nothing which may not be *I* and *you* and *it*, alternately as the point from which it is viewed.

સર્વનું નામ તે સર્વનામ માત્ર નામને ઠેકાણે વપરાઈ પ્રતિનામ થાય છે એટલુંજ નહિ, પરતુ એ સર્વનુ નામ છે માટે સર્વનામ છે સર્વ બોલનારા પોતાને માટે 'હું' વાપરે છે, સર્વ પાસેના પદાર્થને માટે આપણે 'આ' વાપરીએ છીએ, આમ 'હું' એ સર્વ બોલનારાનુ નામ છે, 'તે' એ સર્વ પરોક્ષ પદાર્થનુ નામ છે, 'આ', 'એ', એ સર્વ પ્રત્યક્ષ પદાર્થનુ નામ છે, 'કોણ' એ સર્વ અનિશ્ચિત, અજ્ઞાત પદાર્થનુ નામ છે માટે એ બધા શબ્દ સર્વનુ નામ હોવાને લીધે

---

In this universality of their application as dependent upon relative situation merely, and in the consequent capacity of each of them to designate any object which has its own specific names besides and so in a manner to stand for and represent that other name lies the essential character of the pronoun The Hindu title, *sarvanaman* name for every thing, 'universal designation' is therefore more directly and fundamentally characteristic than the one we give them *pronoun* 'standing for a name' Whitney quoted in Morris Historical Outlines of English Accidence pp 124 125

માત્ર એકજ પદાર્થ સૂર્ય કહી શકાય છે માત્ર અમુક પદાર્થોજ શ્વેત હોય છે પણ એવુ કંઈ નથી કે જે, જે દૃષ્ટિબિંદુએ જોઈએ તે દૃષ્ટિબિંદુથી અનુક્રમે હું તું અને તે હોઈ ન શકે

આ પ્રમાણે જુદા જુદા પદાર્થના સબધમા જુદી જુદી સ્થિતિને લીધે સર્વનામનો પ્રયોગ સર્વવ્યાપક છે અને પદાર્થનું ખાસ નામ હોય છે તે ઉપરાત તેને લાગુ પડે એવી દરેક સર્વનામમા શક્તિ છે તેમજ તે નામને બદલે જાણે તેના પ્રતિનિધિ તરીકે રહી શકે છે, તેમાજ સર્વનામનું ખાસ લક્ષણ સમાયલુ છે તેટલા માટે એવા શબ્દને આપણે પ્રોનાઉન પ્રતિનામ બદલે આવે તે, એવી સજ્ઞા આપીએ છીએ તેના કરતા હિંદુ લોકોની* સર્વનામ દરેક પદાર્થનુ નામ સર્વવ્યાપક સજ્ઞા એ સજ્ઞા વધારે સીધી રીતે અને એના મૂળને બરાબર લાગુ પડે એવી રીતે એનું લક્ષણ દર્શાવે છે મારિસવિરચિત 'અગ્રેજી ભાષાના પદ વિન્યાસની ઐતિહાસિક રૂપરેખા' મા વ્હિટનિના ક઼થન થી ઉતારો આપ્યો છે તે

'સર્વનામ' કહેવાય છે. આ પ્રમાણે 'સર્વનામ' શબ્દ 'પ્રતિનામ' શબ્દ કરતાં વધારે યુક્ત છે અને અન્વર્થ છે.

**પ્રકાર**—સર્વનામના પ્રકાર નીચે પ્રમાણે છેઃ—

૧. પુરુષવાચક; ૨. દર્શક; ૩. સાપેક્ષ; ૪. પ્રશ્નાર્થ; ૫. અનિશ્ચિત; ૬. સ્વાર્થ; ૭. અન્યોન્યવાચક.

**પુરુષવાચક**—પુરુષ ત્રણ છે—પહેલો, બીજો, ને ત્રીજો. સંસ્કૃત વ્યાકરણમાં એ પુરુષોને અનુક્રમે ઉત્તમ, મધ્યમ, અને પ્રથમ પુરુષ કહે છે. સંસ્કૃતમાં ત્રીજા પુરુષથી રૂપાખ્યાન આપવાનો પ્રચાર છે; તેમાં ત્રીજો, બીજો, ને પહેલો, એવો ક્રમ છે. આ કારણથી ત્રીજો પુરુષ પ્રથમ પુરુષ કહેવાય છે, બીજો મધ્યે હોવાથી મધ્યમ, અને પહેલો બોલનારને લગતો છેલ્લો હોવાથી ઉત્તમ કહેવાય છે.

'હું' એ પહેલો પુરુષ, 'તું' એ બીજો પુરુષ, અને 'તે' એ ત્રીજો પુરુષ છે. એ પુરુષોનાં રૂપ ત્રણે જાતિમાં સરખાં છે; વચન અને વિભક્તિના પરત્વેજ રૂપમાં ભેદ છે. હાલમાં 'તે'નું સ્ત્રીલિંગ 'તેણી' એવું રૂપ માત્ર પારસી લેખકોજ નહિ પણ હિંદુ લેખકો પણ વાપરતા થયા છે; પરંતુ એ રૂપ શિષ્ટ ગણી શકાય એમ નથી.
જૂની ગુજરાતીમાં 'તેણી,' 'જેણી,' એવાં સ્ત્રીલિંગનાં રૂપ જોવામાં આવે છે.

'તુને **તેણી** સ્ત્રીયે સંકેત કર્‌યું તે સઘલું વૃત્તાંત કહ્યું. પ્રધાન બોલ્યું રાજા સાંભલિ. **તેણી** સ્ત્રીયે સંકેત કર્‌યું તે હું તુજ નઇ કહું'.
વેતાલપંચવિંશી, પૃ. ૯૫

'તેણીયઇં' એ તૃતીયાનું રૂપ 'પંચાખ્યાન'માં છે એમ ડૉ. ટેસિટોરિ કહે છે.

'રાજકન્યા મઇં દીઠી જિસઇં। હઉં મોહિઉ **તેણીયઇં** તિસિઇં.'

'તેણી' એ રૂપ પ્રેમાનન્દમાં 'ચન્દ્રહાસ-આખ્યાન'માં છે.

'ધાસી નામે પ્રેમદા, તેણિએ પ્રસવ્યો બાળ.' કડ૨ ૨જું

પરંતુ હાલ એ રૂપ શિષ્ટ ગણાતું નથી.

'હું' અને 'તું'નાં રૂપાખ્યાન નીચે પ્રમાણે છેઃ—

| | હું એ. વ. | હું બ. વ. | તું એ. વ. | તું બ. વ. |
|---|---|---|---|---|
| ૧લી | હું | અમે–<br>અમો | તું | તમે–<br>તમો |
| ૨જી | મને–મુજને–<br>મજને–હુંને | અમને–<br>અમોને | તને–તુજને–<br>તજને–તુંને | તમને–<br>તમોને |
| ૩જી | મેં | અમે–<br>અમોએ | તેં | તમે–તમોએ |
| ૪થી | મને–મુજને–<br>મજને–હુંને | અમને–<br>અમોને | તને–તુજને–<br>તજને–તુંને | તમને–<br>તમોને |
| ૫મી | મારાથી–<br>મુજથી–મજથી–<br>હુંથી | અમારાથી–<br>અમોથી | તારાથી–<br>તુજથી–<br>તજથી–તુંથી | તમારાથી–<br>તમોથી |
| ૬ઠ્ઠી | મારો–રી–રૂં | અમારો–<br>રી–રૂં | તારો–રી–રૂં | તમારો–<br>રી–રૂં |
| ૭મી | મારામાં–મુજ–<br>માં–મજમાં–<br>હુંમાં | અમારામાં–<br>અમોમાં | તારામાં–<br>તુજમાં–તજ–<br>માં–તુંમાં | તમારામાં–<br>તમોમાં |

**પ્રયોગ**–મજને–મજથી–મજમાં; તજને–તજથી–તજમાં–આ રૂપો બહુજ ક્વચિત્ વપરાય છે. એ તેમજ મુજને–મુજથી–મુજમાં, તુજને–તુજથી–તુજમાં કવિતામાં વિશેષ વપરાય છે. હુંને–તુંને, હુંથી–તુંથી, હુંમાં–તુંમાં, એ રૂપો કાઠિયાવાડમાં ને ક્વચિત્ સુરતમાં વપરાય છે. અમોને–તમોને, અમોથી–તમોથી, અમોમાં–

રૂમોમાં—આ રૂપો માનવાચક છે, પણ ક્વચિત્ વપરાય છે. પારસીઓ એને બદલે અમુને-તમુને; અમુથી-તમુથી; અમુમાં-તમુમાં-એ રૂપો વાપરે છે.

**અમે**—ગ્રન્થકાર, વર્તમાનપત્રના અધિપતિ, અને મોટાં માણસો પોતાને માટે એકવચનના અર્થમાં એ રૂપ વાપરે છે.

વ્યુત્પત્તિ-અપભ્રંશમાં हउं અને तुहुं રૂપો પરથી ગુજરાતીમાં 'હું' અને 'તું' રૂપ આવ્યાં છે. અપભ્રંશ हउं સં. अहकम् પરથી થયું છે-अहकम्-अहदं-हउं.

'મુગ્ધાવબોધ'માં 'हउं' રૂપ જૂની ગુજરાતીનું જેવામાં આવે છે.

હિંદી ને પંજાબીમાં 'હું' ને ઠેકાણે मैं રૂપ છે અને મરાઠીમાં મી છે. એ રૂપો तृ. ए. व.ના मइं અપભ્રંશ રૂપ ઉપરથી આવ્યાં છે. બંગાળી રૂપ थामि છે. ક્વચિત્ આત્મ રૂપ તરીકે મુઇ વપરાય છે.

'અમે' ને 'તમે' રૂપો પ્રાકૃત अम्हे, અપભ્રંશ अम्हइं અને પ્રાકૃત तुम्हे, અપભ્રંશ तुम्हे, तुम्हइं પરથી આવ્યાં છે. अम्हे રૂપ સંસ્કૃત अस्मे (अस्म અંગ ઉપરથી) પરથી स् નો ह् થઈ આવ્યું છે. अस्मे રૂપ વૈદિક છે. तुम्हेમાંના तु-માંના उ નો ગુજરાતીમાં अ થયો છે.

'અમો,' 'તમો' એ રૂપમાં 'અમો' રૂપ પ્રાકૃત अम्हो પરથી આવ્યું છે. ડૉ. ટેસિટોરિ કહે છે કે 'પચાખ્યાન' માં એ રૂપ વપરાયું છે. 'અમો' ને સાદૃશ્યે 'તમો' થયું છે. પ્રાકૃતમાં तुम्हे છે, तुम्हो નથી.

ગુજરાતીમાં પ્રાકૃત इ ને उ નો 'અ' કરવા તરફ ઘણું વલણ છે; જેમકે,

સં. निरीक्षण=निरीक्खण-નિરખવું
परीक्षण=परीक्खण-પારખવું
पुनः=पुणो-પણ
मनुष्य-માણસ
मृत-મડદું

પ્રા. णवरि (અપ નિર)-નરે (નર્યો).

વિદેશીય શબ્દમાં પણ 'માલૂમ'નું 'માલમ' વગેરે.

બીમ્સ કહે છે કે "ગુજરાતીમાં 'અમે' રૂપ છે; પણ ગામડાંના લોકો 'હમે' વાપરે છે. એ 'હમે' રૂપ કંઈ 'અમે' કરતાં વધારે શુદ્ધ નથી."

'હમે' રૂપ હાલ તો ગુજરાતી ભાષામા જોડણીની અવ્યવસ્થા અરાજકતાને લીધે શિષ્ટ લેખક પણ વાપરે છે, પરતુ બીમ્સનું કહેવુ યુક્ત છે કે 'અમે' રૂપના કરતા 'હમે' રૂપમા વિશેષ શુદ્ધ નથી ઉપર દર્શાવ્યા પ્રમાણે अम्हे રૂપ પરથી એ રૂપ આવ્યુ છે અં હાલ 'અમે' રૂપના ઉચ્ચારમા હકાર એવી રીતે રહેલો છે કે તે 'અમે'થી તેમજ 'હમે'થી દર્શાવાતો નથી 'હમે' લખી 'હ્'ને લઘુપ્રયત્ન હકાર કહેવો ને 'અમે' વાપરી ખરો ઉચ્ચાર કરવો એ બેમા કં લાભકારક ભેદ નથી 'અમે' આમ નવુ ટપકાવાળુ રૂપ કદાચ ખરે ઉચ્ચાર દર્શાવી શકે, પરતુ એવા નવા રૂપ ભાષામા યોજવા ઇષ્ટ નથી એવા નવા રૂપ યોજીએ તો પહોળા ઉચ્ચાર તેમજ ચકાર વગેરે કેટલા વર્ણના બે ઉચ્ચાર કેટલાક પ્રાન્તમા થાય છે તેને માટે પણ નવાં ચિ યોજવાનો પ્રસગ આવે

मैं तें, मया–मइ (અપ), तया–तइ (અપ) પરથી આવ્યા છે

**સામાન્ય અંગ**—'હું' ને 'તુ'ના રૂપોમા સામાન્ય અગ 'મ' 'અમ' 'ત,' 'તમ' અને ષષ્ઠ્યત 'મારા મુજ અમારા,' 'તારા–તુજ,–તમારા છે અપભ્રંશના રૂપોમા પણ સામાન્ય અગ 'म–'त', 'अम्ह'–'तुम्ह' છે 'મુજ' તુજ' રૂપો અપભ્રંશ मज्झ (ष ए व)–तुज्झ (ष ए व) પરથી આવ્યા છે 'મુજને,' 'મુજથી, 'મુજનુ 'મુજમા 'તુજને,' 'તુજથી,' 'તુજનુ,' 'તુજમા ' મારામા,' 'તારામા વગેરે રૂપોમા ષષ્ઠ્યત અગને પ્રત્યયો લાગ્યા છે ષષ્ઠ્યન્ત અગ બને છે એ વાત અગાઉ કહી છે

મરાઠીમા પણ मज અને तुज સામાન્ય રૂપ તરીકે વપરાય છે જેમકે, मजशीं–तुपशीं (તૃ), मजला–तुजला (દ્વિ, ચ) मजहून–तुजहून (પ)

'મારા–અમારા, 'તારા–તમારા'–આ રૂપો ખરું જોતા 'મ–આમ, 'ત–તમ અગ ઉપરથીજ થયા છે એ અગને आर–(क ८।पाई) आर લાગી એ નવા અગ થયા છે

હિંદીમા मेरा–तेरा हमारा–तुम्हारा છે બગાળીમા 'મારા અને 'તારા'ને માટે मोर–तोर, आमार–तोमार છે અનુ વ –आमादेर–तोमादर છે સંસ્કૃત ઇ પ્રત્યયનો અપભ્રંશમા आर (आर) થાય છે જેમકે युष्मदीय —तुम्हार, अस्मदीय –अम्हार

अम्हारा, महारा, એ રૂપો અપભ્રંશમાં વપરાય છે; જેમકે,

मज्झ हुआ जु मारिआ वहिणी महारा कन्तु—ભલું થયું જે માર્યો-મરાયો બેન મારો કાન્ત-ભલું થયું જે, બેન, મારો કાન્ત મરાયો.

दिक्खि अम्हारा कन्तु—દેખ મારા કાન્તને.

કેર (સં. कार्य ઉપરથી), कार (સં. છે; कुम्भकार); कर (સં. છે; यशस्कर, મરાઠીમાં पुणेंकर-પુનાનો)—એ બધા ષષ્ઠ્યર્થે વપરાય છે.

**દર્શક સર્વનામ**—'આ', 'એ', 'તે', 'પેલું', 'ઓલ્યું' (કાઠિયાવાડી)—એ દર્શક સર્વનામ છે. 'આ', 'એ', 'પેલું'—એ પ્રત્યક્ષપદાર્થવાચક અને 'તે' એ પરોક્ષપદાર્થવાચક છે. પ્રત્યક્ષ પદાર્થ સમીપ હોય તો 'આ', સહજ દૂર હોય તો 'એ' અને દૂર હોય તો 'પેલું' વપરાય છે. 'આ', 'એ', ને 'તે' એ અવિકારક રૂપ છે અને 'પેલો-લી-લું', 'ઓલ્યો-લી-લ્યું,' એ વિકારક રૂપ છે. 'આ,' 'એ,' ને 'તે'-નાં રૂપ નીચે પ્રમાણે છે.

| | આ | | એ | |
|---|---|---|---|---|
| | એ. વ. | બ. વ. | એ. વ. | બ. વ. |
| ૧લી | આ | આ—આઓ | એ | એ—એઓ |
| ૨જી | આ-આને | આ—આઓને—આમને | એ-એને | એ—એઓને—એમને |
| ૩જી | આણે | આઓએ—આમણે | એણે | એઓએ—એમણે |
| ૪થી | આને | આઓને—આમને | એને | એઓને—એમને |
| ૫મી | આથી | આઓથી—આમનાથી | એથી | એઓથી—એઓનાથી—એમનાથી |

| | આ | | એ | |
|---|---|---|---|---|
| | એ વ | બ વ | એ વ | બ વ |
| ૬ઠ્ઠી | આનો-ની-નું | આઓનો-ની-નુ<br>આમનો-ની નુ | એનો-ની-નુ | એઓનો-ની નુ,<br>એમનો-ની-નું |
| ૭મી | આમા | આઓમા-<br>આમનામા | એમા | એઓમા-<br>એઓનામા-<br>એમનામા |

તે

| | એ વ | બ વ |
|---|---|---|
| ૧લી | તે | તે-તેઓ |
| ૨જી | તે-તેને | તે-તેઓને-તેમને |
| ૩જી | તેણે | તેમણે-તેઓએ |
| ૪થી | તેને | તેઓને-તેમને |
| ૫મી | તેથી-તેનાથી | તેઓથી-તેઓનાથી-તેમનાથી |
| ૬ઠ્ઠી | તેનો-ની-નુ | તેઓનો-ની-નુ તેમનો-ની-નુ |
| ૭મી | તેમા | તેઓમા-તેઓનામા-તેમનામા |

'આ,' 'એ' ને 'તે' ના રૂપોમા તેમજ સાપેક્ષ સર્વનામ 'જે'ના રૂપોમા ઘણી વાર એકવચનના રૂપો બહુવચનના અર્થમા વપરાય છે 'એઓ' 'આઓ,' 'તેઓ', એઓને-આઓને,' એમને-આમને,' 'તેઓને-તેમને' વગેરે બહુવચનના રૂપો બધુધા પ્રાણિવાચક નામને લાગુ પડે છે જેમ નામમા પણ પૂર્વાપરસબધથી બહુવચનનો અર્થ સમજાતો હોય તો બહુવચનનુ રૂપ વાપરવુ વિવક્ષાને અધીન છે, તેમજ ઉપના સર્વનામના રૂપમા પણ એકવચનનુ રૂપ બહુવચનના અર્થમા વપરાય છે ને એવે સ્થળે બહુવચનનું રૂપ વાપરવુ એ વિવક્ષાને અધીન છે એવે ઠેકાણે કેટલાક બહુવચનનુ રૂપ શિષ્ટ માનતા નથી

મેં કહેલાં પુસ્તક (કે પુસ્તકો) મુંબઈ જાઓ ત્યારે લેતા આવજો.
આ સંસ્કૃત પુસ્તકો છે, એને માટે મારે બહુ રખડવું પડ્યું.

વ્યુત્પત્તિ–इदम् (આ, એ)નું અપભ્રંશમાં પું. प्र. ए. व. आअ (आय) અને સ્ત્રી. प्र. ए. व. आआ (आया) થાય છે. आअे (आये) એ પું. प्र. ब. व. છે. आअ અને आआ એ અનુક્રમે પુંલિંગ અને સ્ત્રીલિંગનાં સામાન્ય અંગ છે.

એજ પ્રમાણે एतद्‌નું અપભ્રંશમાં પું. प्र. ए. व. एह (સં. एषः, प्रा. एस, अप. एह) અને સ્ત્રી. प्र. ए. व. પણ एह છે અને એજ સામાન્ય અંગ છે.

एह પરથી 'એ' અને आअ પરથી 'આ' આવ્યા છે.

ગુજરાતીની પેઠે અપભ્રંશની સાથે હિંદી વધારે મળતી છે, તેમાં 'એ' કે 'આ'ને માટે वह અને यह છે. બંગાળીમાં एई–इनि અને પંજાબીમાં इह છે.

અપભ્રંશમાં एइ ને ति એ एतद् ને तद्‌નાં प्र.નાં ब. व.નાં રૂપ છે.

एइ ति घोडा एह थलि एइ ति निसिअ खग्ग ।

(આ તે ઘોડા છે, આ સ્થલી છે, આ તે તીક્ષ્ણ ખડ્‌ગો છે)

સંસ્કૃતમાં इदम् ને एतद्‌માં इदम् કરતાં एतद् વધારે પાસેના પદાર્થ માટે વપરાય છે.* ગુજરાતીમાં एतद् પરથી આવેલા 'એ' કરતાં इदम् પરથી આવેલું 'આ' રૂપ સમીપતર પદાર્થને માટે વપરાય છે.

હિંદીમાં यह નિકટવર્તી પદાર્થ માટે અને वह દૂરવર્તી પદાર્થ માટે વપરાય છે. બંગાળીમાં इनि પાસેના પદાર્થ માટે અને उनि દૂરના પદાર્થને માટે વપરાય છે. મરાઠીમાં हा (એ) ને तो (તે) એ દર્શક સર્વનામ છે.

तद्‌નાં રૂપ અપભ્રંશમાં त ઉપરથી तद्व જેવાં થાય છે. सु–सो प्र. ए. व. પું. માં છે; નપું.માં અપભ્રંશમા जं, तं એ प्र. ए. व. તેમજ द्वि. ए. व. છે અને जे ને ते એ प्र. ને द्वि. નાં ब. व. છે.
મરાઠીમાં तो; હિંદીમાં सो; પંજાબી ને સિંધીમા પણ सो છે. બંગાળીમાં से છે; કચ્છીમાં પણ से છે.

---

* इदमस्तु सन्निकृष्टं समीपतरवर्ति चैतदो रूपम् ।
अदसस्तु विप्रकृष्टं तदिति परोक्षे विजानीयात् ॥

इदम् સંનિકૃષ્ટ–સમીપના પદાર્થ ને માટે, एतद् વધારે સમીપનાને માટે, अदस् દૂરનાને માટે અને तद् પરોક્ષને માટે વપરાય છે.

'તે,' 'જે,' 'સે' મા એકાર માગધીમાથી આવ્યો છે માગધીમા સ. પુરુષ-નુ પુલ્લિંગ થાય છે, એજ નમાણે નર–નરે, हस=हंस છે

सो એ तद्‌નું પુ પ્ર एव પ્રાકૃત રૂપ છે, सो=स (ग) અપભ્રંશમા जु–जो (यद्‌ના) ને सु–सो (तद्‌ના) રૂપ છે

જૂની ગુજરાતીમા जु (જે), सु (તે) રૂપો વપરાયા છે–

મુગ્ધાવબોધ૦–

જુ તરઇ સુ કર્તા, જુ દેખઇ સુ કર્તા, જુ કીજઇ તં કર્મ (ત–નપુંસકમા, અપભ્રંશની પેઠે નપુંસકમા જૂની ગુજરાતીમા ત રૂપ વપરાયુ છે)

એ ગ્રન્થ સુખિઇ પઢાયઈ,

એહ–નઉ (એનુ)

એહ–રહઇ

મરાઠીમા हा (हा પુ, ही સ્ત્રી, ने हे નપુ) ને तो (ता ती–त) એ દર્શક સર્વનામ છે, તેમા हा એ ગુજરાતી 'આ' ને 'એ ને મળતુ છે ને तो એ ગુજરાતી તે ને મળતુ છે तो એ ત્રીજા પુરુષનું સર્વનામ પણ છે અદસ્‌નુ પ્રાકૃતમા प्र एव अह થાય છે, તેમાથી हा આવું છે

બંગાળીમા ऐंह–इनि રૂપ છે, અને ઉત્કલીમા ए–एहि–इहा રૂપો છે, એ બધા અપભ્રંશ રૂપ प्र एव एह–एहो–एहु પરથી આવ્યા છે

દૂરનો પદાર્થ દર્શાવવા હિંદીમા वह उह, ओह, वुह શબ્દો છે, બંગાળીમા ओ–उनि છે ગુજરાતીમા એને મળતો શબ્દ 'એ' છે બીમ્સ તેમજ ડૉ ભાડારકર દૂરના દર્શક સર્વનામ તરીકે ગુજરાતીમા 'આ' આપે છે તે ખોટુ છે ગુજરાતીમા પ્રત્યક્ષ પદાર્થ દર્શાવવા માટે પાસેનાને સારુ 'આ ને દૂરનાને સારુ 'એ છે

જૂની ગુજરાતીમા 'મુગ્ધાવબોધ મા ઓલિઉ' ('ઓ યા' માટે) અને 'પઇલઉ (પેલા) માટે વપરાયા છે અપભ્રંશમા इयत्‌નું एवडु થાય છે, તે પરથી अवडु–अवलु–अउलु–ઓલુ–ઓલ્યુ ને अवलु–वउ–पउ–પેલુ એમ એ રૂપો આવ્યા છે, એમ ડા ઓઅર્સનનુ કહેવુ છે ડા ટેસિટોરિ पार ने अवार ઉપર इलउ (આ ઝનો પ્રત્યય) લગાડી એ રૂપો વ્યુત્પન્ન કરે છે पार પરથી અપ

પરિલ્લ-રાજસ્થાની-પરલઉ-પેલે, ને અવાર પરથી અપ.-અવરિલ્લઉ-ઓરિલ્લઉ રાજ. ઓરલઉ-ઓલિડ-ઓલ્યો. 'પાર'=સામો કિનારો; અવાર-પાસેનો કિનારો; 'ઓલ્યો' કરતાં 'પેલો' દૂરતાને લાગુ પડે છે.

**સાપેક્ષ સર્વનામ**–'જે' એ સાપેક્ષ સર્વનામ છે; કેમકે એ વાપર્યા પછી 'તે'ની અપેક્ષા રહે છેજ–'તે' વાપરવુંજ પડે છે. 'તે' એકલું વાપરી શકાય; એની પહેલાં 'જે' ન મૂકીએ તો એ ચાલે; પરંતુ 'જે'ની પછી તો 'તે' આવવુંજ જોઈએ.

'જે' ને 'તે' આ બે શબ્દો વચ્ચે સંબંધ હોવાથી અને સંબંધ દ્વિનિષ્ઠ છે–હમેશ બે કે વધારે પદાર્થમાં રહે છે–તેથી 'જે' ને 'તે' એ પરસ્પર **સંબંધી સર્વનામ** કહેવાય છે.

'જે'નાં રૂપ 'તે'નાં જેવાંજ થાય છે.

સંસ્કૃતમાં यद् એ સાપેક્ષ સર્વનામ છે. પ્રાકૃતમાં य् નો ज् થાય છે. પ્રાકૃતમાં પુંલિંગમાં પ્રથમાનું એકવચન जो ને પ્રથમાનું બહુવચન जे છે; અપભ્રંશમાં પુંલિંગમાં પ્રથમાનું એકવચન जो–जु ને બહુવચન जे છે. નપુંસકમાં પ્રાકૃત અને અપભ્રંશમાં પ્રથમા ને દ્વિતીયાનું એકવચન ज છે.

હિંદી, મરાઠી, પંજાબી, ને સિંધીમાં પ્રથમાનું એકવચન जो છે. ગુજરાતીની પેઠે હાલ્કી ને બંગાળીમાં જે–યિનિ છે.

જુ, જં રૂપો સું, તં ની પેઠે જૂની ગુજરાતીમાં વપરાયાં છે.

મુગ્ધાવબોધ૮–

ક્રિયા કરિવઇ જુ મુલિગઉ હુઉ સુ કર્તા (ક્રિયા કરવામાં જે મૂળનો–પ્રથમનો છે તે કર્તા).

જં પૂછઇ (જે પૂછે છે); જં પૂછઇ તં કર્મ; જીણં કરી કરઇ લિઇ દિઇ ઇત્યાદિ ક્રિયાઇ જિહાંઇ અનઇ જીણં કરી કર્તા ક્રિયા સાધઇ તં કરણ (જેણે કરી કરે છે, લે છે, દે છે, ઇત્યાદિ ક્રિયાએ જ્યાં અને

જેમ एत નું एह પણ છે ને તે જૂની ગુજરાતીમા વપરાયુ છે, તેમ 'જેહ' ને 'તેહ' રૂપો જૂની ગુજરાતીમા વપરાયા છે વ્યુત્પત્તિ પ્રમાણે એ હકાર નથી, 'યદ' ને અનુસારે થયલો જણાય છે जेह–तेह એ રૂપો यादृश–तादृश ને બદલે અપભ્રંશમાં છે

મુગ્ધાવબોધ૦—

જેહ—નઇં, કે જેહ—નઇ કારણિ (તૃ)
જેહ—તઉ—નું તઉ—થઉ—થકઉ (પ)
જેહ—નઉ—જેહ—રહઇ (ષ)
તેહ—નઇ યોગિ (તેને યોગે)

તેહ ત્રીજા અક્ષર પરઇ હકાર રહિં ત્રીજા—નઉ સગઉ ચઉથઉ હુઇ (તે ત્રીજા અક્ષર પર [પછી] હકારને બદલે ત્રીજાનો સગો-મળતો ચોથો થાય છે)

'જે' ને 'તે' હકાર વગર પણ જૂની ગુજરાતીમા વપરાયા છે

મુગ્ધાવબોધ૦—

જે કર્તા—નઉ અથવા કર્મ—નઉ આધાર હુઇ તે અધિકરણ (જે કર્તાનો અથવા કર્મનો આધાર થાય છે તે અધિકરણ છે)

**પ્રશ્નાર્થ સર્વનામ**—'કોણ' અને 'શું' એ પ્રશ્નાર્થક સર્વનામ છે 'કોણ' સામાન્ય રીતે પ્રાણીને માટે અને 'શું' વસ્તુને માટે વપરાય છે પરન્તુ કવિતામા 'કોણ' પદાર્થને માટે પણ વપરાયુ છે ('કોણ તેનુ ગામ' પ્રેમા૦, જુઓ મધ્ય૦ વ્યાક૦, પૃ૦ ૭૦)

'કોણ' ને 'શું'ના રૂપાખ્યાન નીચે પ્રમાણે છે 'કોણ'ના રૂપ બધી જાતિમા ને બને વચનમા સરખા છે

કોણ

| | | | |
|---|---|---|---|
| ૧લી | કોણ | ૫મી | કોણથી–કોનાથી–કેનાથી |
| ૨જી | કોને–કોણને–કેને | ૬ઠ્ઠી | કોનો–ની–નું; કોણનો–ની–નું; કેણનો–ની–નું |
| ૩જી | કોણે–કેણે | ૭મી | કોનામાં–કોણનામાં–કોણમાં– કેનામાં |
| ૪થી | કોને–કોણને– કેને | | |

'કોણને' વગેરે 'કોણ' અંગ પરથી થતાં રૂપ મુખ્યત્વે પારસીમાં પ્રચાર પામ્યાં છે. 'કેણને' ('કેને') વગેરે 'કેણ' અંગથી થયલાં રૂપ ઓછાં પ્રચલિત છે.

'કોનાથી,' 'કોનામાં,' વગેરેમાં પછી વિભક્તિના અંગ પર પ્રત્યય આવ્યા છે. ષષ્ઠી વિભક્તિ સામાન્ય અંગ તરીકે વપરાય છે એ અગાઉ દર્શાવ્યું છે.

[1] વ્યુત્પત્તિ-'કોણ' એ કઃ પુનઃ–કઉણ–કોણ, એમ વ્યુત્પન્ન થયું છે. અપભ્રંશમાં કવણ રૂપ છે. પ્રાચીન પાશ્ચાત્ય રાજસ્થાની, એ ગુજરાતી ને મારવાડી, બંનેનું મૂળ છે, તેમાં 'કવણ,' 'કઉણ,' 'કઇણ,' 'કુણ' ને 'કુણ' રૂપો છે.

'શું'–'શું' એ વિકારી છે–શો–શી–શું. 'શી' વિશેષણ તરીકેજ વપરાય છે; 'શો' ને 'શું' નામ તરીકે પણ વપરાય છે; જેમકે; શાને માટે? શાથી આમ બોલો છો?

| | શો પું. | | શું નપું. | |
|---|---|---|---|---|
| | એ. વ. | બ. વ. | એ. વ. | બ. વ. |
| ૧લી | શો | શા | શું | શાં |
| ૨જી | શો–શાને–શેને | શા–શાને–શેને | શું–શાને–શેને | શાં–શાંને |
| ૩જી | શાણે–શેણે | શાણે–શેણે | શાણે–શેણે | શાંણે |
| ૪થી | શાને–શેને | શાને–શેને | શાને–શેને | શાંને |

કિસું પૂછઇ ? (શું પૂછે છે ?), કિસું બોલતઉ ?

ગુરિ અર્થુ કહતઇ. કિસિઉ કહતઇ ? (ગુરુ અર્થ કહે છે. કેવો ?–શો કહે છે ?)

કિસિઇં તરઇ ? (કશા વડે–શા વડે તરે છે ?)

કિસ–નઇ કારણિ ધર્મુ હુઇ ? (શેને કારણે ધર્મ થાય છે ?) કિસઇ હુંતઇ ? (શું હતે ?.)

ભાલણે 'કોણ'ને અનિશ્ચિત સર્વનામ તરીકે વાપર્યું છે.

કુણિ ચમરી ભાર અહ્યા, ગજદંત અહ્યા કુણિ હાથિ–

કાદમ્બરી, કડ૦ ૪

પ્રેમાનન્દમાં પણ 'કોણ'ના અનિશ્ચિત સર્વનામ તરીકેના દાખલા મળે છે.

'ખાંડવું, દળવું, અને ધોવું, કોનાં વાસીદાં કરતી;
કોનાં પાત્ર પખાળે એઠાં કાહડે, કોનાં પાણી ભરતી.

ચંદ્ર૦–આખ્યાન, કડ૦ ૨જું

'પ્રભુની માયા મહાગંભીર, કોણે નવ દીઠું રુધીર.'

પ્રેમા૦–'વામનચરિત્ર', કડ૦ ૧૦મું

'કો કોણ પૃથ્વી પર થઈ ગયા, ને વળી થઈ જાશે;
રાજા રંક ને છત્રપતિ, કાળને વશ થાશે.'

વામ૦ ચરિ૦, કડ૦ ૧૨મું

**અનિશ્ચિત સર્વનામ**–જેમાંથી નિશ્ચિત અર્થ નીકળતા થી તેવાં સર્વનામ **અનિશ્ચિત** છે.

કોઈ, કંઈ, કોઇક, કંઇક, હર કોઈ, સર્વ, દરેક, હરેક, પ્રત્યેક, બધું, સઘળું, સહુ, સહુ કોઈ, બીજું, અન્ય, ઇતર, અમુક, ફલાણું, કેટલુંક.

કોઈ, કંઈ,-કોઇક, કંઇક-હિંદી ને પંજાબીમાં પણ એજ શબ્દ છે હિન્દીમાં કોઈ; મરાઠીમાં કોણ પું ને સ્રી. ને કાય નપું૦ છે. 'કોઈ'–કોપિ–કોવિ–ઈ 'કંઈ' કિમપિ પરથી આવ્યું છે.

'કોઈ' ને 'કંઈ' સાથે 'એક' ઉમેરાઈ 'કોઈ એક' 'કોઈક,' 'કંઈક' શબ્દ થયા છે. એ સંયુક્ત અનિશ્ચિત સર્વનામ છે.

'કોઈ' અને 'કંઈ' બંને અનિશ્ચિત અર્થ સૂચવે છે. 'કોઈ' ત્રણે જાતિમાં વપરાય છે, 'કંઈ' બહુધા નપુંસકમાંજ વપરાય છે, પરંતુ તેનો પણ પ્રયોગ ત્રણે જાતિમાં જોવામાં આવે છે, જેમકે,

તેને જોતાં કંઈક તિરસ્કાર ઉત્પન્ન થયો.

તેને માટે મને કંઈક અનુભવ છે.

કોઈ પુરુષ, કોઈ સ્ત્રી, કોઈ ગામ, કોઈ કાર્ય, કોઈ ચીજ, કંઇ કામસર મારે મુંબઈ જવુ છે.

અપભ્રંશમાં काइं અવ્યય તરીકે 'કેમ' ને 'શું'ના અર્થમાં વપરાયો છે—

एम्वइ सुरउ काइं' (एवं निरग्ग. कथम्=એમ ભિન્ન કેમ?)

कालक्खेवें काइं' (कालक्षेपेन किम्-કાલક્ષેપથી શું?)

काइं न दूरे देक्खइ? (किं न दूरे पश्यति-શું તે દૂર દેખતો નથી?)

'મુગ્ધાવબોધ૦'માં કિમપિને માટે કાંઈ આપ્યું છે.

ભાલણે 'કાદમ્બરી'મા વિશેષણ તરીકે પ્રશ્નના અર્થમાં 'કાંઈ' વાપર્યું છે.

બાહ્ય પરિજન ગંધાતિ કાંઈ કૃત્ય કહી છે?

કડ૦ ૧૭

काइं, कइं, कवणु, એ ત્રણ અપભ્રંશમાં કિમ્ નપુંસકના પ્રથમાનાં એકવચનને દ્વિતીયાના એકવચન છે વળી काइं એ કિમનું પુલિંગમાં અન્ય રૂપ છે અને પછી બધા રૂપ થાય છે.

હર કોઈ, હરેક, દરેક, પ્રત્યેક—'હર' અને 'દર' એ ફારસીમાં નામયોગી અવ્યય છે પ્રતિ સંસ્કૃતમાં ઉપસર્ગ છે. એ બધાં સાથે 'એક' મળીને એ શબ્દ થયા છે એમાં 'આ,' 'તે' જેવો નિશ્ચિત અર્થ નથી અનિશ્ચિતતા છે, માટે એ સંયુક્ત અનિશ્ચિત સર્વનામ છે.

સર્વ, સહુ (સૌ), બધું. સઘળું—'સર્વ' એ સંસ્કૃત શબ્દ છે. એનું અપભ્રંશમાં સાહુ-સબ્બુ થાય છે. 'સહુ' (સઉ-સૌ) રૂપ સાહુ પરથી આવ્યું છે. 'સઘળું' સકલમ્ (કલા અવયવ, ભાગ; ભાગ સાથે, બહુવ્રીહિ સમાસ છે) પરથી આવ્યું છે. 'બધું' વહુ ઉપરથી આવ્યું છે.

એ બધા શબ્દમાં પણ અનિશ્ચિતતાનો અર્થ છે.

અન્ય, બીજું ઇતર—આમાં 'અન્ય' ને 'ઇતર' સંસ્કૃત શબ્દો છે. 'બીજું' દ્વિતીય પરથી વઇજ્જ-વિઇજ્જ અપભ્રંશદ્વારા આવ્યું છે. અપભ્રંશમાં 'તઇજ્જી' શબ્દ 'ત્રીજી'ને માટે વપરાયો છે ('तणइं तइज्जी भङ्गि' હેમચન્દ્ર ૮।૪।૩૯=તૃણાના તૃતીયા ભઙ્ગિ:-તરણાંની ત્રીજી રીત છે); એટલે વઇજ્જ 'બીજા'ને માટે હોવું જોઈએ. 'બીજું' તે કયું તે નક્કી ન હોવાથી એમાં પણ અનિશ્ચિતતાનો અર્થ છે.

અમુક—સંસ્કૃત શબ્દ છે. 'મુગ્ધાવબોધ૦'માં 'અમુકઉ' રૂપ છે.

કેટલુંક—कति एक પરથી આવ્યું છે.

સ્વવાચક—'પોતે' એ સ્વવાચક સર્વનામ છે. એનાં રૂપાખ્યાન નીચે પ્રમાણે છેઃ—

| | | | |
|---|---|---|---|
| પ્ર. | પોતે | પં. | પોતાથી–પોતાનાથી |
| દ્વિ. | પોતાને | ષ. | પોતાનો–ની–નું |
| તૃ. | પોતે | સ. | પોતામાં–પોતાનામાં |
| ચ. | પોતાને | | |

આ શબ્દનાં રૂપ બંને વચનમાં ને ત્રણે જાતિમાં સરખાં, ઉપર પ્રમાણે છે.

વ્યુત્પત્તિ—સં. स्व.-स्वो-पो ને तस्नું तें થઈ स्वतः પરથી 'પોતે' થયું છે. ડૉ. ટેસિટોરિ 'પોતે'ને બેવડાયલા અંગ પરથી વ્યુત્પન્ન કરે છે. 'આપોઆપ'નું અપ૦માં अप्पहुअप्प છે, તેમાંનો આદિ સ્વર લોપાઈ, દ્વિતીય પ્પ નો ત થઈ 'પોતે' થયું છે એમ એમનો મત છે. પ્રથમ દર્શાવેલી વ્યુત્પત્તિ સરળ ને શુદ્ધતર છે.

અન્યોન્યવાચક—અન્યોન્ય, પરસ્પર, એક બીજું-જો એવાં સર્વનામ છે.

તેઓ અન્યોન્ય બહુ પ્રેમથી વર્તે છે.

**તેઓ પરસ્પર બહુ માનની લાગણી ધરાવે છે.**

**તેઓ એક બીજા સાથે છૂટથી વર્તે છે.**

અન્યોન્ય, પરસ્પર—આ બે શબ્દમા સમાસમા પૂર્વપદની પછી સ્ આવે છે અને તે સ્ નો વિસર્ગ થઈ 'અન્યોન્ય'મા વિસર્ગનો उ થઈ પૂર્વના अ સાથે મળીને ओ થયો છે, નિયમિત રૂપ अन्यान्य ને બદલે अन्योन्य થયુ છે 'પરસ્પર'મા સ્ નો વિસર્ગ થતો નથી, સ્નો સ્ જ કાયમ રહે છે નિયમિત રૂપ परपर ને બદલે परस्पर થયુ છે

**આદરવાચક**—'તમે'ને ઠેકાણે માનાર્થે 'આપ' વપરાય છે. 'આપોઆપ' એ સયુક્ત સર્વનામ છે

વ્યુત્પત્તિ—સ आत्मन्, प्रा अत्ता-अप्पा-અપ્પો, અપ अप्पु-अप्पउ-આપા-આપ-એમ એ શબ્દ વ્યુત્પન્ન થયો છે 'આપોઆપ'મા પહેલું રૂપ પચમીમા છે એક નામ પછી તેનું તેજ નામ આવે છે ને અવ્યયરૂપ શબ્દસમુદાય બને છે, ત્યારે પહેલુ નામ પચમીમા હોય છે ને તેને ओ પ્રત્યય હોય છે જૂની ગુજરાતીમા 'હાથોહાથઇ,' 'ખડોખડિ,' 'દિસોદિસિ,' વારોવાર,' 'માહોમાહઇ'-આવા રૂપ વપરાયા છે તેમા ओ પ્રત્યય પચમીના અપ० हुं-म्हु (શબ્દને અન્તે સ્વાર્થિક क પ્રત્યય લાગવાથી)-अहू-अऊ પરથી આવ્યો છે

**આપણે**—'આપણે' એટલે હું ને તું એનાં રૂપ નીચે પ્રમાણે છે —

| | | | |
|---|---|---|---|
| ૧લી | આપણે | ૫મી | આપણાથી |
| ૨જી | આપણને | ૬ટ્ઠી | આપણો-ણી-ણું |
| ૩જી | આપણે | ૭મી | આપણામાં |
| ૪થી | આપણને | | |

મૂળ શબ્દ 'આપણ' સમજવો કવિતામા એ રૂપ વપરાય છે

વ્યુત્પત્તિ—'આપણ' એ आत्मन्-आत्मा, પ્રા अप्पण-अप्पा ઉપરથી આવ્યુ છે

અપભ્રશમા એ શબ્દ સ્વાર્થવાચક તરીકેજ-'પોતે' એ અર્થમા-વપરાયો જણાય છે

करहु म अप्पहो घाउ। (कुरुत मा आत्मनो घातम्—આત્માનો-પોતાનો ઘાત મા કરો.)

दुग्गाणेँ पडिउ खलु अप्पणु जणु मारेइ।

(दुर्गमनेन पतितः खलः आत्मानं जनं मारयति।—દુર્ગમનથી-ઊંચે જવાથી પડેલો ખલ પોતાને ને જનને મારે છે)

जो गुण गोवइ अप्पणा। (यो गुणान् गोपयति आत्मनः—आत्मीयान्—જે પોતાના ગુણ છુપાવે છે.)

पिए दिट्ठे हल्लोहलेण को चेअइ अप्पाणु। (प्रिये दृष्टे हल्लोहलेन-व्याकुलत्वेन कः चेतयति आत्मानम्-પ્રિય જોવાયે છતે ગભરાટથી કોણ પોતાને જાણે છે? તલ્લીન થવાથી કોને ભાન રહે છે?)

फोडेन्ति जे हियडउ अप्पणउँ। (स्फोटयन्ति ये हृदयमात्मनः—જેઓ પોતાનું હૃદય ફોડે છે.)

આ પ્રમાણે અપ્પ નામ તરીકે તેમજ વિશેષણ તરીકે વપરાયું છે અને સ્વવાચક છે.

'મુગ્ધાવબોધ૦'માં સ્વાર્થવાચક તરીકેજ એ શબ્દ આપ્યો છે, આપણી ક્રિયા; આપણા કર્મ-નડે.

મરાઠીમાં आपण પુરુષવાચક સર્વનામ તરીકે વપરાય છે; જેમકે,

'आपण (आह्मीं) उद्या खेळावयास जाऊ.'

'आपण (तुह्मीं) मजवर कृपा करा.'

'तो आपणास (त्याच) आनंदी राखीत नाहीं.'

હિંદુસ્તાનીમાં નીચે પ્રમાણે ઉપયોગ છે.

जो कार्य करते हैं अपने उद्योगका फल पाते हैं।

આ પ્રમાણે હિંદુસ્તાનીમાં 'આપણે' 'પોતે'ના અર્થમાં વપરાય છે. વળી आत्मन्‌ના તદ્ભવ તરીકે પણ વપરાય છે:—

जो अपने मधुरोक्तियोंसे पिताको प्रसन्न करता है वह पुत्र है (પોતાના)।

हम लोग पवित्र आश्रमके दर्शनसे अपनेको पवित्र करें (આત્માને)।

## વિશેષણ પ્રકારાદિ

**લક્ષણ ને વિભાગ**—અગાઉ દર્શાવ્યું છે તેમ **વિશેષણ**, એ નામની અંદર વિશેષ મૂકનાર ઉપાધિનો–ગુણનો વાચક છે એ ઉપાધિ ગુણ હોય કે સખ્યા હોય સખ્યા એ પણ વસ્તુત ગણત્રીનો ગુણ જ છે આ પ્રમાણે વિશેષણના **ગુણવાચક** ને **સંખ્યાવાચક** એવા બે વિભાગ થાય છે કેટલાક વિશેષણ ક્રિયાવાચક હોય છે (બેસતું, ઊઠતું ગયુ, ગયનુ, થનારૂ) એ કૃદન્ત વિશેષણ છે એનું વિવેચન કૃદન્તમા આવશે વિશેષણ નામમા વિશેષ ધર્મ મૂકે છે, માટે જે નામમા વિશેષ મુકાયો હોય એવુ નામ **વિશેષ્ય** કહેવાય છે

**ગુણવાચક**–સુદર વિરૂપ, ખાટુ, મીઠુ, વગેરે

**સખ્યાવાચક**–બે, ચાર, ચોથુ, થોડુ ઘણું, વગેરે

સખ્યા નિશ્ચિત હોય કે અનિશ્ચિત હોય, એમ **નિશ્ચિતસખ્યાવાચક** અને **અનિશ્ચિતસંખ્યાવાચક** એવા બે પેટા ભાગ થાય છે

**નિશ્ચિતસંખ્યાવાચક**–બે, ચાર, દસ, અર્ધું દોઢુ પહેલુ, બીજુ

**અનિશ્ચિતસખ્યાવાચક**–થોડુ ઘણું ઓછુ, વત્તુ

વળી નિશ્ચિતસખ્યાવાચક વિશેષણ સખ્યાનો ક્રમ દર્શાવે કે સખ્યા પૂરી કરે–સખ્યાના પૂરક થાય આ પ્રમાણે **સંખ્યાક્રમવાચક** અને **સખ્યાપૂરક** એવા બે પ્રકારના બે વિભાગ થાય છે

**સખ્યાક્રમવાચક**–એક, બે, ત્રણ વગેરે

**સખ્યાપૂરક** પહેલુ, બીજુ ત્રીજુ વગેરે

વળી સંખ્યાવાચક વિશેષણ સંખ્યાનો અંશ કે આવૃત્તિ દર્શાવે, આથી **સંખ્યાંશવાચક** અને **સંખ્યાવૃત્તિવાચક**, એવા બે વિભાગ થાય છે.

**સંખ્યાંશવાચક**–અર્ધું, પોણું, સવા, દોઢ, અઢી–(ક્રમવાચક) સવાયું, દોઢું, અઢીમું (સંખ્યાંશપૂરક)

**સંખ્યાવૃત્તિવાચક**–એકવડું, બેવડું, બમણું, ત્રમણું, ત્રગણું, ચારગણું

કેટલાક સંખ્યાવાચક શબ્દમાં સમૂહનો અર્થ છે; તે નામ છે, વિશેષણ નથી. તેને **સંખ્યાસમૂહવાચક** નામ કહેવાં.

સંખ્યાસમૂહવાચક–બેલું, તરી, ચોક, પંચું, છક્કું, સત્તું, અઠ્ઠું, આઠું, નવું, દસકો, કુંડી, સેંકું, પંચક, સપ્તક, અષ્ટક, દશક.

**સ્વરૂપ પ્રમાણે વિભાગ**–સ્વરૂપ પ્રમાણે તમામ વિશેષણના બે પ્રકાર થાય છે. કેટલાંકમાં જાતિ કે વચનને લીધે રૂપમાં ફેરફાર થતો નથી ને કેટલાંકમાં થાય છે. ફેરફાર થાય છે તે **વિકારી** અને નથી થતો તે **અવિકારી** છે.

**વિકારી**–સારો–રી–રું; પહેલો–લી–લું; બીજો–જી–જું; અર્ધો–ર્ધી–ર્ધું; દોઢો–ઢી–ઢું; બેવડો–ડી–ડું; ત્રમણો–ણી–ણું; અઢીગણો–ણી–ણું; વગેરે.

**અવિકારી**–સુંદર, કોમળ, સુકુમાર, કઠણ, એક, બે, ત્રણ, વગેરે.

આ પ્રમાણે વિશેષણના પ્રકાર નીચે પ્રમાણે છે –




**પ્રયોગ તરીકે પ્રકાર**—દરેક પ્રકારના વિશેષણનો બે રીતે ઉપયોગ થઈ શકે છે આમ પ્રયોગપરત્વે વિશેષણના બે પ્રકાર છે – **અનુવાદ્ય** અને **વિધેય** કથિતનું પુનઃ કથન–કહેલી વસ્તુ ફરી કહેવી તે **અનુવાદ**; જે વિશેષણ અનુવાદ કરે છે તે **અનુવાદ્ય**, અને જેથી કશાનું વિધાન થાય છે તે **વિધેય** અનુવાદ્ય વિશેષણ નામની પૂર્વે આવે છે, વિધેય વિશેષણ વાક્યપૃથક્કરણમાં વિધેયનો અંશ થાય છે

આ **સુંદર** મહેલ મેં પૂર્વે જોયો નહોતો (અનુવાદ્ય)

આ મહેલ કેવો **સુંદર** છે! (વિધેય)

આમાં 'આ સુંદર મહેલ'માં 'સુંદર' અનુવાદ્ય છે એ જાણીતી વસ્તુ છે એમ વિવક્ષા છે 'મેં પૂર્વે જોયો નહોતો' એ એને વિષે વિધાન કર્યું છે, માટે વિધેય છે, 'સુંદર' એ 'આ સુંદર મહેલ' એટલા

અનુવાદ્યનો ઘટક અવયવ–અંશ હોવાથી અનુવાદ્ય વિશેષણ કહેવાય છે. એજ પ્રમાણે 'કેવો સુંદર છે' એ વિધેયનો 'સુંદર' અંશ (ઘટક અવયવ) છે, માટે એ વિધેય વિશેષણ છે.

**પૌર્વાપર્યનો નિયમ**—વ્યાકરણશાસ્ત્રનો એક નિયમ છે કે અનુવાદ્ય કહ્યા પહેલાં વિધેય કહેવો નહિ. એ નિયમનો ભંગ કરવાથી વિધેયનો વિમર્શ–સમ્યક્ વિચાર આવી શકતો નથી. આથી કાવ્યશાસ્ત્રમાં આ દોષને વિધેયાવિમર્શ દોષ કહ્યો છે.

'ધિક્કાર છે આજ કે મારે શત્રુ છે'–એમાં 'ધિક્કાર છે' એ વિધેય કોને માટે છે તેનો વિચાર અનુવાદ્ય વગર આવી શકતો નથી. 'આજ ધિક્કાર છે કે મારે શત્રુ છે,' એમ કહેવું યુક્ત છે. એમાં અનુવાદ્ય 'આજ' કહીને પછી તેનો વિધેય 'ધિક્કાર છે' કહ્યો છે. 'આજ' એટલે 'કે મારે શત્રુ છે,' એ વાત.

**અંગ્રેજી ને દેશી રચના**—અંગ્રેજીમાં ઘણી વાર વાક્યમાં જુસ્સો લાવવા વિધેય વિશેષણ વાક્યના આરંભમાં મૂકવામાં આવે છે; અર્થાત્, ત્યાં તે અનુવાદ્યની પહેલાંજ આવે છે; જેમકે,

Happy is he who is contented—'સુખી છે તે જે સંતુષ્ટ છે,' આ પ્રમાણે અંગ્રેજીમાં કહી શકાય છે, તો સંસ્કૃત વૈયાકરણોએ ઉપલો નિયમ કર્યો તેનો અર્થ શો? અર્થ સ્પષ્ટ છે. સામાન્ય રીતે અનુવાદ્ય કહ્યા વિના વિધેય કહેવાય નહિ; કારણ કે જેને વિષે વિધાન કરવાનું છે તે કહ્યા વગર આરંભમાજ વિધેય કેમ મુકાય? ખાસ પ્રયોજન હોય તો જુદી વાત છે. અંગ્રેજી રચનામાં વિધેય પ્રથમ મૂકવાનું ખાસ પ્રયોજન વિચારમાં જોમ લાવવાનું છે. તે ભાષાની એવી રૂઢિ છે. ઉપલા વાક્યમાં જ્યાં દોષ બતાવ્યો છે ત્યાં અનુવાદ્ય કહ્યા વિના વિધેયને તેની પહેલાં મૂકવાનું એવું કંઈ પ્રયોજન નથી. 'ધિક્કાર છે આજ' એમ કહ્યું છે એટલે જુસ્સો બતાવનાર શબ્દ 'જ' તો અનુવાદ્યની–'આ'ની સાથે છે; વિધેયને આરંભમાં મૂકવાનું આ રીતે કંઈ પ્રયોજન ન હોવાથી દોષ માન્યો છે.

**વિકારી વિશેષણનાં રૂપ**—વિકારી વિશેષણમા જાતિ ને વચનનો ભેદ મુખ્ય છે, જેમકે, સારો છોકરો, સારી છોકરી, સારૂ છોકરૂ, સારા છોકરા, સારા છોકરા સ્ત્રીલિંગના રૂપમા વચનને લીધે વિકાર થતો નથી, જેમકે, સારી છોકરી સારી છોકરીઓ

તત્સમ શબ્દનુ મૂળ રૂપ સ્ત્રીલિંગમા વપરાય છે અથવા તો તેનુ સ્ત્રીલિંગનુ રૂપ વપરાય છે, જેમકે,

વિદ્વાન્ અને બુદ્ધિમાન્ સ્ત્રી વિદુષી અને બુદ્ધિમતી સ્ત્રી

**વિભક્તિ**—વિશેષણને સામાન્ય રીતે વિભક્તિ લાગતી નથી પરન્તુ તે ઓકારાન્ત પુલિંગ હોય છે તો તે 'ઓ'નો એકવચન ને બહુવચનમા 'આ' થાય છે અને ઉકારાન્ત સાનુસ્વાર નપુંસક હોય છે તો તે 'ઉં'નો એકવચનમા 'આ' ને બહુવચનમા 'આ' થાય છે

સારો છોકરો સારા છોકરાને
સારા છોકરા સારા છોકરાને—સારા છોકરાઓને
સારૂ છોકરૂ સારા છોકરાને
સારા છોકરા સારા છોકરાને
વિશેષણને તૃતીયા ને સપ્તમીનો 'એ' પ્રત્યય આવે છે, જેમકે,
તે કન્યા સારે ઘેર પરણી છે
તે છોકરો ઊંચે ઓટલેથી પડી ગયો
સીધે રસ્તે ચાલ્યા જાઓ

**નામસમુદાય અને વિભક્તિ**—ઘણા નામ એકજ વાક્ય યોગીથી જોડાયા હોય તો બહુધા છેલ્લા નામનેજ વિભક્તિ લાગે છે સ્પષ્ટતાની ખાતર કે વાક્યમા જોમ લાવવા કોઈ વાર દરેક નામને વિભક્તિ લગાડાય છે જેમકે,

સ્વાર્થીપણુ, અભિમાન, કે વિષયલોલુપતાથી મનુષ્ય પાયમાલ થાય છે

તેણે સ્વજનોની, ગુરુની, અને માબાપની પણ શિખામણનો અનાદર કર્યો. હિંદીમાં પણ એવીજ રચના છે.

'जिसके द्वारा शब्दोंकी व्युत्पत्ति, अर्थात्, शब्दोंमें धातुप्रत्यय, लिंग, वचन, कारक, और समासका बोध होता है उसे व्याकरण कहते हैं.

મરાઠીમાં આવે સ્થળે 'આ,' 'ઇત્યાદિ' જેવા અર્થના શબ્દો વાપરી તેનેજ પ્રત્યય ઉમેરવાનો પ્રચાર છે.

'उष्णता आणि तहान यांनीं त्रस्त झाल्यामुळें मला एक पाऊल-ही पुढें टाकवत नाहीं.'

**વ્યાવર્તક, વિધેય, હેતુગર્ભ**—સંસ્કૃત વૈયાકરણો વિશેષણના ત્રણ પ્રકાર આપે છેઃ—વ્યાવર્તક, વિધેય, અને હેતુગર્ભ વ્યાવર્તક એટલે જુદું પાડનાર. 'પીળું વસ્ત્ર' એમાં 'પીળું' વિશેષણ વ્યાવર્તક છે, કેમકે એ 'વસ્ત્ર'ને અન્ય પ્રકારનાં વસ્ત્રથી વ્યાવૃત્ત કરે છે-જુદું પાડે છે. વિશેષણનો એજ મુખ્ય ધર્મ છે; 'વિધેય'નો અર્થ ઉપર દર્શાવ્યો છે 'આ ચોપડી સુંદર છે,' એમા 'સુંદર' વિધેય વિશેષણ છે. જે વિશેષણમાં હેતુનો અર્થ ગર્ભિત છે તે હેતુગર્ભ વિ-શેષણ કહેવાય છે. 'પીધેલો પુરુષ રસ્તામાં પડી જાય છે.' 'પીધેલો'=પીધેલો હોવાથી. આવાં હેતુગર્ભ-સાભિપ્રાય વિશેષણથી કાવ્યમાં ચમત્કાર આવે સો પરિકર અલંકાર બને છે.

**તુલનાત્મક રૂપ**—વિશેષણનાં તુલનાત્મક રૂપ સંસ્કૃતમાં तर ને तम કે ईयस् ને इष्ठ પ્રત્યયો લગાડવાથી થાય છે. तर ને ईयस् પ્રત્યયો અધિકતાવાચક છે, એટલે એક વસ્તુ બીજીથી તે ગુણમાં અધિક છે એમ બતાવે છે; અને तम ને इष्ठ પ્રત્યય શ્રેષ્ઠતાવાચક છે, એટલે તે ગુણમાં તે વસ્તુ સર્વોપરિ છે એમ દર્શાવે છે. આવાં ઘણાં રૂપ ગુજરાતી ભાષામાં પ્રચાર પામ્યાં છે.

**લઘુતમ** સાધારણ ભાજ્ય=સહુથી નાનામાં નાનો સાધારણ ભાજ્ય

શ્રેષ્ઠ, જ્યેષ્ઠ, કનિષ્ઠ, વરિષ્ઠ, વગેરે પ્રચલિત શબ્દો इष्ठ-પ્રત્યયાન્ત છે.

આ છોકરાનુ કુળ ઉચ્ચ છે, પેલાનુ ઉચ્ચતર છે, પણ કાલે મળ્યો હતો તેનું ઉચ્ચતમ છે

'તર' અને 'તમ' એ બેનો દ્વન્દ્વ સમાસ 'તરતમ' થઈ તે પરથી ભાવવાચક નામ 'ય' પ્રત્યય લાગી 'તારતમ્ય' થયુ છે.

એ વિષયનું **તારતમ્ય** કાઢવુ જોઈએ

तर અને तम પ્રત્યય સંસ્કૃતમા વિશેષણ ઉપરાંત નામ, અવ્યય, અને ક્રિયાપદને પણ લાગે છે, અવ્યયને અને ક્રિયાપદને લાગે છે ત્યારે તેનુ तराम् અને तमाम् થાય છે

| | | |
|---|---|---|
| વિશેષણ—दरिद्र | दरिद्रतर | दरिद्रतम |
| स નામ—याचक | याचकतर | याचकतम |
| „ ક્રિયાપદ—पचति | पचतितराम् | पचतितमाम् |
| „ અવ્યય—उच्चै | उच्चैस्तराम् | उच्चैस्तमाम् |
| „ | उच्चैस्तर (વિશે૦) | उच्चैस्तम (વિશે૦) |

ईयस् ने इष्ठ પ્રત્યય લાગતા પહેલા અન્ત્ય સ્વરનો ને અન્ત્ય વ્યંજન હોય તો પૂર્વ સ્વર સહિત તે વ્યંજનનો લોપ થાય છે; જેમકે,

लघु लघीयस् लघिष्ठ

વળી मत्, विन्, इन्, વગેરે મત્વર્થક—સ્વામિત્વવાચક પ્રત્યય શબ્દને અન્તે હોય તો એ પ્રત્યયનો ईयस् ને इष्ठ પ્રત્યયો લગાડતા લોપ થાય છે

દાખલા —

पापिन्—पापीयस् पापिष्ठ
गर्ववन्—गर्वीयस् गर्विष्ठ
बलवन्—बलीयस् बलिष्ठ

એ પ્રત્યયો લગાડતા કેટલાક શબ્દમા ફેરફાર થાય છે

દાખલા:—

| | | |
|---|---|---|
| गुरु | गरीयस् | गरिष्ठ (गर् થઈ પ્રત્યયો લાગે છે.) |
| प्रशस्य | श्रेयस् | श्रेष्ठ |
| वृद्ध | ज्यायस् | ज्येष्ठ |
| युवन् | यवीयस्– | यविष्ठ– |
| | कनीयस् | कनिष्ठ |
| प्रिय | प्रेयस् | प्रेष्ठ |

ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ श्र, ज्य, कन् જેવા અપ્રચલિત થયલા શબ્દોનાં એ રૂપ હોવાં જોઈએ.

ગુજરાતીમાં આમાંનાં કેટલાંક રૂપ વપરાતાં થયાં છે.

દાખલા:—

લઘુતર પ્રયત્ન; બલવત્તર પ્રયાસ; અધિકતર વિસ્તાર; અધિકતમ વિસ્તાર

**ગુજરાતી ભાષામાં તુલનાની રચના**—ગુજરાતીમાં તુલના નીચે પ્રમાણે દર્શાવાય છે:—

આ ઘર ઊંચું છે; પેલું **તેથી વધારે** કે **અધિક** ઊંચું છે; પણ કાલે જોયું હતું તે **સહુથી વધારે** ઊંચું છે.

સુરતમાં અમદાવાદ **કરતાં ઓછી** ગરમી પડે છે; મુંબઈમાં **તેથી ઓછી**; રત્નાગિરિ, દ્વારકા, વગેરે બંદરોમાં **તેથી પણ ઓછી**; અને મહાબળેશ્વર, ઉટાકમંડ, સિમલા, વગેરે ડુંગર પર ને ઉચ્ચ સ્થળે **સહુથી ઓછી** ગરમી પડે છે.

**વિશેષણરૂપ સર્વનામ**—સર્વનામ વિશેષણ તરીકે વપરાય છે; જેમકે,

**તે** ઘર; **જે** સ્ત્રી; **પેલો** ડુંગર; **કેટલાક** માણસ; **કશી** ચીજ; **કયો** છોકરો; **કોઈ** પુરુષ; **કંઈ** કામ; **બીજી** વાત.

'એ,' 'આ,' 'તે,' 'જે,' ને 'કે,' (કિમ્‌નું રૂપ) પરથી પરિમાણવાચક ને પ્રકારવાચક વિશેષણ બને છે

એ–એવડું, એટલું, એવું
આ–આવડું, આટલું, આવું
તે તેવડું, તેટલું, તેવું
જે–જેવડું, જેટલું, જેવું
કે–કેવડું, કેટલું, કેવું

'એવડું' પરિમાણવાચક છે, 'એટલું' જથ્થો બતાવે છે, ને 'એવું' પ્રકારવાચક છે એ જ પ્રમાણે અન્ય વિશેષણો વિષે સમજવું

વ્યુત્પત્તિ—સંખ્યાવાચક વિશેષણ અને વિશેષણરૂપ સર્વનામની વ્યુત્પત્તિ વિચારીએ

| सं | प्रा | ગુજરાતી |
|---|---|---|
| एक | एक्क | એક |
| द्वि | दुवे–वे प्रथमा. | બે 'મુગ્ધાવબોધ૦'માં બે, 'બિ' છે, |
| | बिण्णि | બન્ને માટે 'બિહુ' 'બિહુઇ' છે |
| त्रि | तिण्णि प्रथ | ત્રણ તણ 'મુગ્ધા૦'માં ત્રિહુ છે |
| | | ત્રિણ્ણિ જૂનું રૂપ છે |
| चतुर् | चउरो | ચાર 'મુગ્ધા૦'માં 'ચ્યાર' છે |
| चत्वारि | चारि | ચ્યારિ જૂનું રૂપ છે |
| पञ्चन् | पंच | પાંચ |
| षष् | छ | છ |
| सप्तन् | सत्त | સાત |
| अष्टन् | अट्ठ | આઠ |
| नवन् | णव | નવ |
| दशन् | दह | દસ |
| एकादशन् | एगारह– | અગ્યાર હિં ग्यारह |
| | एग्गारह– | ઇગ્યારહ ઇગ્યાર જૂનું રૂપ |
| | एक्कारह– | પ ग्यारा–निआरा |

| सं. | प्रा. | ગુજરાતી | |
|---|---|---|---|
| | | | મ. अकरा |
| | एग्गारह | | બં,ઉ. एगार |
| | | | સિં. यारहं |
| द्वादशन् | बारह | બાર | હિં. बारह |
| | | | પં. बारां |
| | | | મ. बारा |
| | | | બં,ઉ. बार |
| | | | સિં. बारहं |
| त्रयोदशन् | तेरह | તેર | હિં. तेरह; પં. तेरां |
| | | | મ. तेरा, બં,ઉ. तेर |
| | | | સિ तेरहं |
| चतुर्दशन् | चउद्दह | ચઉદ | ચઉદર જૂનું રૂપ. |
| | | | હિં. चौदह; પં. चौदा |
| | | | ઉ. चौद; બં. चौद; |
| | | | સિ चौड्हं; મ. चौदा |
| पञ्चदशन् | पण्णरह | પદર | પનરહ-પનર જૂનું રૂપ. |
| | | | હિ पंद्रह; પં. पद्रां; |
| | | | મ. पंधरा; ઉ. पंधर; |
| | | | બં. पनेर; સિં. पंद्रहं-पंध्रं |
| षोडशन् | सोलह | સોળ | હિં. सोलह; પં. सोलां; |
| | | | મ. सोळा, ઉ. षोहल; |
| | | | બં. षोल; સિ. सोरहं |
| सप्तदशन् | सत्तरह | સત્તર | હિં. सत्रह; પ. सतारां; |
| | | | મ सतरा; ઉ. सतर; |
| | | | બં. सतेर; સિં. सत्रहं |
| | | | સતરહ-સતર જૂનું રૂપ. |
| अष्टादशन् | अट्ठारह | અરાઢ- | હિં. अठारह; પ. अठारां |

| સ | પ્રા | ગુજરાતી |
|---|---|---|
| | | અઢાર ભ. अठरा, ઙ अठर, |
| | | બ आठार, સિં अड्ढ |
| | | અઠાર અઢાર જૂના રૂપ છે |
| नवदशन्– एकोनविंशति | नवदह– एओणवीस | ઓગણીસ ('અગોણીસ' થઈ સ્વર વ્યત્યયથી) |
| | | 'એગુણવીસ' જૂનું રૂપ છે |
| | | મ एकुणीस પ उन्नीह |
| | | સિં उणीह– उणिव ह, |
| | | હિં. ओनइस, બ ऊनिश, |
| | | ઙ उणाइश |

'બાર' 'તેર,' 'સત્તર' વગેરેમા તેમજ પ્રાકૃત શબ્દોમા દ્નો ર્ થઈ ર્ થયો છે સોળમા દ્નો ળ્ થયો છે 'અઢાર'મા પ્રાકૃતમાના દ્નો ઢ્ થયો છે 'અરાઢ' વર્ણવ્યત્યયથી થયુ છે

'એકવીસ'થી 'અઠ્ઠાવીસ' સુધીના શબ્દોમા હિંદીમા 'ચૌબીસ', 'છબ્બીસ'માજ વ રહ્યો છે બાકીનામા લોપાય છે ગુજરાતીમા પચીસ સિવાય બધામા રહે છે ચડવીસ, 'પાણુવીસ-પણ્વીસ' એ જૂના રૂપ છે

| | | | | | |
|---|---|---|---|---|---|
| विंशति | वीस | વીસ | મ वीस | હિં बीस, | બ कुडि (ગુજ કોડી કુડી) |
| त्रिंशत् | तीस | તીસ | મ तीस | હિં तीस | બ. त्रिश |
| चत्वारिंशत् | चत्तालीस | ચાળીસ | મ चाळीस | હિં चालीस | બં चल्लिश |
| पञ्चाशत् | पन्नास | પચાસ | મ पन्नास, | હિં पचास, | બ पञ्चाश |
| षष्टि | छट्ठी–छट्ठी | સાઠ | મ साठ | હિં. साठ | બ षाट |
| सप्तति | सत्तरी | સિત્તેર | મ. सत्तर, | હિં सत्तर, | બ सत्तर |
| अशीति | आसीई | એંશી | મ एशीं | હિં अस्सी, | બ. आशी |
| नवति | नउए | નેવુ | મ नव्वद | હિં नब्बे, | બ नब्बै · |
| एकोनत्रिंशत् | एओणत्तीसा | ઓગણત્રીસ | | | |
| चतुस्त्रिंशत् | चात्तीसा– चउत्तीसा | ચોત્રીસ ચડતીસ–ચડત્રીસ જૂનુ રૂપ | | | |

| સં. | પ્રા. | ગુજરાતી |
|---|---|---|
| षट्त्रिंशत् | छत्तीसा | છત્રીસ |
| एकचत्वारिंशत् | एगचालीसा–<br>एअचालीसा–<br>एगआलीसा–<br>एअआलीसा | એકતાળીસ |
| त्रयश्चत्वारिंशत् | तेआलीसा | તેતાળીસ<br>ત્રયાલીસ જૂનું રૂપ |
| चतुश्चत्वारिंशत् | चोआलीसा-<br>चउआलीसा | ચુમ્માળીસ |
| पञ्चचत्वारिंशत् | पंचआलीसा | પિસ્તાળીસ<br>પાંચિતાલીસ જૂ. રૂ. |
| षट्चत्वारिंशत् | छआलीसा | છેતાળીસ<br>છયતાલીસ જૂ. રૂ. |
| सप्तचत्वारिंशत् | सत्तआलीसा | સુડતાળીસ<br>સતતાલીસ જૂ. રૂ. |
| अष्टचत्वारिंशत् | अट्ठआलीसा | અડતાળીસ<br>અઠતાવીસ જૂ. રૂ. |

'એકતાળીસ' વગેરેમાં ચ્નો ત્ થયો છે. સિંધીમાં પણ એમ થાય છે; ाएतालीह–બેતાળીસ; અથવા તો एकचत्वारिंशत्‌નું પ્રા एकचत्तालीसा-एकअत्ताशीसा થઈ 'એકતાળીસ' વગેરેમાં ત્ સમજવી શકાય. 'ચુમાળીસ'માં च નો મ્ થયો છે (ચ્ત્ર-ચિમિણ-ચમકું)

| સં. | પ્રા. | ગુજરાતી |
|---|---|---|
| पञ्चाशत् | पण्णासा | પચાસ<br>પંચાસ જૂ. રૂ. |
| एकपञ्चाशत् | एक्कावण्णासा–<br>एगावण्णासा–<br>एआवण्णा–<br>एगावण्णा–<br>एकावण्णा | એકાવન |

| स | प्रा | ગુજરાતી |
|---|---|---|
| द्विपञ्चाशत्– | बावण्णा– | બાવન |
| द्वापञ्चाशत् | दुपण्णासा– | |
| | दुपण्णा | |
| त्रिपञ्चाशत्– | तेवण्णासा– | ત્રેપન હિં तिरपन |
| त्रय पञ्चाशत् | तेवण्णा | |
| षष्टि | छट्ठी | સાઠ |
| | | સાઠિ જૂ. ૩ |
| चतु षष्टि | चोसट्ठी चउछट्ठी | ચોસઠ |
| | | ચઉસઠિ–ચઉસટ્ઠિ જૂ. ૩ |
| सप्तति | सत्तरी | સિત્તેર |
| | | સત્તરિ જૂ. ૩ |
| एकसप्तति | एअसत्तरी एगहत्तरी | એકોતેર |
| | | એકોતરઇ જૂ. ૩ |
| द्विसप्तति– | दुसत्तरी– | બોત્તેર હિં बहत्तर, म बहात्तर |
| द्वासप्तति | बावत्तरी– | બ बायात्तर |
| | बाहत्तरी | બહુત્તરિ બહુતરિ બહુતરિ બુદ્ધતરિ |
| | | બુહુતરિ જૂ. ૩ |
| त्रिसप्तति– | तेसत्तरी– | તેત્તેર |
| त्रय सप्तति | तेहत्तरी | |
| चतु सप्तति | चोसत्तरी– | ચુમોતેર |
| | चोहत्तरी | |
| | चउसत्तरी– | |
| | चउहत्तरी | |

'ચુમ્માળીસ'ની પેઠે 'ચુમોત્તેર'માં 'મ્' થયો છે. અહિં વ્નો વ્ થઈ મ થયો છે. જેમકે સ સ્થાપ પરથી 'ઠામ', હિ ज्ञप्ति विण्णत्ति बंगाळीमा मिनति, ને धीवरનું હિંદીમાં 'धीमर' થાય છે, તેમાં પણ વ્નો મ્ થાય છે.

| | | |
|---|---|---|
| एकाशीति | एगासी | એક્યાસી |
| | | ઇક્યાસી જૂ. ૩ |

| સં. | પ્રા. | ગુજરાતી |
| --- | --- | --- |
| द्वयशीति | बासी | બ્યાસી; હિં बयासी; મ. ब्यायशी; બં. बिराशी |
| त्र्यशीति | तिआसी | ત્યાસી; હિં. तिरासी; મ. त्र्यायशी; બં. तिराशी |
| चतुरशीति | चोआसी–चउआसी | ચોર્યાસી<br>ચઉરાસી જૂ. ૨. |
| पञ्चाशीति | पंचासी | પચ્યાસી<br>પંચાસી જૂ. ૨. |
| षडशीति | छासी | છયાસી |
| सप्ताशीति | सत्तासी | સત્યાસી |

'ત્યાસી' 'તિઆસી' પરથી આવ્યુ છે તેથી યશ્રુતિયુક્ત છે. એને સાદૃશ્યે 'એક્યાસી,' 'બ્યાસી' વગેરેમા યકાર પ્રવેશ પામ્યા છે.

| | | |
| --- | --- | --- |
| द्विनवति | बाणवई | બાણુ |
| त्रिनवति–त्रयोनवति | तेणवई | ત્રાણુ, હિં. तिरानवे; મ. त्र्याण्णव; બં. तिरानब्बइ |
| चतुर्नवति | चोणवई–चउणवइ | ચોરાણુ |
| षण्णवति | छणवई | છન્નુ; હિં छानवे, મ शाहाण्णव; બં. छियानब्बइ<br>છયાણુ જૂ. ૨. |
| अष्टनवति–अष्टानवति | अट्ठाणवई | અઠ્ઠાણુ |
| एकोनशतम्–नवनवति | एगोणसअं–नवणवइ | નવ્વાણુ |
| शतम् | सअम्–सउ (અપ૦) | સો હિં एकसौ, મ शंभर |

પા—સં. પાદઃ (ચતુર્થાંશ); પ્રા पाओ. અપ पाउ પરથી

અર્ધું—અડધું—સં. अर्धः, પ્રા अड्ढो अद्धो (र् મૂર્ધન્યને લીધે ધને મૂર્ધન્ય ડ થયો છે.)

પોણો—સં. पादोन; પ્રા. पाओणो-पाऊणो

સવા—સં. सपादः; પ્રા. सवाओ; અપ. सवाउ (प નો व થઈ व થયો છે.)

દોઢ— સં. अर्धद्वितीय; માગધીમાં अड्डुइए કે अर्द्धदिवड्ढए—આમાં अड्ढ ને दुइ-दिव નો વ્યત્યય થઈ दिवड्ढ પરથી 'દોઢ' થયું છે (इ નો अ થઈ, इ નો उ થઈ); મ.-દીડ; પૂર્વ હિંદી-દેઢ-ડેઢ, પશ્ચિમ હિંદી-ડોઢા, પં.-ડેઉઢા, બં.-દેઢ

અઢી—સં. अर्धतृतीयः; માગધીમાં अड्ढाइज्ज (अड्ढआइज्ज-अड्ढतइज्ज) છે; તે પરથી.

ઊઠાં—મ. अर्धचतुर्थ-अद्धचउट्ठो-अद्धअउट्ठो-अद्धोट्ठो-अहोट्ठो—अ લોપાઈ होटा—हूटा પશ્ચિમ હિંદીમાં છે, ह् લોપાઈ ऊठा-ऊटा; ગુજ૦ ઊઠું-ઊઠાં. આ પ્રમાણે 'દોઢ,' 'અઢી,' 'ઊઠું' અર્ધ સાથે પછીનો સંખ્યાપૂરક મળીને થયાં છે.

સાડા-સં. सार्धकः, પ્રા सड्ढओ

પહેલો—સં. प्रथम; પ્રા. તો पढुमो છે; પરંતુ थ નો ह થઈ શકે; પૃથ્વીનું पहुई, पथिक નું पहिओ થાય છે र નો ल् થયો હોય, म લોપાયો હોય, ને વર્ણવ્યત્યય થયો હોય. માગધીમાં पटमिल्ले-पडइल्ले છે. ડૉ. ટેસિટોરિ पहिलउ એ જૂના ગુજરાતી રૂપ પરથી એનું અપભ્રંશનું રૂપ ધારી સંસ્કૃત प्रथिलकः શબ્દ કલ્પે છે.

'મુગ્ધાવબોધ'માં 'પહિલઉ' રૂપ છે. હિંદીમાં पहला, પં.માં पहिलां છે.

બીજું, ત્રીજું—સં. द्वितीय-પ્રા. बिइज्ज; સં. तृतीय; પ્રા. तइज्ज; અપ-ભ્રંશમાં तइज्ज વપરાયું છે પંજાબીમાં दूजा, दूआ, तीजा છે.

'મુગ્ધા૦'માં 'ત્રીજઉ,' 'ત્રીજા'ને ઠેકાણે ને 'ત્રિહુ' 'ત્રણ'ને ઠેકાણે છે.

ચોથું—चतुर्थः—પ્રા. चउट्ठो-चउत्थो છે અપ चउत्थउ છે.

'મુગ્ધા૦'માં 'ચઉથઉ' છે.

પાંચમું છઠ્ઠું, સાતમું, વગેરે શબ્દો સં. पंचम, षष्ठ, सप्तम, વગેરે પરથી પ્રાકૃતદ્વારા આવ્યા છે.

'મુગ્ધા૦'મા 'પાચમઉ' છે.

સંઘવાચક—'એક,' 'દુ,' 'તરી,' 'ચોકુ,' 'પંચુ,' 'છક્કું,' 'સત્તું,' 'અટ્ઠું,' 'નવું,' 'દાન'—આ સમૂહવાચક છે. આંકના કોઠામા વપરાય છે. 'પચાં,' 'છંગ-છક,' 'સત્તાં,' 'અઠ્ઠાં,' 'નવા' એ બ. વ.નાં રૂપ છે. સંસ્કૃતમાં क પ્રત્યય સમૂહ-વાચક છે—द्विक, त्रिक, चतुष्क, पंचक, षट्क, सप्तक, अष्टक, नवक, दशक શબ્દો સમૂહવાચક છે.

સં. एकक्म्; પ્રા. एक्कअं, અપ. एकउं–એકું; પૂર્વ હિંદી-एका. द्विकम्–दुअं–दु: 'બેઉં'માં લ પ્રત્યય છે. त्रिकम्–પ્રા. तिअं; ती પશ્ચિમ હિંદીમાં; ति પૂર્વ હિંદીમાં છે. 'તી' ગુજરાતીમાં પણ વપરાય છે 'તરી' પણ 'त्रिक' પરથી સ્વરવ્યત્યયથી આવ્યું છે. चतुष्कक्म्; પ્રા. चउक्कउं–ચોક્કું; એમ પ્રમાણે पञ्चक પરથી 'પંચું,' षट्क પરથી 'છક્કું,' सप्तक પરથી 'સત્તું,' अष्टक પરથી 'અટ્ઠું', नवक પરથી 'નવું' આવ્યાં છે.

કોડી, કુડી—એટલે વીસનો જથો. પૂર્વ હિંદીમાં कोरी કે कोढी છે.

शतक પરથી 'સેંકું' (અપ. सयक्कउ )

ઘણું—સં. घन, હિ. घना; પં. घणा

એવડું, એટલું, એવું, વગેરે—

| | |
|---|---|
| સં. यावत् | અપ૦—जेत्तुलु–जेवडु |
| ,, तावत् | ,, —तेत्तुलु–तेवडु |
| ,, इयत् | ,, —एत्तुलु–एवडु |
| ,, कियत् | ,, —केत्तुलु–केवडु |

**અનિશ્ચિતતાવાચક**—સંખ્યાવાચક શબ્દોની પછી 'એક' લખવાથી અનિશ્ચિતતાનો અર્થ આવે છે.

બેએક, ચારેક, દસેક, સાઠેક

તેમજ પાસે પાસેના બે સખ્યાવાચક શબ્દોનો સમાસ કરવાથી પણ અનિશ્ચિતતાનો અર્થ આવે છે.

ત્રણચાર, દસબાર; દસપંદર, વીસપચીસ

હિંદીમાં પણ આનું સાદૃશ્ય છે—

तिनि चारि; दश बीस; बीस पचीस; बीस तीस; बारह चौदह; बीस पचास

ગુજરાતીમાં 'વીસ'ને 'પચાસ' જેવી દૂરની સખ્યા સાથે લખાતી નથી.

સંસ્કૃતમાં वत् પ્રાયય પરિમાણવાચક છે, તે तद् (તે), यद् (જે), इदम् (આ), ને किम् (શું)ને લાગ્યો છે. इदम् ને किम्ને લાગતા वत्નું यत् થયું છે. અપભ્રંશમાં वत्નું एत्तुल ને एवड थाय છે.

'મુગ્ધાવબોધ૦'માં 'એતલઉ', 'તેતલઉ', 'જેતલઉ', ને 'કેતલઉ' રૂપો છે; તેમજ 'એવડઉ', 'તેવડઉ', 'જેવડઉ', ને 'કેવડઉ' પણ છે.

स यादृश —अप०—जइसु
,, तादृश — ,, —तइसु
,, ईदृश — ,, —अइसु
, कीदृश — , —कइसु

ગુજરાતી ને હિંદીમા આકના કોઠામા સ યાનો ક્રમ સમજાવવા જેવો છે

तीन के तीन — तरह क तरह
तीन दूनी छ — तर, दूनी छब्बीस
तीन त्रिक नौ — तेरह ति उनतालीस
तीन चौक बारह — तरह चोका बावन
तीन पच पद्रह — तरह पच पैंसठि

જૂની ગુજરાતીમા ત્રણ પ્રકારના રૂપ જોવામા આવે છે —

(૧) ઇસઉ (અસઉ) જિસઉ, તિસઉ કિસઉ
(૨) ઇસિઉ (અસિઉ) જિસિઉ તિસિઉ કિસિઉ
(૩) ઇસ્યઉ જિસ્યઉ તિસ્યઉ, કિસ્યઉ

'મુગ્ધાવબોધ૦ મા જિસિઉ તિસિઉ ઇસિઉ, 'ઇસઇ, ને કિસિઉ રૂપો છે
'કાન્હડદેપ્રબધ મા 'અસ્યૂ', કિસી, કિસ્યૂ 'અસિઉ, 'જસિઉ, 'તસિઉ તિસ્યુ, એસ્યુ, જિસિ, તિસિ આવા રૂપો મળી આવે છે

દાખલા —

ગુજરાતિ તે મહીપ કિસી?
કિસ્યૂ ખમ્ભાયત અણહલપુર? કિસ્યૂ દીવગઢ માગલહુર। ૧ ૨૨ ૨૩
કાન્હ-તણુઇ સપત્તિ ઇસી જિસી ઇન્દ્ર ઘરિ સિદ્ધિ। ૧૮
અસિઉ નહી આસેર
જસિઉ જાલહુર જાણિઇ તિસ્યુ નહી ગ્વાલેર
ચિત્રકોટ તિસિઉ નહી તિસ્યુ નહીં ચાપાનેર
જસિઉ જાલહુર જાણિઇ તસિઉ નહી આમેર
માડવગઢ તિસ્યુ નહી તસ્યુ નહી મો , ૨
જસ્યુ જાલહુર જાણીઇ તિસ્યુ નહી રાનેર ૪ ૬-૮

'જેસા લક્ષા તેસા ટીકા — જેસા તેસા યાદૃશ, તાદૃશ પરથી ઉપર પ્રમાણે આવ્યા છે

વળી

| | | |
|---|---|---|
| સં. | યાદૃશ્ | અપ૦ જેદ્દુ-જેદ્દં-જેદ્દ; ગુજ૦-જેવું |
| ,, | તાદૃશ્ | ,, તેદ્દુ-દ્દો-દ્દ; ,, તેવું |
| ,, | કીદૃશ્ | ,, કેદ્દુ-દ્દો-દ્દ; ,, કેવું |
| ,, | ઈદૃશ્ | ,, એદ્દુ-દ્દો-દ્દ; ,, એવું |

હ્ નો વ્ એ હિંદની રજપુત બોલીઓનું ખાસ લક્ષણ છે અને એ બોલીઓમાંથી ગુજરાતી ઉતરેલી છે

વળી જુની ગુજરાતીમાં નીચેનાં સપ્તમ્યર્થક સાર્વનામિક વિશેષણ જોવામાં આવે છેઃ—

એથક, જેથક, તેથક, કેથક—અપ૦, એત્થુ, જેત્થુ, તેત્થુ, કેત્થુ સાથે સંબદ્ધ છે (સં. અત્ર, યત્ર, તત્ર, કુત્ર). 'તે લીવા કેથી ગઈ'

દાદાની ભાષામાં 'કેથાં' ('ક્યાં'ના અર્થમાં) અવ્યય તરીકે વપરાય છે, પણ એ રૂપ શિષ્ટ ગણાતું નથી.



## પ્રકરણ ૧૮મું

### ક્રિયાપદઃ સકર્મક, અકર્મક, અપૂર્ણક્રિયાવાચક, સંયુક્ત

**ક્રિયાઃ ભાવનાઃ વ્યાપાર**—ક્રિયાપદ એટલે ક્રિયાવાચક પદ. પણ ક્રિયા એટલે શું? ભાષ્યકાર કહે છે કે ક્રિયા એ અત્યન્ત અપરિદૃષ્ટ છે–બીલકુલ દેખી શકાતી નથી. તે અનુમાનથી ગમ્ય થાય છે; જેમકે બધાં સાધનો પાસે હોય છે તોપણ ક્વચિત્ 'રાંધે છે' એમ પાકક્રિયા થાય છે અને ક્વચિત્ પાકક્રિયા થતી નથી. સાધનો પાસે હોવાથી 'રાંધે છે' એમ પાકક્રિયા થાય છે તેજ નક્કી ક્રિયા છે. ક્રિયા, ભાવના, વ્યાપાર, એ બધા પર્યાય શબ્દ છે.

**સાધ્યરૂપ અને સિદ્ધરૂપ ક્રિયા**—'તજે છે' અને 'ત્યાગ' એ બંને પદ ક્રિયાવાચક છે; પરંતુ 'તજે છે'માં ક્રિયા સાધ્યરૂપ એટલે સધાતી થતી વર્ણવી છે અને 'ત્યાગ'માં ક્રિયા સિદ્ધરૂપ એટલે થયલી

અને તેમાથી થયાની સ્થિતિ સમજાય એવી વર્ણવી છે 'રાધે છે,' 'રાધશે, અને 'રાધ્યુ', એ ત્રણે રૂપોનો વિચાર કરીએ તો માલમ પડશે કે 'રાધે છે' અને 'રાધશે' એ સાધ્યરૂપ ક્રિયા છે અને 'રાધ્યુ એ પણ સિદ્ધ ક્રિયા સાધ્ય રૂપમા દર્શાવી છે 'પાક,' 'ત્યાગ,' 'રાગ,' એ શબ્દો સિદ્ધ ક્રિયા સિદ્ધ રૂપમા દર્શાવે છે અને ભાવ કહેવાય છે ભૂતકાળનુ ક્રિયાપદ પણ ક્રિયા સિદ્ધ છે છતા તેને સાધ્ય રૂપમાજ દર્શાવે છે

**પૂર્વાપર અવયવ ક્રિયાનુ લક્ષણ**—વળી ક્રિયામા પૂર્વાપર અવયવો હોય છે એમ ભર્તૃહરિ કહે છે રાધવાની ક્રિયાનો વિચાર કરીશું તો માલમ પડશે કે તે ક્રિયામાં પૂર્વાપર ક્રમિક અવયવો છે ચૂલા પર મૂકવુ તાપ કરવો ફૂક મારવી વગેરે ક્રમિક અવયવો એ ક્રિયામા છે અને તેનો છેલ્લો અવયવ ચૂલા પરથી નીચે ઉતારવુ એ છે આ પ્રમાણે સાધ્યરૂપ કે સિદ્ધરૂપ વ્યાપાર જેને સાધ્ય તરીકે વર્ણવેલો હોય તે ક્રિયા છે ક્રિયામા ઘણા અવયવ હોય છે તોપણ તે બધાનું સકલન કરી એકત્વબુદ્ધિથી તે એકજ છે એમ વિચારવાનું છે અને એ એકત્વબુદ્ધિને લીધેજ ક્રિયાનો પ્રથમ અવયવ થાય છે (રાધવાની ક્રિયામા તપેલી ચૂલા પર મુકાય છે) ત્યારે પણ ક્રિયાનો—'રાધે છે એમ ક્રિયાપદનો—આપણે પ્રયોગ કરીએ છીએ

**દીક્ષિતનુ ક્રિયાનુ વિવરણ**—ભટ્ટોજી દીક્ષિત 'શબ્દકૌસ્તુભ' નામના ટીકાગ્રન્થમા 'ક્રિયા' શબ્દનો અર્થ ઘણો સરળ સમજાવે છે કરે છે એવો જેનો અર્થ થાય તે ક્રિયા દરેક ધાતુનો અર્થ 'શુ કરે છે' એમ પ્રશ્ન પૂછવાથી સમજી શકાય છે જેમકે 'રાધે છે' એનો અર્થ શુ કરે છે એમ પૂછવાથી પાક કરે છે' એમ આવે છે આ પ્રમાણે દરેક ધાતુનો અર્થ 'શું કરે છે એમ પૂછવાથી સમજાય છે પણ અહિં એક શકા ઉત્પન્ન થાય છે કે 'હોય છે' એવા સત્તાવાચક ધાતુના અર્થ આવા પ્રશ્નથી શી રીતે સમજાય ? 'છે,' હોય છે,' એટલે 'સ્વરૂપ ધારણ કરે છે' કોઈ વસ્તુ નાશ પામવાની તૈયારીમા

હોય એવી વસ્તુ માટે પણ 'શું કરે છે' એવો પ્રશ્ન પૂછીએ તો 'છે' એવો ઉત્તર આવશે. પણ દરેક ક્રિયા થાય છે ત્યારે વસ્તુસ્વરૂપ ધારણ તો કરે છેજ, અર્થાત્, વિદ્યમાન છેજ, છતાં તે સ્થળે 'શું કરે છે' એ પ્રશ્નનો ઉત્તર 'છે' એમ કેમ નથી આવતો? કારણ સ્પષ્ટ છે. ત્યાં વસ્તુની સ્થિતિ નિશ્ચિત હોવાથી તે વિષે પ્રશ્નનું તાત્પર્યજ નથી; તેથી પાકાદિ કરે છે એવોજ ઉત્તર ઇષ્ટ છે. 'વાક્યપદીય'માં હરિએ પણ કહ્યું છે કે "આત્માને આત્મા વડે ધારણ કરે છે ત્યારે 'છે' એમ કહેવાય છે."

**ભાવવિકાર**–ભગવાન્ વાર્ષ્યાયણિએ છ પ્રકારના ક્રિયાના વિકાર દર્શાવ્યા છે એમ ભાષ્યકાર કહે છે–'ઉત્પન્ન થાય છે, છે, વિપરિણામ પામે છે, વધે છે, અપક્ષય પામે છે, અને વિનાશ પામે છે.' પદાર્થમાત્રના આ પ્રમાણે ઉત્તરોત્તર ભાવવિકાર થાય છે. દરેક ક્રિયા ઉપર દર્શાવ્યા પ્રમાણે પૂર્વાપર (ક્રમિક) અવયવોની બનેલી છે અને આરંભથી તે સમાપ્તિપર્યન્ત એ અવયવો રહેલા છે. તેમાં જન્મ પામવો–ઉત્પન્ન થવું, એ સર્વથી પહેલો ભાવવિકાર છે. ત્યાર પછી વિદ્યમાન થવું, એમ છએ ક્રિયાવિકારો ક્રમિક છે. દરેક વિકારમાં ત્યાર પછીનો વિકાર હોય છે, તોપણ તે તેના અસ્તિત્વનું અભિધાન કરતો નથી તેમજ નિષેધ પણ કરતો નથી; કેમકે શબ્દમાત્રમાં એકજ અર્થ રહેલો છે. વસ્તુના સ્વરૂપનો નિશ્ચય થયો નથી એવી અવસ્થામાં કંઈક ઉત્પન્ન થાય છે એમ અનુમાન ગમ્ય થાય છે. તે ઉત્પન્ન થાય છે તે અવસ્થામાં તેનું અસ્તિત્વ છે, તોપણ તેનું તે શબ્દ અભિધાન કરતો નથી તેમજ પ્રતિષેધ પણ કરતો નથી. એજ પ્રમાણે દરેક ભાવને માટે સમજવાનું છે. ક્રિયામાત્ર આ છમાંથી કોઈ પણ વિકારમાં આવી શકે છે અને એ છથી અન્ય વિકાર નથીજ.

**ધાતુ અને પ્રત્યયના અર્થઃઅકર્મક અને સકર્મક**–ક્રિયાપદ ધાતુ અને કાળ કે અર્થના પ્રત્યયોનું બનેલું છે, તેમાં ધાતુના

અર્થ શા છે અને પ્રત્યયના અર્થ શા છે તેનો હવે વિચાર કરીએ ધાતુમાત્રના બે અર્થ છે–ફળ અને વ્યાપાર, અર્થાત્, ક્રિયાનુ ફળ અને ક્રિયા એ બે અર્થ ધાતુમાથી નીકળે છે એ અર્થોનો આશ્રય એ પ્રત્યયોનો અર્થ છે ફળનો આશ્રય એટલે ફળ જેમા રહ્યુ છે તે, અર્થાત્, કર્મ, અને ક્રિયાનો આશ્રય એટલે ક્રિયા જેમા રહી છે તે, અર્થાત્ કર્તા કર્તા કે કર્મ આ પ્રમાણે પ્રત્યયનો અર્થ છે ફળ અને વ્યાપાર એક આશ્રયમા હોય છે ત્યારે ક્રિયાપદ અકર્મક છે અને ભિન્ન આશ્રયમા હોય છે ત્યારે ક્રિયાપદ સકર્મક છે 'છોકરો ચોપડી વાચે છે,' એમા 'વાચ' ધાતુ વાચવાની ક્રિયા, એ ક્રિયાનો આશ્રય, અને એ ક્રિયાનુ ફળ એટલે એ ક્રિયા જેને લાગુ પડે છે તે છે 'વાંચે છે' એ ક્રિયાપદ 'વાચ' ધાતુ અને 'એ' પ્રત્યયનુ તેમજ 'છ' સાહાય્ય કારક ધાતુ અને તેના પરના 'એ' પ્રત્યયનુ બનેલુ છે તેમા 'વાચવુ' એ ધાતુનો અર્થ છે પ્રત્યયનો શો અર્થ છે? 'વાચે છે' એ રૂપ કર્તાનુ અભિધાન કરે છે કે કર્મનુ? એ રૂપથી કર્તા ઉક્ત થાય છે, કર્મ થતુ નથી પ્રત્યય 'કર્તરિ' છે, એટલે કર્તાના અર્થમા છે, માટે ક્રિયાપદનો કર્તરિ પ્રયોગ છે એમ કહેવાય છે કર્તા એ પ્રત્યયનો વાચ્યાર્થ હોવાથી ક્રિયાપદને કર્તૃવાચ્ય પણ કહે છે અહિં ક્રિયાનો આશ્રય 'છોકરો' છે અને ફળનો આશ્રય 'ચોપડી' છે એ બનેના આશ્રય ભિન્ન હોવાથી ક્રિયાપદ સકર્મક છે 'છોકરો જાય છે,' એમા જવાની ક્રિયાનો આશ્રય 'છોકરો' છે અને જવાના ફળનો પણ આશ્રય તેજ છે, માટે ક્રિયાપદ અકર્મક છે

એક પ્રાચીન સસ્કૃત કારિકામા અકર્મક ક્રિયાપદની યાદી આપી છે તે નીચે પ્રમાણે છે —

, વૃદ્ધિ ક્ષય ભય જીવિત મરણ લજ્જા સત્તા સ્થિતિ જાગરણ શયન ક્રીડા રુચિ અને દીપ્તિ એવા અર્થના ધાતુ અકર્મક છે આ યાદી સપૂર્ણ છે એમ તો કહી શકાશે નહિ પરતુ એમા આપેલા ધાતુ અકર્મક છે અને એ યાદીમા ઘણા અકર્મક ધાતુનો સમાવેશ થાય છે પરતુ એમા પડ બેસ' 'ઊઠ, ઊંઘ, 'ફર અને એવા બીજા અકર્મક ધાતુનો સમાવેશ થતો નથી

**સકર્મકનો અકર્મક તરીકે પ્રયોગ**—સકર્મક ક્રિયાપદને આપણે અકર્મક તરીકે ઇચ્છાનુસાર વાપરી શકીએ છીએ; જેમકે,

તું શું કરે છે? હું વાંચું છું—અહિં અપેક્ષા માત્ર ક્રિયાજ જાણવાની છે, તેથી વિશેષ નથી. કર્મની અવિવક્ષાથી ક્રિયાપદ અકર્મક છે.

હરિએ એક કારિકામાં કહ્યું છે કે ચાર સ્થિતિમાં ક્રિયાપદ અકર્મક બને છે:—૧. ધાતુ અન્ય અર્થમાં હોય ત્યારે; જેમકે, 'તે ભાર વહે છે' (સકર્મક); પરંતુ, 'નદી વહે છે' (રેલા તરીકે ચાલે છે, અકર્મક; અર્થ બદલાઈ ગયો છે), ૨. કર્મનો અર્થ ધાતુના અર્થમાં સમાયો હોય ત્યારે; જેમકે, 'તે જીવે છે,' અર્થાત્, પ્રાણ ધારણ કરે છે; ૩. કર્મ પ્રસિદ્ધ હોય ત્યારે; જેમકે, 'મેઘ વર્ષે છે,' અર્થાત્, જળ; અને ૪. વિવક્ષા ન હોય ત્યારે, જેમકે, 'દીક્ષિત નથી આપતો, નથી યજતો, કે નથી હોમતો,' અર્થાત્, દાન, યજ્ઞ, ને હોમની ક્રિયાના અભાવનીજ વિવક્ષા છે, કર્મની વિવક્ષા નથી.

**અપૂર્ણક્રિયાવાચક**—કેટલાંક અકર્મક તેમજ સકર્મક ક્રિયાપદમાંથી ક્રિયાનો પૂરો અર્થ નીકળતો નથી, તેની પછી કેટલાક શબ્દ આવે છે ત્યારેજ એ અર્થ પૂરો થાય છે. સકર્મક ક્રિયાપદોમાં-થી તો ક્રિયાનો પૂરો અર્થ નીકળે છે, માત્ર ક્રિયા કોને લાગુ પડે છે, ક્રિયાનું ફળ શેમાં રહેલું છે, તેની, એટલે કર્મની, અપેક્ષા રહે છે. પરંતુ આ ક્રિયાપદોમાંથી ક્રિયાનો અર્થજ અધુરો છે એમ સમજાય છે. એવાં કેટલાંક સકર્મક ક્રિયાપદ પણ છે, તેમાં કર્મ આવ્યા છતાં ક્રિયાનો અર્થ અધુરો રહે છે; કર્મ પૂરું ક્રિયાપૂરક થતું નથી. આવાં ક્રિયાપદ **અપૂર્ણક્રિયાવાચક** કહેવાય છે.

દાખલા:—

તે છોકરો આગળ જતાં **સારો** નીવડશે.
રાજાએ તેને **અમાત્ય** બનાવ્યો.

રાજાએ તેને મંત્રિપદે નીમ્યો.

હું તેને અણસમજુ ગણું છું

સર્વ સજ્જનોથી આવો પુરુષ **અનીતિમાન્** મનાય છે.

આઘેથી તે ઘણું **રમણીય શહેર** દેખાય છે.

આમાં ક્રિયાપૂરક નામ, વિશેષણ, કે ક્રિયાની સાથે સંબંધ રાખનાર પદ હોય છે નામ કર્તા કે કર્મનુ સમાનાધિકરણ હોય છે કે અન્ય વિભક્તિમા હોય છે.

આ પ્રમાણે, હોવું, દેખાવું, નીવડવું, કહેવાવું, ગણવું-ગણાવું, માનવુ-મનાવુ, વિચારવુ-વિચારાવુ, ધારવું-ધરાવું, વગેરે અર્થનાં એવા ક્રિયાપદ છે

**સંયુક્ત ક્રિયાપદ**—બે ક્રિયાપદ ભેગાં થઈ તેમાથી સંયુક્ત અર્થને બદલે જુદોજ અર્થ નીકળે તેવાં ક્રિયાપદ **સંયુક્ત ક્રિયાપદ** કહેવાય છે એવાં ક્રિયાપદ બનાવવામાં મુખ્યત્વે નીચેનાં ક્રિયાપદ કામ લાગે છે એવા ઉપકારક ક્રિયાપદથી મુખ્ય ક્રિયાના અર્થમાં ત્વરા અને સપૂર્ણતાના અર્થ આવે છે.

દે—લખી દે, ફેંકી દે,
  हि फेंक दना, निकाल देना, म. टाकून दे, लिहून देणें

નાખ—લખી નાખ, ધોઈ નાખ,
  हि मार डालना, काट डालना, म. त्याने कर्ज काढून टाकिलें.

કાઢ—લખી કાઢ, ચીતરી કાઢ,

જા—પી જા, બેમી જા,
  हि. रो जाना, चले जाना; म. रोज पहाटेस उठत जा, गांवात आहेस तोंपर्यंत आनंदाने येत जा. सातत्यवाचक छे

લે—કરી લે, ખાઈ લે,
  हि धो लेना, म एकदा स्नान करून घ्या.

કર—વાંચ્યા કર, કર્યા કર,
  हि आया करना

આવ—પતું આવે છે; બગડતું આવે છે.

મૂક—કરી મૂક; લખી મૂક;

म. तो गाय बांधून ठेव; देऊन टाक

રહ—બેસી રહે; જતો રહે; કરી રહે;

हिं. बैठ रहना; चुप रहना;

પડ—જણાઈ પડશે; થઈ પડશે;

हिं. उसका दोष जो जान पडे तो हमभी नहीं बचेंगे.

ચૂક—એનું કામ થઈ ચૂક્યું છે.

ઊઠ—આખરે એ રડી ઊઠ્યો. એનાથી કંઈ વળ્યું નહિ.

ભાવકર્તૃક—જે ક્રિયાપદનો કર્તા ક્રિયાનો ભાવ છે તે ભાવકર્તૃક કહેવાય છે.

આજ બહુ **ઘામે છે.** (ઘામ થાય છે.)

તે એને **બનતું નથી.** (બનવાનું થતું નથી.)

જેમ **રુચે, ફાવે, ગોઠે,** તેમ કરો. (રુચવાનું, ફાવવાનું, ગોઠવાનું થાય.)

મરાઠીમાં *मला त्याच्या येथेंच सांगावलें.*

*आतांशा सहा वाजतां उजाडतें.*

ભાવકર્તૃક ક્રિયાપદમાં કર્તા ક્રિયાપદમાંજ સમાયો છે. ખુલ્લો ક્રિયાપદથી પૃથક્ નથી, માટે કંઈ કર્તા નથી ને ક્રિયાપદ અકર્તૃક છે એમ થતું નથી. ક્રિયા થઈ એટલે તેનો કર્તા, આશ્રય હોવોજ જોઈએ. આ ઉપરથી સમજાશે કે ભાવકર્તૃક ક્રિયાપદને અકર્તૃક કહેવું યુક્ત નથી.

અપૂર્ણ ક્રિયાપદ—'જોઈએ' એ અપૂર્ણ ક્રિયાપદ છે; કેમકે એનાં બધા કાળ ને અર્થનાં રૂપ થતાં નથી. सं. युज्यते (जुज्जइ–जुईअइ–જુઈએ–જોઈએ) ઉપરથી એ રૂપ ગુજરાતીમાં આવ્યું છે, તેથી એ કર્મણિ છે–કર્મવાચ્ય છે,

ડૉ ટેસિટોરિ સ ઘોરયતે પાથી એ રૂપ ઉપજાવે છે ઘોરયતે અપ૦ જોઇજ્જઇ જૂ ગુ જોઇયઇ જોઇજઇ

મારે તે જોઈએ છે (તેની જરૂર છે, કર્મણિ, 'તે' એ કર્મ છે, એનો અર્થ ઉક્ત છે માટે પ્રાતિપદિકાર્થે પ્રથમા છે, 'મારે'–ચતુર્થી, કર્તાના અર્થમા)

તમારે આમ કરવુ ન જોઈએ (કર્મણિ, 'કરવુ' અભિહિત કર્મ, નામાર્થે પ્રથમા સકર્મક કૃદન્ત છે, માટે 'તમારે' એનો કર્તા છે ને 'આમ એ કર્મ છે 'કરવુ' પણ કર્મણિ છે, માટે 'આમ' મૂળ અવ્યય, નામ તરીકે વપરાયુ છે, પ્રાતિપદિકાર્થે પ્રથમા)

જોઈએ, જોઈએ, જોઈએ છે, જોઈતુ હોય, જોઈતુ હતું, જોઈતુ હોત, જોઈતુ હશે, જોઈશે, જોઈતુ નથી–આવા રૂપ વપરાય છે

**पाहिजे**—મરાઠીમા એજ અર્થનુ અપૂર્ણ ક્રિયાપદ पाहिज છે, તે દશ–પરયૂ पास पाह ઉપર કર્મણિ જ આવી થયુ છે पाहिजे એ રૂપ કર્મણિ વર્તમાન કાળના ત્રીજા પુરુષનું એકવચન છે એના વર્તમાન કાળનાજ રૂપ વપરાય છે એનો અર્થ '—ની જરૂર છે એવો છે

तें पुस्तक मला पाहिज आहे—તે પુસ્તક મારે જોઈએ છે અપેક્ષિત છે

रामानें किंवा रामाला आज हें पुस्तक वाचिलें पाहिजे—રામે કે રામને આજ એ પુસ્તક વાચવુ જોઈએ (કર્મણિ પ્રયોગ છે)

त्वा किंवा तुला गेलें पाहिजे (ક્રિયાપદ અકર્મક છે, માટે ભાવે પ્રયોગ છે)

---

## પ્રકરણ ૧૯મું
### ધાતુ પ્રકારાદિ

**ધાતુ**–ધાતુ એ ક્રિયાપદનુ ટૂંકામા ટૂંકુ રૂપ કે મૂળ છે સંસ્કૃત વૈયાકરણો આસરે ૧,૭૦૦ ધાતુ આપે છે એ મૂળ સ્વરૂપ છે અને એનાથી ટૂંકા રૂપ થઈ શકતા નથી એવુ તેમનું મત છે

**પાશ્ચાત્ય મત**—ભાષાશાસ્ત્રીઓએ ભાષાઓનો મુકાબલો કરી તે ધાતુઓના મૂળ ૫૦૦મા આણ્યા છે એવી પણ સૂક્ષ્મ

સંશોધનથી એ સંખ્યા ૧૦૦ કે ૫૦ પર આવી જાય છે એમ તેમનું માનવું છે.

સાર્વનામિક ધાતુ—સર્વનામનાં મૂળ સ્વરૂપને પાશ્ચાત્ય વિદ્વાનો સાર્વનામિક ધાતુ કહે છે. એ ધાતુ ઘણી વાર એકસ્વરી શબ્દના રૂપમાં જણાય છે; જેમકે,

સ, હો, ત, તો ('આ' કે 'તે'); સ્ય, ત્ય, સ્વ, સ્મ; મ, મે, વ, તે ('હું', 'તું'); ય, ક, કુ ('જે', 'શું', 'કોણ')

ઘણી વાર આ મૂળમાં વિભક્તિના પ્રત્યયો સ્, મ્, ન્, ભ્યમ્, ભ્યસ્ લાગેલા હોય છે. ઘણી વાર એ પ્રત્યયો એકઠા થયેલા હોય છે—इम, एव, थत, एन, एन

વિભાગ—ધાતુના વિભાગ નીચે પ્રમાણે કરી શકાયઃ—

(અ) પ્રાથમિક ધાતુ

(૧) સ્વરના બનેલાઃ-

(૧) इ 'જવું', ऋ 'જવું'

(૨) સ્વર ને વ્યંજનના બનેલાઃ—

अन् 'શ્વાસ લેવો', अद् 'ખાવું', अत् 'જવું', अट् 'ભટકવું', आस् 'બેસવું'; ईड् 'સ્તુતિ કરવી', ईश् 'અમલ કરવો', ऊह् 'તર્ક કરવો', ऋध् 'વધવું', વગેરે

(૩) વ્યંજન ને સ્વરના બનેલા—

दा 'આપવું', धा 'મૂકવું'; या 'જવું', पा 'પાલન કરવું', मा 'માપવું', वा 'વાવું', यु 'જોડવું', रु 'રોવું', शी 'સૂવું', जि 'જીતવું', भू 'હોવું', कृ 'કરવું', मृ 'મરવું', वृ 'વરવું', धे 'ધાવવું', दो 'કાપવું', ध्यै 'ધ્યાન ધરવું', વગેરે

(આ) દ્વૈતીયિક ધાતુ

(૧) વ્યંજન, સ્વર, ને વ્યંજનના બનેલાઃ—

युज् 'યોજવું', युध् 'લડવું', युत् 'પ્રકાશવું', युप् 'વિમોહ પમાડવો', रुच् 'રુચવું', रुद् 'રોવું', रुध् 'રૂંધવું', रुप्, रुश्, रुष् 'ખરડવું', रुज् 'હિંસા કરવી', रुह् 'ઊગવું', तुद् 'પીડવું', तुप् 'તોષવું', तुल् 'તુલના કરવી', तुज् 'હિંસા કરવી', तुभ् 'હિંસા કરવી', तुर् 'ત્વરા કરવી', तुह् 'પીડા કરવી', વગેરે—

આમાં युज्, युध्, युत्, युप्–यु ધાતુ પરથી रुच्, रुद्, रुध्, रुप्, रुश्, रुष्, रुज्, रुह्–रु ધાતુ પરથી, અને तुद्, तुप्, तुल्, तुज्, तुभ्, तुर्, तुह्–तु ધાતુ પરથી આવ્યા હોય એમ લાગે છે. यु 'જોડવું', युज् 'જોડવું', युप्

'લડાઈમાં જોડવું' આમ युज् અને युध् ધાતુનું મૂળ यु જણાય છે એજ પ્રમાણે અન્ય સ્થળે સમજી લેવું

(૨) બે વ્યંજન ને દીર્ઘ સ્વરના બનેલા—

म्ना 'માનવું', ज्ञा 'જાણવું', स्था 'ઊભા રહેવું', घ्रा 'સૂંઘવું', ज्या 'વૃદ્ધ થવું', द्रा 'કુત્સિત ગતિ કરવી', ख्या 'કહેવું', प्सा 'ખાવું', स्ना 'નહાવું', श्रा 'રાંધવું', प्रा 'પૂરવું, ग्लै-म्लै 'ખિન્ન થવું', ह्री 'લાજવું', ब्रू 'કહેવું, વગેરે

(૩) સ્વર ને બે વ્યંજનના બનેલા —

अर्द् 'પીડવું', अर्ह् 'યોગ્ય થવું, अर्च् 'પૂજવું', अर्थ् 'પ્રાર્થના કરવી', अर्ज् 'મેળવવું', उर्द् 'માન આપવું', 'ક્રીડા કરવી', વગેરે.

(ઈ) તાર્તીયિક ધાતુ—

(૧) સંયુક્ત વ્યંજન, પછી સ્વર, ને પછી વ્યંજનના બનેલા —

त्रस् 'બીવું', त्रप् 'શરમાવું', क्षम् 'ક્ષમા કરવી', क्षिप् 'ફેંકવું', क्लिश् 'ક્લેશ કરવો', ग्रह् 'પકડવું', क्लिद् 'ભીનું થવું, द्रुह् 'દ્રોહ કરવો', स्निह् 'સ્નેહ કરવો' વગેરે

(૨) સંયુક્ત વ્યંજન, સ્વર, ને સંયુક્ત વ્યંજનના બનેલા —

स्पन्द् 'ફરકવું', स्वर्द् 'સ્વાદ લેવો', क्रन्द् 'શોક કરવો', स्कन्द् 'જવું', स्यन्द् 'વહેવું, भ्रस्ज् 'ભૂંજવું', વગેરે

ભાષાશાસ્ત્રની દૃષ્ટિથી સંસ્કૃત મૂળ ધાતુના પણ આ પ્રમાણે વિભાગ કરી શકાય છે

**વિકરણ સહિત ધાતુ**—કેટલાક ધાતુ ગુજરાતીમાં સંસ્કૃત વિકરણ પ્રત્યય સાથે આવ્યા છે, જેમકે,

ज्ञा–जाना–જાણ युध्–युध्य–બૂઝ स्विद्–स्विद्य–સીઝ, नृत्–नृत्य–નાચ, खिद्–खिद्य–ખીજ, भी–बिभी–બીહ–બી, पद् पद्य–ઉપજ, નિપજ, વગેરે

**મૂળ ધાતુ**—વ્યાકરણમાં ક્રિયાપદના હાલના ટૂંકામાં ટૂંકામાં રૂપને આપણે મૂળ ધાતુ કહીએ છીએ, જેમકે, 'કર', 'બેસ', 'હો', 'છ', 'આપ', વગેરે.

**સાધિત ધાતુ**—મૂળ ધાતુ ઉપરથી ગુજરાતીમાં 'પ્રેરવું' એ અર્થમાં સાધિત ધાતુ બને છે; જેમકે,

| મૂળ સાધિત | મૂળ સાધિત |
|---|---|
| પડ—પાડ | લખ—લખાવ |
| મર—માર | બેસ—બેસાડ |
| કર—કરાવ | ઉછર—ઉછેર |

આ દ્વૈતીયિક ધાતુ છે. દ્વૈતીયિક સાધિત ધાતુ પરથી પણ પુનઃ સાધિત ધાતુ બને છે તે તાર્તીયિક સાધિત ધાતુ છે; જેમકે,

| મૂળ | દ્વૈતીયિક | તાર્તીયિક |
|---|---|---|
| પડ | પાડ | પડાવ |
| મર | માર | મરાવ |
| ઉછર | ઉછેર | ઉછેરાવ |
| બેસ | બેસાડ | બેસાડાવ |
| ઊંઘ | ઉંઘાડ | ઉંઘાડાવ |
| તપ | તાપ | તપાવ |

**સાધિત ધાતુ કેવી રીતે બને છે?**—મૂળ ધાતુ ઉપરથી સાધિત ધાતુ થતાં નીચે પ્રમાણે ફેરફાર થાય છે. સાધિત ધાતુમાં પ્રેરણાનો અર્થ છે, માટે એ પ્રેરક-પ્રયોજક ધાતુ કહેવાય છે. મૂળ ધાતુ અકર્મક છે ને સાધિત સકર્મક થાય છે.

(૧) આદિ સ્વર દીર્ઘ થાય છેઃ—

પડ—પાડ; કર—કાર; મર—માર; તર—તાર; સર—સાર; બળ—બાળ; વળ—વાળ; દખ—દાખ; હર—હાર; ગળ—ગાળ; ચર—ચાર

(૨) આદિ સ્વરનો ગુણ થાય છેઃ—

ફૂટ—ફોડ; છૂટ—છોડ; તૂટ—તોડ; ખુલ—ખોલ

(૩) અન્ત્ય સ્વરમા ફેરફાર થાય છે —પી–પા

(૪) ઉપાન્ત્ય 'અ'નો 'એ' કે 'ઓ' થાય છે —

ઉછર ઉછેર, ઉખડ–ઉખેડ, ભળ–ભેળ, હળ–હોળ

(૫) આવ, આડ, એડ, અવ, વગેરે પ્રત્યયો લગાડવાથી—

(અ) લખ–લખાવ, કર–કરાવ, બોલ બોલાવ, મૂક–મુકાવ, ખોદ–ખોદાવ પૂછ–પુછાવ, દાટ–દટાવ, ભણ–ભણાવ, નાખ–નખાવ

(આ) બેસ–બેસાડ, સીવ–સિવાડ, રમ–રમાડ, વાગ–વગાડ, દેખ–દેખાડ ચાવ–ચવાડ, નાસ–નસાડ, ઊડ–ઉડાડ, દેખ–દેખાડ, જાગ–જગાડ, લાગ લગાડ, પામ–પમાડ, ખા–ખવાડ, સૂ–સુવાડ, ગા–ગવાડ

કેટલાક 'બેસાર', 'સુવાર', વગેરેમા 'આડ'ને બદલે 'આર' આવે છે

(ઇ) ખસ–ખસેડ ઘસ–ઘસેડ

(ઈ) શીખ–શિખવ, ભણ–ભેળવ,

દાટ–દટાવ, વાગ–વગાડ, ચાવ–ચવાડ—

આ દાખલાઓ પરથી સ્પષ્ટ થાય છે કે 'આવ,' 'આડ' વગેરે પ્રત્યયો લગાડતા મૂળ ધાતુનો ઉપાન્ત્ય સ્વર હ્રસ્વ થાય છે 'શિખવવુ' મા 'ઇ' આ પ્રમાણે હ્રસ્વ જોઈએ 'દેખાડવુ,' 'જોવાડવુ'મા 'એ' ને 'ઓ'ના ઉચ્ચાર હ્રસ્વ છે એમ સમજવુ

**તાર્તીયિક ધાતુ કેવી રીતે બને છે?**—પ્રેરક ધાતુ ઉપરથી પુનઃ પ્રેરક થતાં નીચે પ્રમાણે ફેરફાર થાય છે —

(૧) ઉપાન્ત્ય સ્વર હ્રસ્વ થઈ 'આવ' પ્રત્યય લાગે છે, જેમકે,

| મૂળ ધાતુ | પ્રેરક | પુનઃ પ્રેરક |
|---|---|---|
| પડ | પાડ | પડાવ |
| મર | માર | મરાવ |
| તર | તાર | તરાવ |

(૨) અવ, આવ, કે રાવ પ્રત્યય લાગી—

| મૂળ | પ્રેરક | પુનઃપ્રેરક |
|---|---|---|
| છૂટ | છોડ | છોડવ–ડાવ |
| તૂટ | તોડ | તોડાવ |
| વાગ | વગાડ | વગાડાવ |
| કર | કરાવ | કરાવરાવ |
| લખ | લખાવ | લખાવરાવ |
| ફર | ફેરવ | ફેરવાવ |

રચનાઃ—

શિષ્ય પાઠ ભણે છે. શિક્ષક શિષ્યને પાઠ ભણાવે છે.

તે શિક્ષક પાસે શિષ્યને પાઠ ભણાવરાવે છે.

અર્થ—કેટલીક વખત એક પ્રેરક ધાતુ પરથી બીજો પ્રેરક ધાતુ બને છે; પરંતુ તેમાં વિશેષ અર્થ આવતો નથી.

સીવ–સિવાડ–સિવડાવ

ખા—ખવાડ–ખવડાવ

હિંદીમાં ને મરાઠીમાં પણ લગભગ એવીજ રીતે પ્રેરક રૂપો થાય છે.

હિં.— छूटना छोड़ना छोड़वाना
છૂટવું છોડવું છોડવાવું
मरना मारना मरवाना
दबना दबाना (दाबना) दबवाना

મ — तुटणें (તૂટવું) | तोडणें (તોડવું)
फुटणें (ફૂટવું) | फोडणें (ફોડવું)
करणें (કરવું) | करविणें (કરાવવું)

ધાતુ —

कर—करव चोर—चोरव लाग—लागय उठ—उठव मर—मार चर—चार, पड—पाड, दब-दाब—दावव

सि —गरणु-गारणु तुट्णु-तोडणु

ઉપરના દાખલાઓ પરથી સમજાશે કે જેમ ગુજરાતીમા જુદી જુદી રીતે પ્રેરક ધાતુ બને છે, તેમજ બીજી દેશી ભાષાઓમા પણ બને છે

હિંદીમા સામાન્ય નિયમ એવો છે કે ધાતુના અન્ત્ય 'અ નો 'આ થાય અને પુન પ્રેરક રૂપ કરવા આ નો અ થઈ તેની સાથે વા જોડાય છે, જેમકે

| | | |
|---|---|---|
| चढना | चढाना | चढवाना |
| ચઢવુ | ચઢાવવુ | ચઢાવરાવવુ |
| पकडना | पकडाना | पकडवाना |
| પકડવુ | પકડાવવુ | પકડાવરાવવુ |

કેટલાક સકર્મક ક્રિયાપદમા આદિ સ્વર હ્રસ્વ થઈ 'લા ઉમેરાય છે અને પુન પ્રેરક રૂપમા 'લા નુ 'લવા થાય છે

| | | | | |
|---|---|---|---|---|
| देना | दिलाना | दिलवाना | | |
| डूबना | डुबाना | ( डुबोना ) | डुबवाना | |
| सीखना | सिखाना | ( सिखलाना ) | सिखवाना | (सिखलवाना) |

વ્યુત્પત્તિ—સસ્કૃતમા પ્રેરક ધાતુ બનાવનાર પ્રત્યય णिच् એટલે इ છે (ण् ને च् નો લોપ થાય છે) અને આકારાન્ત ધાતુમા એ પ્રત્યય પૂર્વે 'प् આગમ આવે છે જેમકે कृ+णिच् (इ) આ इ પ્રત્યય પર છતા ધાતુના અન્ત્ય સ્વરની ને ઉપાન્ત્ય અની વૃદ્ધિ થાય છે અને અન્ય ઉપાન્ત્ય સ્વરનો ગુણ થાય છે આ નિયમ પ્રમાણે कृ+इ—कार+इ—कारि અગ થઈ વિકરણ પ્રત્યય अ અને પુરુષવાચક પ્રત્યય આવી कारि+अ+ति कार+अ+ति (અન્ત્ય સ્વરનો વિકરણ પ્રત્યય પર છતા ગુણ થઈ) =कारयति એ પ્રમાણે स्था નુ प् આગમ આવી स्था+णिच्=स्थाप्+इ=स्थापि, स्थापि+अ+ति—स्थापय+अ+ति=स्थापयति થાય છે

પજાબીમા પ્રેરક અગ કરતા આપ લાગ્ય, ણ કે આય ઉમેરાય છે જેમકે

कारावेति, कारावयति, कारेति, કે कारायति. આ ઉપરથી પૂના ય ઉંઠે પ્રાકૃતમાં अ, ए, आव, आवे પ્રત્યયો થયા છે. आपय-आवय-आवइ-आवे; આમ आपयમાંથી आवे થયું છે; તેમાંનો ए લોપાઈ 'આવ' પ્રત્યય ગુજરાતીમાં આવ્યો છે. ग्रमनुं પ્રાકૃતમાં ममाडइ-ममाडेइ-ममावइ-ममावेइ રૂપો થાય છે. ममाडइमां आड છે તે ગુજ૦ 'આડ' પ્રત્યયનું મૂળ છે. ઉચ્ચારની સરળતાની ખાતર 'આલ્'ના 'ર્'નો 'ર્' થયો છે.

**અન્ય સાધિત ધાતુ**—પ્રેરક ધાતુ સિવાય સંસ્કૃતની પેઠે બીજા સાધિત ધાતુ પણ ગુજરાતીમાં છે; પરંતુ પ્રેરક ધાતુની પેઠે તે પરથી કાળ કે અર્થ બનતા નથી. કેટલાંક નામ ને વિશેષણ એ ધાતુ પરથી બને છે તેનો તત્સમ શબ્દ તરીકે ગુજરાતીમાં પ્રયોગ છે.

દાખલાઃ—

(૧) ઇચ્છાવાચક ધાતુ—

સં. ज्ञा (જાણવું) પરથી जिज्ञास (જાણવા ઇચ્છવું),-જિજ્ઞાસુ (જાણવા ઇચ્છનાર),-જિજ્ઞાસા (જાણવાની ઇચ્છા).

„ पा (પીવું) „ पिपास-પિપાસુ, પિપાસા

„ मुच् (છોડવું) „ मुमुक्ष—મુમુક્ષુ, મુમુક્ષા

(૨) 'ક્રિયાનું પુનઃ પુનઃ કે પ્રકર્ષે થવું' એવા અર્થના ધાતુ—

સં. दीप् (પ્રકાશવું) देदीप्य-દેદીપ્યમાન (વર્ત૦ કૃદન્ત)-વારંવાર કે અતિશય પ્રકાશતું

ज्वल् (પ્રકાશવું) जाज्वल्य-જાજ્વલ્યમાન-જાજ્વલ્યમાન

**નામધાતુ**—નામ કે વિશેષણ ધાતુ તરીકે વપરાય તે નામધાતુ કહેવાય છે.

નામ પરથી—'અજવાળુ' પરથી 'અજવાળ'—એણે શું અજવાળ્યું છે? 'દુધે ઊમર ધોવડાવિયા અજુવાળ્યા બહુ ગોખ' નઠણનીશી (૩૧૯) ફૂલ–ફૂલવુ, કાજળ–કજળાવુ (અગ્નિ કજળાય છે=કાજળ જેવો થાય છે–તે ઉપર રાખ ચઢે છે), હિંડોળો–હિંડોળાવુ (તે શ્રીમન્તાઈ અને ગરીબાઈ વચ્ચે હિંડોળાય છે)

વિશેષણ પરથી—ધવલ (ધોળુ) પરથી—ધોળવુ, ટૂંકુ–ટુંકવવું, લાંબુ—લંબાવવુ

મરાઠીમાં પણ એવા નામધાતુ વપરાય છે—

मद–मदावणें लाव–लावण फूल फुलणें, हर्ष–हर्षणें आनन्द–आनन्दणें

સંસ્કૃત ભૂત કૃદન્ત પરથી આવેલા નામધાતુ—કાઢ, રૂઠ, તૂઠ પાક, ઘટ લાગ, પલોટ, સુકા, હરખા—આ નામધાતુ સંસ્કૃત ભૂત કૃદન્ત પરથી આવ્યા છે

| | | | |
|---|---|---|---|
| कृष् | ખેંચવુ ભૂ. કૃ. | कृष्ट | ઉપરથી કાઢ |
| रुष् | ખિજવાવુ , | रुष्ट , | રૂઠ |
| तुष् | તોષાવુ, રાજી થવુ | तुष्ट , | તૂઠ |
| पच् | રાંધવુ ,, | पक्व ,, | –પાક |
| घृष् | ઘસવુ | घृष्ट | ઘટ (ઓછુ થવુ) |
| लग् | લાગવુ , | लग्न | –લાગ |
| परि+अस् | ચારે તરફ ફેંકવુ | पर्यस्त ,, | –પલોટ (પ્રા પલ્લટ્ટ) |
| √शुष् | સુકાવુ | शुष्क ,, | –સુકા |
| हृष् | હરખવુ | हृषित , | –હરખા (પ્રા हरिसिअ) |

ભૂત કૃદન્ત પરથી પ્રેરકધાતુ—બિડાવ, ખવાડ, દેવાડ, એવા પ્રેરણાવાચક ધાતુ પણ મૂળ ધાતુના ભૂત કૃદન્ત પરથી આવ્યા છે

મી 'બીવું'-મીન (મૂ. કૃ.)-નામધાતુ મીનયતિ-પ્રા. મીણાવેદિ-એ પરથી ગુજરાતીમાં 'બિહાવ' થયું છે.

√ખાવિદ-પ્રાકૃતમાં પ્રેરક ભૂત કૃદન્ત ખાદ્-('ખા') પરથી ખાવિદ થાય છે; તે પરથી 'ખવાડ' થયું છે.

√દાવિદ-દા 'આપવું' પરથી પ્રાકૃતમાં દાવિદ પ્રેરક ભૂત કૃદન્ત થાય છે; તે પરથી 'દેવાડ' થયું છે.

જન્મવું, સાચવવું—આ પણ નામધાતુ છે. જન્મન્ પરથી જન્મવું, ને સત્ય પરથી સત્યાપયતિ, અપ૦ સચવઇ-સાચવવું, એમ થયા છે.



## પ્રકરણ ૨૦મું

### કૃદન્તઃ પ્રકારાદિ

**કૃદન્ત**—ધાતુને કૃત્ પ્રત્યય લાગી જે શબ્દ બને છે તે સંસ્કૃત વ્યાકરણમાં કૃદન્ત કહેવાય છે. કૃત્ છે અન્તે જેને તે 'કૃદન્ત,' એમ 'કૃદન્ત' શબ્દ બહુવ્રીહિ છે. 'કૃત્' પ્રત્યય એટલે શું? ધાતુને જે પ્રત્યયો લાગે છે તેમાંના ઘણાખરાને પાણિનિએ 'કૃત્' પ્રત્યય કહ્યા છે. એ પ્રાથમિક પ્રત્યય છે અને એ પ્રત્યયથી બનેલા શબ્દને જે દ્વૈતીયિક પ્રત્યય લાગે છે તે 'તદ્ધિત' પ્રત્યય છે.

ભૂ 'હોવું'-ભાવ, ભૂત, ભવત્, ભવિષ્ય, ભવન, ભૂતિ, ભવિતવ્ય, ભવ્ય, ભવનીય, ભાવ્ય-આ બધા સંસ્કૃતમાં કૃદન્ત કહેવાય છે; કેમકે એ ભૂ ધાતુને કોઈ એક કૃત્ પ્રત્યય લાગી થયા છે.

ધૃ 'ધારણ કરવું'-ધૃત, ધર્મ, ધૃતિ, ધારણ, ધરણી, વગેરે પણ કૃદન્તજ છે.

ભૂ-ભાવ-ભાવિક
ધૃ-ધર્મ-ધાર્મિક
આમાં 'ભાવિક' ને 'ધાર્મિક' એ તદ્ધિતાન્ત છે.

ધાતુને કાળ કે અર્થ વાચક પ્રત્યય લાગી જે રૂપ બને છે તે પૂર્ણ-અર્થ-વાચક ન હોય તો તેને ગુજરાતી વ્યાકરણમા 'કૃદન્ત' કહે છે પૂર્ણ-અર્થ-વાચક પદ થાય તો તે ક્રિયાપદ બને છે

**પ્રકાર**–કૃદન્તના પ્રકાર નીચે પ્રમાણે છે –

કર ધાતુના રૂપ –

| | મૂળ ધાતુ | પ્રેરક કે પ્રયોજ્ય ધાતુ (સાધિત) |
|---|---|---|
| વર્તમાન | કરતો–તી–તુ | કરાવતો–તી–તું |
| પ્રથમ ભૂત (અદ્યતન) | કર્યો–કરી–કર્યું | કરાવ્યો–કરાવી–કરાવ્યુ |
| દ્વિતીય ભૂત (અનદ્યતન) | કરેલો–લી–લુ | કરાવેલો–લી–લુ |
| ભવિષ્ય | કરવાનો–ની–નુ<br>કરનાર | કરાવવાનો–ની–નું<br>કરાવનાર |
| સામાન્ય (વિધ્યર્થક) | કરવો–વી–વુ | કરાવવો–વી–વુ |
| હેત્વર્થક (ચતુર્થ્યન્ત અવ્યય) | કરવા–કરવાને | કરાવવા–કરાવવાને |
| અવ્યય ભૂત | કરી–કરીને | કરાવી–કરાવીને |

**કૃદન્તનો પ્રયોગ**–કૃદન્ત નામ, વિશેષણ, કે અવ્યય તરીકે વપરાય છે

દાખલા –

શિખામણ **દેવી** સહેલી છે, પણ તે પ્રમાણે **કરવુ** અઘરૂ છે

(સામાન્ય કૃ૦; નામ)

તે **દોડતો દોડતો** મારી પાસે આવ્યો. (વર્ત૦ કૃ૦, વિશે૦)

તેને **દોડતાં દોડતાં** ઠોકર લાગી. (વર્ત૦ કૃ૦, અવ્યય)

અવસર **ચૂકયો** પાછો આવતો નથી. (ભૂત કૃ૦, વિશે૦)

તેનું **કહ્યું** કોઈ ગણકારતું નથી. (ભૂત કૃ૦, નામ)

'**કહ્યું** કથે તે શાનો કવિ, **શીખી** વાત તે શાની નવી.'

(નામ; વિશેષણ)

મારૂં **બોલેલું** હવામાં ઊડી ગયું. (ભૂત કૃ૦, નામ)

**બોલેલું** વચન પાછું ખેંચી શકાતું નથી. (ભૂત કૃ૦, વિશે૦)

હું તમને **કહી કહીને** થાક્યો. (અવ્યય ભૂ. કૃ., પૂર્વકાલવાચક છે; કહેવાની ક્રિયા થાકવાની ક્રિયા કરતાં પહેલી થઈ છે.)

**બોલનાર** બોલી રહ્યા? તમારૂં કામ **કરવા** હું **બંધાયલો** નથી, માટે તે **કરવાનો** નથી.

(ભવિ૦કૃ.; હેત્વર્થ કૃ૦; દ્વિતી. ભૂ. કૃ૦; ભવિ. કૃ૦; 'કરવા' અવ્યય; 'બોલનાર' નામ, બાકીનાં વિશેષણ)

**કરવાનું**—આ ભવિષ્યનું રૂપ ખરૂં જોતાં 'કરવું'નું ષષ્ઠ્યન્ત છે; પરંતુ તે નામ તરીકે પ્રથમા વિભક્તિમાં પણ વપરાય છે અને તેમાં ભવિષ્યકાળનો અર્થ છે; જેમકે,

મારે કંઈ **કરવાનું** રહ્યું નથી.

વ્યુત્પત્તિ—પાલી ને પ્રાકૃતમાં વર્તમાન કૃદન્તનાં નીચે પ્રમાણે રૂપ છે:—
पचंतो પું, पचंती સ્ત્રી, पचंतं નપું.

હિંદી ને ગુજરાતીમા બે રૂપ છે, એક વ્યયી અને બીજું અવ્યયી

વ્યયી { હિં मारता પુ એ વ  रहता સ્ત્રી रहती
मारते પુ બ વ  रहते मारती
ગ મારતો પુ એ વ  મારતી સ્ત્રી  મારતું નપુ એ વ
મારતા પુ બ વ  મારતાં નપુ બ વ }

અવ્યયી હિં सुनत भजत भाजत
ગ કરતાં

મરાઠીમા પણ વ્યયી ને અવ્યયી એવા બે રૂપ છે

વ્યયી करीत ग्हीत, वसत उठत, आचरत आचरीत } करीतो પુ, करीती સ્ત્રી, करीतें નપુ

અવ્યયી करिता करिताना
जेविता–जवतां जविताना–जेवताना

આ ભાષાઓમા વર્તમાન કૃદન્તના મૂળ તરૂપના ન્તોમાથી ન્ જતો રહ્યો છે સિંધી પંજાબી ને ઉડ્ડી સિવાય બીજી દેશી ભાષાઓમાથી અનુનાસિક જતો રહે છે સિંધી ને પંજાબીમા ત્ ને બદલે દ્ થાય છે

ઉડ્ડીમા ન્ કાયમ રહ્યા છે—ररत देखन्त

બંગાળીમા એ દ્ ન્તને અન્તે ઇતે આવે છે देखिते પરંતુ હાલ તેનો અર્થ હેત્વર્થ જેવો છે

ક્રિયાતિપત્તિ આ કૃદન્ત ક્રિયાપદ તરીકે વપરાય છે ત્યારે એમા ક્રિયાતિપત્તિનો અર્થ આવે છે જેમકે,

તે આ કામ કરત તો થાત (અથાત્, તેણે કર્યું નહિ, તેથી થયું નહિ)

મૂળમા પણ વર્તં૦ કૃદન્ત ક્રિયાતિપત્તિના અર્થમા ક્રિયાપદ તરીકે વપરાય છે હોન્તો–હોમાણો એ अभविष्यत् (હોત) એવા ક્રિયાતિપત્તિમા વપરાય છે

માગધીનો દાખલો —

' होन्त जइ सामा होन्ता न निसा तिमिरं वि नइ न होमाण ।
सा हाणा कइ अन्द  कुमारपालचरित ८ १०५

જો સાંજ ન થાત, જો રાત ન થાત (પડત), અંધકાર ન થાત, તો આપણે કેવી રીતે થાત। (આપણે કેમ જીવી શકત?)

જૂની ગુજરાતીમાં હાલની ગુજરાતીમાં વપરાય છે તેમ વર્તમાન કૃદન્તનું રૂપ વ્યયી ને અવ્યયી એમ બે પ્રકારનું હતું અને વ્યયી રૂપ ભૂતકાળના અર્થમાં ને અવ્યયી રૂપ ક્રિયાતિપત્ત્યર્થ ભૂતકાળના અર્થમાં વપરાતું.

દાખલાઃ—

'રાયિઅ લેવા વાછતઉ' (રાજ્ય લેવા વાંછતો)
'આપણઈં મુખિ ઘાતતઉ' (પોતાના મુખમાં મૂકતો)
'જઇ એવડુ તપ કરત તઉ મોક્ષિ-હિ જિ પામત' (જો
એવડું તપ કરત તો મોક્ષજ પામત)

હાલ 'એ' નિશ્ચયવાચક વપરાય છે (સુખે સૂજો) તેનું જૂનું 'ઇ' રૂપ છે.

'કરતાં' એ ક્રિયાવિશેષણરૂપ વર્તમાન કૃદન્ત છે. કવિતામાં 'કરન્તાં,' 'ભણન્તાં' જેવાં રૂપ વપરાય છે.

ડૉ. ટેસિટોરિ એને અપભ્રંશ ષષ્ઠ્યન્ત રૂપ પરથી આવેલું સમજે છે.
एहउं वड चिन्तताहं पच्छइ होइ विहाणु
(એ વિચારતાં તે મૂર્ખને પછી વહાણું વાયું.)
તેમજ 'તુમ્હ જમાઇ છતાં'
જૂની ગુજરાતીમાં વર્તમાન કૃદન્ત 'અત' પ્રત્યયથી થાય છે.
પું. કરતઉ; સ્ત્રી. કરતી; નપું. કરતઉં-કરતુ
પ્રાચીન રૂપમાં નકાર છે પણ ખરો:—
'ચાલન્તઉ,' 'ધરન્તઉ'
કર્મણિ રૂપ-કીજતઉ-કીજતી-કીજતઉં
મુગ્ધાવબોધ૦—
મેઘિ વરસતઇ મોર નાચઇ (મેઘ વરસતે [સતે] મોર નાચે [છે];
ગુરિ અર્થું કહતઇ પ્રમાદીઉ ઊંઘઇ (ગુરુ અર્થ કહેતે [સતે] પ્રમાદી ઊંઘે [છે].

ભૂત કૃદન્ત સંસ્કૃત પ્રત્યય त છે, પ્રાકૃતમાં त્ લોપાય છે કે त્ નો द् થાય છે

સં पठित પ્રા पढिओ-પઢ્યો-
" हसित -પ્રા हसिओ હસ્યો-
" હિ बैठा પુ એ વ, बैठे પુ બ વ
बैठी સ્ત્રી એ વ ને બ વ

પઢ્યો હસ્યો-વગેરે રૂપમાંથી પુ નો 'ઓ' કાઢી નાખતાં ય્ રહે છે તે ત્વરિત ઉચ્ચારેલા इઅની બરાબર છે इ આગમ ને ભૂત કૃદન્તના त પ્રત્યય મળીને इत થાય છે, તેમાંથી त् લોપાઈ इअ થાય છે

હિંદીમાં इत-इअ ને બદલે त-अ આગમ રહિત આવ્યો છે—रहा, मारा बैठा

કાઠિયાવાડી રૂપોમાંથી પણ इ જતો રહ્યો છે લાગ્ગો ('લાગ્યો' ને બદલે)

કેટલાક ભૂત કૃદન્તના રૂપ નીચે પ્રમાણે આવ્યા છે -

दृष्ट-दिठ्ठो-દીઠો, लब्ध -लद्ध -લીધો, प्रविष्ट -पइठ्ठो,-પેઠો, कृत -किदो કીધો

જૂની ગુજરાતીમાં અપભ્રંશની પેઠે ભૂત કૃદન્ત 'इउ' માં પરિણમે છે, જેમકે,

આવિઉ, ગિઉ, પૂજિઉ (નપુ)

ભૂત કૃદન્તનું લવાળું રૂપ-'ल्' એ શૌરસેની 'द् પરથી આવ્યો છે. द्નો ड् થઈ ड्નો ल થયો છે મરાઠી, બંગાળી, ને ઉત્કલીમાં એવું લવાળું રૂપ છે

ગુજ૦—કરેલો-લી-લું, દેખેલો-લી-લું

મરા૦—केला-केली-केलें
कलेला—केलेली- कलेलें

બંગાળી ને ઉત્કલી—दखिल, करिल

મરાઠી, ઉત્કલી, બંગાળી, બિહારી, ને આસામીસ—એ બધાં પ્રદેશોની ભાષામાં 'લ વાળો કૃદન્ત માલમ પડે છે એ ल-एल પ્રત્યય સ્વાર્થિક પ્રત્યય ड પરથી થયો છે એમ ડૉ ગ્રીઅર્સનનું ને ડૉ ટેસિટોરિનું માનવું છે અર્ધ માગધીમાં इल्ल સ્વાર્થિક પ્રત્યય લાગી તે પર इअ ઉમેરાઈ इल्लिअ પરથી ભૂત કૃદન્ત થા

છે; આણ્યુ-ઇલ્વિઅ=આણેલું. સ્કૅન્ડિનેવિક ભાષામાં ભૂત કૃદન્તનો દ્ (l), મૂળ દ્ (d) માંથી આવ્યો છે અને દ્ (d), ત્ (t)માંથી ઉદ્ભવ્યો છે. આ પ્રમાણે ઇન્ડો-યુરોપીઅન કુળની શાખાઓ જુદી પડી તે પહેલાંનો એ પ્રાચીન વિકાર છે.

સતિસપ્તમી—ભૂત કૃદન્તની સતિસપ્તમીની રચના જૂની ગુજરાતીમાં છે તે લક્ષમાં લેવા યોગ્ય છે. 'જઇ પાપ જસ લીધઇ નામિ' (જેનું નામ લીધે પાપ જાય)—આમાં 'નામિ' ને 'લીધઇ' બેને સપ્તમીમાં છે. હાલ 'નામ લીધે' એમ વાપરીએ છીએ તેમાં 'નામ' એ લુપ્તસપ્તમ્યન્ત છે એ આ પ્રમાણે ખુલ્લું છે. 'શોક કર્યે શું થાય' (શોક કરે શું થાય)—આમાં હાલ વપરાય છે તેમ 'શોક' લુપ્તસપ્તમ્યન્ત છે એમ સમજવું.

અવ્યયકૃદન્ત—સંસ્કૃતમાં ઉપસર્ગપૂર્વક ધાતુને य લગાડાય છે; પ્રાકૃતમાં ('य'નો વિશ્લેષ થઈ) इअ, ને અપભ્રંશમાં (अ લોપાઈ) इ છે.

જૂની હિંદીમાં 'करि', 'चलि' એવા રૂપ છે. 'करि'માંનો 'इ' લોપાઈ 'कर' થયું; देख कर, देख करके=દેખીને; પંજાબીમાં 'देखि करि' (દેખીને) જેવા રૂપ છે.

મરાઠીમાં ऊन પ્રત્યય છે; जाऊन–जावून, करून, देऊन–देवून; घेऊन–घेवून

કવિતામાં આ પ્રત્યય उनी–उनिया; ऊनी–ऊनिया, ओन–ओनी–ओनिया એવું રૂપ ધારણ કરે છે.

સં. त्वा પ્રત્યયનું પ્રાકૃતમાં तूण–ऊण થઈ, મરાઠીમાં ऊन થયું છે.

સં. दत्वा–પ્રા. दाऊण–दाऊण–મ. देऊन થયુ છે.

જૂની ગુજરાતીમાં 'ઈ' પ્રત્યય છે; જેમકે,

કરી, લેઈ, દેઈ, પડી

મુગ્ધાવબોધ૦—કરી જાણઇ; લેઈ સકઇ

'કરીને,' 'હરીને' વગેરેમાં 'ને' ક્ષેપક છે. ભાલણની 'કાદમ્બરી'માં એક સ્થળે 'ઈ' પ્રત્યય અને 'ને' ને છૂટાં પાડી વચ્ચે 'અ' અવ્યય મૂક્યું છે.

'શુદ્ધ આચમન કરી અનિ તે પિહિરિ વસ્ત્ર દુકૂલ' કડ૦ ૧૧૩ું

કાવ્યમા કેટલેક સ્થળે 'ઈ' ની પછી નિરર્થક 'અ' આવે છે – 'પામીય,' 'વરીય'

પદ્યમા ને ગદ્યમા બન્નેમા 'ઈ'ની પછી 'નઈ' મૂકવામ આવે છે –

'કરી–નઈ,' 'વાચી–નઈ,' 'મેહલી–નઈ' (કાન્હડદે પ્ર ૧૮ 'પ્રવચી તણુ પીઠ મેહલી–નઈ દેવ ગયા કૈલાસ') કેટલીક વખત 'ઈ'ની પછી કરી' આવે છે 'તેડાવી કરી' (પચાખ્યાન)

સામાન્ય કૃદન્ત સસ્કૃતમા વિધ્યર્થ કૃદન્તનો એક પ્રત્યય તવ્ય છે પ્રાકૃતમા એ 'તવ્ય'નુ 'અવ્વ' થાય છે

સ વર્તવ્ય પ્રા વરિઅવ્વો

ગુજ૦ કરવ મરા૦ કરાવે સિધી–કરિઝો

મુગ્ધાવબોધ ઉદા૦ વિદ્યા કરવાં–છોકરાએ વિદ્યા પ્રાપ્ત કરી

જૂની ગુજરાતીમા 'કરિવઉં' (કરવુ), 'લેવઉં' (લેવુ) રૂપો છે 'કરિવા,' 'લેવા'–આવા રૂપ મુગ્ધાવબોધ૦મા આપ્યા છે

કરેવા, 'મારેવા,' આવા રૂપ 'કાન્હડદે પ્રબન્ધ'મા છે એ રૂપ તવ્યનુ અપભ્રશમા એવા થાય છે તે સાથે જોડાયલુ છે

'ઘર પાડેવા લાગા' કાન્હ૦ ૧–૮૪

'પ્રાણ કરેવા લાગઇ' કાન્હ૦ ૧–૮૫

સ તવ્યના બીજા આદેશો અપભ્રશમા એવ્વ, એવ્વઉ ને એવાઉ થાય છે

**ભવિષ્ય કૃદન્ત**–કર્તૃત્વવાચક પ્રત્યય 'આર' છે જેમકે, 'કરનાર,' 'દેનાર,' 'ધનાર,' 'શકનાર'

મરાઠીમા પણ એવા પ્રત્યય છે કાણાર, જાણાર ચણાર, વસણાર, વગેરે 'કાર (કરનાર) પરથી ક લોપાઈ 'આર' થયુ છે

અન પ્રત્યયથી ક્રિયાવાચક નામ બને છે જેમકે કેમન મરણ કરણ બન્ધન, વાચન, સિચન પ્રોક્ષણ એ અન સાથે આર એકરૂપ થઈ નાર પ્રત્યય બને છે -નાર=કરણ+આર

જૂની ગુજરાતીમાં અન્નન્ત શબ્દને 'દાર' પ્રત્યય લાગે છે; એ 'દાર' પણ ધારનો ધ્ લોપાઈ થાય છે; ઉચ્ચારની સરળતા માટે દ્ આરંભમાં ઉમેરાય છે. અથવા તો દ ને ષષ્ઠીનો પ્રત્યય લેવો; પાલણ-દેહાર (પાલણનો કરનાર) ધ લોપાઈ પાલણુદાર=પાળનાર.

મુગ્ધાવબોધ૦—કરણુનાર, લેણુહાર.

'અર્જનહાર'—હાલ પણ વપરાય છે.

હિંદીમાં 'વાલા' (સં. પાલક), 'હારા' તેમજ 'વૈયા' ('વાલા'નું પ્રાન્તિક રૂપ 'વારિયા' ને તેનું ટૂંકું રૂપ 'વૈયા') છે.

કરનેવાલા; દેખનેહારા; રખૈયા; કરવૈયા; પુ બોલનેવાલા, સ્ત્રી. બોલનેવાલી; એજ પ્રમાણે જાનેવાલા—લી; દેનેહારા—રી.

ગુજરાતીમાં પણ કરવૈયા રૂપ વપરાય છે. 'પીડાવાળો,' 'પસ્તાળો' એ રૂપ પણ ગુજરાતીમાં વપરાય છે.

હિંદી ને પંજાબીમાં વાલા અન્તવાળો શબ્દ ભવિષ્ય કૃદન્ત તરીકે વપરાય છે વહ જાનેવાલા થા.

## પ્રકરણ ૨૧મું

### કાળ: અર્થ

વિભાગ—જે સમયે ક્રિયા થઈ હોય તે સમયપરત્વે ક્રિયાપદના કાળના વિભાગ થાય છે. કાળ ત્રણ છે:—વર્તમાન, ભૂત, અને ભવિષ્ય. એજ પ્રમાણે ક્રિયાપદના રૂપમાંથી જે અર્થ નીકળે છે તે પરત્વે પણ તેના વિભાગ નીચે પ્રમાણે થાય છે:—સ્વાર્થ, આજ્ઞાર્થ, વિધ્યર્થ, ક્રિયાતિપત્ત્યર્થ, અને સંકેતાર્થ.

## રૂપ—વર્તમાન કાળનાં રૂપ નીચે પ્રમાણે છે —

કર ધાતુ

વર્તમાન કાળ

| | એ વ. | બ વ |
|---|---|---|
| ૧લો પુરુષ | હું કરું | અમે કરીએ |
| ૨જો પુરુષ | તું કરે | તમે કરો |
| ૩જો પુરુષ | તે કરે | તેઓ કરે |

મરાઠીમા વર્તમાન કૃદન્તનુ રૂપ ક્રિયાપદ તરીકે વપરાય છે-મુલગા ચાલતો, હરી બસતો (છોકરો ચાલે છે, હરિ બેસે છે) ગુજરાતીમા એ રૂપ ક્રિયાપદ તરીકે વપરાય છે, પરતુ તેમાથી ભૂતકાળનો અર્થ નીકળે છે છોકરો ચાલતો, હરિ બેસતો.

વ્યુત્પત્તિ—વર્તમાનકાળના ને ભવિષ્યકાળના રૂપ સસ્કૃત વર્તમાનકાળના રૂપ પરથી પ્રાકૃતદ્વારા આવ્યા છે

કાળના પ્રત્યય વ્યુત્પત્તિ પ્રમાણે સર્વનામના રૂપ છે

| | એ વ | દ્વિ વ | બ વ |
|---|---|---|---|
| પ્ર પુ | मि (हुं) | | मस् (म=हुं+म=तु=અમે) |
| દ્વિ પુ | सि (तुं) | थस् (थ=तुं+म=तु=તમે) | |
| તૃ પુ | ति (ते) | तस् (त=ते+म=तु=તેઓ) | |

અપભ્રંશના પ્રત્યય-અપભ્રંશમા ઘણા પ્રત્યય છે, તેમાના જે પ્રત્યયમાથી વર્તમાન કાળના પ્રત્યય આવ્યા છે તે પ્રત્યય નીચે પ્રમાણે છે અપભ્રંશના વર્તમાન કાળના રૂપ પણ નીચે આપ્યા છે

| | પ્રત્યય | | 'ચલ્'ના રૂપ | |
|---|---|---|---|---|
| | એ વ | બ વ | એ વ | બ વ |
| ૧લો પુ | उ | हुं | चलउ | चलहुं |
| ૨જો પુ | हि | हु | चलहि | चलहु |
| ૩જો પુ | इ | हिं | चलइ | चलहिं |

વર્તમાન કાળનાં બધાં રૂપ ઉપલાં અપભ્રંશનાં રૂપ પરથી આવ્યાં છે એ સ્પષ્ટ છે. માત્ર ૧લા પુરુષના બહુવચનના રૂપની વ્યુત્પત્તિ સરળ નથી.

**જૂની ગુજરાતી**–આ રૂપને મળતાં રૂપ જૂની ગુજરાતીમાં છે.

આવઇ (તે આવે, તું આવે); જાણુઇં; તરઇં; દેખઇ; પૂછઇ; પામઇં; સકઇં; હુઇં; લિઇ (લે); દિઇ (દે)

૧લા પુ. બ. વ.મા 'કરઉં' ને 'કરાં' એવાં બે જૂના રૂપ છે, તેમા 'કરઉં'–માંથી 'અઉં' જતું રહી 'ઇએ' (વર્ત૦ ક પુ એ. વ) પ્રત્યય આવ્યો છે.

'કાન્હડદે પ્રબન્ધ'માં તેમજ અન્ય જૂની ભાષાવાળા ગ્રન્થમાં વર્તમાન કાળનું જૂનું રૂપ મળી આવે છેઃ–

'કાન્હ૦–સવે દિવસિ વાસુ **વસઇ** રાજભવનિ નવ નિદ્ધિ.' ૧.૯

'હંસવાહની હરખિ **રમિ, કાર** જગસીલ વિલાસ.'

શ્રીવેતાલપંચવિશી રાસ, પૃ૦ ૧

'ઘણા પુરુષ **છિં** સ્વામી ઇહાં, આપણ **જાઇઇં** નવરૂં જિહાં.'

શ્રીવૈતા૦, પૃ. ૪

'તેહ નગરમાંહઇ વિષ્ણુસર્મા એહવે નામે બ્રાહ્મણ **વસિ.'**

શ્રીવૈતા૦, પૃ. ૧૦૩

'રાત્રે જે ઘરિમાહિ મુએ તેહનઇ દ્વારિ જૈ ઉભુ **રહિ**'

શ્રીવૈતા૦, પૃ. ૧૧૫

'તુ રાજી સુ વર્ષ **જીવઇ.'** શ્રીવૈતા૦, પૃ ૧૧૭

'જેણિ પુત્રે કરી જસ **પામીયે.'**–

'એ પાંચ વાના શોક **ટાલઇ.'** પૃ. ૧૧૭

'હે સ્ત્રી, યે પુત્રનુ મસ્તક છેદી દેવીનઇ ચડાવીએ.' પૃ ૧૧૭

| | અપભ્રંશ | જૂની ગુજ૦ | હાલની ગુજ૦ |
|---|---|---|---|
| ૧લો પુ | नचउँ | નાચઉં | નાચુ |
| ૨જો પુ ૩જો એ વ | नचहि-इ | નાચઇ | નાચે (તુ તે) |
| ૩જો પુ બ વ | नचहिं | નાચઇ | નાચે (તેઓ) |

૩જા પુ એ વ ના જૂની ગુજરાતીમા–વસઇ, રમિ, કરિ, વસિ ને ૧લા પુ બ વ ના–જઇઈં (જઈએ), પામીયે, ચડાવીએ, કરઉં, કેસા, ૨જો પુ એ વ છૂટઇ, ૩જો પુ બ વ ટાલઇ–આવા રૂપો મળી આવે છે

સસ્કૃત પ્રત્યય તિ છે તેમાનો ત પ્રાકૃતમા ને અપભ્રંશમા લોપાય છે चलति-चलइ–આરે હિંદીમા चल થાય છે वह बैठ (તે બેસે) બીજા પુરુષના એકવચનમા સસ્કૃત પ્રત્યય સિ છે તેમાનો સ્ પ્રાકૃતમા કાયમ રહે છે, પણ અપભ્રંશમા તેનો હ્ થાય છે ને તે હ્ ગુજરાતીમા જતો રહે છે ગુજરાતીમા એ રૂપ બીજા પુરુષના જેવુજ થાય છે અપ करहि નુ 'કરઇ' થઈ 'કરે'–તું કરે હિંદીમા तू बैठ થાય છે અપ૦ करहु–કરઉ કરો (તમે કરો) હિંદીમા तुम बैठो અપ૦ करहिं–કરઇ કર (૩જો પુ બ વ ) હિંદીમા व बैठ (તેઓ બેસે). ગુજરાતીમાથી અનુનાસિક જતો રહ્યો છે ૧લા પુ બ વ ના પ્રત્યયની વ્યુત્પત્તિ સરળ નથી ડૉ ટેસિટોરિ એ રૂપ કર્મણિ વર્તમાનના ૩જા પુ એ વ ના રૂપ પરથી લાવે છે 'જઈયઇ–જઈએ' આપીયઇ—આપીએ 'કરીયઇ—કરીએ

ભવિષ્યકાળ રૂપ—ભવિષ્યકાળના રૂપ નીચે પ્રમાણે છે —

'કર' ધાતુ, ભવિષ્યકાળ

| | એ વ | બ વ |
|---|---|---|
| ૧લો પુ | હું કરીશ | અમે કરીશું |
| ૨જો પુ | તું કરીશ–કરશે | તમે કરશો |
| ૩જો પુ | તે કરશે | તેઓ કરશે |

મરાઠીમાં ચાલેલ, થયેલ એવાં રૂપ થાય છે. હિંદીમાં ચૈઠૂગા–બૈઠેંગે એવાં થાય છે.

વ્યુત્પત્તિ—સંસ્કૃતમાં બે ભવિષ્યકાળ છે—એકના પ્રત્યય तान्‌ને વર્તમાન કાળના પ્રત્યય લગાડવાથી થાય છે (तास्मि–तास्त:–ताम:, વગેરે) અને બીજાના स्यને વર્તમાન કાળના પ્રત્યય લગાડવાથી થાય છે. સંસ્કૃત સાહિત્યમાં ૧લા ભવિષ્ય કાળનો પ્રયોગ વિરલ છે, બીજો સામાન્ય પ્રચારવાળો છે. પ્રાકૃતમાં ને દેશી ભાષાઓમાં એજ કાળ ઊતરી આવ્યો છે.

| | સંસ્કૃત પ્રત્યય | | |
|---|---|---|---|
| | એ વ. | દ્વિ. વ. | બ. વ. |
| ૧લો પુ. | स्यामि | स्याव: | स्याम: |
| ૨જો પુ. | स्यसि | स्यथ: | स्यथ |
| ૩જો પુ. | स्यति | स्यत: | स्यन्ति |

स्य પ્રત્યય કેટલાક ભાષાશાસ્ત્રીઓના ધારવા પ્રમાણે अस् ને या ધાતુઓનો બનેલો છે. दास्यति–તે આપવા જશે–આપવાની તૈયારીમાં છે–આપશે–એવો અર્થ છે.

મહારાષ્ટ્રી ને શૌરસેનીમાં स નું स्स ને અપભ્રંશમાં स થાય છે; જેમકે,
होस्सामि–होहामि શૌરસેની ને મહારાષ્ટ્રી
होसमि–होसउं અપભ્રંશ

હું કરીશ—આમાં 'કરીશ' એ રૂપમાથી બધા પ્રત્યય જતા રહ્યા છે स–इष्य–इस्स–ईस. બાકીનાં રૂપ 'स' પર વર્તમાન કાળના પ્રત્યય લાગી થયાં છે. ૧લા પુરુષના બ. વ.નો પ્રત્યય 'स' ને અપભ્રંશ વર્તમાન કાળના हुंમાંનો ह् લોપાઈ उं મળીને થયો છે (स+उं=सु–શું).

**જૂની ગુજરાતી**—જૂની ગુજરાતીમાં ભવિષ્યકાળનાં રૂપ નીચેના સ્વરૂપમાં જોવામાં આવે છેઃ—

| | એ. વ. | બ. વ. |
|---|---|---|
| ૧લો પુ. | માંડિસિ (હું માંડીશ); જાઇસ; કહિસ | પૂરસ્યું (પૂરીશું); લેસીઇ (લઇશું); બોલિસિઉં (બોલીશું) |

૨જો પુ જાઇસિ ( તું જઇશ ) થાઈસિઉ (થશો)
૩જો પુ હોસિ (હોશે); કહિ- લેસઇ (લેશે); કહિસી (કહેશે)
સિઇ, દેસિઈ

દાખલાઃ—

ગૂજરાતી સ્યૂં **માંડિસિ** કલહુ ( માંડીશ ). ૧–૨૬–કાન્હ૦
સાહમા ધા **લેસીઉં** (લઈશું) –૧–૫૨ „
**કરસિ** કેડિ, **મારસિ** હિંદુ,—૧–૨૧૭ (કરશે, મારશે)
જુ કાન્હડદે બોલ **માનસિં**, તં દેસિઉં જે મુખિ **માગસિ** —૩. ૧૩૦

(માનશે, દઈશું, માગશે)

ભાલણ–

દુ:ખિતાં એહનિ કરી તતક્ષણ **છાંડિશિ** પ્રાણ ( છાંડીશ ).
કાદમ્બરી, કડ૦ ૨૧

સખી સઘલી **જાણશિ**, નીલજ થઈ એ નારિ ( જાણશે ).
કાદ૦, કડ૦ ૨૨

નિર્મલ નાશા તિલનૂં ફૂલ, દંત તણઉં કુણ **કરશિ** મૂલ (કરશે).
વિમલપ્રબન્ધ૦, પૃ. ૩

હું અઘોર મન્ત્ર **સાધિસિ** (સાધીશ) શ્રીવૈતાલ૦, પૃ. ૯૦

**કૃદન્ત ક્રિયાપદ તરીકેઃ** ભૂતકાળ—બધી ઇંડો–આર્ય ભાષામાં ભૂત કૃદન્ત ભૂત કાળના ક્રિયાપદની ગરજ સારે છે ભૂત કૃદન્તનું વિવેચન આગલા પ્રકરણમાં આવી ગયું છે. બે પ્રકારના ભૂત કૃદન્ત હોવાથી બે પ્રકારના ભૂતકાળ થાય છે:

પ્રથમ (અદ્યતન ભૂત કાળ)–તે કાલે મુંબઈ **ગયો.**
દ્વિતીય (અનદ્યતન ભૂત કાળ)–તમે તેને **જોયલો** ખરો ?

| 'કર' ધાતુ–પ્રથમ ભૂતકાળ | | | 'કર' ધાતુ–દ્વિતીય ભૂતકાળ | |
|---|---|---|---|---|
| | એ. વ. | બ. વ. | એ. વ. | બ. વ. |
| ૧લો પુ. | મેં કર્યું | અમે કર્યું | મેં કરેલું | અમે કરેલું |
| ૨જો પુ. | તેં કર્યું | તમે કર્યું | તેં કરેલું | તમે કરેલું |
| ૩જો પુ. | તેણે કર્યું | તેમણે કર્યું | તેણે કરેલું | તેમણે કરેલું |

'લ' વાળું કે દ્વિતીય ભૂતકાળનું રૂપ પ્રથમ ભૂતકાળ બતાવે છે તે કરતાં ઘણી વાર વધારે પાછલા વખતની ક્રિયા બતાવે છે; પણ એવો ભેદ હમેશ જોવામાં આવતો નથી.

મરાઠીમાં 'લ'વાળું રૂપ વપરાય છે. मुलगा चालला; પણ આવે હિંદીમાં ગુજરાતીના જેવું જ રૂપ વપરાય છે:—मैं बैठा–हम बैठे.

**વર્તમાન કૃદન્ત ને ભવિષ્ય કૃદન્ત કાળ તરીકે**—જેમ ભૂત કૃદન્ત ભૂત કાળના ક્રિયાપદની ગરજ સારે છે, તેમ વર્તમાન કૃદન્ત અને ભવિષ્ય કૃદન્ત પણ ગુજરાતીમાં ક્રિયાપદ તરીકે વપરાય છે.

**તે મારે ત્યાં રોજ આવતો.**

**હું તો તમારી જોડે આવવાનો.**

પહેલું રૂપ નિયમિત ભૂતકાળ દર્શાવે છે અને બીજું ભવિષ્યકાળ દર્શાવે છે. બીજાનો પ્રયોગ બહુ શિષ્ટ અને સામાન્ય નથી.

| | 'કર'–નિયમિત ભૂતકાળ | | ભવિષ્યકાળ | |
|---|---|---|---|---|
| | એ. વ. | બ. વ. | એ. વ. | બ. વ. |
| ૧લો પુ. | હું કરતો | અમે કરતા | કરવાનો | કરવાના |
| ૨જો પુ. | તું કરતો | તમે કરતા | | |
| ૩જો પુ. | તે કરતો | તેઓ કરતા | | |

નિયમિત ભૂતકાળના રૂપને મળતું રૂપ હિંદીમાં છે:—मैं बैठता–हम बैठते; मैं बैठती–हम बैठतीं. આને હેતુહેતુમદ્ભૂતકાળ કહે છે.

**અર્થ**—અર્થ ઉપર ગણાવ્યા છે, તેમાના આજ્ઞાર્થ અને વિધ્યર્થના કેટલાક અર્થ સરખા છે આજ્ઞાર્થમા આજ્ઞા ઉપરાત આશીર્વાદનો કે શાપનો-નઠારૂ થાય એવી ઇચ્છાનો-પણ અર્થ છે વિધ્યર્થમા વિધિ એટલે શાસ્ત્રની આજ્ઞા કે પ્રેરણા, ઉપદેશ, ફરજ, અને ફરમાશના અર્થ છે

'કર' ધાતુના આજ્ઞાર્થ ને વિધ્યર્થના રૂપાખ્યાન નીચે પ્રમાણે છે –

| | આજ્ઞાર્થ | | વિધ્યર્થ | |
|---|---|---|---|---|
| | એ વ | બ વ | એ વ | બ વ |
| ૧લો પુ | હું કરૂ | અમે કરીએ | મારે કરવુ | અમારે કરવું |
| ૨જો પુ | તું કર-કરજે -કરની-કરજેની | તમે કરો કરજો-કરોની, કરજોની | તારે કરવુ | તમારે કરવુ |
| | | | તેણે કરવુ | તેમણે કરવુ |
| ૩જો પુ | તે કરે | તેઓ કરે | | |

**અર્થને કાળનો સબંધ**—આજ્ઞા વર્તમાન કાળમાજ થઇ શકે છે વિધ્યર્થમા પ્રેરણા ને ઉપદેશ રહ્યા છે, તે સર્વ કાળને લાગે છે

**રૂપમાં ફેર**—આજ્ઞાર્થના રૂપ વર્તમાન કાળના રૂપથી સહજજ જુદા છે માત્ર બીજા પુરુષમાજ ફેર છે વિધ્યર્થના રૂપ સામાન્ય કૃદન્તથી થાય છે ક્રિયા અમુક કાળમાજ સકુચિત નથી, સર્વ કાળને લાગુ પડે છે, માટે કૃદન્ત સામાન્ય કૃદન્ત કહેવાય છે

સિંધી સિવાય બધી હિંદી-આર્ય ભાષામા ૨જા પુરુષના એકવચનમા ધાતુનુ મૂળ રૂપજ વપરાય છે, મરા–દસ હિંદી બૈટ

બીમ્સ કહે છે કે ગુજરાતની ઉત્તર તરફની પ્રાન્તિક બોલીમા આજ્ઞાર્થના બીજા પુરુષના એકવચનમા 'ય' ઉમેરાય છે, જેમકે, કર્ય, બોલ્ય, ચાલ્ય

આ રૂપોનો પ્રયોગ ચરોતરમા વિશેષ છે, અમુક પ્રદેશમા સંકુચિત હોવાથી એ પ્રાન્તિકજ ગણાય

'કરજે-કરજો'—આ આજ્ઞાર્થનાં માનાર્થક રૂપો છે.

હિંદીમાં એવા રૂપને અન્તે ઈયે બ. વ. ઈયો લેવામાં આવે છે.

આદરવાચક વિધિ-કીજિયે .

પરોક્ષસૂચક વિધિ-કીજિયો

વ્યુત્પત્તિ-આ માનાર્થક આજ્ઞાર્થ રૂપ પ્રાકૃત વિધ્યર્થ રૂપ ઉપરથી નિષ્પન્ન થયું છે. પ્રા. કરેજ્જ-કરેજ્જા. હોજ્જ-હોજ્જા એ રૂપ બધા પુરુષના વચનમાં વપરાય છે.

એ રૂપ જૂની ગુજરાતીમાં વિશેષ વપરાયું છે. હાલ માત્ર બીજા પુરુષના એકવચન ને બહુવચનમાં વપરાય છે; પણ જૂની ગુજરાતીમાં ૧લા ને ૩જા પુ.માં પણ વપરાયું છે.

કાન્હડદે પ્ર૦

અહ્મસ્યૂં પ્રીતિ આણેજ્યો ઘણી (આણજો). ૨-૧૫૦

તિહાં પેસણ્રુ કરિજ્યુ જઈ. ૩.૧૭૭

એક વાત હુઈ જાણિજે, વીરતણુ મસ્તક આણિજે. ૪.૮૮

આવોની-ને, આવજો-ની-ને-આ રૂપ વીનવણી કરવાના અર્થમાં વપરાય છે.

સંકેતાર્થ-આ અર્થને વણે કાળ સાથે સંબંધ છે. 'સંકેત' એટલે શરત. સંકેતવાચક 'જો' અવ્યય વપરાય કે ન વપરાય

વર્તમાનકાળ-

(જો) હું વહેલો ન ઊઠું, તો મારું કામ પૂરું થાય નહિ.

ઉપર દર્શાવ્યા પ્રમાણે વર્તમાનકાળમાં આજ્ઞાનો તેમજ સંકેતનો અર્થ રહેલો છે. એ બેમાંથી એકે અર્થ ન હોય ત્યારે તે સ્વાર્થમાં છે એમ કહેવાય છે. ખાસ અર્થ નથી, પોતાનાજ અર્થમાં છે; માટે સ્વાર્થ કહેવાય છે.

જે કરે તે ભોગવે.

'કરે'=કરે છે; 'ભોગવે'=ભોગવે છે; અહિં સર્વ કાળે ખરાં પડે એવા સાર્વત્રિક વાક્યના અર્થમાં છે. એ વર્તમાન કાળનો એક અર્થ છે. આજ્ઞા કે સંકેતનો અર્થ નથી, માટે સ્વાર્થમાં છે એમ કહેવાય છે.)

ભાઈ! ભલે તે સુખ **ભોગવે** (વર્તમાન કાળ, આજ્ઞાર્થ, શુભેચ્છાના અર્થમાં)

ઈશ્વર તેને તેનાં પાપનું ફળ **આપે**! (વર્ત૦ કાળ, આજ્ઞાર્થ, અશુભેચ્છાના અર્થમાં)

**આવું** કે **જાઉં**? (આજ્ઞાર્થ, અનુજ્ઞાના અર્થમાં)

ગુરુની શિખામણ નહિ **માનો** તો દુ:ખી **થશો** (વર્ત૦ કાળ, સંકેતાર્થ)

આ કામ તે મારાથી કેમ **થાય**! (થઈ શકે? વિધ્યર્થ)

હું **આવું** ત્યાંસુધી અહિં બેસ (વિધ્યર્થ, ગૌણ વાક્યમાં છે.)

**મૂળ અને સાધિત ધાતુના સર્વ અર્થ અને કાળ**–આ પ્રમાણે શુદ્ધ કાળને અર્થ સાથે જોડતાં મૂળ અને સાધિત ધાતુના નીચે પ્રમાણે વિભાગ થાય છે.

| કર ધાતુ, મૂળ | કરાવ ધાતુ, સાધિત |
|---|---|
| વર્તમાન કાળ | |
| સ્વાર્થ–તે કરે. | તે કરાવે. |
| આજ્ઞાર્થ–તે કરે. | તે કરાવે. |
| તું કર–કરજે. | તું કરાવ–કરાવજે. |
| સંકેતાર્થ—(જો) તે કરે. | (જો) તે કરાવે. |
| વિધ્યર્થ—તેણે કરવું. | તેણે કરાવવું. |
| ભવિષ્યકાળ | |
| સ્વાર્થ—તે કરશે–કરવાનો. | તે કરાવશે–કરાવવાનો. |
| સંકેતાર્થ—(જો) તે કરશે. | (જો) તે કરાવશે. |
| પ્રથમ ભૂતકાળ | |

સ્વાર્થ—તેણે કર્યું. તેણે કરાવ્યું.

સંકેતાર્થ—(જો) તેણે કર્યું. (જો) તેણે કરાવ્યું.

દ્વિતીય ભૂતકાળ

સ્વાર્થ—તેણે કરેલું. તેણે કરાવેલું.

સંકેતાર્થ—(જો) તેણે કરેલું. (જો) તેણે કરાવેલું.

નિયમિત ભૂતકાળ

સ્વાર્થ—તે કરતો. તે કરાવતો.

સંકેતાર્થ કે ક્રિયાતિપત્ત્યર્થ } (જો) તે કરત. (જો) તે કરાવત.

આ શુદ્ધ રૂપોમાં ભૂત કાળના સર્વ પ્રકાર તથા વિધ્યર્થમાં કૃદન્તજ ક્રિયાપદનું કામ કરે છે.

**મિશ્રકાળ**—ઉપર દર્શાવ્યા પ્રમાણે વર્તમાન કાળમાં આજ્ઞા ને વિધિનો અર્થ રહેલો છે; તેથી વર્તમાન કાળનો અર્થ સ્પષ્ટ બતાવવા 'છ' ને 'હો' એ ક્રિયાપદનાં રૂપ ઉમેરવાનો પ્રચાર પડ્યો. એ બે ક્રિયાપદો આ રીતે ઉપકારક થવાથી **સાહાય્યકારક** કહેવાય છે.

મરાઠીમાં કૃદન્તની સાથે અસ્ ધાતુનું રૂપ વપરાઈ બે મળીને એક શબ્દ થઈ જાય છે; 'હસતોસ' (हसन्तोसि).

**પ્રક્રિયા**—મિશ્ર વર્તમાન કાળ (સ્વાર્થ) સિવાયના તમામ મિશ્ર કાળોના બંધારણમાં મુખ્ય ક્રિયાપદના કૃદન્ત વપરાય છે; માત્ર મિશ્ર વર્તમાન કાળમાંજ મુખ્ય ક્રિયાપદનો વર્તમાન કાળ વપરાય છે; તેમાં પણ સંકેતાર્થમાં બંધારણ બીજા મિશ્ર કાળના જેવુંજ છે.

**મિશ્ર કાળની સંજ્ઞા**—મિશ્ર કાળની સંજ્ઞા બે રીતે આપી શકાય, તેના બંધારણ ઉપરથી કે અર્થ ઉપરથી. મરાઠી, હિંદી, વગેરે ભાષામાં અર્થ ઉપરથીજ સંજ્ઞા પાડી છે અને તે યુક્ત લાગે છે.

'કાલ' શબ્દનો અર્થ જ, મહાભાષ્યકારે વ્યાપારસન્તાન–ક્રિયાનું સન્તાન– એવો આપ્યો છે કાળ એ ક્રિયાત્મક છે અને ક્રિયાના ભેદને માટે જ કાળ છે આ પ્રમાણે અર્થનિબંધન સંજ્ઞા જ—અર્થને આધારે રચેલી સંજ્ઞા જ—યુક્ત છે ક્રિયા પૂર્ણ થઈ છે કે અપૂર્ણ છે એને ઉદ્દેશીને અર્થને જોડીને મિશ્ર કાળના નીચે પ્રમાણે વિભાગ કરી શકાય છે --

| કર, મૂળ | કરાવ, સાધિત |
|---|---|
| **મિશ્ર વર્તમાન** | |
| અપૂર્ણ વર્તમાન | |
| સ્વાર્થ—તે કરે છે | તે કરાવે છે |
| સંકેતાર્થ—(જો) તે કરતો હોય | (જો) તે કરાવતો હોય |
| પ્રથમ પૂર્ણ વર્તમાન | |
| સ્વાર્થ—તેણે કર્યું છે | તેણે કરાવ્યુ છે. |
| સંકેતાર્થ—(જો) તેણે કર્યું હોય–હશે | (જો) તેણે કરાવ્યું હોય–હશે |
| દ્વિતીય પૂર્ણ વર્તમાન | |
| સ્વાર્થ—તેણે કરેલુ છે | તેણે કરાવેલુ છે |
| સંકેતાર્થ—( જો ) તેણે કરેલુ હોય–હશે | (જો) તેણે કરાવેલુ હોય–હશે |
| ઇચ્છાવાચક વર્તમાન | |
| સ્વાર્થ—તે કરનાર છે–<br>કરવાનો છે–<br>તેને કરવુ છે | તે કરાવનાર છે–<br>કરાવવાનો છે–<br>તેને કરાવવુ છે |
| સંકેતાર્થ—(જો) તે કરનાર હોય–કરવાનો હોય–તેને કરવુ હોય (હશે) | (જો) તે કરાવનાર હોય–કરાવવાનો હોય–તેને કરાવવું હોય (હશે) |

ભૂત

અપૂર્ણ ભૂત

| | |
|---|---|
| સ્વાર્થ—તે કરતો હતો. | તે કરાવતો હતો. |
| સંકેતાર્થ—(જો) તે કરતો હોત (હત). | (જો) કરાવતો હોત (હત). |

પ્રથમ પૂર્ણ ભૂત

| | |
|---|---|
| સ્વાર્થ—તેણે કર્યું હતું. | તેણે કરાવ્યું હતું. |
| સંકેતાર્થ—(જો) તેણે કર્યું હોત (હત). | (જો) તેણે કરાવ્યું હોત (હત). |

દ્વિતીય પૂર્ણ ભૂત

| | |
|---|---|
| સ્વાર્થ—તેણે કરેલું હતું. | તેણે કરાવેલું હતું. |
| સંકેતાર્થ—(જો) તેણે કરેલું હોત (હત). | (જો) તેણે કરાવેલું હોત (હત). |

ઇચ્છાવાચક ભૂત

| | |
|---|---|
| સ્વાર્થ—તે કરનાર હતો— | તે કરાવનાર હતો— |
| —કરવાનો હતો— | —કરાવવાનો હતો— |
| તેને કરવું હતું. | તેને કરાવવું હતું. |
| સંકેતાર્થ—તે કરનાર હોત— | તે કરાવનાર હોત— |
| કરવાનો હોત— | કરાવવાનો હોત— |
| તેને કરવું હોત (હત). | તેને કરાવવું હોત (હત). |

કર્યું છે, કર્યું હતું, કરે છે, કરતો હતો—આમાંનાં પહેલાં બે રૂપ ક્રિયા પૂર્ણ થઈ ગઈ છે એમ દર્શાવે છે અને પાછલાં બે દર રોજ થતી કે ચાલુ ક્રિયા બતાવે છે. જ્યારે ક્રિયા ચાલુજ હોય છે ત્યારે તેની અપૂર્ણતા સ્પષ્ટ છે. જ્યારે દરરોજ થતી કે થયલી ક્રિયાને માટે

'કરે છે,' 'કરતો હતો,' એવુ રૂપ વપરાય છે ત્યારે પણ તે ક્રિયાની અપૂર્ણતાનો અર્થ આવે છેજ એક દિવસ ક્રિયા થાય છે કે થઈ રહી ત્યાર પછી બીજે દિવસે તેજ ક્રિયા થતી નથી કે થઈ નહોતી એમ નથી, પરતુ બીજે દિવસે, ત્રીજે દિવસે, એમ રોજ થાય છે કે થતી હતી આમ વિચારતા સમજાશે કે 'કરે છે' ને 'કરતો હતો' એ અપૂર્ણ ક્રિયા દર્શાવે છે

કર્યું છે, કર્યું હતુ—અને રૂપમા ક્રિયા ભૂત કાળમા થઈ છે ને પરિપૂર્ણ થઈ છે પરતુ પહેલા રૂપમાથી એવો અર્થ નીકળે છે કે ક્રિયા ભૂત કાળમા થઈ છે પરતુ તેની અસર હાલ ચાલુ છે, એવો અથવા તો ભૂત કાળમા થયલી ક્રિયાની વર્તમાન સ્થિતિ એવો અર્થ એમાથી નીકળે છે આ કારણથી એને પૂર્ણ વર્તમાન કાળ કહ્યો છે; કેમકે ક્રિયા પૂર્ણ થઈ છે અને તેની અસર વર્તમાન કાળ સાથે જોડાયલી છે 'કર્યું છે' ને 'કરેલુ છે' મા ભેદનો એટલોજ ભાસ છે કે પ્રથમ રૂપ કરતા બીજુ રૂપ વધારે પાછલી ક્રિયા બહુધા દર્શાવે છે આ કારણથી પ્રથમ રૂપને અદ્યતન પૂર્ણ વર્તમાન ને બીજા રૂપને અનદ્યતન પૂર્ણ વર્તમાન કહ્યુ છે એમા 'અદ્યતન' એટલે આજનુ, અર્થાત પાસેનુ અને 'અનદ્યતન' એટલે તેને મુકાબલે દૂરનુ, આજનુ નહિ

કર્યું, કરતો હતો—પહેલા રૂપમા જેમ અમુક સમયની નિયન્ત્રણા આવે છે, તેવી બીજામા આવતી નથી 'કર્યું' એ રૂપ 'અમુક સમયે' એવા શબ્દોની સાથે બહુધા વપરાય છે, અને એવા શબ્દો નથી વપરાતા તોપણ એ રૂપમાથી એવા શબ્દના સબધના અર્થનો ભાસ થાય છે

કરવાનો છે, કરવાનો હતો—આ અને એની સાથેના રૂપોમાં ભવિષ્ય કાળની સાથે વર્તમાન અને ભૂતનો અર્થ જોડાયલો છે પરતુ એમા ક્રિયા કરવાની ઈચ્છાનો અર્થ રહેલો છે, તેથી એ અર્થને આધારે

એની સંજ્ઞા પાડી છે. કરવાનો છે=કરીશ એવી તેની ઇચ્છા છે; કરવાનો હતો—કરીશ એવી તેની ઇચ્છા હતી.

કરવું છે, કરવું હતું—આમાં વિધિનો અર્થ પ્રધાન છે. વિધિમાં ઇચ્છા અન્તર્ભૂત છે અને અર્થ સાથે કાળની ગુંચવણ ન થાય, માટે એનો ઇચ્છાવાચક રૂપોમાંજ સમાવેશ કર્યો છે.

મરાઠી વ્યાકરણમાં મિશ્રકાળની સંજ્ઞા લગભગ આવીજ છેઃ—

| | | वर्तमान | भूत | भविष्य |
|---|---|---|---|---|
| शुद्ध | | (तो) बसतो | बसला | बसेल |
| | | (તે) બેસે | બેઠો-ઠેલો | બેસશે |
| मिश्र | | | | |
| | अपूर्ण | बसत आहे | बसत होता | |
| | | (બેસે છે) | (બેસતો હતો) | |
| | (प्रथम) पूर्ण | बसला आहे | बसला होता | |
| | | ( બેઠો છે ) | ( બેઠો હતો ) | |
| | उद्देश्य | बसणार आहे | बसणार होता | |
| | | (બેસનાર છે) | (બેસનાર હતો) | |

જેને મરાઠીમાં ઉદ્દેશ્ય વર્તમાન ને ઉદ્દેશ્ય ભૂત કહ્યા છે તેને અહિં ઇચ્છાવાચક વર્તમાન ને ઇચ્છાવાચક ભૂત કહ્યા છે.

હિંદીમાં પણ वह बैठा था (તે બેઠો હતો) એને પૂર્ણ ભૂતકાળ અને वह बैठता था (તે બેસતો હતો) એને અપૂર્ણ ભૂતકાળ કહ્યો છે.

'બેઠો છે' (वह बैठा है) જેવા રૂપને આસન્નભૂત કહ્યુ છે.

'છે' ને 'હોવું' નો વ્યુત્પત્તિ—'છે' ક્રિયાપદ 'अस्' હોવું પરથી આવ્યું છે અને 'હોવું' એ भू 'હોવું' પરથી આવ્યુ છે 'નથી'=नास्ति. भू ધાતુનો પાલીમાં ને પ્રાકૃતમાં हो થાય છે.

**જૂની ગુજરાતી**—'અછઇ,' 'અછિઇ,' 'અછિ,' 'છિ,' 'છિં,' 'છે,' 'અછૈ'—આવાં રૂપ જૂની ગુજરાતીમાં મળી આવે છે.

કાન્હડદે પ્રબન્ધ—

જાલહુર ગઢ વિસમું અછિઇ. ૨ ૩૩
ઇછા છઇ ગઢ જોવા તણી ૩ ૨૪૪
આગઇ એ ગઢ અછિ અદેવત પ્રાણ કોઇઇ ન થાઇ. ૪ ૧૭

વૈતાલ૦—

કહું કથા વૈતાલની, જે છિ જગવિખ્યાત પૃ૦ ૧
જમ્બુદ્વીપ માહિ અછે, ભરતે ખેત્ર સુવિચાર,
તસ મધે બહુ દેશ છે, અગ, બગ, મલબાર. પૃ૦ ૨

હિંદીમા था (स्था) ધાતુ પણ સાહાય્યકારક ક્રિયાપદ તરી વપરાય છે

હિંદી—वह बोलता था, रहता था. (તે બોલતો હતો રહેતો હતો)
वह बोला था, रहा था (તે બોલ્યો હતો રહ્યો હતો)

ગુજરાતીમા 'કરતો થા,' 'ચાલતો થા' એવા વાક્યમા 'થા એ સાહાય્યકારક ક્રિયાપદ નથી, પરતુ એ ક્રિયાપદ મળીને સયુક્ ક્રિયાપદ બને છે અને તેમાથી ક્રિયાના ઉપક્રમનો અર્થ નીકળે છે

૧ ટેસિટોરિ 'છે' ને ऋ ધાતુ પરથી વ્યુત્પન્ન કરે છે

| સ | અપ૦ | જૂ. ગુ | હાલની ગુ |
|---|---|---|---|
| ऋच्छति | अच्छइ | અછઇ-છઇ | છે |

કેટલાક आस् 'બેસવુ' એ પરથી પણ લાવે છે आस्त-आच्छइ-छे



## પ્રકરણ ૨૨મું

### પ્રયોગ

**વિવરણ, વ્યુત્પત્તિને આધારે**—અગાઉ દર્શાવી ગયા તે પ્રમાણે સંસ્કૃત પ્રત્યયો મિ, સિ, તે, તિ, એ અનુક્રમે પ્રથમ, દ્વિતીય, અને તૃતીય પુરુષવાચક સર્વનામ છે. ગુજરાતી પ્રત્યય એજ પ્રત્યયોમાંથી અપભ્રંશદ્વારા આવ્યા છે; એટલે વર્તમાન કાળના પ્રત્યયોથી કર્તા વાચ્ય થાય છે અને ક્રિયાપદનો પ્રયોગ કર્તરિ–કર્તાના અર્થમાં છે. ભવિષ્ય કાળના પ્રત્યય પણ, સ્યમાં (ગુજરાતી સમાં) વર્તમાન કાળના પ્રત્યય મળીને થયા છે એટલે એ પ્રત્યય પણ એવીજ રીતે કર્તાનું અભિધાન કરે છે અને એમાં પણ ક્રિયાપદ કર્તરિ પ્રયોગમાં છે. આ પ્રમાણે ક્રિયાપદ અકર્મક હોય કે સકર્મક હોય તોપણ શુદ્ધ વર્તમાન, અને ભવિષ્ય કાળમાં હમેશ કર્તરિ પ્રયોગ હોય છે; કારણ કે ઉપર સમજાવ્યા પ્રમાણે પ્રત્યય કર્તાના અર્થનું અભિધાન કરે છે.

હું પુસ્તક લખું; તેઓ કામ કરશે–ગામ જશે.

આ બધા કર્તરિ પ્રયોગના દાખલા છે; કેમકે એમાં પ્રત્યયથી કર્તાનો અર્થ કહેવાય છે.

વળી મિશ્ર કાળોમાં પણ નીચેના કાળમાં કર્તરિ પ્રયોગજ હોય છે.–

૧. અપૂર્ણ વર્તમાન–આ કાળમાં મુખ્ય અને સાહ્યકારક, બંને ક્રિયાપદ વર્તમાનકાળમાં છે; માટે એમાં પ્રત્યય કર્તાનું અભિધાન કરે છે; અર્થાત્ ક્રિયાપદ કર્તરિ છે; જેમકે,

તું પુસ્તક **વાંચે છે**; તેઓ આસન પર **બેસે છે.**

૨. નિયમિત ભૂતકાળ—આ રૂપ વર્તમાન કૃદન્ત પરથી આવ્યું છે અને વર્તમાન કૃદન્ત ત્રીજા પુરુષ વર્તમાન કાળના બહુ-

વચનના રૂપ ઉપરથી થયો છે; એમ્વે એ રૂપમા પણ કર્તાનું અભિધાન થાય છે, માટે ક્રિયાપદ કર્તરિ પ્રયોગમા છે

અગાઉ તમે રોજ વહેલા ઊઠતા અને ઈશ્વરનુ સ્તવન કરતા

૩ ભૂતકાળ—ક્રિયાતિપત્યર્થ—આ રૂપ પણ વર્તમાન કૃદન્ત માથી નિષ્પન્ન થયુ છે, માટે એમા પણ કર્તરિ પ્રયોગજ છે

વૃષ્ટિ **થાત** તો દુકાળ **પડત** નહિ

૪ ઇચ્છાવાચક કાળ—વર્તમાન અને ભૂત—આમાના બે રૂપોમા વિધિનો અર્થ નથી, તે બનેમાથી એકમા—'નાર'વાળા રૂપમા કર્તાનો અર્થ ઉત્પન્ન થાય છે કારણ કે 'નાર' પ્રત્યય કર્તૃવાચક છે કરણ+કાર='કાર'માનો 'ક' લોપાઈ, કરણ+આર='કરણ'માનો અન્ત્ય 'અ' લોપાઈ, કરણાર=કરનાર, 'કાર'=જે કરે છે તે, એમા કર્તાના અર્થનુ અભિધાન થાય છે 'કરવાનુ' એ રૂપ 'કરવુ' એ વિધ્યર્થનુ પષ્ઠ્યન્ત છે એમ્વે વિશેષણરૂપ છે, તેથી જ્યારે એ રૂપ કર્તાનું વિશેષણ હોય છે ત્યારે કર્તરિ પ્રયોગમા અને કર્મનું વિશેષણ હોય છે ત્યારે કર્મણિ પ્રયોગમા હોય છે

દાખલા—

**તે** કાલે મુબઈ **જવાનો છે** (કર્તરિ)
**તેઓ** ગીતા **વાચવાના** હતા (કર્તરિ)
હુ એ કામ કદી **કરવાનો** નથી (કર્તરિ)
મારે **ચોપડી લખવાની છે** (કર્મણિ)
મારે **કામ કરવાનું છે** (કર્મણિ)

**કર્મણિ પ્રયોગ**—સસ્કૃતમા સકર્મક ક્રિયાપદને ભૂત કૃદન્તનો પ્રત્યય કર્મણિ અર્થમા અને અકર્મક ક્રિયાપદને કર્તરિ અર્થમા લાગે છે

कृ કરવુ (સકર્મક)—कृत (કર્મણિ)
देवदत्तेन कट कृत ।

(દેવદત્તે સાદડી કીધી.)

पत् પડવું (અકર્મક)—पतित (કર્તરિ)

वृक्षात् पर्णं पतितम् ।

(ઝાડથી પાંદડું પડ્યું.)

ગુજરાતીમાં પણ એજ પ્રમાણે સકર્મક ક્રિયાપદનો ભૂત કૃદન્ત, સામાન્ય રીતે કર્મણિ છે અને અકર્મક ક્રિયાપદનો ભૂત કૃદન્ત કર્તરિ છે.

કર (સકર્મક)—દેવદત્તે સાદડી **કીધી.** (કર્મણિ)

પડ (અકર્મક)—વૃક્ષથી પાંદડું **પડ્યું.** (કર્તરિ)

અપવાદઃ—કેટલાંક સકર્મક ક્રિયાપદનાં ભૂત કૃદન્ત કર્મણિ નથી, પણ કર્તરિ છે, જેમકે,

બોલ, પામ, જમ, લાગ, ભણ, શીખ, સમજ, લાવ.

હું તે વાક્ય મોટેથી **બોલ્યો.**

તે સ્ત્રી એ સાંભળી ઘણું આશ્ચર્ય **પામી.**

તે પેટ ભરીને લાડુ **જમ્યો.**

તે અપશબ્દ બોલવા **લાગ્યો**, ત્યારે મેં તેને અટકાવ્યો.

છોકરો પાઠ **ભણ્યો**, પણ **શીખ્યો** નહિ; કેમકે તે **સમજ્યો** ન હતો.

છોકરો તે પુસ્તક મારી પાસે **લાવ્યો.**

આમાં અન્યર્થક ધાતુની રચના સંસ્કૃતને મળતી છે. સંસ્કૃતમાં એવા ધાતુને ભૂત કૃદન્તનો 'ત' પ્રત્યય કર્તરિ-કર્તાના અર્થમાં થાય છે

गङ्गा गतः—प्राप्तः ।

ઉપરના દાખલાઓમાં 'પામ' એ प्राप् પરથી વ્યુત્પન્ન થયું છે.

એવાં કેટલાંક ભૂતકાળનાં રૂપમાં કર્મપદ પુરુષવાચક હોય છે ને સપ્રત્યય દ્વિતીયામાં હોય છે. ક્રિયાપદ સકર્મક છે, તોપણ ભૂતકાળનું રૂપ કર્તરિ છે.

તે ઈશ્વરને ભજ્યો નહિ.

કુતરો છોકરાને ખૂબ **કરડચો.**
તેને સવારે વીછુ **ડંખ્યો.**

મરાઠીમા પણ એવા ભૂતકાળના રૂપ કર્તરિ છે,
मी परमेश्वरास भजलो–હુ પરમેશ્વરને ભજ્યો.
कुत्रा त्याला डसला–કુતરો તેને ડખ્યો
मी भात जेवलों (હુ ભાત જમ્યો)
तो ती गोष्ट लौकर उमजला (તે તે વાત જલદી સમજ્યો).
तू व्याकरण शिकलास–पढलास (તુ વ્યાકરણ શીખ્યો—પઢ્યો)
मी धर्म आचरलों (હુ ધર્મ આચર્યો)
म्या धर्म आचरिला (મેં ધર્મ આચર્યો).
तो शमर गायत्री जपला (તે સૌ ગાયત્રી જપ્યો)
त्यानें गायत्री जपल्या (તેણે ગાયત્રી જપી)

જ્યા ભૂત કૃદન્તથી બનેલા કાળ હોય છે ત્યા સામાન્ય રીતે કર્મણિ પ્રયોગ છે –

૧ પ્રથમ કે દ્વિતીય ભૂત કાળમા ક્રિયાપદ સકર્મક હોય તો બહુધા કર્મણિ પ્રયોગ છે

મેં પુસ્તક **આપ્યું.**
તેણે મારૂ વચન **સાંભળેલું.**

૨ પ્રથમ પૂર્ણ વર્તમાન અને પ્રથમ પૂર્ણ ભૂત તેમજ દ્વિતીય પૂર્ણ વર્તમાન અને દ્વિતીય પૂર્ણ ભૂત કાળમા સકર્મક ક્રિયાપદ હોય તો બહુધા કર્મણિ પ્રયોગ છે –

મેં તે કાર્ય **કર્યું છે.**
તેણે બરાબર લક્ષ **આપેલું છે.**
તેણે બધા કપડા **પહેર્યાં હતાં.**
તમે પાઠ **વાંચેલો હતો.**

૧. ને ૨. નિયમમાં 'બહુધા' કહ્યું છે તે 'બોલ,' 'પામ,' વગેરે ાતુનો અપવાદ ઉપર આપ્યો છે તે લક્ષમાં રાખીને કહ્યું છે.

**સામાન્ય કૃદન્ત**–સામાન્ય કૃદન્તનો પ્રત્યય સંસ્કૃત વિધ્યર્થના ય્ય પ્રત્યય પરથી આવ્યો છે. ભૂત કૃદન્તની પેઠે એ પ્રત્યય સકર્મક ્યાપદમાં કર્મણિ છે; માટે એ કૃદન્ત તેમજ એ કૃદન્ત ક્રિયાપદ રીકે વપરાયો હોય ત્યાં તે ક્રિયાપદ કર્મણિ પ્રયોગમાં છે.

ઇચ્છાવાચક રૂપ, જે સામાન્ય કૃદન્તનું ષષ્ઠયન્ત છે, તે કર્મનું વેશેષણ હોય તો પ્રયોગ કર્મણિ છે.

'બોલ,' 'પામ,' વગેરે ધાતુનો અપવાદ આ રૂપોને લાગતો નથી.

મારે એ પુસ્તક **જોવું** છે.

તમારે આટલાં બધાં **કામ કરવાનાં** નથી.

તેને ચોપડી **વાંચવી** ગમતી નથી.

તમારે આવાં વચન **બોલવાં** નહિ.

તમને આટલું બધું ખોટું **લાગવું** ન જોઈએ.

**ઉપસંહાર**–આ પ્રમાણે વ્યુત્પત્તિની દૃષ્ટિએ પ્રયોગની પરીક્ષા કરી. 'કર્તરિ,' 'કર્મણિ,' ને 'ભાવે' એ શબ્દ અનુક્રમે 'કર્તૃ,' 'કર્મન્,' ને 'ભાવ'ના સપ્તમ્યન્ત છે અને એનો અર્થ 'કર્તાના અર્થમાં,' 'કર્મના અર્થમાં,' ને 'ભાવના અર્થમાં,' એવો થાય છે. ક્રિયાપદના કે કૃદન્તના રૂપથી કર્તા, કર્મ, કે ભાવ, જેનું અભિધાન થતું હોય, તેના પ્રયોગમાં તે રૂપ કહેવાય છે.

**પ્રત્યયની વ્યુત્પત્તિ**—સંસ્કૃતમા કર્મણિ રૂપ य પ્રત્યયથી થાય છે પ્રાકૃતમાં य નો ईअ કે इज्ज થાય છે.

મૂ—સં. भूयते; પ્રા. होईअइ–होइज्जइ

અપભ્રંશ—एत्थु मुंणीसिम जाणीअइ ।

(अत्र मनुष्यत्वं ज्ञायते—અહિં મનુષ્યત્વ જણાય છે)

समरसएहिं जु वण्णिअ॰ (सग्रामशतेषु यो वर्ण्यते સેંકડો સગ્રામમા ને વર્ણાય છે)

सुर्घे चिन्तिज्जइ माणु (सुखेन चिन्त्यते मान –સુખે વિચારાય છે માન પ્રેમગર્વ)

એજ પ્રમાણે कप्पिज्जइ–કપાય છે, छिज्जइ–છેદાય છે, परिपाविज्जइ કે परिपावीजइ–પમાય છે, जोइज्जउ–જોવાઉ वोल्लिजइ–બોલાય છે, વગેરે રૂપ અપભ્રશમા છે

મુગ્ધાવબોધ૰–ઉચ્ચરીયઇ (ઉચ્ચારાય છે), કહીયઇ–કહીઇ (કહેવાય છે), તરીઇ (તરાય છે), દીજઇ (દિવાય છે), લીજઇ (લિવાય છે), કીજઇ (કરાય છે)

ઈંયનુ ઈ થયુ છે–જાણીતુ, માનીતુ, વગેરેમા ઈ કર્મણિ છે

કાન્હડદે–

જાવરૂર જગિ જાણીંઇ (અપભ્રશમા जाणीअइ–जाणिज्जइ છે અહિં ઈંઅનુ ઈ થયુ છે) ૧ ૫

જિણિ દેસિ કીજઇ જાગ, જિહા વિપ્રનઇ દીજઇ ત્યાગ,
જિહા તુલસી પીપલ પૂજીઇ, વેદ પુરાણ ધર્મ બૂઝીઇ
જિણિ દેસિ સ ઠ તીરથ જાઇ, સ્મૃતિ પુરાણ માનીઇ ગાઈ,
નવખણ્ડે અપકીરતિ કહી, માધવિ મ્લેચ્છ આણિયા તહિં
૧ ૧૬–૧૭

આ ઈય–ઇજ્જવાળુ કર્મણિ રૂપ અર્વાચીન ગુજરાતીમા આવ્યુ નથી

**બીજું અર્વાચીન કર્મણિ રૂપ**–અત્યાર સુધી ગુજરાતીમા જે એક પ્રકારનુ કર્મણિ રૂપ છે–સકર્મક ક્રિયાપદના ભૂતકૃદન્ત અને સામાન્ય ભૂતકૃદન્તનુ–તેની વાત કરી, પરતુ ગુજરાતીમા બીજુ કર્મણિ રૂપ છે, તે ધાતુને 'આય' કે 'આ' લગાડવાથી થાય છે

કર–કરાય છે, કરાયુ, કરાશે, કરાતુ
લખ–લખાય છે, લખાયુ, લખાશે, લખાતુ

જૂની ગુજરાતીમાં કર્તરિ ધાતુને 'આ' લગાડવાથી વિધ્યર્થક કર્મણિ ધાતુ થાય છે. અર્થ ધીમે ધીમે બદલાયો અને હાલ એ રૂપ સર્વત્ર વિધ્યર્થક નથી.

'સમુદ્ર પાણીઇ દોહિલુ પૂરાઇ' (સમુદ્ર પાણીએ દોહિલો પુરાય).

મુગ્ધાવબોધ૦માં આવાં 'આય'વાળાં રૂપના દાખલા છે, તેમાં 'શકવું'નો અર્થ છે એમ કહ્યું છે; જેમકે,

પઢાયઇ (પઢી શકાય); બોલાયઇ (બોલી શકાય); કહાઇ (તેઓને કહી શકાય).

ઘણે સ્થળે હાલ પણ એ રૂપમાં શક્તિનો અર્થ છે.

મારાથી વહેલાં ઉઠાતું નથી (ઊઠી શકાતું નથી).

**'જા' સાથે કર્મણિ કૃદન્તની રચના**—અપભ્રંશમાં તેમજ જૂની ગુજરાતીમાં આ રચના છે ને હિંદી તથા મરાઠીમાં પણ છે:—

अन्नु जु तुच्छउं तहे धणहे तं अक्खणह न जाइ ।

(અન્ય જે તુચ્છ તે પેશુનું-નાયિકાનું (છે) તે કહ્યું જતું નથી.)

કાન્હડદે૦—

એ વડુ રોસ ન સહિઉ જાઇ. ૧-૨૬ (એ ભારે રોષ સહ્યો નહિ જાય-સહેવાય નહિ.)

મરાઠીમાં—'वाघ मारला जावो.'

હિંદીમાં—'लड़केसे पोथी पढ़ाइ जाती थी.' હિંદીમાં કર્મણિ તેમજ ભાવે પ્રયોગમાં जा ધાતુનો યોગ ઘણો સાધારણ છે—देवदत्तसे पुस्तक लिखि जाती है; अब मुझसे जाया जाता है. (દેવદત્ત વડે પુસ્તક લખાય છે; આજ મારાથી જવાય છે); आपसे जीता जाव-આપ વડે જીતાય.

મરાઠીમાં પણ હિંદીને મળતી રચના છે—देवदत्तानें पुस्तक लिहिलें जातें; अधुना माझ्यानें गेलें जातें.

**કારક ને પ્રયોગ**—કર્મણિ પ્રયોગમાં કર્મ ક્રિયાપદથી ઉક્ત

હોવાથી પ્રાતિપદિકાર્થે પ્રથમામાં આવે છે. સંસ્કૃતમાં સર્વત્ર એમ થાય છે, ગુજરાતીમા બહુધા થાય છે, સર્વત્ર નહિ

તેણે તેને બોલાવ્યો—માર્યો—ઓળખ્યો—દીઠો, વગેરે

ઉપરના વાક્યોમાં કર્મ ઉક્ત છે છતાં દ્વિતીયામાં છે

જૂની ગુજરાતીમાં એવે સ્થળે કર્મ પ્રથમામાં આવતું તે ભાલણના પ્રયોગથી જણાય છે કાદમ્બરીમાં ભાલણે 'તેણી હુ દીઠુ નહિ' વાપર્યું છે પૃ૦ ૧૫૨—૫૩ જુઓ

હિંદીમાં ઉપરને મળતી રચના થાય છે.—

राजाने शेरनी-को मारा (રાજાએ વાઘણને મારી)—આમાં કર્મ शेरनी-को ચતુર્થીમા છે, પ્રથમામા નથી ક્રિયાપદ કર્મ સાથે જાતિમા અન્વય પામતુ નથી, તે ભાવે પુલિંગમા આવે છે, કેમકે હિંદુસ્તાનીમાં નપુંસક લિંગ નથી

ગુજરાતીમા તો કર્મ બીજીમાં કે ચતુર્થીમાં* હોય, તોપણ કર્મણિ કૃદન્ત કે ક્રિયાપદ તેનીજ સાથે અન્વય પામે છે રાજસ્થાની મા એવીજ રચના છે, પણ જ્યા ગુજરાતીમા નપુસક છે, ત્યાં રાજસ્થાનીમાં પુલિંગ વપરાય છે—

રાજાએ વિચાર્યું, રાજ૦—राजाभइ विचार्यो

મરાઠીમા પણ કર્મ ચતુર્થીમાં આવે છે તોપણ ક્રિયાપદ કર્મ સાથે અન્વય પામે છે. પરતુ કેટલેક સ્થળે એમ થતું નથી, ત્યાં મરાઠીમાં ક્રિયાપદ નપુસકમા ને હિંદુસ્તાનીમા નપુંસક નથી તેથી પુલિંગમાં આવે છે ને તેવે સ્થળે પ્રયોગ ભાવે થાય છે—

मी मुलीला निजविली—મેં છોકરીને ઉંઘાડી.

वैद्याने रोग्यास बरा केला—વૈદે રોગીને સારો કર્યો

आम्हीं मुलगी कालच सासरीं पाठवीली (કર્મણિ)—અમે છોકરી કાલેજ સાસરે મોકલી

* 'રાજાએ વાઘણને મારી,' આમા 'વાઘણને' ને ચતુર્થીમા પણ લઈ શકાય.

आम्हीं मुलीला कालेजांत पाठविलें (भावे)–અમારા વડે છોકરીને કૉલેજ સાસરે મોકલવાનું થયું–મોકલાયું=મોકલવાનું બન્યું).

राजाने शेत्ती–को मारा (भावे).

મરાઠી વ્યાકરણમાં એમ કહે છે કે વ્યાકરણની દૃષ્ટિને અનુસારે आम्हीं मुलगी निजविली (કર્મણિ) અને आम्हीं मुलीला निजविलें (ભાવે)–આમ થવું જોઈએ; પરંતુ કર્મણિ પ્રયોગમાં आम्हीं मुलीला निजविली એ પ્રયોગ રૂઢ થયો છે.

વિધ્યર્થમાં–मुलग्यानें पोथी वाचावी (કર્મણિ)–છોકરે ચોપડી વાંચવી. मुलग्यानें पोथीला वाचावें (ભાવે)–છોકરે ચોપડીને–ચોપડીના સંબંધમાં વાંચવું–વાંચવાનું કામ કરવું.

મરાઠી ને હિંદીમાં જ્યાં કર્મપદ ચતુર્થીમાં આવે છે અને જ્યાં ક્રિયાપદ કર્મ સાથે અન્વય પામતું નથી, પણ ભાવે પ્રયોગમાં હોય છે, ત્યાં રચના શાસ્ત્રીય અને સયુક્તિક છે. ગુજરાતીમાં તેમ નથી.

ભાવે—ભાવે પ્રયોગમાં ક્રિયાપદ અકર્મક હોય છે અને તેમાંથી ભાવનો અર્થ નીકળે છે.

મારાથી જવાયું નહિ (જવાનું થયું નહિ). ભાવ નપુંસક એકવચનમાં હોય છે, તેથી ક્રિયાપદ હમેશ નપુંસક એકવચનમાં આવે છે.

### પ્રયોગઃ મરાઠી, હિંદી, બંગાલી—

મરાઠીમાં રચના નીચે પ્રમાણે થાય છેઃ—

કર્તરિ—रामा पुस्तक वाचितो (રામ પુસ્તક વાંચે છે).

કર્મણિ—रामानें पुस्तक दिलें (રામે પુસ્તક આપ્યું).

ભાવે—(અ) रामानें रावणास मारिलें (રામે રાવણને માર્યું–રાવણના સંબંધમાં મારવાનું કામ કર્યું).

(આ) हरीनें गावाला जावें (હરિએ ગામના સંબંધમાં જવું).
त्यानें घरीं जावें (તેણે ઘેર જવું).

(અ) रामानें रावणास मारिलेलें आहे।

(आ) दरीनें गावाला जावें असं आहे।

મરાઠીમા કર્મણિ પ્રયોગ કર્મપદ ત્રીજા પુરુષમા હોય ત્યારેજ થાય છે, પહેલા કે બીજામા હોય ત્યારે નહિ

विद्यार्थ्यांनें धडा केला–धडे केले (પાઠ કીધો-પાઠો કીધા)

तो मला बोलावितो, तो आम्हास बोलावितो, तो तुला बोलावितो, तो तुम्हाला बोलावितो–ઉપરના વાક્યોના કર્મણિ રૂપો ત્યાનેં मी बोलाविलों વગેરે થઈ શકે, પણ એવા રૂપો હાલ વપરાતા નથી એને બદલે ભાવે પ્રયોગ વપરાય છે, જેમકે

त्यानें मला बोलाविलें त्यानें आम्हास बोलाविलें, त्यानें तुला बोलाविलें, त्यानें तुम्हास बोलाविलें

પરંતુ જૂના સાહિત્યમા પહેલા ને બીજા પુરુષમા કર્મણિ રૂપ જોવામા આવે છે, જેમકે,

'भूप म्हणे, तू मुनिंनी चित्ती पडरक्षियार्थ धरिलास' ।

'वरिलासि मत्सखीनें, म्या ही वरिलासि तू मनें' ।

ગુજરાતીમા તો ત્રણે પુરુષમા કર્મણિ રૂપ વપરાય છે જેમકે, હુ એનાથી સતોષાયો નહિ, તુ મારાથી સતોષાયો નહિ તે મારાથી સતોષાયો નહિ

કર્મણિ ને ભાવે—રૂઢિ ને વ્યાકરણ

त्यानें आपला मुलगा शाळेंत पाठविला (કર્મણિ, વ્યાકરણની દૃષ્ટિએ શુદ્ધ રૂપ)

त्यानें आपल्या मुलास शाळेंत पाठविला (કર્મણિ રૂઢિ પ્રમાણે)

રૂઢિના પ્રયોગમા કર્મણિ રચનામા કર્મપદ દ્વિતીયામાં આવે છે

त्यानें आपल्या मुलास शाळेंत पाठविलें (ભાવે)

'जा' ધાતુ કર્મણિ રૂપ બનાવવામા મરાઠીમા 'જા' ધાતુનો ઉપયોગ સામાન્ય છે

देवदत्त पुस्तक लिहितों (કર્તરિ)

देवदत्ताकडून पुस्तक लिहिलें जातें (કર્મણિ)

राजे विद्वानाशीं बोलतात (કર્તરિ)

राजाकडून पण्डितांबरोबर बोललें जातें (કર્મણિ)

ગુજરાતીમા—આ દુખ સહ્યુ જતુ નથી (સહેવાતું નથી, કર્મણિ)

હિંદી—હિંદીમા કર્મણિ ને ભાવે રૂપ બનાવવામા 'જા' ધાતુનો પ્રયોગ સામાન્ય છે

देवदत्त पुस्तक लिखता है। (કર્તરિ)
देवदत्तसे पुस्तक लिखि जाती है। (કર્મણિ)
अब मैं जाता हूं। (કર્તરિ)
अब मुझसे जाया जाता है। (ભાવે)
घोडेसे घास खाई जाती है। (કર્મણિ)
मुझसे चीठी नहीं पढ़ी जाती। (કર્મણિ)
होना, चलना, बनना, बन पड़ना—આ રૂપો કર્મણિ અર્થમાં વપરાય છે:—
मुझसे (=मेरे किये) परिश्रम नहीं होता।
तुमसे (=तुम्हारे चलाये) नौकरी नहीं चलती।
देवदत्तसे किसीकी खुशामद नहीं बनती।
मुझसे माला नहीं बनती (=बनाई जाती)।
उनसे ठाकुरकी पूजा भी नहीं बन पड़ती।

'મારાથી પરિશ્રમ થતો નથી', 'મારાથી ખુશામદ બનતી નથી'–આવાં રૂપો ગુજરાતીમાં વપરાય છે તે કર્મણિજ છે (થતી=કરાતી; બનતી=બનાવાતી, કરાતી).

घोडा मैंने छोडा, पौथी मैंने पढ़ी—આવાં વાક્યોને હિંદી વ્યાકરણમાં કર્તરિ માન્યાં છે, તે વ્યુત્પત્તિની દૃષ્ટિએ અશુદ્ધ છે. छोडा (મૃષ્ટઃ), पढ़ी (પઠિતા) એ રૂપો વ્યુત્પત્તિ પ્રમાણે કર્મણિજ છે વળી मैंने જેવાં રૂપો તૃતીયાન્તજ છે, પ્રથમાન્ત નથી. હિંદી વ્યાકરણમાં એ રૂપોને પ્રથમાન્ત માન્યાં છે ને તૃતીયાને કરણવાચક જ માની છે. આ, શાસ્ત્ર ને વ્યુત્પત્તિ, બન્નેથી વિરુદ્ધ છે. *'कर्तृकरणयोस्तृतीया'* ૨।૩।૧૮।। આ પાણિનિના સૂત્ર પ્રમાણે કર્તા ને કરણ એ બે તૃતીયાના અર્થ છે. વળી ने–नें પ્રત્યય જેને હિંદીમાં પ્રથમામાં માન્યો છે, તે एन પરથી વર્ણવ્યત્યયથી વ્યુત્પન્ન થયો છે, તેથી તૃતીયાનોજ પ્રત્યય છે.

*रामने रावणको व शेरनीको बाणसे मारा*—આવાં કર્મણિ રૂપમાં ગુજરાતીની ને મરાઠીની પેઠે કર્મ દ્વિતીયામાં વપરાય છે.

બંગાળી—
देवदत्त पुस्तक लिखिते छे (દેવદત્ત પુસ્તક લખે છે; કર્તરિ).
*देवदत्तेर द्वारा एकखानि पुस्तक लिखित हइते छे* (કર્મણિ).
आमि महाभारत पडिते छि (કર્તરિ)

दारोगाकर्तृक चोर धरा पडिया छे (કર્મણિ)

ક્વચિત્ કર્મણિ પ્રયોગમાં કર્મ દ્વિતીયામાં આવે છે -

ताहांके वला इझ्या छे (અર્થાત્, ते उस्त इझ्या छे).

**સાધિત ધાતુ: પ્રયોગ**—મૂળ ધાતુ પરથી થાય છે તેવાંજ પ્રયોગનાં રૂપ સાધિત ધાતુ પરથી થાય છે, પરંતુ પ્રેરક ધાતુ સકર્મક હોવાથી તે પરથી ભાવે રૂપ થતું નથી.

મારે ચોપડી **લખવી**, મારે ચોપડી **લખાવવી** (કર્મણિ)

તે કામ સારૂં **કરશે**; તે તમારી પાસે કામ **કરાવશે** (કર્તરિ).

મારાથી **ચલાતું નથી** (ભાવે)

## પ્રકરણ ૨૩મું

### નિપાત: ઉપસર્ગ: પૂર્વગ

**નિપાત**—અત્યાર સુધી વ્યયી પદોનું વિવેચન થયું. આ પ્રકરણમાં નિપાતનું વિવેચન છે. નિપાત એટલે અવ્યય. જુદા જુદા અર્થમાં એ પડે છે (નિ+પત્–પડવું), તેથી એ નિપાત કહેવાય છે, એવું 'નિપાત' શબ્દનું નિર્વચન યાસ્ક મુનિએ કર્યું છે.

**નિપાત અને ઉપસર્ગ**—યાસ્ક મુનિએ પદના ચાર વિભાગ કરી નિપાત અને ઉપસર્ગને જુદા મૂક્યા છે, તેનું કારણ એ છે કે ઉપસર્ગનો સમાવેશ નિપાતમાં થાય છે, તોપણ તેનો ખાસ પ્રયોગ છે તે હમેશ ક્રિયાપદ સાથે જોડાયલા છે; તેની પાસે (ઉપ)-પૂર્વે આવી તેના અર્થમાં ફેરફાર કરે છે.

પ્રાતિશાખ્યમાં પણ પદના એજ ચાર વિભાગ આપ્યા છે. કહ્યું છે કે પદના ચાર વિભાગ છે—નામ, આખ્યાત, ઉપસર્ગ, અને નિપાત સત્ત્વનું અભિધાન કરે છે તે નામ, ભાવનું અભિધાન કરે છે તે આખ્યાત, ઉપસર્ગ ૨૦ છે અને તે નામ અને આખ્યાતની સાથે રહી અર્થના દ્યોતક થાય છે, અને એથી ભિન્ન તે નિપાત ('અને,' 'જે,' 'તો,' વગેરે) એ પાદપૂરક પણ હોય છે,

પાણિનિએ નીચેનાની ઉપસર્ગમાં ગણના કરી છેઃ—

પ્ર, પરા, અપ, સમ્, અનુ, અવ, નિસ્ (નિર્), દુસ્ (દુર્), વિ, આ, નિ, અધિ, અતિ, સુ, ઉદ્, અભિ, પ્રતિ, પરિ, ઉપ

એ સિવાય અ(અન્), શ્રત્, અન્તર્, બહિર્, વગેરે કેટલાક સંસ્કૃત શબ્દ અને ગેર, બિન, વગેરે કેટલાક ફારસી શબ્દ પણ શબ્દની પૂર્વે આવે છે. આ બધાની ઉપસર્ગમાં ગણના ન હોવાથી એ પૂર્વગ કહેવાય છે. ઉપસર્ગ એ પણ પૂર્વગ છે; એ પ્રકારના પૂર્વગની ખાસ સંજ્ઞા પાડી છે તેથી પૂર્વગ શબ્દ ઉપસર્ગ સિવાયનાને લાગુ પાડવો.

**ઉપસર્ગના વ્યાપાર**—હરિએ ઉપસર્ગના ત્રણ વ્યાપાર બતાવ્યા છેઃ—૧–કોઈક સ્થળે ધાતુના અર્થનો બાધ કરે છે; અર્થાત્, ધાતુના અર્થથી ઉલટોજ અર્થ લાવે છે; ૨–કોઈક સ્થળે ધાતુના અર્થને અનુસરે છે; અને ૩–કોઈક સ્થળે ધાતુના અર્થમાં વિશેષ આણે છે.

દાખલાઃ—

૧. પ્રસ્થાન (સ્થાન=સ્થિતિ; આમાં સ્થા ધાતુનો અર્થ 'ઊભા રહેવું' છે; ગતિની નિવૃત્તિ, એવો અર્થ છે. 'પ્રસ્થાન'નો અર્થ એથી ઉલટો છે; એ ગતિવાચક છે.); આગમન ('ગમન'થી ઉલટું); વિક્રય ('ક્રય'થી ઉલટું); વિયોગ ('યોગ'થી ઉલટું); અપમાન ('માન'થી ઉલટું); વગેરે.

૨. અનુસરણ; ઉપગમન; વગેરે—આમાં ઉપસર્ગ ધાતુના અર્થને અનુસરે છે.

૩. પ્રતાપ (ઘણો તાપ; પ્ર=પ્રકર્ષવાચક); સંતાપ (અત્યન્ત તાપ; સમ્=સમ્યક્).

ઉપસર્ગના મુખ્ય અર્થ નીચે પ્રમાણે છેઃ—

પ્ર—પ્રકર્ષવાચક; પ્રકર્ષ એટલે અતિશય.

પ્રતાપ, પ્રમોદ, પ્રલાપ, પ્રચંડ, પ્રશાન્ત, વગેરે
(Latin *Pro*-forth)

પરા-૧ ઉલટો અર્થ બતાવે છે, ૨ દૂર, પાછું, ૩ તરફ
૧ જય—પરાજય
૨ પરાવર્તન
૩ પરાક્રમ
(Greek *Para*=beside)

અપ-૧ દૂર, ૨ ઉલટો અર્થ બતાવે છે, ખરાબ
૧ અપગમન, અપહરણ
૨ વાદ—અપવાદ, અપશબ્દ, અપભાષણ, અપમાન, અપકાર, અપશકુન, અપમૃત્યુ
(Greek *Apo*-from)

સમ્=૧ સાથે, ૨ સમ્યક—સારી પેઠે
૧ સંગમ, સંયોગ
૨ સંરક્ષણ, સંસ્પર્શ
સ્ આગમ સાથે—સંસ્કાર, સંસ્કૃતિ
(Gr *Syn*-together)

અનુ-૧ પાછળ, ૨ સાદૃશ્યવાચક
૧ અનુગમન, અનુસરણ, અનુપાન, અનુચર; અનુજ, અનુરૂપ
૨ અનુકરણ
(L *Ana*=again)

અવ-૧ નીચે, ૨ તિરસ્કારવાચક
૧ અવતાર, અવતરણ, અવરોહ, અવનતિ
૨ અવમાન, અવગણના, અવકૃપા
'અવ'ના 'અ'નો વિકલ્પે લોપ થાય છે
અવકાશ—વકાશ, અવગાહ—વગાહ
(La *Ab*=away)

નિસ્-નિર્-બહાર નીકળવાના અર્થમાં
નિર્મર્યાદ; નિર્લજ્જ; નિર્દય; નિરંકુશ
દુસ્-દુર્-૧. દુઃખે સધાય-થાય એવા અર્થમાં; ૨. દુષ્ટ
૧. દુર્ગમ; દુષ્પ્રાપ્ય
૨. દુર્જન; દુર્નીતિ; દુષ્કાળ; દુર્ગુણ; દુરાચાર; દુર્દિન
(Gr. Dys=ill)
અભિ-તરફ
અભિમુખ; અભિગમન; અભિજ્ઞાન
(Gr. Amphi=round)
વિ-૧. વિશેષ; ૨. વિયોગવાચક
૧. વિનય; વિવેક; વિરોધ
૨. વિધવા; વિરૂપ, વિકલ
અધિ-ઉપર
અધિરોહ; અધિવેશન; અધિષ્ઠાન; અધિપતિ; અધિકાર;
અધિદૈવત; અધ્યક્ષ
(L. Ad=to)
સુ—૧. પ્રશંસાવાચક; ૨ અત્યન્ત
૧. સુજન; સુસમૃદ્ધ; સુકૃત; સુદિન
૨. સુદુષ્કર; સુસ્વાદુ
ઉદ્—૧. ઉપર; ૨. વિરોધવાચક
૧. ઉત્પતન; ઉદ્ગમન; ઉત્તપન; ઉન્નતિ
૨. ઉન્માર્ગ; ઉત્પથ
(Anglo-Saxon Ut, Ut)
અતિ—૧. અતિશયવાચક; ૨ પેલી તરફ
૧. અતિઉર્જિત; અતિપીડા, અત્યુક્તિ; અત્યાચાર; અતિસ્નેહ
૨. અતિક્રમણ; અતીન્દ્રિય (ઇન્દ્રિયને અગોચર)

નિ –૧ નીચે, ૨ મધ્યે
૧ નિપતન, ૨ નિધાન
પ્રતિ–૧ તરફ, ૨ સામું, ૩ દરેક
૧ પ્રતિગમન
૨ પ્રતિવચન
૩ પ્રતિદિવસ, પ્રત્યેક
પરિ—આસપાસ
પરિધિ, પરિવર્તન, પરિસ્થિતિ, પરિવાર, પર્યટન
(Gr *Peri*-round)
અપિ—પાસે, તરફ, ઉપર
અપિધાન (ઉપર ઓઢેલુ, વસ્ત્ર, ઢાંકણ)
'અપિ' ના 'અ' 'અવ' ના 'અ'ની પેઠે વિકલ્પે લોપાય છે –
અપિધાન–પિધાન
ઉપ—૧ પાસે, ૨ નાનું
૧ ઉપગમન
૨ ઉપવાક્ય, ઉપવન, ઉપનામ, ઉપનેત્ર (ચશ્મા); ઉપવેદ
(A S *Up*-above)
આ—૧ મર્યાદાવાચક, ૨ આરંભવાચક, ૩ ઈષત્–થોડુ, એવા અર્થમા, ૪ ચારે તરફ, એ અર્થમા, ૫. ઉલટો અર્થ, ૬ ઉપર
૧ આબાલવૃદ્ધ
૨ તે આજન્મ દુખી છે
૩ આકંપિત ( થોડુ કંપેલુ )
૪ આકપ ( ચારે તરફથી કંપારી )
૫ આગમન, આદાન
૬ આરોહ

સસ્કૃત પૂર્વગો—કેટલાકથી ખુલા સમાસ બને છે

અ (અન્)—નકારવાચક

અધર્મ; અનર્થ (સ્વરાદિ શબ્દની પૂર્વે 'અન્')

(નઞ્સમાસ)

તિરસ્—કૃ, ધા, ને ભૂ ધાતુની પૂર્વે વપરાય છે.

તિરસ્કાર; તિરોધાન (અન્તર્ધાન); તિરોભૂત(અન્તર્ધાન થયલું)

આવિસ્—કૃ ને ભૂ ધાતુની પૂર્વે વપરાય છે.

આવિષ્કૃત=પ્રકાશ કરેલું

આવિર્ભૂત=પ્રકાશ પામેલું

શ્રત્—ધા ધાતુની પૂર્વેજ આવે છે.

શ્રદ્ધા

અલમ્—કૃ ધાતુની પૂર્વે આવે છે; ભૂષણનો અર્થ છે.

અલંકાર; અલંકૃત; અલંકૃતિ (કર્મ૦ સ૦)

અમા—સાથે

અમાત્ય (રાજાની સાથે રહેનાર, પ્રધાન); અમાવાસ્યા (જે તિથિમાં સૂર્ય અને ચન્દ્ર સાથે વસે છે તે)

અન્તર—અન્તર્દૃષ્ટિ; અન્તઃકરણ; અન્તઃપુર (કર્મ૦)

બહિર્—બહિર્દૃષ્ટિ; બહિરિન્દ્રિય (કર્મ૦)

ઇતિ-ઇતિહ—ઇતિહાસ (સુપ્સુપ્સ૦); ઇતિવૃત્ત (કર્મ૦); ઇત્યાદિ (બહુ૦)

કુ (ક ને કા પણ થાય છે)—કુત્સિતના અર્થમાં—

કુગ્રામ; કુપાત્ર; કાપુરુષ; કદન્ન (કર્મ૦)

ચિરમ્—લાંબા વખત સુધી

ચિરંજીવી; ચિરકાળ (કર્મ૦)

દિવા—દહાડે

દિવાકર (ઉપપદસ૦); દિવાંધ (તત્પુ૦; ઘુવડ)

ધિક્—ન્યક્—કૃ ધાતુ સાથે વપરાય છે

ધિક્કાર, ન્યક્કાર (ઉપપદસ૦)

નાના—જુદું જુદું

નાનાવિધ (બહુ૦; વિધા=પ્રકાર)

પશ્ચાત્—પછી

પશ્ચાત્તાપ (કર્મ૦)

પુરસ્—આગળ

પુરોગામી(તત્પુ૦, ઉપ૦)

પુરા—અગાઉનું

પુરાવૃત્ત (કર્મ૦)

પૃથક્—જુદું

પૃથક્કરણ (કર્મ૦)

પ્રાતર્—સવારે

પ્રાતઃકાળ, પ્રાતઃસંધ્યા (કર્મ૦)

સાયમ્—સાંજે

સાયંકાળ, સાયંસંધ્યા (કર્મ૦)

સ કે સહ—૧ સાથે, ૨ સરખું

૧ સફળ, સકર્મક(બહુ૦)

૨ સરૂપ (બહુ૦)

શમ્—સુખવાચક

શંભુ, શંકર (તત્પુ૦)

સ્વયમ્—જાતે

સ્વયંભૂ (ઉપપદસ૦), સ્વયંવર (બહુ૦),

સ્વયંકૃત (કર્મ૦)

અધઃ—નીચે

અધોમુખ (કર્મ૦, બહુ૦), અધઃપાત (કર્મ૦)

**પ્રાદુર્**—ખુલ્લું
 પ્રાદુર્ભાવ (કર્મ૦)

**સ્વર્**—સ્વર્ગ
 સ્વર્લોક (કર્મ૦); સ્વર્ગંગા (તત્પુ૦)

**પુનર્**—ફરીથી
 પુનર્વચન; પુનરુક્તિ; પુનર્વાદ (કર્મ૦)

**નક્તમ્**—રાત્રે
 નક્તંચર (ઉપ૦)

**સ્વસ્તિ**—કલ્યાણવાચક
 સ્વસ્તિવાચન (કર્મ૦)

**મિથ્યા**—જૂઠું
 મિથ્યાવાદી (ઉપ૦); મિથ્યાવાદ (કર્મ૦)

**નમસ્**—કૃ સાથે વપરાય છે.
 નમસ્કાર, નમસ્કૃતિ (કર્મ૦)

**શનૈઃ**—ધીમે ધીમે
 શનૈશ્વર (ઉપ૦)

**સાક્ષાત્**—કૃપૂર્વ વપરાય છે.
 સાક્ષાત્કાર (કર્મ૦)

**વૃથા**—ફોગટ
 વૃથાપ્રલાપ (કર્મ૦)

**ન**—નહિ
 નપુંસક (કર્મ૦, નપુંસ.); નાસ્તિક (ઈશ્વર નથી એવી જેની મતિ છે તે; બહુ૦); નાન્યતર

**અસ્તમ્**—આથમવું
 અસ્તંગત (કર્મ૦)

**અવ્યય પરથી વિશેષણ**—કેટલાક અવ્યયને પ્રત્યય લાગી વિશેષણ બને છે

પુરા—પુરાતન

હ્યસ્ (ગઈ કાલે)—હ્યસ્તન

શ્વસ્ (આવતી કાલે)—શ્વસ્તન

પ્રાક્, અર્વાચ્, સમ્યચ્—મૂળ વિશેષણ છે, તે અવ્યય તરીકે વપરાય છે ને તે પર 'તન,' 'ઈન' પ્રત્યયો આવી વિશેષણ બને છે—

પ્રાક્તન, અર્વાક્તન, પ્રાચીન, અર્વાચીન, સમીચીન એજ પ્રમાણે ઉદચ્-ઉદીચીન

સના (હમેશ)—સનાતન

**ફારસી ને અરબી પૂર્વગો—**

બે (સં વિ)–'ઉલટા'ના અર્થમા

બેઆબરૂ બેહદ, બેવુકૂફ, બેઈમાન, બેશુમાર, બેશક બેઅદબ, બેજાન બેદમ, બેફામ, બેભાન, બેસમજ, બેહાલ, (આમા કેટલાક શબ્દ ભાષાસંકર થાય છે–પૂર્વગ ફારસી ને શબ્દ સંસ્કૃત, જેમ કે, બેશક, બેભાન)

ના–અભાવવાચક

નાઉમેદ નાપસદ, નાહક, નાખુશ, નાદાર (દાર=રાખનાર), નાદાન (દાન=જ્ઞાન, 'દાનિસ્તન'=જાણવુ), નામર્દ, નાલાયક (લાઈક અર=યોગ્ય)

લા (અરબી)–અભાવવાચક

લાઈલાજ, લાચાર

બિલા (અરબી)–સિવાય

બેલાશક (અર બિલાશક)

ગેર (અરબી ગૈર–ઉલટુ)–અભાવવાચક

ગેરહાજર; ગેરવાજબી; ગેરઇન્સાફ; ગેરફાયદો; વગેરે–
(અને બીજું વ=અને; ગૈર–બીજું)

આ પૂર્વગ કેટલાંક અરબી અને કેટલાંક ફારસી નામની પૂર્વે આવે છે. અરબી ને ફારસીમાં 'એ,' 'ઓ,' 'ઍ,' ને 'ઑ' નથી; પણ અનુક્રમે 'ઈ,' 'ઊ,' 'અય્' અને 'અવ' છે. 'એ,' 'ઓ,' 'ઍ,' અને 'ઑ' ઉર્દૂમાં વપરાય છે.

કેટલાક ફારસી પૂર્વગોથી સમાસ બને છે.

દાખલા:—

**કમ**—ઓછું, ખરાબ
કમજોર; કમનાકત; કમનજર; કમકૂવ્વત; કમનસીબ; કમબખ્ત

**હર**—પ્રત્યેક
હરરોજ (પ્રત્યેક દિવસ),—હર વિશે૦ છે, માટે સમાસ કર્મધારય છે.

**બદ**—ખરાબ
બદનામ; બદફેલી; બદમાશ

**સર**—માથું, મુખ્ય
સરદાર; સરકાર; સરપંચ; સરપેચ

**બર** (ફારસી)–બાજુ. ફારસીમાં અવ્યય તરીકે વપરાય છે.
બરતરફ

**બિન** (સં. विना)—આ વિકૃત સંસ્કૃત અવ્યય ઉર્દૂમાં છે; મૂળ અરબી કે ફારસી નથી, સંસ્કૃત છે.
બિનઅપરાધ; બિનચૂક

અરબી ભાષામાં બે શબ્દોને જોડવા માટે વચ્ચે ઉલ્ (ના, ષષ્ઠીનો પ્રત્યય) મુકાય છે.

દાખલા:—

ગિરાજ (દીવો, સૂર્ય)–ઉલ–દૌલા (દૌલત–સંપત્તિ)=સંપત્તિનો સૂર્ય

અબ્દ (ભક્ત)–ઉલ્–કરીમ (ઈશ્વર)=ઈશ્વરનો ભક્ત

અક્ષા (સાધન)–ઉલ–દીન (ધર્મ)=ધર્મનું સાધન

અબ્દ (ભક્ત)–ઉલ–રહીમ (કૃપા)=કૃપાનો–કૃપાળુ ભક્ત

આ બધા ષષ્ઠીતત્પુરુષ સમાસના દાખલા છે.



## પ્રકરણ ૨૪મું

### અવ્યય: પ્રકારાદિ

પ્રકાર–અવ્યયના ચાર પ્રકાર છે. જે અવ્યય ક્રિયાપદનાં વિશેષણ થાય છે તે **ક્રિયાવિશેષણ** અવ્યય કહેવાય છે. જે નામની સાથે સંબંધ બતાવી વિભક્તિના પ્રત્યયની ગરજ સારે છે તે **નામયોગી** કહેવાય છે. જે બે શબ્દ કે વાક્યને જોડે છે તે **ઉભયાન્વયી** કહેવાય છે અને જે હર્ષશોકાદિ ભાવના ઉદ્ગારરૂપ છે અને જેનો વાક્યમાં કેવળ પ્રયોગજ થાય છે, અન્વય થતો નથી, તે **કેવળપ્રયોગી** અવ્યય કહેવાય છે.

એના ઉપવિભાગ મધ્ય વ્યાકરણમાં સહજ સૂક્ષ્મ દૃષ્ટિથી કર્યા છે તે ત્યાં જોવા.

**ક્રિયાવિશેષણ અવ્યય**–ક્રિયાવિશેષણ અવ્યય મુખ્યત્વે કાળ, સ્થળ, રીતિ, કે કારણાદિનો અર્થ દર્શાવે છે.

કાળવાચક–

(અ) જ્યારે, ત્યારે, ક્યારે (પ્રશ્નાર્થક અને અનિશ્ચયાર્થક), અત્યારે, કદી, કદા, જ્યારથી, ત્યારથી, ક્યારથી, અત્યારથી આ સાર્વનામિક છે ને સપ્તમ્યર્થક તથા પંચમ્યર્થક છે.

'મન નાટકઅર રે, રૂપ ઘણાં ઘણાં ધરે;
ક્યારે થાય સંન્યાસી રે, ક્યારે નારી ધરે (ઊર્મિ વખત). ધીરાકૃત 'સ્વરૂપ.'

(આ) આજ, કાલ, ઝટ, તરત, જલદી, હમણાં, હવે, હાલ, કાલ્ય, પહોર, પરાર, વગેરે

**સ્થળવાચક–**

(અ) જ્યાં, ત્યાં, અહિં, અહિંઆં, ક્યાં, જ્યાંથી, ત્યાંથી, અહિંથી, ક્યાંથી

આ સાર્વનામિક છે ને પંચમ્યર્થક છે.

(આ) પહેલાં, પછી, આગળ, પાછળ, હેઠળ, ઊંચે, નીચે, અંદર, બહાર, આઘે, છેટે, પાસે, નજીક, નજદીક, દૂર, આઘે, વગેરે

**રીતિવાચક**

(અ) જેમ, તેમ, કેમ, એમ, આમ

આ સાર્વનામિક છે ને તૃતીયાર્થક છે.

(આ) અચાનક, ઓચિંતાં, એકદમ, ઠીક, પ્રથમ તો, પહેલાં તો, ધમધમ, ટપટપ, ઠીક, હા, ભલે, વારૂ

(ઇ) સંશયનિશ્ચયવાચક–ઘણું કરીને, કદાચ, કદાચિત્, નક્કી, જરૂર, અવશ્ય, જ, બેશક, વગેરે

(ઈ) સંભાવનાવાચક–જાણે, રખે, રખે, વગેરે

**હેતુવાચક**

કેમ

**નિષેધવાચક**

ના, ન, નહિ, મા

**પરિમાણવાચક**

જરા, લગાર, લગારેક, ઘણુંખરૂં, અતિશય, બહુ, વગેરે

વ્યુત્પત્તિ–

જ્યારે, ત્યારે, ક્યારે, અત્યારે–આ અવ્યયો અનુક્રમે યદ્, તદ્, કિમ્, ને इदम् પરથી આવ્યાં છે. 'જેવારે,' 'તેવારે,' 'કેવારે,' ને 'એવારે'નાં સંક્ષિપ્ત

રૂપ છે યત્ર વારે, તત્ર વારે, કુત્ર (કિમ્‌નો કુ થઈ) વારે, અત્ર વારે—એવો અર્થ છે યદ્‌નો 'જે,' તદ્‌નો 'તે', કિમ્‌નો 'કુ,' ને ઇદમ્‌નો 'એ' થયો છે

**જૂની ગુજરાતી**—જૂની ગુજરાતીમા
'જવારઇ,' 'કવારઈ,' 'તવારઇ,,' 'જિવારઇ,'
'તિવારઇ,' 'કિવારઇ,'
તેમજ 'જામ,' 'તામ' રૂપો પણ છે

**અપભ્રંશ**—અપભ્રંશમા યાવત્—તાવત્‌ના 'जाउ—जामहिं—जाम,' 'ताउ—तामहिं—ताम' રૂપો છે

તે ફલ રાએ આણાવ્યા જામ, ભડાર થકી લેઈ આ યો તામ.
શ્રીવૈતાલ૦ પૃ ૪

મરાઠીમા जेव्हा, तेव्हा, कव्हा, एव्हा છે

કદી—कदानु 'કદી' થયુ છે મરાઠીમા कधीं છે

હવે—अत्र वेलायाम् એવો અર્થ છે

હિંદીમા जब, तब, कब, अब—આ બધામા यद्, तद्, किम्, ને इदम्‌ના ज, त, क, ને अ થયા છે 'व' એ वेला પરથી થયું છે

'હવે'મા 'અ'ને સ્થળે 'હ' મુકાયો છે આજ કારણથી વ્યુત્પત્તિને અનુસારે કેટલાક 'અવે' પણ લખે છે

જ્યા ત્યા, ક્યા, અહિંયા—યત્ર, તત્ર, કુત્ર, ને અત્રના અપભ્રંશમા जेत्थु, तत्थु, केत्थु ને एत्थु આપેલા છે આ અપભ્રંશના રૂપ પરથી 'કેથા' જેવુ કાંઇ ગ્રામ્ય ને અશિષ્ટ મનાતુ રૂપ વ્યુત્પત્તિને અનુસારે છે તે સમજાશે. यस्मात्, तस्मात्, कस्मात्, ने अस्मात् પરથી जम्हा, तम्हां, कम्हा, ને अम्हा થઈ 'જહા,' તહા,' કહા,' ને 'અહા' થાય છે ને છેવટે 'જા' 'તા,' 'કા,' 'આ' થઈ ઉચ્ચારની સરલતા ખાતર 'ય્' ઉમેરાઈ 'જ્યા,' 'ત્યા' 'ક્યા,' ને છેલ્લાનો 'ઇહા' થાય છે આ પ્રમાણે આ અવ્યયો વ્યુત્પત્ત્યનુસારે પચમ્યર્થક છે

**જૂની ગુજરાતી**—જૂની ગુજરાતીમા 'જિહા,' 'તિહા,' 'ઇહ-ઇહા,' 'કિહા'-'કેથઉ' મળે છે 'જહા,' 'તહા,' 'કહા,' 'અહા,' એ જૂના પચમ્યન્ત રૂપો 'जह,' 'तह,' 'कह,' अह,' એ અપભ્રંશ પચમ્યન્ત રૂપ પરથી આવ્યા છે અને એ જૂની ગુજરાતીના

રૂપ પરથી 'જાં,' 'તાં,' 'કાં,' 'આં' થઈ 'જ્યાં,' 'ત્યાં,' 'ક્યાં' 'યાં–હયાં–હિયાં–અહિયાં' થયાં જણાય છે.

વળી જહિં–તહિં–કહિં–એહિં–એ સપ્તમ્યન્ત રૂપો છે. અપભ્રંશમાં સપ્તમીનો પ્રત્યય હિં (સ્મિન્–સિં–હિં) છે. એની સાથે પણ 'જિહાં', 'તિહાં' વગેરેનો સંબંધ ધારી શકાય.

જેમ, તેમ, કેમ, એમ—यथा; तथा; कथम्; इत्थम् નાં અપભ્રંશમાં जिम–जेम; तिम–तेम; किम–केम; इम–एम થાય છે.

यद्वत्–यद्द–જેમ; तद्वत्–तद्द–તેમ ('ज'નો 'એ' અને 'व'નો 'म' થઈ).

જૂની ગુજરાતીમાં જિમ, તિમ, ઇમ વગેરે, રૂપો છે; તેમજ જિ, તિ, કિ, ઇ પણ છે.

આજ—अद्य–अज्ज–આજ; જૂ. ગુ. આજિ

આજ પણ—આજે એ–अद्यापि–अज्जवि; જૂ. ગુ. આજ્જી

કાલ—कल्य–कल्ल–કાલ; જૂ. ગુ. કાલિ;

જિઉ કાલિ; આવતઉ કાલિ, દવડા–નઉ કાલિ

તરત-તુરત—त्वरित પરથી. હિંદીમા તુરંત ને મરાઠીમાં તુર્ત છે.

ઝટ—झटिति પરથી

ઝટપટ—દ્વિર્ભાવ થયો છે.

અચાનક—ઓચિંતુ–अचिन्तितम्–अचिंतिउं–અચિંતું.

પછી–पश्चात्‌નું અપભ્રંશમાં पच्छइ થાય છે તે પરથી

અંદર—अन्तर પરથી

બહાર—बहिर् પરથી

વચ્ચે–वर्त्मनि; અપ૦ વિચે; જૂ૦ ગુ૦ વિચિ

હેઠે–હેઠળ—अधस्तात् ('ળ' સ્વાર્થિક છે), અપ૦માં હેટ્ઠિલ્લ છે.

હજી—अद्यापि–अज्जवि; જૂ૦ ગુ૦ માં 'અજી' છે.

જ—અપભ્રંશમાં जि છે. સં. च एव; પ્રા. ચિઅ, ચેઅ; જૂ૦ ગુ૦ જ, જિ

એકદમ—एकदा પરથી

પોર— પરાર } સંસ્કૃતમાં પૂર્વેસ્મિન્ વર્ષે/સંવત્સરેના અર્થમાં परुत् અને પૂર્વતરે વત્સરેના અર્થમાં परारि છે. परुत् પરથી અન્ત્ય વ્યંજન લોપાઈ, સ્વરવ્યત્યય થઈ ને તેનો ગુણ થઈ 'પોર' આવ્યું છે. परारि પરથી અન્ત્ય સ્વર લોપાઈ 'પરાર' થયું છે.

**ક્રિયાવિશેષણ ને નામયોગી**—કાલવાચક અને સ્થલવાચક અવ્યય ક્રિયાના વિશેષણ હોય છે ત્યારે ક્રિયાવિશેષણ અવ્યય છે અને નામ કે સર્વનામને યોગે વપરાય છે ત્યારે નામયોગી અવ્યય છે

કાલવાચક નામયોગી—પહેલા, પછી, લગી, લગણ, સુધી, વગેરે
સ્થલવાચક નામયોગી—આગળ, પાછળ, ઉપર, નીચે, અંદર, બહાર, વચ્ચે, લગણ, લગી, સુધી, વગેરે
અન્ય નામયોગી—સાથે, વગર, વિના, વગેરે

**નામયોગી ને વિભક્તિ**—નામયોગી અવ્યય વિભક્તિની ગરજ સારે છે

દાખલા —

દ્વિતીયાર્થક—સુધી, લગી, લગણ, પર્યન્ત
તૃતીયાર્થક—લીધે, કરીને, સાથે, વિના (કવિતામા—વિણ), સુદ્ધા, વગર, વડે, વતી, મારફતે, રૂએ
ચતુર્થ્યર્થક—કાજે, માટે, વાસ્તે, સારૂ
પચમ્યર્થક—ઉપરથી, નીચેથી, બહારથી, અંદરથી, પાસેથી
સપ્તમ્યર્થક—ઉપર, નીચે, આગળ, પાછળ, વિષે, કને

વ્યુત્પત્તિ

લગી—સંસ્કૃત (લગ્ન, લગ્નો ભૂ કૃ સપ્ત એ વ)—અપ લગ્ગે કે લગ્ગહિં
જૂ૦ ગુ૦ લગઇ પૂર્વ હિંદીમા લગ—લગિ પશ્ચિમ હિંદીમા લાગિ,
સિંધીમા લગે—લગિ
બંગાળીમા લગે—લગિ— લાગ—લાગિ છે
જૂની ગુજરાતીમા લાઇ—લગી તઇ લગઇ

કને—સ કર્ણે મા વણ્ણ વણ ને સ્મિન્ (સપ્ત નો પ્રત્યય) પરથી અપ મા કણ્ણહિં થઈ જૂ ગુ મા કન્હઇ કન્હિ
લીધે—પ્ર લઇઆ અપ૦ લહિઅ હિંદીમા લિય

સારૂ-સં. સારકમ્ -સારકે સારે. વિદેશજ અવ્યય તરીકે વપરાયું છે. વૈદેશિક અવ્યય. ગુજરાતીમાં અવ્યય હોય છે ત્યારે અનુસ્વાર લખાતું નથી.

સુધી-સુધાં—સાવધિ પરથી વ્યુત્પન્ન થયાનો સંભવ છે.

ડૉ. ટેસિટોરિ 'સારૂ'ને સારૂ-સરિકુ-સરિખઉ પરથી વ્યુત્પન્ન કરે છે અને 'સુધી'ને સમાધા ધાતુ પરથી સધિત થયેલા કોઈ શબ્દ સાથે જોડે છે. અપ૦-સર્દ-સર્દ્દ-એકૂ થવું, જોડાવવું.

કાજે—કાર્યે-કજ્જે, પૂર્વ હિંદી-કાજ

સાથે—સાર્થં, અપ૰ સત્થ; જૂ. ગુ. સાથઇ-સાથિં

વાસ્તે—ફા૰ 'વાસ્તે' પરથી

માટે—સં. માત્રા (પૈસા) પરથી. જૂ. ગુ માટઇ-માટિ. માત્રકે-એટલા માટે-એવો અર્થ ઉકલીમાં છે

ભાલણ—'કાદમ્બરી'માં 'મટિ' વપરાયું છે.

સુંદરતા અનોપમ મટિ મુખુયોકિ ઉત્પત્તિ કિમ પહિ ? કડ૰ ૧૩

ડૉ. ટેસિટોરિ નિમિત્તેન, અપ૰-નિમિત્તઇં પરથી આદિ એકાદૂ લોપાઈ તેનો ..ટ થઈ ગયું છે, એમ માને છે. કહે છે કે પ્રાચીન પશ્ચિમ રાજસ્થાની, જે ગુજરાતી ને મારવાડીનું મૂળ છે, તેમાં 'માટઇ' ને 'નિમિત્તઇ' એકજ અર્થમાં વપરાયાં છે. સરળ વ્યુત્પત્તિને બદલે અટપટી શોધવી યુક્ત નથી.

વતે—સં. વાર્તં સુખ, કલ્યાણ; પ્રા૰-વટ્ટ-વત્ત

પાસે—સં. પાર્શ્વે. પાસ-પાસ-પાસ

પછી—પશ્ચાત્; પ્રા. પચ્છા; અપ૰ પચ્છઇ

વચ્ચે—અપ૰ વિચ-વિચિ (સં. વર્ત્મનિ પરથી)

આગળ—અગ્ર-અગ્ગ-આગ(ળ-સ્વાર્થિક પ્રત્યય)

હેઠે—સં. પીઠિકા

ભણી—ભ. કૃ. ભણિત-ભણિઅ પરથી સામ્યન્ત; જૂ. ગુ માં 'માટે'ના અર્થમાં છે; જેમકે 'શાસ્ત્રસમુદ્ર તરવા ભણી નીતિબુદ્ધિ છઇ નાવ' પંચાખ્યાન. દશાના અર્થમાં 'ચાલિઉ વન ભણી.'

નજીક—ફારસી (નજદીક)

મારફત—અરબી (મારિફત)

**ઉભયાન્વયી અવ્યય**—જે અવ્યય બે શબ્દને કે વાક્યને જોડે છે તે 'ઉભય'=બે, 'અન્વય'=સબંધ, 'ઈ' ઇન્–મત્વર્થક, 'વાળું'–ના અર્થનો સ્વામિત્વવાચક પ્રત્યય

ખરૂં જોતા જે અવ્યય શબ્દોને જોડે છે તે વાક્યોને જોડે છે, જેમકે/ તે ને તમે, બનેએ આ વિષયમા ગફ્લત કરી છે ('તેણે ગફ્લત કરી છે' અને 'તમે ગફ્લત કરી છે')

**પ્રકાર**—મુખ્ય પ્રકાર નીચે પ્રમાણે થાય છે—

(અ) સહગામી-સમુચ્ચયવાચક
અને, ને, તથા

(આ) વિકલ્પવાચક
અથવા, વા, કે, યાતો

(ઇ) વિરોધવાચક
પણ, તોપણ, પરતુ, તથાપિ

(ઈ) સંકેતવાચક ( પરિણામવાચક સાથે )
જો–તો

(ઉ) અપેક્ષાપૂરકવાક્યારંભક
જે, કે

(ઊ) સાકેતિક વિયોગવાચક–નહિ તો

**વ્યુત્પત્તિ**—

પણ—સ પુન અપ પુણ–પણ જૂ. ગુ પણિ

તો સ તાવત્, પ્રા તાવ અપ તઉ–તો જૂ. ગુ તઇ તઉ

જો—સ યાવત્ પ્રા જાવ અપ જઉ–જો જૂ. ગુ જઇ જઉ જો
જઈ એહ જગમાહિ રાગદ્વેષ ન હુત તઉ કઉણુ જીવ દુ ખ પામતં

જે—યદિ પ્રા જઇ—જે

કે—કિમ્–પ્રા કિં કાનિ અપ કાઇ કિમકદ્–કક–કઅ કય–કઇ કે
જૂ. ગુ કઇ–કિ એ સાચઉ કઇ બોલિઉ આલ (એ સાચુ કે જૂઠું બોલ્યો) 'રૂપિ કરી રભા જિમી કઇ ઉર્વશી સમાન'

અને—अन्यद्; અપ. अन्नइ; જૂ. ગુ. અનઇ (अन्यानि—अण्णइं. અનિ, નિ, નિ)

તોપણ (અનુમતિવાચક)—સં. ततो हि तउहि (મારવાડીમાં 'તો હિ' છે). એ સાથે નિશ્ચયવાચક 'पच्च' જોડાઈ 'तउहि पच्च', 'तउहि पछि' પરથી 'તોપણ' આવ્યું છે.

નહિતો—नहि तहिं—નહીં તહિ જૂ. ગુ.

**કેવળપ્રયોગી**—એ અવ્યય ઉદ્ગારવાચક છે. વાક્યમાં એનો અન્વય નથી, માત્ર પ્રયોગજ છે.

પ્રકાર:—

શોકવાચક—અરે! રે! બાપરે! ઓરે! હાય! અહહ! રામ રામ!

હર્ષવાચક—શાબાશ!

આશ્ચર્યવાચક—અહો! ઓહો! વાહ!

તિરસ્કારવાચક—છટ્! છિટ્! ધિક્! થુ!

અશ્લીલતાવાચક—છિ!

ક્રોધવાચક—ચુપ!

વિનયવાચક—જી! સાહેબજી!

સંબોધનવાચક—રે! હે! ઓ!

---

## પ્રકરણ ૨૫મું
## સંધિ: પ્રકારાદિ

**સંહિતા**—સંસ્કૃત વ્યાકરણમાં સંધિનુ બીજું નામ સંહિતા છે અને તેને વિષે એવો નિયમ છે કે સંહિતા કેટલેક સ્થળે નિત્ય-આવશ્યક છે અને કેટલેક સ્થળે વૈકલ્પિક છે. એક પદમાં, ધાતુ અને ઉપસર્ગની વચ્ચે, અને સમાસમાં સંધિ નિત્ય છે અને વાક્યમાં સંધિ કરવી કે ન કરવી એ વક્તાની ઈચ્છા પર આધાર રાખે છે. આ

પ્રમાણે સંસ્કૃતમાં એક પદમાં, સમાસમાં, અને ધાતુ અને ઉપસર્ગની વચ્ચે સંધિ અવશ્ય કરવી પડે છે. સંસ્કૃતમાં સ્વરો સાથે આવે કે તે બે મળીને એક નવીન વર્ણ થાય છે, બે સ્વર બદલાયા વિના સાથે આવી શકતા નથી

પ્રાકૃતમાં અનાદિ વ્યજનો લોપાઈ બે કે વધારે સ્વર સાથે આવે છે, જેમકે આગત –આગઓ, કુંભઆરો, લોહઆરો, નિઇઓ આજ પ્રમાણે ગુજરાતીમા પણ સ્વરો સાથે આવી શકે છે. જૂની ગુજરાતીમાં, અપભ્રંશને અનુસારે 'દેખઇ,' 'કરઇ,' 'સાંભલઉં,' 'છઇ,' 'તણઉં,' 'હઉં,' 'ગોપાલિઇ,' 'ધર્મિઇ,' 'પ્રમાદિઉં,' 'થકઉં,' 'થઉં,' 'હુંતઉં,' 'કન્હઇ,' 'પરઇ,' 'અનઇ'—આવાં રૂપમાં સ્વરો સાથે આવતા. આગળ જતાં, 'અઇ'નો 'એ' અને 'અઉ'નો 'ઓ' લખવાનો પ્રચાર થયો, જેમકે, 'છઇ'ને બદલે 'છે,' 'દેખઇ'ને બદલે 'દેખે,' 'કરઇ' ને બદલે 'કરે,' 'તણઉં' ને બદલે 'તણું', ને 'હઉં' ને બદલે 'હું,' આમ સંધિ થઈ સ્વરો જોડાતા થયા, પરતુ હજી પણ ગુજરાતીમાં 'ઓ,' 'એ' પ્રત્યયો જોડ્યા વિના લખવાનો પ્રચાર બહુધા ચાલે છે, જેમકે, 'નદીઓ,' 'નદીએ.' પરંતુ એવે સ્થળે કેટલાક લેખક સ્વરોને સાથે આવતા અટકાવવા ઇકારાન્ત નામના 'ઓ' ને 'એ' ની પૂર્વે લઘુપ્રયત્ન યકાર મૂકે છે, તેમજ ક્રિયાપદના રૂપમાં ઇકાર પછી 'એ' હોય તો તેની પૂર્વે પણ લઘુપ્રયત્ન યકાર મૂકે છે, જેમકે 'નદિયો,' 'નદિયે,' 'લખિયે' આ પ્રચાર પ્રાકૃતના સમયથી ચાલે છે. પ્રાકૃત વ્યાકરણમા જ્યા અનાદિ ક્, ગ્, ચ્, જ્, ત્, દ્, પ્, ય્, વ્, લોપાય છે ત્યાં એથી પર લઘુપ્રયત્ન યકારની શ્રુતિ થાય છે. એ ય ક્વચિત્ લખાય છે અને ક્વચિત્ નથી લખાતો, જેમકે नगरम्–नयरं, मृगाङ्क –मयङ्को, नयण–नयन હેમચન્દ્રના સમયથી આ યકારશ્રુતિનો પ્રચાર ચાલતો જણાય છે વરરુચિના 'प्राकृतप्रकाश' નામના પ્રાકૃત વ્યાકરણમાં કે માર્કંડેયના 'प्राकृतसर्वस्व'મા યકારશ્રુતિ જણાતી નથી.

'પ્રાકૃતપ્રકાશ'ની વૃત્તિમાં સાઅરો । ણઅરં । ણઅણં (સાગરઃ । નગરમ્ । નયનમ્) છે અને પ્રાકૃતસર્વસ્વમાં ગઓ (ગજઃ)। મઓ (મૃગઃ-મદઃ) છે.

લક્ષણ—સંધિ એટલે બે વર્ણના યોગથી ઉત્પન્ન થતો વર્ણવિકાર, વર્ણોનો એક પ્રાણથી-ઉચ્ચારથી થતો યોગ તે સંધિ, એવું સંધિનું લક્ષણ થાય છે તે યુક્ત છે; કેમકે વર્ણો સાથે આવે છે ત્યારે ઉચ્ચારસ્થાનને અનુસારે તેની સાથે મળતો વર્ણવિકાર થાય છે.

પ્રકાર—સંધિના નીચે પ્રમાણે પ્રકાર થાય છેઃ-૧. અચ્સંધિ (સ્વરસંધિ); ૨. હલ્સંધિ (વ્યંજનસંધિ); ૩. વિસર્ગસંધિ; ૪. આન્તરસંધિ

## અચ્સંધિઃ નિયમ

૧. *ઇવર્ણ, ઉવર્ણ, ઋવર્ણ, અને ઌની પછી કોઈ અસવર્ણ કે વિજાતીય સ્વર આવે તો તેના અનુક્રમે ય, વ, ર, અને લ થાય છે.

ઇ ને ય, ઉ ને વ, ઋ ને ર, અને ઌ ને લ, એ એકજ સ્થાનના છે.

અતિ+અભિમાન=અત્યભિમાન†
કોટિ+અવધિ=કોટ્યવધિ†
ઇતિ+આદિ=ઇત્યાદિ
મધુ+અરિ=મધ્વરિ
ધાતૃ+અંશ=ધાત્રંશ
પ્રતિ+ઉત્તર=પ્રત્યુત્તર
મનુ+અન્તર=મન્વન્તર
પિતૃ+આજ્ઞા=પિત્રાજ્ઞા

ઌનો પ્રયોગ ગુજરાતીમાં નથી. સંસ્કૃતમાં ऌ+आकृतिः=लाकृतिः થાય છે.

* અવર્ણ=અ કે આ; ઇવર્ણ=ઇ કે ઈ; ઉવર્ણ=ઉ કે ઊ; ઋવર્ણ=ઋ કે ૠ.
† 'અત્યાભિમાન' અને 'કોટ્યાવધિ' એ અશુદ્ધ છે, તે સમજાશે.

૨ અવર્ણ, ઇવર્ણ, ઉવર્ણ, કે ઋવર્ણની પછી સવર્ણ સ્વર આવે તો બે સ્વર મળીને દીર્ઘ સ્વરરૂપ એક આદેશ થાય છે

દાખલા —

| | |
|---|---|
| દૈત્ય+અરિ=દૈત્યારિ | અધમ+અધમ=અધમાધમ |
| શ્રી+ઈશ=શ્રીશ | મહા+આશય=મહાશય |
| ભાનુ+ઉદય=ભાનૂદય | કવિ+ઈશ્વર=કવીશ્વર |
| | સિંધુ+ઊર્મિ=સિંધૂર્મિ |

પિતૃ+ઋણ=પિતૄણ (ગુજરાતીમાં વપરાતું નથી)

૩ અવર્ણની પછી ઇવર્ણ, ઉવર્ણ, કે ઋવર્ણ આવે તો એ મળીને પર સ્વરના ગુણરૂપ એક આદેશ થાય છે

ઇવર્ણનો ગુણ એ, ઉવર્ણનો ઓ, અને ઋવર્ણનો અર્ છે

અવર્ણનું કંઠસ્થાન અને ઇવર્ણનું તાલુસ્થાન છે, માટે એ બે મળીને 'એ' થાય છે, કેમકે એ'નું સ્થાન કંઠતાલુ છે એ પ્રમાણે 'ઓ'નું સ્થાન કંઠોષ્ઠ છે (અ'નું કંઠ+'ઉ'નું ઓષ્ઠ)

દાખલા —

| | |
|---|---|
| ગજ+ઇન્દ્ર=ગજેન્દ્ર | રમા+ઈશ=રમેશ |
| ચન્દ્ર+ઉદય=ચન્દ્રોદય | ગંગા+ઉદક=ગંગોદક |

ઉત્તમ+ઉત્તમ=ઉત્તમોત્તમ

કૃષ્ણ+ઋદ્ધિ=કૃષ્ણર્દ્ધિ

વર્ષા+ઋતુ=વર્ષર્તુ

૪ અવર્ણની પછી 'એ' કે 'ઐ' આવે તો બે મળીને 'ઐ' અને 'ઓ' કે 'ઔ' આવે તો બે મળીને 'ઔ' થાય છે

'ઐ' એ ઇવર્ણની અને 'ઔ' એ ઉવર્ણની વૃદ્ધિ કહેવાય છે ઋવર્ણની વૃદ્ધિ આર્ છે

સંધિસ્વર—એ, ઐ, ઓ, ઔ, એ દરેક બે સ્વરના મળેલ હોવાથી સંધિસ્વર કહેવાય છે

દાખલા:-

વાક્ય+ઐકવાક્યતા=વાક્યૈકવાક્યતા (બધાં વાક્યની એકવાક્યતા—એક સરખોજ ઉપદેશ કરે છે એવું સિદ્ધ કરવું તે)

ગંગા+ઓઘ=ગંગૌઘ

વન+ઔષધિ=વનૌષધિ

૬. 'એ', 'ઐ', 'ઓ', ને ઔ પછી કોઈ સ્વર આવે તો 'એ' નો 'અય્' 'ઐ' નો 'આય્', 'ઓ' નો 'અવ્', અને 'ઔ'નો 'આવ્' થાય છે.

એ (અ+ઇ)+અ–આમાં ઇ+અ='ય' છે; માટે એ+અ=અય; એજ પ્રમાણે અન્યત્ર સમજવું.

દાખલા:-

| | |
|---|---|
| ને+અન=નયન | ભો+અન=ભવન |
| નૈ+અક=નાયક | પૌ+અક=પાવક |

ઉપલા નિયમના અપવાદ નીચે પ્રમાણે છે. ગુજરાતીમાં વપરાતા શબ્દોજ આપ્યા છે.

(અ) અક્ષ+ઊહિની=અક્ષૌહિણી
પ્ર+ઊઢ=પ્રૌઢ
પ્ર+ઊઢિ=પ્રૌઢિ
સ્વ+ઈર=સ્વૈર
સ્વ+ઈરી=સ્વૈરી
સ્વ+ઈરિણી=સ્વૈરિણી

ઉપલા દાખલાઓમાં પર સ્વરના ગુણને બદલે વૃદ્ધિ થઈ છે.

(આ) ગો+ય=ગવ્ય–ગાયનો વિકાર–છાશ, દૂધ, દહિં, માખણ, ને ઘી

ગો+યૂતિ=ગવ્યૂતિ (બે કોશ)

આમાં 'ઓ'નો 'ય' પ્રત્યય અને 'યૂતિ'ના 'યૂ' પર છતાં 'અવ્' થયો છે.

(ઙ) ગો+અક્ષ=ગવાક્ષ (ગોખ, ઝરૂખો)
ગો+ઇન્દ્ર=ગવેન્દ્ર (વિષ્ણુ)
આમા 'ઓ'નો 'અવ્' થવાને બદલે 'અવ' થયો છે

(ઈ) બિંબ+ઓષ્ઠ–બિંબોષ્ઠ–બિંબૌષ્ઠ (બિંબફળ જેવા ઓઠ–એ ફળ પાકે છે ત્યારે લાલ હોય છે)

દન્ત+ઓષ્ઠ=દન્તોષ્ઠ–દન્તૌષ્ઠ
અધર+ઓષ્ઠ=અધરોષ્ઠ–અધરૌષ્ઠ

'ઓષ્ઠ'ની સાથે પૂર્વના 'અ'ની સધિ સમાસમા 'ઓ' ને 'ઔ' બને થાય છે

(ૐ) કુલ+અટા=કુલટા
સીમ (ન્)+અન્ત–સીમન્ત (સેંથી)
મન (સ્)+ઈષા=મનીષા (બુદ્ધિ)
મન (સ્)+ઈષી=મનીષી (બુદ્ધિમાન્)
સાર (વિચિત્ર, સારૂ)+અગ=સારગ (હરણ)
માર્ત+અડ=માર્તંડ (મૃત અડથી ઉત્પન્ન થયલા, સૂર્ય)
પત (ન્)+અજલિ=*પતજલિ (મહાભાષ્યકાર)

ઉપલા દાખલામા પૂર્વ પદનો અન્ત્ય સ્વર કે પૂર્વસ્વર સહિત અન્ત્ય વ્યજન લોપાય છે

અન્ત્ય સ્વર કે અન્ત્ય વ્યજન હોય તો પૂર્વસ્વર સહિત અન્ત્ય વ્યજનને સસ્કૃત વ્યાકરણમા ટિ સજ્ઞા આપી છે

---

* ગોનર્દ દેશમા સિધમા ઋષિ તપ કરતા હતા ત્યારે તેના ખોબામા સર્પરૂપે પડ્યા માટે પતજલિ કહેવાયા એવી દન્તકથા છે ગોનર્દમા જન્મેલા માટે ભાષ્યકાર ગોનર્દીય કહેવાય છે એજ પ્રમાણે જન્મસ્થાન પરથી પાણિનિનું નામ શાલાતુરીય કે શાલોત્તરીય છે

## હલ્‌સંધિ (વ્યંજનસંધિ): નિયમો

૧. અન્તઃસ્થ કે અનુનાસિક સિવાયના કોઈ પણ વ્યંજનની પછી સ્વર કે ઘોષ વ્યંજન આવે તો પૂર્વ વ્યંજનને સ્થાને તેના વર્ગનું ત્રીજું વ્યંજન થાય છે.

આ નિયમ પદાન્તના તેમજ પદની અસિદ્ધ અવસ્થામાં આવેલા વ્યંજનને લાગુ પડે છે.

દાખલા:—

વાક્+ઈશ= વાગીશ
ચિત્+રૂપ= ચિદ્રૂપ

૨. અન્તઃસ્થ કે અનુનાસિક સિવાયના કોઈ પણ વ્યંજન પછી અઘોષ વ્યંજન આવે તો પૂર્વ વ્યંજનને સ્થાને તેજ વર્ગનું કે તેના સ્થાનના વર્ગનું પહેલું વ્યંજન થાય છે.

મૃદ્+પાત્ર= મૃત્પાત્ર
ક્ષુધ+તૃષા= ક્ષુત્તૃષા
પ્રાવૃષ્+કાળ=પ્રાવૃટ્કાળ (પ્રાવૃષ–મરાઠી પાવસ, વર્ષાકાળ)
ષષ્+પદી=ષટ્પદી

૩. 'સ્' અને 'તવર્ગ'નો યોગ 'શ્' અને 'ચવર્ગ'ની સાથે થાય તો 'સ્'નો 'શ' અને 'તવર્ગ'નો 'ચવર્ગ' થાય છે. 'તવર્ગ'નો જેટલામો વર્ણ હોય તેટલામો 'ચવર્ગ'નો થાય છે.

દાખલા:–

સત્+ચિત્+આનન્દ=સચ્ચિદાનન્દ
સત્+જન્=સદ્+જન (૧. પ્રમાણે)=સજ્જન
નિસ+ચય=નિશ્ચય
શરદ્+ઝંઝાપાત=શરજ્ઝંઝાપાત
[illegible]:+ચાર=ઉ[illegible] ચાર (૨. પ્રમાણે)=ઉચ્ચાર

૪ 'સ્' અને 'તવર્ગ'નો યોગ 'ષ' અને 'ટવર્ગ'ની સાથે થાય તો 'સ'નો 'ષ' અને 'તવર્ગ'નો 'ટવર્ગ' થાય છે 'તવર્ગ'નો જેટલામો વર્ણ હોય તેટલામો 'ટવર્ગ'નો થાય છે

દાખલા –

તત્+ટીકા=તટ્ટીકા (તેની ટીકા)

૫ 'હ' સિવાયના કોઈ પણ વ્યંજન પછી અનુનાસિક આવે તો પૂર્વ વ્યંજનનુ વિકલ્પે અનુનાસિક થાય છે, અને અનુનાસિક વર્ણ પ્રત્યયનો હોય તો પૂર્વ વ્યંજનનું નિત્ય અનુનાસિક થાય છે

દાખલા –

જગત્+નાયક=જગન્નાયક–જગદ્નાયક

પ્રાચ્+મુખ=પ્રાઙ્ મુખ–પ્રાઙ્મુખ

અનુનાસિકવાળુ રૂપ વધારે પ્રચાર પામ્યુ છે

તત્+માત્ર=તન્માત્ર

ચિત્+મય=ચિન્મય

મૃદ્+મય=મૃન્મય('મૃણ્મય' પણ થાય છે)

૬ પદાન્ત 'મ્' પછી 'શ્', 'ષ્', 'સ્', 'ર્', કે 'હ્' આવે તો 'મ્'નુ અનુસ્વાર થાય છે અને તે સિવાય કોઈ પણ વ્યંજન આવે તો અનુસ્વાર થાય છે કે તે વ્યંજનના વર્ગનુ અનુનાસિક થાય છે, 'ય્', 'વ્', કે 'લ્' આવે તો અનુસ્વાર કે અનુનાસિક 'યૅ', 'વૅ', કે 'લૅ' થાય છે

દાખલા —

સમ્+રોધ=સંરોધ

સમ્+હાર=સંહાર

સમ્+જય=સંજય કે સઞ્જય

સમ્+વાર=સંવાર કે સઁવ્વાર

૧૧ અનુનાસિક સિવાયના કોઈ પણ સ્પર્શ વ્યંજન પછી 'શ્' આવે તો 'શ'નો 'છ' થાય છે સંસ્કૃતમાં આ નિયમ વૈકલ્પિક છે
દાખલા —ઉદ્+શૃંખલ=ઉચ્છૃંખલ
શ્વાસ+ઉદ્+શ્વાસ=શ્વાસોચ્છ્વાસ

૧૨ 'છ'ની પૂર્વે હ્રસ્વ સ્વર હોય તો 'છ'નો 'ચ્છ' થાય છે
દાખલા —
શિર+છેદ=શિરચ્છેદ
અ+છિદ્ર=અચ્છિદ્ર

'અચ્છ' શબ્દનું મૂળ સ્વરૂપ 'અછ' છે છો=કાપવું, બાધ કરવો, એ ધાતુ પરથી 'અછ' વ્યુત્પન્ન થયું છે न छ्यति दृष्टिं बाधत इति अच्छम्—જે દૃષ્ટિને બાધ ન કરે તે 'અચ્છ' નિર્મળ વસ્તુ દૃષ્ટિને બાધ કરતી નથી તેમાં દૃષ્ટિ પ્રસરે છે 'અછ'નું 'અચ્છ' ૧૨ નિયમને અનુસારે થયું છે

૧૩ પદાન્ત દીર્ઘ સ્વર પછી 'છ'નો વિકલ્પે 'ચ્છ' થાય છે, પરંતુ 'આ' ઉપસર્ગની પછી 'છ' આવે તો તેનો 'ચ્છ' નિત્ય થાય છે

દાખલા —
લક્ષ્મી+છાયા=લક્ષ્મીચ્છાયા—લક્ષ્મીછાયા
આ+છાદન—આચ્છાદન

૧૪ 'સ્'ની પહેલાં 'અ' કે 'આ' સિવાય કોઈ સ્વર આવે તો બહુધા 'સ્'નો 'ષ્' થાય છે
દાખલા —
વિ+સમ—વિષમ
પ્રતિ+સેધ—પ્રતિષેધ
માતૃ+સ્વસા=માતૃષ્વસા
પિતૃ+સ્વસા—પિતૃષ્વસા

'માતૃષ્વસા' અને 'પિતૃષ્વસા' એવાં પણ રૂપ સંસ્કૃતમાં ચાલે છે.

અપવાદ—વિસર્ગ, વિસ્મરણ, વિસ્તીર્ણ, અનુસાર, અનુસરણ, વગેરેમાં 'સ'નો 'ષ' થતો નથી.

૧૫. 'સ્' કે 'ર્' ની પછી અઘોષ વ્યંજન આવે તો 'સ' કે 'ર' નો વિસર્ગ થાય છે, પણ 'નમસ્' ને 'તિરસ્'ના 'સ'નો થતો નથી.

ઉપલા નિયમમાં અઘોષ વ્યંજન=બહુધા 'ક' ને 'પ' સમજવા. વિસર્ગસંધિ, નિ. ૩. જુઓ.

દાખલા:—

પુનર્+કથન=પુનઃકથન
અધસ્+પતન=અધઃપતન
પણ નમસ્+કાર=નમસ્કાર
તિરસ્+કાર=તિરસ્કાર

૧૬. કેટલાંક વિશિષ્ટ રૂપ નીચે આપ્યાં છે:—

ઉદ્+સ્થાન=ઉત્થાન
ઉદ્+સ્તંભન=ઉત્તંભન
સમ્+કાર-કૃતિ=સંસ્કાર-સંસ્કૃતિ (ભૂષણ)
પુમ્+કોકિલ=પુંસ્કોકિલ

## વિસર્ગસંધિ: નિયમ

૧. વિસર્ગની પહેલાં 'અ' અને પછી 'અ' કે ઘોષ વ્યંજન આવે તો વિસર્ગનો 'ઉ' થાય છે અને તે 'ઉ' પૂર્વના 'અ' સાથે મળીને 'ઓ' થાય છે.

દાખલા:—

મનઃ+અ[illegible]=મનો[illegible]
મનઃ+વૃત્તિ=મનોવૃત્તિ

મન +રથ=મનોરથ

મન +અનુકૂલ=મનોનુકૂલ

૨ (અ) વિસર્ગની પહેલા 'અ' કે 'આ' સિવાય કોઈ પણ સ્વર આવે અને વિસર્ગની પછી સ્વર કે ઘોષ વ્યંજન આવે તો વિસર્ગનો 'ર્' થાય છે

(આ) 'ર્' ની પછી 'ર' આવે તો પહેલો 'ર્' ઊડી જાય છે અને તેની પૂર્વનો સ્વર હ્રસ્વ હોય તો દીર્ઘ થાય છે *

નિ +મર્યાદ=નિર્મર્યાદ

દુ +જન=દુર્જન

નિ +રવ=નીરવ

નિ +રસ=નીરસ

૩ વિસર્ગની પછી નીચેના વ્યંજન આવે તો નીચે દર્શાવ્યા પ્રમાણે ફેરફાર થાય છે –

(અ) 'ચ' કે 'છ' આવે તો 'શ'

(આ) 'ત્' કે 'થ્' આવે તો 'સ'

(ઇ) 'ટ' કે 'ઠ' આવે તો 'ષ'

(ઈ) 'શ', 'ષ', કે 'સ' આવે તો અનુક્રમે 'શ્', 'ષ', કે 'સ' થાય છે કે વિસર્ગ કાયમ રહે છે

દાખલા —

(અ) નિ +ચય=નિશ્ચય, નિ +છન્દ=નિશ્છન્દ, શનૈ +ચર=શનૈશ્ચર

(આ) નિ +તાપ=નિસ્તાપ

(ઇ) દુ +ટીકા=દુષ્ટીકા

(ઈ) નિ +શંક=નિઃશંક–નિશ્શંક, જ્યોતિ +શાસ્ત્ર=જ્યોતિઃશાસ્ત્ર–જ્યોતિશ્શાસ્ત્ર નિ સાર=નિઃસાર–નિસ્સાર

* આ વ્યંજનસંધિનો નિયમ છે પરંતુ તેનો પ્રસંગ અહિં હોવાથી અહિં આપ્યો છે

૩ 'ઢ'ની પછી 'ઢ' આવે તો પૂર્વ 'ઢ' લોપાઈ, તેની પહેલાનો સ્વર ('ઋ' સિવાય) દીર્ઘ થાય છે

૪ અવિકારક* પ્રત્યય પર છતા કેટલાક ધાતુના 'ય્', 'વ્', 'ર્', 'લ'ના અનુક્રમે 'ઇ', 'ઉ', 'ઋ', 'ऌ' થાય છે આ ફેરફાર **સમ્પ્રસારણ** કહેવાય છે

નવોઢા=નવ+ઊઢા ('ઊઢ'નુ સ્ત્રીલિંગ)

ઊઢ—વહ્+ત (ભૂ કૃ નો પ્રત્યય)=ઉહ્+ત (૪ પ્રમાણે)

ઉહ્+ત (૧ પ્રમાણે)=ઉઢ્+ધ (૨)=ઉઢ+ઢ (વ્યજન સ ૪) =ઊઢ (૩)

પ્ર+ઊઢ=પ્રૌઢ, પ્ર+ઊઢિ=પ્રૌઢિ (આમા 'ઊઢ' ને 'ઊઢિ' આજ પ્રમાણે નિષ્પન્ન થયા છે)

૫ દકારાદિ ધાતુના અન્ત્ય 'હ્'નો અન્તસ્થ કે અનુનાસિક સિવાય કોઈ પણ વ્યજન પર છતા 'ઘ્' થાય છે

દાખલા –

દુહ્+ત=દુઘ્+ત=દુઘ્+ધ (૨)=દુગ્ધ (વ્ય સ ૧) (દુગ્ધ=દૂધ)

બુધ+તિ=બુધ+ધિ (૨)=બુદ્ધિ (વ્ય સ ૧)

બુધ્+ત=બુધ્+ધ=બુદ્ધ

લુભ+ત=લુભ+ધ=લુબ્ધ

૬ 'મુહ્' ધાતુના 'હ્'નો અન્તસ્થ કે અનુનાસિક સિવાય કોઈ પણ વ્યજન પર છતા 'ઘ્' કે 'ઢ્' થાય છે, અને 'નહ્' ધાતુના 'હ'નો એવીજ સ્થિતિમા 'ધ્' થાય છે

દાખલા –

મુહ્+ત=મુઢ્+ત કે મુઘ્+ત

મુઢ+ત=મુઢ+ધ=મુઢ+ઢ (વ્ય સ ૪)=મૂઢ (૩)

* અહમા ગુણ કે વૃદ્ધિનો ફેરફાર કરાવે તે પ્રત્યયો વિકારક અને એવો ફેરફાર ન કરાવે તે અવિકારક કહેવાય છે

મુઘ્+ત=મુઘ+ધ=મુગ્ધ (વ્યં. સં. ૧.)

સંનહ્+ત=સંનધ્+ત=સંનધ+ધ=સંનદ્ધ

૭. 'સૃજ્,' 'મૃજ્,' 'યજ્,' 'રાજ્' ધાતુના અને છકારાન્ત અને શકારાન્ત ધાતુના અન્ત્ય વર્ણનો અન્તઃસ્થ કે અનુનાસિક સિવાય કોઈ પણ વ્યંજન પર છતાં 'ષ્' થાય છે અને 'ષ'નો પદને અન્તે 'ટ્' કે 'ડ્' થાય છે.

યજ્+તિ=ઇજ્+તિ (૪.)=ઇષ્+તિ=ઇષ્+ટિ=ઇષ્ટિ

સૃજ્+તિ=સૃષ્+તિ=સૃષ્+ટિ=સૃષ્ટિ

સમ્રાજ્+કિવપ્ પ્રત્યય=સમ્રાજ્ (પ્રત્યય લોપાઈ)=

સમ્રાષ્ (૭)=સમ્રાટ્–ડ્ (પદાન્તે હોવાથી)

ઉપવિશ્+ત=ઉપવિષ્+ત (૭)=ઉપવિષ્+ટ=ઉપવિષ્ટ (બેઠેલું).

પ્રચ્છ્+ત=પ્રષ્+ત (૭. 'છ્'નો 'ષ્' થયો; 'છ્' જવાથી 'ચ્' જે હ્રસ્વ સ્વરની પછી 'છ્'ની પૂર્વે મુકાય છે તે લોપાયો છે—નિમિત્તનો નાશ થયે નૈમિત્તિકનો (નિમિત્તને લીધે થયેલા ફેરફારનો) નાશ થાય છે, એવી વ્યાકરણશાસ્ત્રની પરિભાષા છે.)=પૃષ્+ત (૪.)=પૃષ્+ટ=પૃષ્ટ.

પરિમૃજ્+ત=પરિમૃષ્+ત=પરિમૃષ્+ટ=પરિમૃષ્ટ.

૮. (અ) 'ઋ', 'ર્', કે 'ષ્'ની પછી લાગલોજ 'ન્' આવે તો 'ન્'નો 'ણ્' થાય છે.

(આ) 'ઋ,' 'ર્', કે 'ષ્' અને 'ન્'ની વચ્ચે સ્વર, 'લ્' સિવાય અન્તઃસ્થ વ્યંજન, અને કવર્ગ ને પવર્ગ—એમાંના ગમે તે એક કે અનેક વર્ણ આવે તોપણ 'ન્'નો 'ણ્' થાય છે.

દાખલાઃ—

(અ) ઋ+ત (ભૂ.કૃ.નો પ્રત્યય)=ઋ+ન ('ત'નો 'ન' થઈ)= ઋણ (દેવું, રણ)

વૃ+ન=વર્+ન ('ઋ'નો ગુણ થઈ)=વર્ણ
કૃ+ન=કર્+ન=કર્ણ
વિષ્+નુ=વિષ્ણુ

(આ) ભાષણ, ચર્વણ રમણ, વ્યાકરણ

નિયમ ૮ (આ) એકજ પદમા એ વર્ણ આવ્યા હોય ત્યાં સર્વત્ર અને ભિન્ન ભિન્ન પદોમા હોય ત્યા બહુધા લાગુ પડે છે

દાખલા –

રામ+અયન=રામાયણ
નાર+અયન=નારાયણ
પ્રણિપાત, પરિણામ, પરિણાહ

બહુધા કહેવાનુ કારણ કે 'ન્'નો 'ણ' ને 'સ'નો 'ષ' થવાના નિયમ ઘણા છે, તેથી ગુજરાતીમા વપરાતા કે વાપરી શકાય એવા દાખલાજ બસ છે

દૂર્વાવન કે દૂર્વાવણ
ઇન્દ્રવાહન ('ઇન્દ્રવાહણ' નહિ)
ગિરિનદી–ગિરિણદી
ક્ષીરપાન–ક્ષીરપાણ
પ્રનષ્ટ ('પ્રણષ્ટ' નહિ)

૯ (અ) પ્રત્યયના 'સ્'ની પૂર્વે 'અ' કે 'આ' સિવાય કોઈ પણ સ્વર કે 'ક,' 'ર્', કે 'લ' આવ્યો હોય તો 'સ્'નો 'ષ' થાય છે

(આ) એવીજ સ્થિતિમા 'શાસ્' ને 'વસ્' ધાતુના 'સ્'નો પણ 'ષ' થાય છે

(ઇ) એવીજ સ્થિતિમા અન્ય ધાતુના 'સ્'નો 'ષ' કેટલેક સ્થળે નિત્ય થાય છે; કેટલેક સ્થળે વિકલ્પે થાય છે; અને કેટલેક સ્થળે બીલકુલ થતો નથી

(અ) ભૂ+ઇ+સ્ય=ભો+ઇ+સ્ય=ભવિષ્ય

(આ) શાસ્+ત=શિસ્+ત=( ધાતુના 'આ'નો 'ઇ' થઇ)
શિષ્+ત=શિષ્+ટ=શિષ્ટ
વસ્+ઇ+ત=ઉસ્+ઇત (૪.)=ઉષ્+ઇત=ઉષિત
પ્રોષિતભર્તૃકા નાયિકા (જેનો સ્વામી પ્રવાસમાં હોય એવી નાયિકા)

(ઇ) નિષ્ણાત (નિ+સ્નાત; 'સ્'નો 'ષ' થવાથી 'ન્'નો 'ણ' થયો છે [વ્યં. સં. ૪]); અધિષ્ઠિત (અધિ+સ્થિત; 'સ્'-નો 'ષ' થવાથી 'થ્'નો 'ઠ' થયો છે); યુધિષ્ઠિર; પ્રતિષેધ; નિષેધ;

માતૃષ્વસા—માતુઃસ્વસા; પિતૃષ્વસા—પિતુઃસ્વસા

અપવાદઃ—વિસ્મરણ; વિસ્તીર્ણ; અનુસરણ; વિસર્ગ; ઉસ્ર (કિરણ); વિસોઢ

## પ્રકરણ ૨૬મું
## સમાસઃ પ્રકારાદિ

**સમાસઃ વૃત્તિ**—બે કે વધારે પદોનું એકીભવન—એક થવું તે **સમાસ**. સમાસને સંસ્કૃત વૈયાકરણોએ એક પ્રકારની વૃત્તિ કહી છે. વૃત્તિમાં કૃદન્ત અને તદ્ધિતાન્ત પણ આવે છે.

**સમાસઃ અન્વય**—સમસ્ત પદમાંથી એકજ અર્થ નીકળે છે, તેથી જે અર્થ નીકળે છે તે અર્થવાળા મુખ્ય પદની સાથેજ વાક્યનાં બીજાં પદનો અન્વય હોઈ શકે છે, ગૌણ પદ સાથે હોઈ શકતો નથી. દાખલા તરીકે, 'રાજપુરુષ' એ સમસ્ત પદમાં 'પુરુષ'નો અર્થ પ્રધાન છે અને 'રાજ'નો ગૌણ છે. વાક્યમાં બીજાં પદો 'પુરુષ' પદના અર્થની સાથેજ અન્વય પામશે, 'રાજ' પદના અર્થની સાથે નહિ. 'મોટું' એ વિશેષણનો અન્વય 'રાજ' પદ સાથે થઈ શકશે નહિ. 'મોટા રાજાનો પુરુષ' એવો અર્થ 'મોટો રાજપુરુષ' એમાંથી નીકળશે

નહિ 'મહારાજપુરુષ' એમ 'મહા' પદને સમાસમા દાખલ કરીએ ત્યારેજ તેનો અન્વય 'રાજ' સાથે થઈ શકે

**પ્રકાર.**—સમાસના પ્રકાર નીચે પ્રમાણે છે —

૧ દ્વન્દ્વ ૨ તત્પુરુષ, ૩ બહુવ્રીહિ, ૪ અવ્યયીભાવ, ૫ સુપ્સુપ્સમાસ

વિગ્રહ-સમાસનો અર્થ શબ્દો છૂટા વાપરી દર્શાવવો તેને સમાસનો વિગ્રહ કરવો કહે છે વિગ્રહ=છૂટુ કરવુ તે

**દ્વન્દ્વ**-દ્વન્દ્વ એટલે જોડકુ જોડકામા જેમ બને અવયવો સમાન કક્ષામા છે, કોઈ પ્રધાન નથી કે ગૌણ નથી, તેમ દ્વન્દ્વ સમાસમા સમસ્ત પદો સમાન પક્તિમા છે એમા બે કે વધારે પદ સમુચ્ચયવાચક અવ્યયથી ( 'અને' થી) જોડાયલા હોય છે.

**પ્રકાર**-દ્વન્દ્વના બે પ્રકાર છે-૧ ઇતરેતરદ્વન્દ્વ અને ૨ સમાહારદ્વન્દ્વ

**ઇતરેતરદ્વન્દ્વ**-ઇતરેતર દ્વન્દ્વમા ઉપર સમજાવ્યા પ્રમાણે બને પદ સમાન કક્ષામા છે આ કારણથી સમાસમા બહુવચનનો અર્થ છે, જેમકે,

**માબાપ** કહે તે તમારે માનવુ **તેઓ** તમારા ભલાની ખાતર કહે છે

દાખલા –

માબાપ ભાઈબેન, સગાવહાલા, રામલક્ષ્મણ, ભીમાર્જુન, કૌરવપાડવ દપતી (દ–જાયા)

**સમાહારદ્વન્દ્વ**-સમાહારદ્વન્દ્વમા સમસ્ત પદોનો છૂટો અર્થ નથી, પણ સમાસમાથી સમાહારનો-સમુદાયનો અર્થ નીકળે છે આથી સમસ્ત પદ એકવચનમા રહે છે

સસ્કૃત વ્યાકરણમા પ્રાણીના, સેનાના, કે વાદ્યના અવયવનો

અર્થ જેમાં હોય એવાં પદોનો સમાસ સમાહારદ્વન્દ્વજ હોવો જોઈએ એવો નિયમ છે.

હસ્તપાદ, હસ્ત્યશ્વરથપદાતિ, વગેરે સંસ્કૃતમાં સમાહારદ્વન્દ્વ છે; પરંતુ ગુજરાતીમાં 'હાથપગ' બહુવચનમાંજ વપરાય છે (જેમકે, મારા હાથપગ ચાલતા નથી); માટે, 'હાથપગ,' 'હસ્તપાદ' વગેરેને ઇતરેતરદ્વંદ્વ લેવાજ યુક્ત છે.

પરંતુ સંસ્કૃતમાં જે કેટલાક દાખલા ઇતરેતરદ્વન્દ્વના છે તે ગુજરાતીમાં સમાહારદ્વન્દ્વ તરીકે વપરાય છે.

ન્યાયાન્યાય, લાભાલાભ; સારાસાર, જાઆવ, ઊઠબેસ–આ એવા દાખલા છે.

યદ્વાતદ્વા (જે તે)–એ પણ સમાહારદ્વન્દ્વ છે.

ક્રમ—દ્વન્દ્વ સમાસમાં પદોને કયા ક્રમમાં ગોઠવવા તેને માટે કેટલાક નિયમ છે તે નીચે આપ્યા છે.

૧ અભ્યર્હિતના–પૂજ્યના નામનો પ્રથમ પ્રયોગ થાય છે.

દાખલાઃ–માતપિતા, માબાપ, પાર્વતીપરમેશ્વર, ઉમામહેશ્વર, લક્ષ્મીનારાયણ, સીતારામ, સાસુસસરા

માતા ને પિતામાં માતા વધારે પૂજ્ય છે. દંપતીમાં સ્ત્રી વિશેષ પૂજ્ય છે. સ્ત્રીની પૂર્વ કાલે મનાતી પ્રતિષ્ઠાની ભાષા પણ સાક્ષી પૂરે છે.

૨. ભાઈનાં, ઋતુનાં, નક્ષત્રનાં નામમાં સમયના ક્રમ પ્રમાણે નામ ગોઠવાય છે. વર્ણનાં નામમાં દરજ્જાનો ક્રમ સચવાય છે.

દાખલાઃ–યુધિષ્ઠિરાર્જુન; ભીમાર્જુન; શિશિરવસન્ત; કૃત્તિકારોહિણી, બ્રાહ્મણક્ષત્રિયવૈશ્યશૂદ્ર

૩. ઇકારાન્ત પદ પહેલું મુકાય છે.

હરિહર

૪. લઘુ વર્ણવાળું પદ પૂર્વે આવે છે.

કુશકાશ

દેવતાદ્વન્દ્વ—દેવતાનાં નામ દ્વન્દ્વ સમાસમાં વપરાય છે. એને દેવતાદ્વન્દ્વ કહે છે. એમાં પૂર્વપદનો સ્વર દીર્ઘ થાય છે.

મિત્રાવરણ અગ્નીષોમ દ્યાવાભૂમિ, દ્યાવાપૃથિવી (દિવ્‌નું 'દ્યાવા' થાય છે (દિવ્' આકાશ)

**એકશેષ**—સસ્કૃતમા દ્વન્દ્વ સમાસના બે અવયવમાનો એક દ્વિવચનમા વપરાઈ બન્નેનો અર્થ બતાવે છે એક શેષ રહી બેનો અર્થ દર્શાવે છે માટે એને 'એકશેષ દ્વન્દ્વ' કે 'એકશેષ' કહે છે, જેમકે,

પિતરૌ—માતા ને પિતા શ્વશુરૌ સાસુ ને સસરો, હંસૌ—હંસી ને હંસ

ગુજરાતીમા આવો એકશેષ સમાસ બીલકુલ પ્રચારમા નથી

**તત્પુરુષ**—'તદ્' તે અને 'પુરુષ' એ બે પદનુ 'તત્પુરુષ' પદ બન્યુ છે એનો અર્થ 'તેનો પુરુષ' એવો થઈ શકે છે. એ અર્થથી સમાસના લક્ષણ પર પ્રકાશ પડે છે જે સમાસમા પૂર્વપદ ઉત્તર પદ સાથે વિભક્તિના સબધથી જોડાયુ હોય તે તત્પુરુષ સમાસ કહેવાય છે એમા ઉત્તરપદ પ્રધાન છે અને પૂર્વપદ ગૌણ છે

**દ્વિતીયા તત્પુરુષ**—પૂર્વપદ ઉત્તરપદ સાથે દ્વિતીયા વિભક્તિના સબન્ધથી જોડાયુ હોય એવો સમાસ દ્વિતીયાતત્પુરુષ કહેવાય છે

દાખલા —

ઇન્દ્રિયાતીત (ઇન્દ્રિયોને—ઇન્દ્રિયોના માર્ગને—અતીત—ઓળગેલુ), દેશગત (દેશમા ગયલુ, દેશ ગયલુ—ગત્યર્થક ક્રિયાપદને યોગે દ્વિતીયા વપરાય છે), દુ ખાપન્ન (દુ ખને આપન્ન—પ્રાપ્ત થયલુ), દુ ખપ્રાપ્ત (દુ ખને પ્રાપ્ત થયલુ), કૃષ્ણાશ્રિત (કૃષ્ણને આશ્રિત), મુહૂર્તસુખ (મુહૂર્તપર્યન્ત સુખ, દ્વિતીયા અત્યન્તસયોગવાચક છે)

ખટ્વારૂઢ (ખટ્વામા—ખાટલામા આરૂઢ)—નિન્દાવાચક છે જે શિષ્ય ભોય પર સૂવાને બદલે ખાટલામા સૂએ છે તેની નિન્દા સમાસથી ગમ્ય થાય છે સસ્કૃતમા એ સમાસજ નિન્દાવાચક છે એનો વિગ્રહ નિન્દાવાચક નથી

**તૃતીયાતત્પુરુષ**—એમા પૂર્વપદ ઉત્તરપદ સાથે તૃતીયાના સબધથી જોડાયુ હોય છે

દાખલા —

શ્રીયુત (શ્રી વડે યુત—જોડાયલુ) ઈશ્વરનિર્મિત, માતૃસદૃશ,

પિતૃસમ; કરુણાશૂન્ય; દયાયુક્ત; ગુણોપેત; ગુણસંપન્ન; આશાભર્યું; રસભીનું; રસાર્દ્ર; રસબોળ

દહિંભાત (દહિં સાથે સંસ્કાર પામેલો કે મેળવેલો ભાત); દહિંવડાં; ગોળધાણા

આ સમાસને સંસ્કૃત વ્યાકરણમાં તૃતીયાતત્પુરુષ સમાસ માન્યા છે.

**ચતુર્થીતત્પુરુષ**—પૂર્વપદ ચતુર્થીમાં હોય એવો તત્પુરુષ સમાસ ચતુર્થીતત્પુરુષ કહેવાય છે.

દાખલા:—

પ્રીત્યર્થ (પ્રીતિને અર્થે–માટે); લોકહિત (લોકને હિત કલ્યાણકારક); કાકબલિ

**પંચમીતત્પુરુષ**—પૂર્વપદ ને ઉત્તરપદની વચ્ચે પંચમીનો સંબંધ હોય એવો તત્પુરુષ પંચમીતત્પુરુષ કહેવાય છે.

દાખલા:—

ચૌરભય, સ્વર્ગપતિત, ઋણમુક્ત, સિતેતર (સિતથી–શુક્લથી ઇતર–અન્ય; અર્થાત્, કૃષ્ણ), ઉત્તરોત્તર (ઉત્તરથી ઉત્તર)

**ષષ્ઠીતત્પુરુષ**—પૂર્વપદનો ઉત્તરપદ સાથે ષષ્ઠી વિભક્તિથી સંબંધ હોય એવો તત્પુરુષ ષષ્ઠીતત્પુરુષ કહેવાય છે.

દાખલા:—

દેવમંદિર; ગજશાળા; કૂપમંડૂક; સ્વચ્છંદ; મારખાઉ

રાજહંસ (હંસોનો રાજા); રાજયક્ષ્મા (યક્ષ્મન્–યક્ષ્મા=રોગ; રોગનો રાજા, ક્ષય); રાજરોગ; રાજમાર્ગ—આ સમાસોમાં 'રાજન્–રાજ' પદ ઉત્તરપદને બદલે પૂર્વપદ થયું છે. નકારાન્ત પદ પૂર્વપદ હોય તો તેનો 'ન્' લોપાય છે.

યજ્ઞસ્તમ્ભ, અશ્વઘાસ, રન્ધનસ્થાલી—આવા સમાસમાં ચતુર્થીનો અર્થ છે; પરંતુ એની ગણના સંસ્કૃત વ્યાકરણમાં ષષ્ઠીતત્પુરુષમાં કરી

છે, કારણ કે ચતુર્થ્યન્ત પદ 'બલિ' 'હિત' 'સુખ' રક્ષિત,' કે 'અર્થ પદ સાથે સમાસ પામે છે, અથવા તો પ્રકૃતિવિકૃતિભાવવાચક પદોનો સમાસ ચતુર્થીતત્પુરુષ ગણાય છે 'યૂપદારુ' એ ચતુર્થીતત્પુરુષ છે, કારણ કે એમા પ્રકૃતિવિકૃતિભાવ છે દારુ' એ પ્રકૃતિ (મૂળ વસ્તુ) છે અને યૂપ' એ વિકૃતિ (મૂળ વસ્તુની બનેલી વસ્તુ) છે અશ્વઘાસ,' 'યજ્ઞારનભ' રન્ધનસ્થાલી,' એમા પ્રકૃતિવિકૃતિભાવ નથી માટે એની ગણના ષષ્ઠીતત્પુરુષમા કરી છે

**સપ્તમીતત્પુરુષ**-પૂર્વપદ ઉત્તરપદ સાથે સપ્તમી વિભક્તિના સબધથી જોડાયુ હોય એવો તત્પુરુષ સપ્તમીતત્પુરુષ કહેવાય છે

દાખલા —

દેવાધીન, વ્યવહારકુશળ, શાસ્ત્રનિષ્ણાત, પુરુષોત્તમ, દ્વિજ સત્તમ, નરશ્રેષ્ઠ, દ્વિજશ્રેષ્ઠ, લોકોત્તર (લોકોને વિષે ઉત્તર, અલૌકિક)

અધમર્ણ (ઋણને વિષે અધમ—કરજદાર), ઉત્તમર્ણ (ઋણને વિષે ઉત્તમ=લેણદાર)—'અધમ' ને 'ઉત્તમ' વિશેષણ ઉત્તરપદને બદલે પૂર્વપદ થયા છે

**એકદેશી** કે **અવયવી સમાસ**—એકદેશ એટલે અવયવ અવયવ અને અવયવીનો સમાસ એક પ્રકારનો ષષ્ઠીતત્પુરુષ સમાસ છે પરતુ એમા ષષ્ઠયન્ત નામ પહેલુ આવવાને બદલે છેલ્લુ આવેલુ છે

દાખલા —

પૂર્વકાય (કાયનો—શરીરનો પૂર્વ ભાગ), મધ્યાહ્ન (અહનનો—દિવસનો મધ્ય ભાગ, 'અહન્'નું 'અહ્ન' થયુ છે)

મધ્યરાત્ર—મધરાત (રાત્રિનો મધ્ય ભાગ, 'રાત્રિ'નું 'રાત્ર' થયુ છે)

પૂર્વાહ્ણ—અપરાહ્ણ (અહનનો—દિવસનો પૂર્વ ભાગ—પાછલો ભાગ અપર=પાછલો, 'અહન્'નુ 'અહ્ન' થઈ તેમાના 'ન'નો 'ણ' થયો છે)

**ઉપપદસમાસ**—નામ અને ધાતુસાધિત શબ્દનો સમાસ તે ઉપપદસમાસ છે

દાખલા:—

કુંભકાર; સર્વજ્ઞ; અધિપ ('અધિક'નું 'અધિ' થયું છે; અધિકનું-ઘણાંનું રક્ષણ કરનાર); કચ્છપ (કચ્છ=મુખસંપુટ; કાચબો થોડીક નજર ફેરવી શરીરની અંદરજ મુખસંપુટનો પ્રવેશ કરે છે.); શેષશાયી; ગૃહસ્થ; નર્મદા (નર્મન્=ક્રીડા; ક્રીડાની આપનારી; એને કિનારે ઘણાં ક્રીડાસ્થાન છે; નકારાન્ત પૂર્વપદ હોવાથી અન્ત્ય 'ન્' લોપાયો છે.); ઇન્દ્રજિત્ (ઇન્દ્રને જીતનાર); પૂર્વપદસ્થ; ઉત્તરપદસ્થ; અંડજ (અંડ-ઈંડું, તેમાંથી ઉત્પન્ન થનાર); સહજ; ઉદ્ભિજ્જ (ભેદીને ઉત્પન્ન થનાર); સૂત્રકાર; વૃત્તિકાર, ભાષ્યકાર; નીચગા; નિમ્નગા (નિમ્ન-નીચું, નીચા પ્રદેશમાં વહનાર, નદી)

<u>કર્મધારય</u>-'તત્પુરુષ' એ શબ્દનો બીજો અર્થ 'તે પુરુષ' થાય છે. <u>એ શબ્દમાં પૂર્વપદ વિશેષણ છે અને ઉત્તરપદ વિશેષ્ય છે.</u> એવો સમાસ કર્મધારય કહેવાય છે. અર્થાત્, જે સમાસમાં વિશેષણ પૂર્વપદ હોય અને વિશેષ્ય ઉત્તરપદ હોય તે સમાસ **કર્મધારય** કહેવાય છે. 'કર્મધારય' શબ્દ અન્વર્થ છે; કર્મ એટલે ક્રિયા; ક્રિયાને ધારણ કરનારાં પદોનો-અર્થાત્, ક્રિયાની સાથે સરખો સંબંધ રાખનાર પદોનો એ સમાસ છે. એવાં પદ સમાનાધિકરણ હોય છે, એટલે એકજ વિભક્તિમાં હોય છે. આ પ્રમાણે સમાનાધિકરણ પદોનો સમાસ તે કર્મધારય સમાસ.

દાખલા:—

પીતાંબર (પીળું વસ્ત્ર); મહારાજા, કૃષ્ણપક્ષ; બહુલપક્ષ (બહુલ=કૃષ્ણ); શુક્લપક્ષ; સિતપક્ષ (સિત=શુક્લ), રક્તચંદન

ઘનશ્યામ (ઘન એટલે ઘન જેવો, વાદળ જેવો શ્યામ); ચન્દ્રમુખ (ચન્દ્ર જેવું મુખ); કુવાક્ય (કુત્સિત વાક્ય); સુવાક્ય (સુ-શોભન વાક્ય); સ્વલ્પ (સુ-અત્યન્ત અલ્પ); સ્વાગત;

સહાધ્યાયી (અવ્યયનો વિશેષણ તરીકે ઉપયોગ છે), દક્ષિણાપથ ઉત્તરાપથ ('દક્ષિણા' ને 'ઉત્તરા' અવ્યય છે તે વિશેષણ તરીકે વપરાયા છે 'પથિન્' [માર્ગ]નું 'પથ' થયું છે; ઉત્તર માર્ગ-ઉત્તર દેશ, દક્ષિણ દેશ, એવો અર્થ છે)

(૧) ઘનશ્યામ, ચન્દ્રમુખ, વજ્રદેહ—એના સમાસમાં ઉપમાન પૂર્વપદ હોવાથી એ **ઉપમાનપૂર્વપદ કર્મધારય** કહેવાય છે

(૨) વદનકમળ (કમળ જેવું વદન) મુખચન્દ્ર ચરણપલ્લવ (પલ્લવ જેવા ચરણ) વચનામૃત—આવા સમાસમાં ઉપમાન ઉત્તરપદ હોવાથી એ સમાસ **ઉપમાનોત્તરપદ કર્મધારય** કહેવાય છે

(૩) વદનકમળ (વદન એજ કમળ, વદનરૂપી કમળ) ભવસાગર દુખાબ્ધિ (દુખ એજ અબ્ધિ-સમુદ્ર), મયૂરવ્યંસક (મયૂર એજ વ્યંસક-ધૂત-ધૂર્ત મયૂર)—આવા સમાસમાં પૂર્વપદ અવધારણવાચક નિશ્ચયવાચક છે માટે એ **અવધારણપૂર્વપદ** કર્મધારય કહેવાય છે

સસ્કૃતમા આને મયૂરવ્યંસકાદિ સમાસ કહે છે કેમકે મયૂરવ્યંસક એ એવા કેટલાક અનિયમિત સમાસોના વર્ગમા આદિ છે

બે વિગ્રહ—'વદનકમળ' એ સમાસના વિગ્રહ બે રીતે થઈ શકે છે—૧ કમળના જેવુ વદન ૨ વદન એજ કમળ. ૧ મા 'વદન' પ્રધાનપદ છે અને ૨ મા 'કમળ' પ્રધાનપદ થાય છે એ સમસ્ત પદના વિશેષણનો અન્વય સમાસના જે અવયવની સાથે ઘટે તે પરથી સમાસનો પ્રકાર નક્કી થાય છે 'પ્રફુલ્લ વદનકમળ'—અહિં 'પ્રફુલ્લ'નો અન્વય 'કમળ' સાથે વાચ્યાર્થમા ઘટે છે, માટે સમાસ મયૂરવ્યંસકાદિ છે 'સુંદર વદનકમળ'—આમા વિશેષણનો અન્વય સમાસના બન્ને પદ સાથે ઘટે છે માટે બન્ને પ્રકાર લઈ શકાય 'હાસ્યયુક્ત વદનકમળ'—આમા વિશેષણનો અન્વય 'વદન' સાથે વધારે ઘટે છે માટે ઉપમાનોત્તરપદ કર્મધારય છે

વદનકમળ=કમળ જેવું વદન (અહિં અલંકાર ઉપમા છે.)
વદનકમળ=વદન એજ કમળ (અહિં અલંકાર રૂપક છે.)

(૪) મહાસાગર; વિશ્વદેવ; પરમાત્મા—આવાં સાધારણ ઉદાહરણોમાં વિશેષણ પૂર્વપદ હોવાથી એ **વિશેષણપૂર્વપદ કર્મધારય** કહેવાય છે.

(૫) ઘનશ્યામ; મેઘશ્યામ—આવા દાખલામાં વિશેષણ ઉત્તરપદ હોવાથી એ **વિશેષણોત્તરપદ કર્મધારય** કહેવાય છે.

પુરુષવ્યાઘ્ર (વ્યાઘ્ર જેવો પુરુષ); નરસિંહ (સિંહ જેવો નર)—આમાં પણ ઉત્તરપદ વિશેષણ બને છે. એમાં પૂર્વપદ ઉપમેય છે અને ઉત્તરપદ ઉપમાન છે. ઉપમેયને ઉપમિત પણ કહે છે. ઉપમિત પૂર્વપદ છે, તેથી આવો સમાસ **ઉપમિતસમાસ** કહેવાય છે.

(૬) સ્નાતાનુલિપ્ત (પ્રથમ સ્નાત—નહાયલો અને પછી અનુલિપ્ત—અનુલેપ કરાયલો)—આ **વિશેષણસમાસ** કહેવાય છે.

દ્વિગુ—કર્મધારયનો પેટા પ્રકાર દ્વિગુ છે. પૂર્વપદ સંખ્યાવાચક વિશેષણ હોય તો સમાસ દ્વિગુ છે. 'દ્વિગુ' શબ્દ સમાસના લક્ષણ પર પ્રકાશ પાડે છે. એ શબ્દમાં પૂર્વપદ સંખ્યાવાચક વિશેષણ છે. દ્વિગુ સમાસમાં સમાહારનો અર્થ છે.

દાખલા:—

પંચપાત્ર (પાંચ પાત્રોનો—પૂજાની સામગ્રી મૂકવાનાં નાનાં વાસણોનો—સમાહાર; નવરાત્ર (નવ રાત્રીનો સમાહાર); 'રાત્રી'નું 'રાત્ર' થયું છે.); અષ્ટાધ્યાયી (અષ્ટ—આઠ અધ્યાયનો સમૂહ; 'ઈ' પ્રત્યય લાગી સ્ત્રીલિંગ થયું છે; કેટલાંક દ્વિગુનાં ઉદાહરણમાં અન્ત્ય 'અ'ને આ પ્રત્યય લાગે છે.); ચતુઃસૂત્રી (ચાર સૂત્રોનો સમૂહ); ત્રિલોકી; પંચવટી; ત્રિભુવન; પંચગવ્ય

ચોમાસું, નવટાંકી, પાંચશેરી, એ એવાજ સમાસ છે.

દ્વિગવ-પચગવ (બે ગાયનો-પાચ ગાયનો સમૂહ, 'ગે 'ગવ' થયુ છે)

**પ્રાદિસમાસ**-પ્ર, પરા, આદિ ઉપસર્ગ પૂર્વપદ હોય એ તત્પુરુષ સમાસ **પ્રાદિસમાસ** કહેવાય છે

દાખલા --

અતીન્દ્રિય (ઇન્દ્રિયોને અતીત-ઓળગી ગયલુ ઇન્દ્રિયે અગોચર)

**નઞ્સમાસ**—જે કર્મધારયમા પૂર્વપદ 'ન' કે નિષેધવાચક ' કે 'અન્' હોય તે **નઞ્તત્પુરુષ** કહેવાય છે

દાખલા -

નક્ષત્ર (ન ક્ષત્ર-ક્ષરે, નાશ પામે તે, નાશ ન પામે તે), અધ (ન ધર્મ, ધર્મ નહિ તે), અનિષ્ટ (ઇષ્ટ નહિ તે), અનર્થ, અભા અનુપકાર, અભણ, અજાણતા, અણધાર્યું ('અન'નો અપભ્રંશ 'અણ

**મધ્યમપદલોપી તત્પુરુષ**—જે તત્પુરુષમા મધ્યમ પદ લોપ થયો હોય એવો તત્પુરુષ **મધ્યમપદલોપી તત્પુ** કહેવાય છે

દાખલા:—

કલ્પવૃક્ષ (કલ્પ=મનોરથ, કલ્પપૂરક વૃક્ષ), કલ્પલતા (ક પૂરિકા લતા); ગન્ધગજ (ગન્ધપ્રધાન ગજ), છાયાવૃક્ષ (છા પ્રધાન વૃક્ષ)

દહિંવડા, દહિંભાત, ગોળધાણા—આને સસ્કૃતમા તૃતીય તત્પુરુષ માન્યા છે, એને મધ્યમપદલોપી તત્પુરુષ પણ લઈ શકાય

**અલુક્સમાસ**—સમાસમા અનેક પદ મળીને એક બને છે, તેથી વિભક્તિ સમસ્ત પદનેજ આવે છે પૂર્વ પદોને વિભક્તિ આવી લોપાય છે, પરતુ કેટલાક સમાસમા પૂર્વપદની વિભક્તિ કાય

રહે છે તે લોપાતી નથી (અલુક્–લુક્=લોપ) તેથી એવા સમાસને **અલુક્સમાસ** કહે છે.

દાખલાઃ—

યુધિષ્ઠિર; સરસિજ; મનસિજ; ખેચર; વાચસ્પતિ (વાણીનો પતિ, બૃહસ્પતિ); ગેહેશૂર (ગેહ=ઘર; ઘરમાં શૂરો); ગેહેનર્દી (ઘરમાં ગાજનાર); પાત્રેસમિત (ભોજન સમયે તૈયાર, કાર્યવખતે નહિ); વાચોયુક્તિ (વાણીની રચના); વિશાંપતિ (વિશનો–લોકોનો પતિ; રાજા); દેવાનાંપ્રિય (મૂર્ખ), વદતોવ્યાઘાત–આ સમાસ નથી; પરંતુ અલુક્ સમાસના જેવી રચના છે. 'વદતઃ' એ વદ્ ધાતુના વર્તમાન કૃદન્તનું ષષ્ઠીનું એકવચન છે. વદતઃ=બોલનારનો; વ્યાઘાત=વિરોધ. બોલનાર પોતે વિરુદ્ધ–અસંગત બોલે તે 'વદતોવ્યાઘાત' કહેવાય છે, જેમકે,—'હું જીવનપર્યન્ત મૌની છું; મારો પિતા બ્રહ્મચારી છે!'

કર્મધારયના અનિયમિત દાખલાઃ—

ભાષાન્તર ('અન્ય'નું 'અન્તર' થયું છે), વનાન્તર, 'ગ્રામાન્તર,' વગેરે; કાપુરુષ (કુત્સિત પુરુષ: 'કા'નું 'કુ' થયું છે.); કદન્ન (કુત્સિત અન્ન: 'કા'નું 'કદ્' થયું છે.) ચિન્માત્ર (કેવળ ચિત્, ચિતજ; જ્ઞાનસ્વરૂપ); અકુતોભય (જેને કશાથી ભય નથી તે; અર્થ બહુવ્રીહિનો છે, તોપણ આ સમાસની ગણના કર્મધારયમાં કરી છે); ઉચ્ચાવચ ('ઉદચ્' ને 'અવાચ્' ના 'ઉચ્ચ' ને 'અવચ' થયા છે; જાતજાતનું).

મિશ્રસંખ્યાવાચક શબ્દોની ગણના સંસ્કૃતમાં કર્મધારયમાં કરી છે—

એકવીસ, છાસેઠ, અઠ્યાસી, છન્નુ, વગેરે.

**લાંબા સમાસ**—'અનેકશુભોપમાયોગ્ય,' 'સર્વગુણાલંકૃત'–આવાં લાંબાં સમસ્ત પદ વપરાય છે. અર્થ સંદિગ્ધ કે કિલષ્ટ ન થાય અને કર્ણને કઠોર ન લાગે એવા સમાસ કરવાની હરકત નથી.

(ગુણોપમા-કર્મ૦, અનેકગુણોપમા-કર્મ૦, તેના યોગ-ષષ્ઠીતત્પુ૦, સર્વગુણ-કર્મ૦, તે વડે અલંકૃત-તૃતીયાતત્પુ૦)

બહુવ્રીહિ—આ શબ્દજ સમાસનું સ્વરૂપ કહે છે જેમાં પૂર્વપદ વિશેષણ હોય અને ઉત્તરપદ વિશેષ્ય હોય તેમજ આખું સમસ્ત પદ અન્ય પદનું વિશેષણ હોય એવો અન્યપદાર્થપ્રધાન સમાસ તે બહુવ્રીહિ કહેવાય છે

બહુવ્રીહિ=બહુ છે વ્રીહિ-ડાંગર જેની પાસે એવો (કોઈ પુરુષ)
પીતાંબર=પીત (પીળું) છે અંબર (વસ્ત્ર) જેનું એવા (વિષ્ણુ)
કૃતાર્થ (કૃત=સફળ), કૃતકૃત્ય, મહાબાહુ ('મહત્'નું 'મહા' થયું છે), ચતુર્મુખ, પંચવક્ત્ર ત્રિનેત્ર, એકદન્ત

આ સમાનાધિકરણ બહુવ્રીહિ છે, કેમકે એમાં સમસ્ત પદો સમાનાધિકરણ-એકજ વિભક્તિમાં છે

ગાંડીવપાણિ (ગાંડીવ-ધનુષ છે પાણીમાં-હાથમાં જેના એવો [અર્જુન]), ચક્રપાણિ (કૃષ્ણ)

આ સમાસોમાં પદો સમાનાધિકરણ નથી એવો બહુવ્રીહિ વ્યધિકરણ બહુવ્રીહિ કહેવાય છે એ અપવાદરૂપ છે સમાનાધિકરણ બહુવ્રીહિ નિયમરૂપ છે

હરિણાક્ષી (હરિણના જેવી છે અક્ષિ-આંખ જેની એવી સ્ત્રી, 'અક્ષિ'નું 'અક્ષ' થઈ સ્ત્રી મા 'અક્ષી' થયું છે); કમલનયના, ગજગમન, હંસગમના

તપોધન, નીલકંઠ, ગરુડધ્વજ, અશ્વત્થામા (અશ્વના જેવું છે સ્થામન્-બળ જેનું, 'ન નો 'ત્' થયો છે)

તદ્ગુણસંવિજ્ઞાન અને અતદ્ગુણસંવિજ્ઞાન—'લંબકર્ણને લાવો'—જેના કર્ણ લાંબા છે એવાને લાવો-આમ કહીએ છીએ ત્યારે જે પ્રાણી આવે છે તે તેના લાંબા કર્ણ સાથે આવે છે 'લંબકર્ણ' શબ્દથી આપણને અન્ય પદાર્થનું-પ્રાણીનું સંવિજ્ઞાન થાય છે તેનીજ સાથે

તેના ગુણનું–લાંબા કાનનું પણ સંવિજ્ઞાન થાય છે; માટે આવો સમાસ તદ્‌ગુણસંવિજ્ઞાન બહુવ્રીહિ કહેવાય છે.

એથી ઊલટું, 'દૃષ્ટસાગર કે કૃતાર્થ પુરુષને લાવ' આમ કહેવાથી જેણે સાગર જોયો છે કે જેના અર્થ સફળ થયા છે એવો પુરુષ આવે છે; પરંતુ તે પુરુષને જોવાથી તેના ગુણનું–તેણે સાગર જોયો છે તેનું કે તેના મનોરથ સફળ થયા છે તેનું–સંવિજ્ઞાન થતું નથી; માટે એવો સમાસ અતદ્‌ગુણસંવિજ્ઞાન બહુવ્રીહિ કહેવાય છે.

**બહુવ્રીહિમાં ગણના**—નીચે લખેલા સમાસોની ગણના સંસ્કૃતમાં બહુવ્રીહિમાં કરી છે:—

(૧) પૂર્વપદ 'સ' હોય એવા સમાસ

'સહ'નો કે 'સમાન'નો 'સ' થાય છે; 'સહ'નો 'સ' વિકલ્પે થાય છે.

દાખલાઃ—

સકુટુંબ (કુટુંબની સાથે); સહપરિવાર; સાવશેષ (અવશેષની સાથે, સંપૂર્ણ); સકર્મક (કર્મની સાથે; 'ક' પ્રત્યય કેટલાક બહુવ્રીહિને અન્તે આવે છે);* દ્વિકર્મક; સફળ; સમૂળ; સચેલ [ સ્નાન ] (વસ્ત્ર-સહિત સ્નાન); સપુત્ર; સકલત્ર; સપત્નીક; સાપેક્ષ

સોદર (સમાન છે ઉદર જેનું; ભાઈ); સપિંડ (સમાન છે પિંડ–દેહ જેનો); સવર્ણ

સત્વર ('ત્વરા'નું 'ત્વર' થયું છે; ક્રિયાપદ સાથે અન્વય હોય ત્યારે બહુવ્રીહિ ક્રિયાવિશેષણ તરીકે વપરાયો છે એમ સમજવું.)

(૨) સંખ્યાવાચક પદોનો સમાસ—એમાં બે સંખ્યા પાસે પાસેની છે અને તેની વચ્ચે 'કે'નો સંબંધ છે.

દાખલાઃ—

એકબે; બેચાર; ચારપાંચ; આઠદસ. ગુજરાતીમાં આને વૈકલ્પિક દ્વન્દ્વ ગણી શકાય.

(૩) કર્મવ્યતિહાર–ક્રિયાનુ વારવાર થવુ–બતાવનાર નીચેના જેવા સમાસ–સસ્કૃતમા એવા સમાસ નપુસક લિંગમા છે ને અવ્યય છે ગુજરાતીમા કેટલાક એના સ્ત્રીલિંગના શબ્દો છે મરાઠીમા પણ એમજ છે

દાખલા —

મુષ્ટામુષ્ટિ, દણ્ડાદણ્ડિ (યુદ્ધ, જેમા મુઠ્ઠી મુઠ્ઠીએ–દડે દડે પ્રહાર કરી યુદ્ધ ચાલે છે એવુ),

મુક્કામુક્કી, લટ્ઠાલટ્ઠી મારામારી

मराठी बुक्काबुक्की मारामारी गुद्दागुद्दी लाथाळाठी

રોકકળ (રોકકળ સર્વત્ર ચાલી રહી)

**પ્રાદિ બહુવ્રીહિ—**

નિર્દય (નિર્ગત છે દયા જેનામાથી), નિર્લજ્જ, નિર્મર્યાદ, નિસ્ત્રપ (ત્રપા=લજ્જા)—બહુવ્રીહિ સમાસને અન્તે આકારાન્ત સ્ત્રી લિંગનો શબ્દ હોય ને સમાસ પુલિંગમા હોય તો 'આ' નો 'અ' થાય છે

વિધવા (વિગત છે ધવ–સ્વામી જેનો), નિષ્કારણ (નિષ્કાન્ત છે કારણ જેમાથી), ઉદ્દામ (ઉદ્ગત છે દામ અકુશ જેનો)

**નઞ્બહુવ્રીહિ—**

દાખલા —

અભય (નથી ભય જેને), અનુત્તમ (નથી ઉત્તમ જેનુ અનુત્તમ), નૌતમ (નોત્તમ'નો અપભ્રશ), અપશ્ચિમ (નથી પશ્ચિમ–છેલ્લુ જેનુ સર્વથી છેલ્લુ)

**સમાસાન્ત પ્રત્યય—**

(૧) 'ગન્ધ'નુ 'ગન્ધિ' થાય છે–

સુગન્ધિ (સુષ્ઠુ–શોભન છે ગન્ધ જેનો), સુરભિગન્ધિ, ઉદ્ગન્ધિ (ઉદ્ગત છે ગન્ધ જેનો), પદ્મગન્ધિ (પદ્મના જેવો છે ગન્ધ જેનો)

(૨) 'જાયા'નું 'જાનિ' થાય છે—
સીતાજાનિ (રામ); રેવતીજાનિ (બલરામ)
(૩) 'અક્ષિ'નું 'અક્ષ' થાય છે—
કમલાક્ષ; પદ્માક્ષ; પદ્માક્ષી (સ્ત્રી.)

(૪) કેટલાક બહુવ્રીહિ સમાસને અન્તે 'ક' પ્રત્યય આવે છે. ઈકારાન્ત ને ઊકારાન્ત સ્ત્રીલિંગ અને ઋકારાન્ત શબ્દોને 'ક' પ્રત્યય નિત્ય આવે છે; અન્યત્ર વિકલ્પે આવે છે.

દાખલાઃ—
અકર્મક; સકર્મક; સપત્નીક; સસ્ત્રીક; સવધૂક, શિક્ષણવિષયક (સમાજ); ભાવકર્તૃક

**ત્રિપદી બહુવ્રીહિ**—જે બહુવ્રીહિમાં ત્રણ પદ આવે છે તે ત્રિપદી બહુવ્રીહિ છે.

ઉભયપદપ્રધાન (ઉભય પદ છે પ્રધાન જેમાં); પૂર્વપદપ્રધાન; ઉત્તરપદપ્રધાન; અન્યપદપ્રધાન

**અવ્યયીભાવ**—જે સમાસનું પૂર્વપદ અવ્યય હોય અને આખું સમસ્ત પદ પણ અવ્યય હોય એવો પૂર્વપદપ્રધાન સમાસ **અવ્યયીભાવ** કહેવાય છે. જે અવ્યય નથી તેનું અવ્યય થવું તે 'અવ્યયીભાવ.' એ શબ્દમાં અભૂતતદ્ભાવના અર્થમાં ઇ (સં. ચ્વિ) પ્રત્યય થઈ દીર્ઘ થયો છે. અભૂતતદ્ભાવ એટલે જે સ્થિતિ નથી તે થવી તે. એવા અર્થમાં પ્રત્યય લાગ્યા પછી કૃ, ભૂ, કે અસ્ નાં રૂપ તેની પછી આવે છે. 'ભાવ' એ ભૂ ધાતુનું રૂપ 'અવ્યયી'ની પછી આવ્યું છે.

દાખલાઃ—
યથાશક્તિ (શક્તિ પ્રમાણે), પ્રતિદિન (દરરોજ); પ્રતિદિવસ; પ્રતિમાસ; પ્રતિવર્ષ; પ્રત્યક્ષ; પરોક્ષ; સમક્ષ; આબાલવૃદ્ધ; આસમાપ્તિ; અધ્યાત્મ (આત્માને વિષે; કે આત્માને અભિલક્ષીને)

**નિત્યસમાસ** જે સમાસનો વિગ્રહ સમાસમાં વાપરેલા પદથી થઈ શકતો નથી એવા સમાસ **નિત્યસમાસ** કહેવાય છે અવ્યયીભાવ એ એવા સમાસ છે ચતુર્થીતત્પુરુષ 'મીન્વર્થ પૂજા પણ એવો છે

**પૃષોદરાદિ** કેટલાક નિયમવિરુદ્ધ સમાસને સંસ્કૃતમાં આ વર્ગમાં મૂક્યા છે એ વર્ગનો આદિ સમાસ 'પૃષોદર હોવાથી એ પૃષોદરાદિ કહેવાય છે એમાં કેટલાક પદમાં ટિ નો લોપ થયો હોય છે અને કેટલાકમાં વર્ણમાં ઘણો વિકાર થયો હોય છે

દાખલા —

પૃષોદર (પૃષત્+ઉદર પૃષત્નું—જળબિન્દુનું ઉદર અથવા તો પૃષત્ છે ઉદર જેનું પવન) આ સમાસમાં પૃષત્નો ત્ લોપાયો છે

મનીષા—ષી (મનસ્+ઈષા—ષી મનીષા=બુદ્ધિ મનીષી=વિદ્વાન્) આમાં 'મનસ્'ની ટિ લોપાઈ છે

વલાહક—મેઘ (વારિ+વાહક) વર્ણમાં વિકાર થયો છે

શ્મશાન (શ્મન્ શબ શબ શયન કરે છે જેને વિષે તે)

જીમૂત (જીવન—જળ મૂત—બદ્ધ છે જે વડે તે મેઘ)

દિવૌકસ્ (દિવ્ આકાશ છે ઓકસ્ L oikos ઘર જેનું તે) 'ઓ'ને ઠેકાણે 'ઔ' થયું છે

પિશાચ (પિશિત માંસને આચમે માંસનું ભક્ષણ કરે તે)

અશ્વત્થામા ('સ્થામન્'ના સ નો 'ત્' થયો છે)

**પારસ્કરાદિ** કેટલાક સમાસમાં પૂર્વપદને 'સ્' આગમ આવે છે, તેને આ વર્ગમાં મૂક્યા છે

પારસ્કર (દેશનું અને મુનિનું ગૃહ્યસૂત્રના કર્તાનું નામ)

વનસ્પતિ (વનનો પતિ, ષષ્ઠીતત્પુ)

બૃહસ્પતિ (બૃહત્ વાણી 'ત્ લોપાઈ સ્ આગમ આવ્યો છે)

પ્રાયશ્ચિત્ત (પ્રાય—તપ ચિત્ત=નિશ્ચય એ બેનો સંયોગ)

**સુપ્સુપ્સમાસ** જે સમાસ પૂર્વોક્ત વર્ગમાં—દ્વન્દ્વ તત્પુરુષ બહુવ્રીહિ અને અવ્યયીભાવમાં—આવી શકતા નથી તે **સુપ્સુપ્સમાસ** કહેવાય છે 'સુપ્ એ સંસ્કૃતમાં નામિકી વિભક્તિના સર્વ પ્રત્યયોનું (સુ—સ પ્ર. એ વ થી તે સુપ્—સુ સ બ વ પર્યન્તનું) નામ છે, અર્થાત્ એક વિભક્ત્યન્ત પદ બીજા એવા વિભક્ત્યન્ત પદ સાથે સમાસ પામે છે તે સમાસ સુપ્સુપ્સમાસ કહેવાય છે સમાસના સૂક્ષ્મ દૃષ્ટિથી નિયમ

કયો છતાં ભાષામાં પ્રચાર પામેલા જે સમાસનો એમાં સમાવેશ ન થયો તેને માટે પાણિનિએ આ વ્યાપક વર્ગ બાંધી શિષ્ટ વક્તાને ને લેખકને છૂટ મૂકી છે. શિષ્ટ વચનના નિયમ કરવા સારું વ્યાકરણ છે અને એ નિયમથી અશિષ્ટ ઉક્તિનું પ્રતિબંધન થાય છે.

દાખલા:—

દૃષ્ટપૂર્વ (પૂર્વે જોયલું); ભૂતપૂર્વ (પૂર્વે થયલું).

**ફારસીઅરબી શબ્દના સમાસ—**

તત્પુરુષ—તોપખાનું; કારખાનું; હાથીખાનું (ખાના=સ્થાન) તોશાખાનું (ફા. તોશાકખાના=સામાન મૂકવાની જગા). શુદ્ધ શબ્દો તોપખાના, કારખાના, વગેરે છે.

હુકમનામું, રોજનામું, શાહનામું (નામા=પત્ર) (હુકમ અર.). શુદ્ધ શબ્દો હુકમનામા, રોજનામા, વગેરે છે.

નૂરજહાન (નૂર અર૦—પ્રકાશ; જહાન—જગત્)

સરકાર (સર=મુખ્ય)

આબરૂ (આબ=પાણી; રૂ=મુખ; મુખ પરનું પાણી, પ્રતિષ્ઠા)

અહમદાબાદ, ઔરંગાબાદ (આબાદ ફા. વસેલું; વસાવેલું)

હિંદુસ્તાન, અરબસ્તાન (સ્તાન—ઠેકાણું)

કલમદાન, અત્તરદાન (ની); શમેદાન (ની) (દાન=ઠેકાણું; 'દાનિસ્તાન'=જાણવું ઉપરથી)

ગુલજાર (ગુલ=ફૂલ; જાર=ઠેકાણું; ફૂલની વાડી)

**ઉપપદસમાસના દાખલા:—**

ગર—ગાર (સં. कार)—કરનાર

સોદાગર (સૌદા—વેપાર)

મદદગાર, ગુનેગાર, ખિદમતગાર (ખિદમત્ અર૦=ચાકરી)

બાન—કરનાર

બાગબાન, મહેરબાન (મિહર=પ્રીતિ)
મિજબાન (મેજ=જમવા માટે પાથરવામાં આવતું લુગડું પછીથી ટેબલ પર જમવા લાગ્યા તેથી 'મેજ'નો અર્થ 'ટેબલ' થયો)

અંદાજ—ફેંકનાર
તીરંદાજ ગોલંદાજ

દાર—રાખનાર
દુકાનદાર, ફોજદાર, અમલદાર, ચોબદાર, નેકનામદાર (નેક=ખરૂ)
કબ્જેદાર (અ ફા કબ્જો રાખનાર), કબીલદાર (અ ફા, બાગબચ્ચા રાખનાર બાગબચ્ચાવાળો), કરજદાર, કામદાર જમાદાર

ગીર—લેનાર, જીતનાર
જહાનગીર, આલમગીર (આલમ અર૦=જગત્)

ખોર—ખાનાર
હલાલખોર (હલાલ અર૦=યોગ્ય) હરામખોર (હરામ અર૦=અયોગ્ય)

નવીસ=લેખક
ચિટનીસ (ચિટ્ઠીનવીસ), ફડનવીસ, અ ફા ફર્દનિવીસ, ફડ મરા૦=માલ વેચવાની જગા 'ફર્દ'=યાદી

પરવર—પાલક
ગરીબપરવર (ગરીબ અર૦)

બંદ—બાંધનાર
નાલબંદ (નાલ અર૦), કમરબંદ, ગુલુબંદ (ગળપટો)

બર—લઈ જનાર
પેગંબર (પૈગામ—સંદેશો)

આવેજ–લટકનાર

દસ્તાવેજ (દસ્ત, હસ્ત)

બાજ–ખેલનાર

શતરંજબાજ, દગાબાજ, હુનરબાજ

બીન–જોનાર

દૂરબીન

માલ–લૂછનાર, ઘસનાર, મસળનાર

રૂમાલ ( રૂ=મુખ )

જાદા–પુત્ર (સં. जात)

શાહજાદા—દી

કર્મધારય—

ખુશામદ ( ખુશ=સારૂં; આમદ=પ્રાપ્તિ ); ખુશબો; ખુશરૂ (સારૂં મો); બદનામ; ગેરહાજર

કમજાત (ફા. અ.; જાત અ.; ઓછું પાત્ર), કમજાદે (ફા. અ., જિયાદા અ.–ઓછુંવત્તું)

બહુવ્રીહિ—કમજોર; કમજોશ; કમતાકત ફા. અ.; તાકત અ.નું બ. વ. તાકાત; કમ છે તાકત જેની એવું); કમકોવત (અ. કુવ્વત); કમઅકલ; નાઉમેદ; નામુરાદ; દિલદરિયાવ (દરિયાવ=મોટું). 'જ્યાં દાતા દિલદરિયાવ છે, ત્યાં જાચક જાએ છે ઘણા.'

બદમાશ (બદ=ખરાબ; મઆશ અર૦=વર્તન)

દ્વન્દ્વ—આબોહવા ( આબ ફા. પાણી. 'વ'=અને 'ઉ' થઈ સંધિ થઈ)

અવ્યયીભાવ—

હરરોજ, બેલાશક ( અ. બિલાશક; બિલા=નહિ; બેમુતમ

(ફ્રા ઐગિતમ, ઐ=નહિ સિનમ=ફુવમ, ગુજરાતીમા ઘણુજ), ઐગમજ (ઐ ફ્રા)

**અન્યભાષામાં સમાસ**—લૅટિન, ગ્રીક, જર્મન, અને અંગ્રેજી ભાષામા પણ સમાસ છે સંસ્કૃતમા ઘણા લાબા સમાસ વપરાય છે

## પ્રકરણ ૨૭મું

### તદ્ધિત

**લક્ષણ**—નામિક વિભક્ત્યન્ત પદને જે પ્રત્યય લાગે છે તે **તદ્ધિત** કહેવાય છે 'તદ્ધિત'મા 'તદ્' પદનો અર્થ તે, એટલે નામિક વિભક્તિવાળુ પદ છે, તેને હિત–તેથી પર જે પ્રત્યય આવે છે તે તદ્ધિત અર્થાત્, નામ, સર્વનામ, વિશેષણ, અને અવ્યયને જે પ્રત્યય લાગે છે તે તદ્ધિત પ્રત્યય કહેવાય છે એ પ્રત્યય ધાતુને લાગતા પ્રત્યયથી ભિન્ન છે ધાતુને લાગતા પ્રત્યય પ્રાથમિક છે અને તદ્ધિત પ્રત્યય દ્વૈતીયિક છે

**વિભાગ**—તદ્ધિત પ્રત્યયોમા કેટલાક સસ્કૃત પ્રત્યય છે, તે તત્સમ શબ્દને લાગે છે, કેટલાક સસ્કૃતમાથી અપભ્રષ્ટ થયલા પ્રત્યય છે, તે તદ્ભવ શબ્દને લાગે છે, અને કેટલાક વિદેશીય–ફારસી કે અરબી પ્રત્યય છે

સસ્કૃત પ્રત્યય

### ૧. અપત્યાર્થવાચક

કેટલાક પ્રત્યય અપત્યના–પુત્રપૌત્રાદિકના અર્થમા આવે છે —

૧ અ—રાવણ (રવણનો અપત્ય–પુત્ર), રાઘવ (રઘુકુળમા જન્મેલાનો–દશરથનો પુત્ર), પાર્વતી (પર્વતની–હિમાલયની પુત્રી, ઈ પ્રત્યય સ્ત્રીત્વવાચક છે), પૌત્ર (પુત્રનો પુત્ર), દૌહિત્ર (દુહિતાનો–દીકરીનો દીકરો) કૌરવ (કુરુવશના પુત્ર), પાંડવ (પાંડુના પુત્ર), યાદવ

યદુના પુત્ર); પાંચાલી (પંચાલ દેશનો રાજા પાંચાલ, તેની પુત્રી); દ્રૌપદી (દ્રુપદની પુત્રી); વૈદર્ભી (વિદર્ભ દેશનો રાજા વૈદર્ભ, તેની પુત્રી); પૌરવ (પુરુનો વંશજ); માનુષ ('મનુ' ઉપરથી 'ષ' આગમ આવી); ષાણ્માતુર ('માતૃ' શબ્દના 'ઋ'નો 'ઉર્' થઈ 'અ' પ્રત્યય આવ્યો છે. 'ષષ્' [છ] ના આદિ સ્વરની વૃદ્ધિ થાય છે; છ માતાનો પુત્ર; કાર્તિકેય) દ્વૈમાતુર; કૈકેયી (કેકય દેશનો રાજા કૈકેય, તેની પુત્રી); ભાર્ગવ (ભૃગુપુત્ર); સૌભદ્ર (સુભદ્રાપુત્ર); માર્કંડ (મૃકંડુના પુત્ર)

આ 'અ' પ્રત્યય અને અન્ય પ્રત્યય પર છતાં સામાન્ય રીતે અન્ત્ય સ્વર લોપાય છે અને આદિસ્વરની વૃદ્ધિ થાય છે. 'રઘુ.' 'કુરુ,' 'પાણ્ડુ', ને 'યદુ'માં અન્ત્ય સ્વરનો ગુણ થયો છે. આ પ્રમાણે પ્રત્યય લગાડતાં પ્રકૃતિમાં જે ફેરફાર થાય છે તે યથાયોગ્ય સમજી લેવા.

૨. इ–દાશરથિ (દશરથનો અપત્ય પુમાન્, પુત્ર), સૌમિત્રિ (સુમિત્રાનો પુત્ર, લક્ષ્મણ), કાર્ષ્ણિ (કૃષ્ણનો પુત્ર; કામદેવ)

૩. एय–ગાંગેય (ગંગાનો પુત્ર, ભીષ્મ), રાધેય (રાધાનો પુત્ર; કર્ણ); વૈનતેય (વિનતાનો પુત્ર, ગરુડ); ભાગિનેય (ભગિનીનો પુત્ર, ભાણેજ); સૌભદ્રેય (સુભદ્રાપુત્ર); માર્કંડેય (મૃકંડુનો પુત્ર)

૪. य, इय, व्य–ગાર્ગ્ય (ગર્ગના અપત્યપુમાન્); વાત્સ્ય (વત્સ–પુત્ર); મનુષ્ય (મનુનો વંશજ; 'ય'ની પૂર્વે ષ આગમ આવ્યો છે.)

સ્વસ્રીય ('સ્વસૃ'–બેન, ઉપરથી; ભાણેજ)

ભ્રાતૃવ્ય–(ભ્રાત્રીય; 'ભ્રાતૃ' પરથી; ભત્રીજો)

દૈત્ય (દિતિના વંશજ); આદિત્ય (અદિતિના વંશજ); શાંડિલ્ય (શંડિલનો પુત્ર); યાજ્ઞવલ્ક્ય (યજ્ઞવલ્કનો પુત્ર); જામદગ્ન્ય (જમદગ્નિનો પુત્ર)

## ૯–૨. સમૂહવાચક

૧. ता–જનતા, બન્ધુતા, ગ્રામતા

## ૩. તેનુ અધ્યયન કરે છે–તે જાણે છે, એ અર્થમાં

૧ अ–વૈયાકરણ (વ્યાકરણનુ અધ્યયન કરે કે જાણે તે)

૨ इक–નૈયાયિક ('ન્યાય' પરથી,) તાર્કિક ('તર્ક' પરથી), પૌરાણિક ('પુરાણ' પરથી),

ઐતિહાસિક ('ઇતિહાસ' પરથી)

૩ अक–મીમાસક ('મીમાસા' પરથી)

### ૪. ત્યાં થયલુ–એ અર્થમાં

ત્યા=પ્રકૃતિમા

૧ य–દન્ત્ય (દાતથી ઉચ્ચારેલુ), ઓષ્ઠ્ય (ઓઠેથી ઉચ્ચારેલુ), કઠ્ય ('કઠ' પરથી), મૂર્ધન્ય ('મૂર્ધન્' પરથી), તાલવ્ય ('તાલુ' પરથી, અન્ત્ય સ્વરનો ગુણ થઈ), સ્તન્ય ('સ્તન' પરથી, દૂધ), આદ્ય ('આદિ' પરથી) અન્ત્ય ('અન્ત' પરથી), પ્રાચ્ય ('પ્રાચ્' પરથી, પૂર્વમા થયલુ), પ્રતીચ્ય (પ્રત્યચ્' પરથી 'પ્રતીચ' થઈ, પશ્ચિમમા થયલ), ઉદીચ્ય ('ઉદચ્' પરથી 'ઉદીચ્' થઈ, ઉત્તરનુ), વન્ય સૌમ્ય (શીતલ), સતીર્થ્ય (સમાન તીર્થ (ગુરુ) પાસે વસનાર), સોદર્ય (સમાન ઉદરમા થયલુ)

૨ ईय—અગુલીય ('અગુલિ' પરથી, આગળીની વીટી), જિહ્વામૂલીય, વર્ગીય, સ્વકીય, પરકીય, રાજકીય (છેલ્લા ત્રણ દાખલામા क् આગમ છે), ગોનર્દીય, ભવદીય, મદીય, ત્વદીય, અસ્મદીય, યુષ્મદીય

૩ त्य—દાક્ષિણાત્ય ('દક્ષિણા' અ૦૫૦ ૫ થી–દક્ષિણમા થયલુ) પાશ્ચાત્ય ('પશ્ચાત્' પરથી, પશ્ચિમનુ), પૌરસ્ત્ય ('પુરસ્' પરથી પૂર્વનુ) પાશ્ચિમાત્ય અને પૌર્વાત્ય શબ્દો અપાણિનીય–અશુદ્ધ છે

૪ इय—રાષ્ટ્રિય (રષ્ટ્રને લગતુ), યજ્ઞિય શ્રોત્રિય

૫ इक—શારીરિક (શરીરને લગતુ), માનસિક (મનને લગતુ) દૈનિક (દિનનુ), નૈશિક (નિશાનુ, રાત્રીનુ), માસિક, વાર્ષિક, વાણમા

સિક; દ્વૈમાસિક; ચાતુર્માસિક; પાષ્ટિવાર્ષિક, પાંચાશદ્વાર્ષિક (આ 'પાણ્માસિક' આદિ દાખલાઓમાં ઉભય પદમાં આદિ સ્વરની વૃદ્ધિ થઈ છે); સ્વાભાવિક (સ્વભાવથી થયલું); નૈસર્ગિક (નિસર્ગથી-સ્વભાવથી થયલું); પ્રામાણિક (પ્રમાણને અનુસરતું); વ્યાવહારિક; ભાવિક; ધાર્મિક; નૈષ્ઠિક (નિષ્ઠાથી થયલું)

પ્રમાણિક-વ્યવહારિક-જેવા શબ્દ અશુદ્ધ છે. इक પ્રત્યય લગાડતાં આદિ સ્વરની વૃદ્ધિ થાય છે.

इक પ્રત્યય વિવિધ અર્થમાં આવે છેઃ-ધાર્મિક (ધર્મ ચરે-આચરે તે); શાબ્દિક (શબ્દ કરે તે; વૈયાકરણ); સામાજિક (૧. સમાજને રક્ષે તે; ૨. સમાજને લગતું); લૌકિક (લોકને વિષે વિદિત); આહ્નિક (દિવસને લગતું; દરરોજ કરવાનું; રોજની ધાર્મિક ક્રિયા; એક દિવસમાં પઢાય એટલું; મહાભાષ્યનો ભાગ દિવસમાં પઢાય એટલો); પારલૌકિક; ઐહલૌકિક; આધિભૌતિક; આધિદૈવિક; આધ્યાત્મિક; પૌનઃપુનિક

નીચેના શબ્દમાં આવતા इक ને क પ્રત્યય ઉપલા इकથી જુદા છે; માટે એમા વૃદ્ધિ થતી નથી.

અશ્વિક, રથિક, પર્પિક-તેન चरति (તે વડે ફરે છે) એ અર્થમાં ष्ठन् પ્રત્યય થયો છે. અશ્વે ફરે તે અશ્વિક; રથે ફરે તે રથિક; અને પર્પે ફરે તે પર્પિક. છેલ્લો શબ્દ સંસ્કૃતમાં વપરાય છે. લંગડો જે પીઠને ટેકવીને ચાલે છે તે 'પર્પ' કહેવાય છે, પર્પ વડે ફરે છે, માટે લંગડો 'પર્પિક' કહેવાય છે.

ધનિક, રસિક, ક્રમિક-'तदस्यास्ति'-(તે એને છે), એ અર્થમાં ठन् પ્રત્યય થયો છે. ધન જેને છે તે ધનિક; એજ પ્રમાણે 'રસિક' ને 'ક્રમિક' સમજવા.

પથિક—એમાં 'પથિન્' શબ્દને ष्कन् (क) પ્રત્યય થયો છે-પથા-માર્ગે જાય તે પથિક, એ અર્થમાં પ્રત્યય થયો છે.

૬ ईन—પારીણ, પારાવારીણ (પાર ને અવાર એ બે કાંઠાના નામ છે, અવાર=આ કાંઠો, પાર=પેલો કાંઠો), વિશ્વજનીન, સર્વજનીન (સર્વ જનને હિતકારક), કુલીન, શાલીન (સલજ્જ)

## ૫. તેનું આ-તેને લગતું-એ અર્થમાં

૧ अ—શૈવ (શિવનુ, શૈવ ધનુષ), ચાક્ષુષ (ચાક્ષુષ જ્ઞાન), સૌર (સૌર માસ), ચાન્દ્ર (ચાન્દ્ર માસ) નાક્ષત્ર (નાક્ષત્ર માસ), પાર્થિવ (પૃથિવીનો ઈશ્વર), વૈદર્ભ ( વિદર્ભનો રાજા), સાર્વભૌમ (સર્વ ભૂમિનો ઈશ્વર), બૈલ્વ, પૈપ્પલ, દૈવદારવ, પાલાશ, સૌવર્ણ, રાજત (રજત=રૂપુ, તે સબંધી)

૨ ईय—મદીય, ત્વદીય, યદીય, તદીય, વગેરે પર્વતીય, આચમનીય

૩ य—પાદ્ય (પાદનુ-પગનુ આ, જળ વગેરે), અર્ઘ્ય

## ૬. વિકારવાચક

૧ मय—ગોમય (છાણ), વાઙ્મય (વાણીનો વિકાર, અમુક ભાષાના તમામ ગ્રન્થો) મૃન્મય (મૃદ્નો-મૃત્તિકાનો વિકાર), યવમય (જવનુ બનેલુ), આમ્રમય, શરમય, રસમય, સુખમય, દુઃખમય

૨ य—દ્રવ્ય ( દ્રુ-વૃક્ષ, તેનો અવયવ કે વિકાર), ગવ્ય-પંચ ગવ્ય (દૂધ, દહિં, ઘી, છાણ, મૂત્ર), પયસ્ય

## ૭. તેને વિષે સાધુ-દયાળુ-એ અર્થમાં

૧ य—શરણ્ય (શરણ પ્રતિ સાધુ, વશ થયલાને દયાળુ)

૨ एय—પાથેય (પથિન્ પરથી, માર્ગને વિષે લાભકારક, ભાથુ), આતિથેય (અતિથિ પ્રતિ દયાળુ)

## ૮. તેથી દૂર નહિ-એ અર્થમાં

૧ य—ધર્મ્ય (ધર્મથી અનપેત-દૂર નહિ), ન્યાય્ય (વાજબી, ન્યાયથી અનપેત)

## ૯. ભાવવાચક

૧. त्व—ता—ગુરુત્વ; ગુરુતા; બ્રાહ્મણત્વ; ક્ષત્રિયત્વ; દીનતા; સહૃદયતા; નમ્રતા

૨. इमन्—ગરિમા ('ગુરુ' પરથી 'ગરિમન્', તેનું પ્રથમા એ. વ. ગરિમા); લઘિમા ('લઘુ' પરથી); મ્રદિમા ('મૃદુ' પરથી); કાલિમા ('કાલ'–કાળું પરથી; કાળાશ)

૩. अ—ગૌરવ ('ગુરુ' પરથી); લાઘવ–હસ્તલાઘવ; માર્દવ; કૌમાર ('કુમાર' પરથી); શૈશવ ('શિશુ' પરથી); સૌષ્ઠવ ('સુષ્ઠુ' અ૦= સારી રીતે પરથી; (અંગસૌષ્ઠવ=અંગની શોભા)

૪. य—માધુર્ય ('મધુર' પરથી); લાલિત્ય ('લલિત' પરથી); સ્થૈર્ય ('સ્થિર' પરથી); ધૈર્ય ('ધીર' ઉપરથી); પાંડિત્ય; શૌર્ય; નૈપુણ્ય; કૌશલ્ય; આલસ્ય; મૌર્ખ્ય; માલિન્ય (મલિનતા); માન્દ્ય; જાડ્ય; રાજ્ય, આધિરાજ્ય; સાહાય્ય ('સહાય' પરથી); કાવ્ય (કવિનું કર્મ)

દૂત્ય (દૂતનો ભાવ કે કર્મ); સખ્ય (સખિનો ભાવ કે કર્મ); સ્તેય (સ્તેનનો [ચોરનો] ભાવ કે કર્મ)–આમાં આદિ સ્વરની વૃદ્ધિ થતી નથી.

૫. इ—ચાતુરી, ઔચિતી

## ૧૦. ઉત્કર્ષવાચક

૧. तर, तम—લઘુતર (બેમાંથી વધારે હલકું), લઘુતમ (સર્વમાં વધારે હલકું); ગુરુતર–ગુરુતમ

૨. ईयस्—इष्ठ–લઘીયસ્ ('લઘુ' ઉપરથી; બેમાં વધારે હલકું); લઘિષ્ઠ (સર્વથી વધારે હલકું); જ્યાયસ્; જ્યેષ્ઠ (પાણિનિ 'વૃદ્ધ'નાં એ રૂપ આપે છે; 'જ્ય' રૂપ વપરાતું બંધ થયું તેનાં એ રૂપ જણાય છે.); શ્રેષ્ઠ (પાણિનિ 'પ્રશસ્ય'નાં 'શ્રેયસ્–શ્રેષ્ઠ' એ રૂપ આપે છે; પરંતુ એ રૂપ ' ' પરથી થ[illegible] જણાય છે. 'શ્ર' વપરાતં બંધ થયું)· કનીયસ–

કનિષ્ઠ ('કન' પરથી, વપરાતું બંધ થયું, પાણિનિ 'અલ્પ' પરથી આપે છે), વરિષ્ઠ ('વર' ઉપરથી)

## ૧૧. સ્વામિત્વવાચક

૧ मत्--(બુદ્ધિમાન્-બુદ્ધિમત્ નુ પ્ર એ વ), નીતિમાન્, મતિમાન્

મત્ નુ वत् નીચેના નિયમ પ્રમાણે થાય છે –

અગને અન્તે કે ઉપાન્તે અવર્ણ કે મ્ હોય તો मत् નુ वत् થાય છે

દાખલા —ભગવાન્, ભાસ્વાન્, પયસ્વાન્, લક્ષ્મીવાન્, ઉદન્વાન્ ('ઉદક'નું 'ઉદન' થઈ, 'ઉદક'=પાણી, 'ઉદન્વાન્'=સમુદ્ર)

અપવાદ —યવમાન્, ભૂમિમાન્

૨ इन्—ધની ('ધન' પરથી-ધનિન્-તેનું પ્ર એ વ), ત્યાગી, યોગી, ભોગી, સુખી, દુ ખી, કેસરી, વિદ્યાર્થી, પક્ષી, તરઙ્ગિણી (નદી, 'તરઙ્ગ'-મોજુ+ई સ્ત્રીપ્રત્યય), શશી, દણ્ડી, બર્હી (મોર, 'બર્હ'-પીછુ), માલી (માલાવાળો), પદ્મિની-નલિની-કમલિની (इन्+ई, જે પ્રદેશમા કમળ ઊગ્યા હોય તે)

૩ इन—બર્હિણ (મોર), શૃઙ્ગિણ (સીંગડાવાળુ), મલિન, રથિન (રથપતિ), ફલિન (વૃક્ષ)

૪ विन्—માયાવી ('માયાવિન્'નુ પ્ર એ વ), મેધાવી ('મેધા'=બુદ્ધિ), યશસ્વી, તેજસ્વી, પયસ્વી (પયસ્વિની-ગાય)

૫ आलु—દયાળુ, માયાળુ કૃપાળુ ('લ' નો 'ળ' થયો છે), ઉષ્ણાલુ, શીતાલુ-(ગરમી ને ટાઢ સહન કરી શકે એવું)

૬ वल—કૃષીવલ ('કૃષિ'=ખેતી, અન્ત્ય સ્વર દીર્ઘ થયો છે, ખેડુત), ઊર્જસ્વલ (ઊર્જસ્-તેજ, બળ), દન્તાવલ ('અ' દીર્ઘ થઈ, હાથી), શિખાવલ (મોર), રજસ્વલા (वल+आ સ્ત્રી)

૭. ल—પાંસુલ ('પાંસુ' રજ ઉપરથી); માંસલ; વાતુલ-વાતૂલ ('વાત'પરથી; વાયુના રોગથી પીડાતો); ચૂડાલ (ચૂડાવાળું; ચૂડા=શિખા); વત્સલ (પ્રેમવાન્); અંસલ (બળવાન્ ખભાવાળો; બળવાન્)

૮. व-કેશવ; અર્ણવ (સમુદ્ર, 'અર્ણસ્' પાણી પરથી; 'સ્' લોપાયો છે); રાજીવ (દલપંક્તિ જેને છે તે; 'રાજી-જી'=પંક્તિ) વિષુવ (વિષુ અવ્ય૦=સરખે ભાગે)

૯. ग्मिन्-વાગ્મી ('વાચ્'પરથી; છટાથી ભાષણ કરનાર)

૧૦. यु-અહંયુ (અહંતાવાળું; અહંકારી)

૧૧. इल-ફેનિલ (ફીણવાળું); પિચ્છિલ (પીછાંવાળું); પંકિલ; જટિલ; સિકતિલ ('સિકતા'-રેતી); તુંડિલ ('તુંડ'=મુખ; વાચાળ); તુંદિલ ('તુંદ' પેટ; મોટા પેટવાળું; જાડું)

૧૨. श-લોમશ; રોમશ (રૂંવાંટાંવાળું)

૧૩. न-અંગના (ન+આ સ્ત્રી., કલ્યાણકારક અંગવાળી સ્ત્રી); લક્ષ્મણ ('લક્ષ્મી'પરથી 'અન' લાગી); દદ્રુણ ('દદ્રુ'-દાદર, દરાજ; દરાજથી પીડાતું); શ્લેષ્મણ ('શ્લેષ્મન્' કફ)

૧૪. उर-દન્તુર (ઊંચા દાંતવાળું)

૧૫. र-મધુર ('મધુ'=માધુર્ય, મધ); ખર ('ખ'-મોટું કંઠવિવર; ગધેડો); મુખર (વાચાળ); કુંજર ('કુંજ'=હાથીની હડપચી); પાંસુર; પાંડુર (પાંડુ'-શુક્લ વર્ણ)

૧૬ म-દ્રુમ (દ્રુ=વૃક્ષ; વૃક્ષ ઉત્પન્ન કરે છે, તેથી દ્રુમ=વૃક્ષ)

૧૭ आट-આટ-વાચાલ; વાચાટ (બહુ બકબકાટ કરનાર)

૧૮ आमिन्-સ્વામી

૧૯ अच् (अ)-અર્શસ (હરસ જેને છે તે; 'અર્શસ'=હરસ); પીત (જેણે પીધું છે તે)

૨૦ भ-તુંદિભ (તુંદિ=દૂંદી); વલિભ (વલિ=વળિઆં)

૨૧ ईमस-મલીમસ ('મલ'=મેલ; મેલું, પાપી)

## ૧૨. અભૂતતદ્ભાવ (જે સ્થિતિ નથી તે થવી એ અર્થમાં)

૧. इ-અવ્યયીભાવ (જે અવ્યય નથી તેનું અવ્યય થવું; 'યથાવિધિ'માં 'વિધિ' અવ્યય થાય છે, એ મૂળ અવ્યય નથી. इ પ્રત્યય

લોપાય છે અને એ લોપાતા પહેલા અન્ત્ય અ વર્ણનો ઈ થાય છે, અન્ત્ય ઇ કે ઉ દીર્ઘ થાય છે, અવ્યયમા ફેરફાર થતો નથી આ પ્રત્યય કૃ, ભૂ, કે અસ્‌ના સાધિત રૂપને યોગે આવે છે), સ્વીકાર, અંગીકાર, મલિનીભૂત, સમીકરણ, વર્ગીકરણ, બાષ્પીભવન, શ્યામીભૂત, પ્રાદુર્ભૂત, આવિર્ભૂત, તિરોભૂત, શુચીભૂત

### ૧૩. ઈષન્ન્યૂનતાવાચક–કંઈક ઊણપના અર્થમાં

૧ कल्प–દ્વીપકલ્પ (દ્વીપથી કંઈક ન્યૂન, ત્રણ બાજુએ પાણી હોવાથી, દ્વિ+અપ્–પાણી=દ્વીપ, 'અપ્'ના 'અ'નો 'ઈ' થયો છે)

૨ प्राय–મૃતપ્રાય (મુઆ જેવુ, લગભગ મુએલુ)

### ૧૪. 'તેને એ થયું છે' એ અર્થમાં

૧ इत–તારકિત (તારક–તારા જેમા ઊગ્યા છે એવું આકાશ તે તારકિત આકાશ), પુલકિત (પુલક–રૂવાં જેમા ઊભાં થયાં છે એવુ શરીર તે પુલકિત શરીર), કંટકિત (કંટક–કાંટો), પુષ્પિત (જેને પુષ્પ ઊગ્યા છે), કુસુમિત, દુ:ખિત

### ૧૫. પ્રમાણવાચક

૧ मात्र–તાવન્માત્ર (તેટલુજ), તન્માત્ર (તેજ)

### ૧૬. તેની પેઠે (ક્રિયા સાથે સંબંધ રાખે છે)

૧ वत्–બ્રાહ્મણવત્ અધ્યયન કરે છે (બ્રાહ્મણની પેઠે)

### ૧૭. સ્વાર્થિક–સ્વાર્થવાચક

આ પ્રત્યય પ્રકૃતિના અર્થમા ફેરફાર કરતા નથી

૧ धेय–નામધેય (નામ), ભાગધેય (ભાગ્ય)

૨ य–માલ્ય ('માલા' પરથી), સૌખ્ય ('સુખ' પરથી), ઔપમ્ય (ઉપમા), પારમ્પર્ય (પરંપરા)

૩ क–બાલક (બાલ), મૃત્તિકા (મૃદ્–માટી), પુત્રક (પુત્ર), આગન્તુક (આગન્તુ, આવી પડેલુ, આકસ્મિક), ભિક્ષુક (ભિક્ષુ)

૪. તા—દેવતા (દેવ)

૫. अ—બાન્ધવ (બંધુ); પ્રાજ્ઞ (પ્રજ્ઞ=ડાહ્યો પુરુષ); ચોર (ચિર); દૈવત (દેવતા); રાક્ષસ (રક્ષસ્ પરથી); માનસ (મનસ્ પરથી); મારુત ('મરુત્' પવન પરથી); પૈશાચ (પિશાચ); વાયસ ('વયસ્' કાગડો); શાત્રવ (શત્રુ)

### ૧૮. 'તે વહન કરે છે'—એ અર્થમાં

૧. य—રથ્ય (રથ ખેંચનાર; ઘોડો); યુગ્ય (ઘોડો કે બળદ; યુગ=ઝુંસરી); ધુર્ય (ધુર્-ઝુંસરી)

૨. एय—ધૌરેય

### ૧૯. 'તેને વિષે કરેલો ગ્રન્થ' એ અર્થમાં

૧. ईय—કિરાતાર્જુનીય; પ્રતાપરુદ્રીય; વિક્રમોર્વશીય

૨. अ—શિશુપાલવધ; અભિજ્ઞાનશાકુન્તલ

### ૨૦. 'તેણે કહેલું' એ અર્થમાં

૧. ईय—પાણિનીય; તૈત્તિરીય (તિત્તિરિએ કહેલું–૧. તૈત્તિરીય શાખા; ૨. તે અધ્યયન કરનાર)

### ૨૧. 'તે જેનું પ્રહરણ છે' એ અર્થમાં

૧ क—ધાનુષ્ક; આસિક ('અસિ'=તરવાર)

૨. ईक—શાક્તીક; યાષ્ટીક

### ૨૨. इवार्थक-इव-જાણેના અર્થવાળું

૧. य—મુખ્ય; અગ્ર્ય; જઘન્ય (હલકું)

### ૨૩. લઘુતાવાચક

૧. क—(કુત્સાવાચક-નિન્દાવાચક)—અશ્વક
(હ્રસ્વતાવાચક)—વૃક્ષક (નાનું ઝાડ)
(અલ્પતાવાચક)—તૈલક (થોડું તેલ)
(અનુકમ્પાવાચક)—પુત્રક (બાપડો છોકરો)

દેવદત્તક–દેવક–દત્તક ('દેવદત્ત' પરથી), મિત્રક, રામભક

૨ ल—અનુકમ્પાવાચક
ભાનુલ ('ભાનુદત્ત' પરથી)

૩ इक–इल–इय—અનુકમ્પાવાચક
દત્તિક દત્તિલ દત્તિય ('દેવદત્ત' પરથી)
ઉપિક ઉપિલ, ઉપિય ('ઉપેન્દ્રદત્ત' પરથી)

૪. अड–अक—અનુકમ્પાવાચક
ઉપડ ઉપક ('ઉપેન્દ્રદત્ત' પરથી)

૫ र—હ્રસ્વતાવાચક
કુટીર (નાનું ઝૂંપડું) શમીર

૬ तर—હ્રસ્વતાવાચક
અશ્વતર ઉક્ષતર ઋષભતર, વત્સતર

## ૨૪. क પ્રત્યયના અનેક અર્થ

૧ કુત્સા (નિન્દા)—અશ્વક (કુત્સિત અશ્વ)
૨ અનુકમ્પા–પુત્રક (અનુકમ્પિત પુત્ર)
૩ લઘુતા–મઠિકા (અલ્પ મઠ)
૪ વાત્સલ્ય–પુત્રક (પ્રિય પુત્ર)
૫ સ્વાર્થ–અવિક (અવિ પું, સ્ત્રી –ઘેટો–ઘેટી)

## ૨૫. પરચુરણ પ્રત્યય

કાર્મુક (કર્મન્+ઉક–કર્મ માટે શક્તિમાન્–મનુષ્ય)
સામયિક (સમય+ઇક–જેને સમય પ્રાપ્ત થયો છે)
આર્તવ (ઋતુ+અ–જેને ઋતુ પ્રાપ્ત થઈ છે)
સાક્ષી (સાક્ષાત્ જોનાર)
શ્રોત્રિય (શ્રુતિનું અધ્યયન કરે તે)
ઉભય (ઉભ+ય–બે છે અવયવ જેના)
વયસ્ય (વયસ્+ય–વયે તુલ્ય)
ઔરસ (ઉરસ્+અ–ઉરે (પેટે) પેદા કરેલો)

ધા (પ્રકારવાચક)–બહુધા
ત્ર (રીતિવાચક)–સર્વત્ર
અદ્ય—આ દિવસે (અસ્મિન્ અહનિ)
અન્યેદ્યુ —બીજે દિવસે
ઉભયેદ્યુઃ—બને દિવસે
સદ્યઃ—સમાન દિવસે, તરત
પરુત્–પોર—પૂર્વ વરસે
પરારિ–પગાર—પર–પૂર્વતર વરસે (પૂર્વથી પૂર્વ વર્ષમાં)

સખ્યાવાચક વિશેષણ પરથી

પૂરક—
તીય—દ્વિતીય, તૃતીય
થ—ચતુર્થ
મ—પચમ સપ્તમ, નવમ, વગેરે
તમ–વિંશતિતમ ષષ્ટિતમ, વગેરે
અ–વિંશ, ત્રિંશ વગેરે

સમૂહવાચક

ય–તય–ક–અત્ દ્વય–દ્વિતય, ત્રય–ત્રિતય–ત્રિક, ચતુષ્ટય–ચતુષ્ક પચક–પચત્, ષટ્ક, સપ્તક, અષ્ટક, નવક, દશક–દશત્

સ્વાર્થિક

ઈક–દ્વૈતીયિક, તાર્તીયિક

અવ્યય પરથી

ત્ય–તત્રત્ય (ત્યાં થયલું), અત્રત્ય નિત્ય (ધ્રુવના અર્થમાં), અમાત્ય (અમા=સાથે, રાજા સાથે રહેનાર, સચિવ)

ય–પ્રાચ્ય, પ્રતીચ્ય, ઉદીચ્ય

તન–અદ્યતન, હ્યસ્તન, શ્વસ્તન, ચિરતન, સદાતન, સનાતન, પુરાતન, દિવાતન (દિવસસબધી), દોષાતન (રાત્રિસબધી)

ईन-પ્રાચીન, અર્વાચીન, સમીચીન, અધીન

इम-પશ્ચિમ (પશ્ચાત્=પછી)

ना-अना (સ્વાર્થે)-વિના; નાના

शाल-વિશાલ ('વિસ્તૃત'ના અર્થમાં)

कट-સંકટ; પ્રકટ; ઉત્કટ; વિકટ

त्यक-અધિત્યકા (પર્વતના શિખર ઉપરની જમીન); ઉપત્યકા (પર્વતની પાસેની જમીન)

## તદ્ભવ તદ્ધિત પ્રત્યય

### ૧. ભાવવાચક

એ પ્રત્યયો વિશેષણ પરથી ભાવવાચક નામ બનાવે છે.

૧. આઈ—મોટાઈ, બડાઈ, હલકાઈ, ચતુરાઈ

सं. ता; प्रा. दा ('तल्त्वयोर्दात्तणौ' વર૦ ૪।૨૨)-मूढदा, पीणदा)

સ્વાર્થિક क સાથે स. तिका-प्रा. दिआ-दआ-વ્યત્યયથી 'આઇ'—મિઠાઈ. मिष्टतिका-मिट्ठइआ-મિઠાઈ (પૂર્વ હિંદી); मिष्टकतिका-मिट्ठअइआ-મિઠાઈ

૨. આસ-શ—મિઠાશ(-શ); ખારાસ; કડવાસ; રતાસ

ડૉ. હૉર્નલ वाञ्छा ઉપરથી એ પ્રત્યય સિદ્ધ કરે છે. निँदास-નિદ્રાની ઇચ્છા. મિઠાસ=મીઠું થવાનું વલણ. वाञ्छा-वासा-આસ (व् લોપાઈ; छ્નો स् એ મરાઠી ને મારવાડીમાં ઘણો સાધારણ ફેરફાર છે.)

निद्रावाञ्छा-निद्दवंछा-निँदास

૩. પણ-પણું—ડહાપણ, શાહપણ, ગાંડપણ, મોટાપણું, હલકાપણું, ખારીલાપણું

सं. त्व. વૈદિક सं. त्वन. त्वतलो:प्पण: ॥ હેમ ૪।૪૩૭॥-અપ૦ प्पण; પ્ર એ. વ. प्पणु. वृद्धत्वनकम्-वुड्ढप्पणउ-બુઢાપણું

૪. પ—મોટપ; ઉણપ

त्व-प्प

૫. મ—મોટમ; નાનમ

त्व-प्प-व-म (प्नो म्, शिंशप-સીસમ, વગેરે શબ્દોમાં થાય છે.)

૬ ઈ—નાદાની

ઈ પ્રત્યય સસ્કૃત છે, તે તદ્ભવ શબ્દોને ઉમેરાય છે

૭ આણુ—આણું—ઉંડાણુ, નીચાણુ, પોલાણુ

૮ પો—ઘરડાપો, બળાપો, અધાપો

वृद्धत्वकम्-वुड्ढप्पउ (પુ)-બુઢ્ઢાપો

૯ વટ, આટ, આટો, ઓટી—

ઘરવટ, ખારાટ, ગરમાટ, ગરમાટો, હથોટી, ચિકણાટ, સાચવટ, સગાવટ

स वृत्ति સ્ત્રી, वृत्त નપુ, वृत्ति કે वृत्तનું પ્રાકૃતમા वत्ती-वट्ट થાય છે; એ પરથી વટ ની પૂર્વે 'આ આવી 'આવટ' 'વટ માના 'વ્'નું સમ્પ્રસારણ થઈ 'આઉ'-ઓટ઼ઈ (સ્ત્રી) ઓટી, 'આવટ'માથી 'વ્' લોપાઈ 'આટ'

અથવા मत वत् પરથી

૨ મત્વર્થક

૧. મન્ત, વન્ત—બુદ્ધિમન્ત, શ્રીમન્ત, ધીમન્ત, ભગવન્ત

જે નિયમ પ્રમાણે मत्‌નો वत् થાય છે, તેજ નિયમ પ્રમાણે 'મન્ત'નો 'વન્ત' થાય છે मत् ને वत्‌ના પ્રાકૃતમાં मंत ને वंत થાય છે.

રૂપવત, દયાવત, હનુમત, પણ, ગાડીવાન

ગાળો—વાળો—આબાગાળો, કેરીગાળો—આવા શબ્દોમા 'ગાળો' એ પ્રત્યય જેવો લાગે છે, પણ વાસ્તવિક રીતે તેમ નથી काल નુ પ્રાકૃતમા गालो—ओ થાય છે એ રીતે એ ષષ્ઠીતત્પુરુષના દાખલા છે

દૂધવાળો, ગોવાળ—આમાં 'વાળો,' 'વાળ' એ पाल નું પ્રાકૃત રૂપ છે અને એ પણ તત્પુરુષ સમાસ છે

૩ લઘુતાવાચક

એ પ્રત્યયોમા તિરસ્કાર, લઘુતા, કે સ્વાર્થનો અર્થ છે કેટલેક સ્થળે બેવડા પ્રત્યય પણ આવે છે

ક–મણીકો, શેરીકો ·

ડ–આપડો–ડી–ડું; ગરીબડું; આંખુડી; મુખડું; ફૂલડું; ગામડું; માવડી; કોયલડી; નાવડું; મનડું; દીલડું; વેલડી; ગીતડું; જીવડો; છાંયડો; રાબડી; ગોઠડી, વિનનડી, પંખીડું

લ–પાટલો, ખાટલો; ચાંલ્લો; ટબકલું; મૃગલી; આંધળો (સ્વાર્થિક); પાંગળો (સ્વાર્થિક); વાંસળી; કોઠીલું; ઘોડલી; એકલું; નણદલ (નણદલના વીરા)

**એવડા પ્રત્યય**–સેજલડી, પ્રીતલડી, વાંસલડી, આંગલડી, સાહેલડી, મૃગલડી, નાનકડું, ભાભલડી, વાટલડી, બાલુડાં, મીઠલડું, કોયલડી, આંખલડી, એકલડા

વ–છોડવો, લાડવો, કાનુવો, જાનુવો

ખોડાંગતો ચાલે **કાનુવો**, વાંકું ઘુંટણ પગે જાનુવો.

અભિ૦–આખ્યાન

ર–ઘણેરૂં, આઘેરો, મોઘેરૂં

'મંદિર મે'ળી **આઘેરો** ગયો.'–તુલસી–'ધ્રુવાખ્યાન'

'માવડીનું હિત મોઘેરૂં જાણું.'–રાસમન્દિર

ઉ–પાતળીઓ, કૃષ્ણીઓ, હરિયો–યા; સાસરીઉં, સરવરીઉં

'આવ્યાં **સરવરીયાની** પાળ, ઘટા ઘણી ઝાડની રે લોલ'.–

રાસમન્દિર

'કો જનુનીએ નથી જણ્યો, જે પેલા **કૃષ્ણીયાને** પછાડે રે.'

અભિ૦–આખ્યાન

'રખે માયા કરી **કૃષ્ણીઓ** રડે, એનો ભેદ બ્રહ્માને નવ જડે.'

અભિ૦–આખ્યાન

**એવડા પ્રત્યય**–વહાલેરૂં; વાછરડું; હાલરડું; નાનડીઓ; પેટડીઉં; આંબલીઓ; ચાંદલીઓ

ટ—ચોરટો

'મારો માખણચોરટાને, એમ ઉછળતા વાણી વદી'

અભિ૦—આખ્યાન

ઈ—પાટલી, ગાડી, ઓટલી, માચડી

સંસ્કૃત લઘુતાવાચક ને સ્વાર્થિક પ્રત્યય

સંસ્કૃત લઘુતાવાચક ને સ્વાર્થિક પ્રત્યયો ઉપર દર્શાવ્યા છે તે પ્રમાણે क, ल, इक–इल–इय अट–अड, र तर છે

અપભ્રંશમા એવા લઘુતાવાચક ને સ્વાર્થિક પ્રત્યયો નીચે પ્રમાણે છે—

१ अ, अड, उल्ल

अ એ स कनो क् લોપાઈ થયો છે

भग्नक–भग्गअ–भग्गउ

घुम –दस्सडउ—सामुल्लु

२ उ

पुनर्–पुणु विना–विणु ध्रुवम्–ध्रुवु

३ अ ए

अवश्यम्–अवसं–अवसें

परम्–पर

४ इ

एकश –एगसि

ગુજરાતીમા લઘુત્વવાચક પ્રત્યયોમાના કેટલાક ઉપર દર્શાવ્યા પ્રમાણે સ્વાર્થિક, કેટલાક લઘુત્વવાચક, ને કેટલાક તિરસ્કારવાચક છે વળી કેટલાક શબ્દમા બેત્રણ પ્રત્યય એકઠા થયલા છે ઉપર દાખલા આપ્યા છે તે ઉપરાત થોડાક નીચે આપ્યા છે

હલકું હળવું વે—આ શબ્દ લઘુ પરથી ઘનો હ થઈ, વાર્ણવ્યત્યય થઈ હઉ થઈ તે પર સ્વાર્થિક પ્રત્યય ક ને વ આવીને થયો છે

એવડું કેવડું જેવડું તેવડું એટલું કેટલું જેટલું તેટલું—इयत्, कियत्, यावत्, तावत् એના અપભ્રંશમા एवड्ड, केवड्ड, जेवड्ड, तेवड्ड અને एत्तुलउ केत्तुलउ जेत्तुलउ तेत्तुलउ એના રૂપ થાય છે, તેમા ड ને उ સ્વાર્થિક છે

હિંદીમાં एतना–तेतना–केतना–जेतना છે. આમાંનો ना ગુજરાતીમાં 'આપણા'-માં છે. आत्मीयम्–आत्मीयकम्નું પ્રાકૃતમાં अप्पणअं થાય છે; ण्નો न् થઈ હિંદીમાં अपना–आपन–आपुन થયું છે. ગુજ૦ માં 'આપણું'–'આપણા' છે.

વછેરો–વાછરડો. वत्स પરથી र સ્વાર્થિક આવી 'વછેરો' થયું છે, બીજો પ્રત્યય ड આવી 'વાછરડો' થયું છે.

ल–પુતળી–पुत्र–पुत्तलिका

સુતળી–सूत्र પરથી

નવલ; એકલું; આગલું (अग्र); પાછલું (સં. पश्चात्–પ્રા. पच्छ); પહેલું (प्रथम–પ્રા. માગધી पढमिल्ल–पहिल); પતેલું (पात्र), હાથેલી (हस्त–हत्थ હાથ)-આમાં ल પ્રત્યય છે.

ड–ગાંસડી (ग्रन्थि, પ્રા. गंठडिआ; પૂર્વ હિંદી गठरी); હથોડી (हस्त, પ્રા. हत्थुडिआ; પૂર્વ હિંદી–हथुरी–हथरी); કાકડી (कर्कट; પ્રા. ककडी; હિંદી कँकरा) આમાં ड પ્રત્યય છે. હિંદીમાં र થાય છે. થોડુ (स्तोक–स्तोअ–थोअ–थो, પર ड પ્રત્યયથી)

છોકરો (शाव, પ્રા. छाव, र પ્રત્યય આવી) હિન્દીમાં छोरा–छोरी છે; ગુજરાતીમાં 'છોડી' વપરાય છે. ઘણે ભાગે હિન્દીમાં र છે ત્યાં ગુજરાતીમા ड છે.

ચામડુ (चर्म–चम्म–ચામ+ડ)
ટુકડો (स्तोक–टूक+ड)-હિંદી–ટુકરા
ભૂકરણો (ભૂક+ક+ન+અ)
મોખરે (ર)
અધેલો–પાયલી–अर्ध, पाद (આધ, પાય+લ)
સૂતળી, ટુકડી, પલંગડી, ગાંસડી, દોરી–'ઈ' લઘુતાવાચક

## ફારસી પ્રત્યય

ચા–અલ્પત્વવાચક

ગાલીચો (ગાલી અર૦=કીમતી; શેતરંજી; કાલી ફા. પાથરણું) બગીચો (ફા. બાગ્ચા), ખુમચો (ફા. ખાન્ચા, ખાન=થાળો), દીબાચો (ફા. દીબા=રેશમી કપડું; શણગાર)

ઈ–ભાવવાચક

નેક (ખરૂ)–નેકી, ખુશ–ખુશી, ખૂબ (સુંદર)–ખૂબી, સાહી (સિઆહ=કાળી)

ગી–બંદગી (બંદહ–બંદા, સેવક), રવાનગી (રવાનહ–રવાના, મોકલેલુ), તાજગી (તાજહ–તાજા=નવા)

તી–ભાવવાચક

જિયાદતી (ગુજ૦–જાસ્તી)

આ, ગીન, મંદ, વર (આવર), વાર–પૂર્ણતાવાચક–

આ–દાનો (દાના)

ગી–સબંધી ખાનગી (ફા ખાના=ઘર, ઘરસબંધી)

ગીન–ગમગીન

દાર=સ્વાર્થિક કે નિરર્થક, તાબેદાર (તાબિઅ અર +દાર ફાર)

મંદ–અકલમદ (અક્લ અર =જ્ઞાન), દોલતમદ (દોલત અર –સપત્તિ)

વર–જાનવર, નામવર–જેવર (ફા જયવર–જેબ=શોભા)

વાર–ઉમેદવાર, તકમીરવાર

આ–લઘુત્વવાચક

સુકદ્દમો, સુકાબનો, સુદ્દો (સુકદ્દમા, સુકાબલા, સુદ્દા)

ઈ–વિશેષણ બનાવે છે

ઇરાની, શહરી, ફારસી, હિંદી, તુર્કી

આના (ઇયાના–ઈના)–વિશેષણ કે ક્રિયાવિશેષણ બનાવે છે–

માલિયાના, માહિયાના–મહીના નજરાણું બયાન (અર)–બયાનવાર તકમીલવાર

## અરબી તદ્ધિત પ્રત્યય

ઈ–નામને લાગી વિશેષણ થાય છે મિસર–મિસરી (મિસર દેશનું) અરબ–અરબી હલવા–હલવાઈ (મિઠાઈવાળો)

ચી–આ તુર્કી પ્રત્યય છે, નામને લાગે છે, ધંધાનો અર્થ લાવે છે. ગુજરાતીમાં 'જી'; મરાઠીમાં પણ 'જી' છે.

મશાલચી–જી, તોપચી, બાવરચી, તબલચી (તબ્લ=ઢોલ)

---

## પ્રકરણ ૨૯મું

### કૃત્પ્રત્યય

લક્ષણ—ધાતુને જે પ્રત્યય લાગે છે તે કૃત્પ્રત્યય કહેવાય છે. એ પ્રાથમિક પ્રત્યય છે.

#### સંસ્કૃત કૃત્પ્રત્યય

#### ૧. કર્તૃવાચક

૧. तृ—(પ્ર. એ. વ. ता)—નાર

| | |
|---|---|
| कृ (કરવું)–કર્તા | नी (દોરવું)–નેતા |
| श्रु (સાંભળવું)–શ્રોતા | भुज् (ભોગવવું)–ભોક્તા |
| भृ (ભરવું)–ભર્તા | दृश् (જોવું)–દ્રષ્ટા |
| हृ (હરવું)–હર્તા | सृज् (સર્જવું)–સ્રષ્ટા |
| दा (આપવું)–દાતા | जन् (પેદા કરવું)–जनिता |
| वच् (બોલવું)–વક્તા | शास् (શાસન કરવું, અમલ કરવો)–શાસિતા |
| युध् (લડવું)–યોદ્ધા | |

૨. अक–નાર

| | |
|---|---|
| कृ (કરવું)–કારક | वाच् (વાંચવું)–વાચક |
| तृ (તરવું)–તારક | लिख् (લખવું)–લેખક |
| पा (રક્ષણ કરવું)–પાલક | नश् (નાશ કરવો)–નાશક |
| दा (આપવું)–દાયક [પ્રીતિદાયક] | नृत् (નાચવું)–નર્તક |
| | जन् (પેદા કરવું)–જનક |
| गै (ગાવું)–ગાયક | हिंस् (હિંસા કરવી)–હિંસક |
| पू (પાવન કરવું)–પાવક [અગ્નિ] | हन् (હણવું)–ઘાતક |

૩ अन–નાર

| | |
|---|---|
| नन्द् (ખુશ કરવું)–નન્દન | चक्ष् (કહેવું)–ચક્ષણ, વિચક્ષણ |
| अर्द् (પીડવું)–અર્દન–જનાર્દન (વિષ્ણુ) | सूद् (નાશ કરવો)–સૂદન–મધુસૂદન (વિષ્ણુ) |
| भी (બીવું ભીષ્ય–બીવડાવવું)–વિભીષણ | रम् (રમવું)–રમણ |

સભા મધ્યે સર્વ હસ્યા, આ રત્ન **રથખેડણ**,
ઋતુપર્ણે આપ્યો માન દેઈ, આવો **દુઃખફેડણ**'
(રથ ખેડનાર, દુઃખ ફેડનાર), નળાખ્યાન, કડ૦ ૫૩મું

૪ इन्–(પ્ર એ વ ઈ)–નાર

| | |
|---|---|
| ग्रह् (પકડવું) ગ્રાહી, ગુણગ્રાહી | त्यज् (તજવું)–ત્યાગી |
| मन्त्र् (મસલત કરવી)–મન્ત્રી | स्था (રહેવું)–સ્થાયી |
| | या (જવું)–યાયી, અનુયાયી |

૫ अ–નાર

| | |
|---|---|
| चुर् (ચોરવું)–ચોર | दा (આપવું)–પ્રદ, આનન્દપ્રદ, સુખદ, દુઃખદ |
| दिव् (પ્રકાશવું)–દેવ | ज्ञा (જાણવું)–પ્રજ્ઞ, પ્રાજ્ઞ |
| बुध् (જાણવું)–બુધ | स्था (રહેવું)–ગૃહસ્થ, તટસ્થ, દૂરસ્થ |
| प्री (ખુશ કરવું)–પ્રિય | जन् (જન્મવું)–સરોજ, અનુજ, અજ |
| चर् (ફરવું)–ચર, ચરાચર, ખેચર, ભૂચર, જલચર | सृ (સરવું)–પુર સર, અગ્રેસર |
| चल् (ફરવું)–ચલ, અચલ | कृ (કરવું)–યશસ્કર, દુઃખકર, ભાસ્કર, દિવાકર, કિંકર, ભય–કર–કાર, કુંભકાર, સુવર્ણકાર, લોહકાર, ચર્મકાર |
| विद् (મેળવવું)–ગોવિન્દ, અરવિન્દ (અર–પૈડાના આરા–આરાની પેઠે પત્રોને મેળવે તે, કમળ) | |
| ज्वल् (પ્રકાશવું)–ઉજ્જ્વલ | |

वद् (બોલવું)–પ્રિયંવદ, વશંવદ
गम् (જવું)–વિહંગમ, વિહંગ (વિહાયસ્–આકાશમાં જનાર પક્ષી); ઉરગ (ઉરસ્–છાતી વડે જનાર, સર્પ); પન્નગ (પન્ન–પદ્ [જવું]નો ભૂ. કૃ.; પડ્યો પડ્યો જાય તે; સર્પ)
सृप् (જવું)–સર્પ

૬. क्विप्–જે પ્રત્યય ધાતુને આવી તદ્દન લોપાય છે તે—

नी (દોરવું)–સેનાની
भू (થવું)–સ્વયંભૂ, પ્રભુ (ધાતુ હ્રસ્વ થયો છે.) શંભુ (શમ્ અવ્ય. સુખ; ધાતુ હ્રસ્વ થયો છે.)
जि (જીતવું)–ઇન્દ્રજિત્ (ધાતુને અન્તે હ્રસ્વ સ્વર હોય તો त् આગમ આવે છે.)

## ૨. ભાવવાચક

### ૧. ति—

कृ (કરવું)–કૃતિ
नी (દોરવું)–નીતિ
प्री (ખુશ કરવું)–પ્રીતિ
री (જવું)–રીતિ
स्था (રહેવું)–સ્થિતિ
गम् (જવું)–ગતિ
नम् (નમવું)–નતિ
रम् (રમવું)–રતિ
तन् (તાણવું)–તતિ, સંતતિ
क्षण् (ઘાયલ કરવું)–ક્ષતિ
बुध् (જાણવું)–બુદ્ધિ
भज् (ભજવું)–ભક્તિ
वच् (બોલવું)–ઉક્તિ
यज् (યજવું)–ઇષ્ટિ
ह्वे (બોલાવવું)–હુતિ; આહુતિ
ग्लै (કરમાવું)–ગ્લાનિ
म्लै (કરમાવું)–મ્લાનિ

### ૨. अन—

कृ (કરવું)–કરણ, અનુકરણ
वाच् (વાંચવું)–વાચન
भज् (ભજવું)–ભજન
कृत् (વખાણવું)–કીર્તન
हृ (હરવું)–હરણ
मृ (મરવું)–મરણ

| | |
|---|---|
| चर् (ફરવું)-ચરણ | रुद् (રોવું)-રોદન |
| श्रु (સાંભળવું)-શ્રવણ | भुज् (ખાવું)-ભોજન |
| दृश् (જોવું)-દર્શન | विद् (જાણવું)-વેદન, નિવેદન |
| लिख् (લખવું)-લેખન | बन्ध् (બાંધવું)-બંધન |
| छिद् (કાપવું, છેદવું)-છેદન | |

અના સ્ત્રી.—

| | |
|---|---|
| विद् (જાણવું)-વેદના | इष् (અનુ સાથે, શોધવું)-અન્વેષણા |
| वन्द् (વન્દવું, નમવું)-વન્દના | |

૩ अ—

| | |
|---|---|
| जि (જીતવું)-જય | खिद् (દિલગીર થવું)-ખેદ |
| भी (બીવું)-ભય | श्वस् (શ્વાસ લેવો)-શ્વાસ, ઉચ્છ્વાસ |
| नी (દોરવું)-નય, વિનય | स्तृ (પાથરવું)-વિસ્તર (ગ્રન્થનો); વિસ્તાર (પટનો) |
| भू (થવું)-ભાવ, પરિભવ, સંભવ, પ્રભવ | मद् (ગાંડા થવું)-પ્રમાદ, ઉન્માદ |
| चि (એકઠું કરવું)-સંચય, નિશ્ચય | वह् (લઈ જવું)-વિવાહ, પરિવાહ |
| पच् (રાંધવું)-પાક | |
| कम् (ચહાવું)-કામ | |
| युज् (જોડવું)-યોગ | |
| रुज् (વ્યાધિથી પીડાવું)-રોગ | |
| छिद् (છેદવું)-છેદ, વિચ્છેદ | |

૪. या—

| | |
|---|---|
| विद् (જાણવું)-વિદ્યા | चर् (ફરવું)-ચર્યા, દિનચર્યા, પરિચર્યા |
| कृ (કરવું)-ક્રિયા | |
| शी (સૂવું)-શય્યા | |

### ૫. आ—

इष् (ઇચ્છવું)–ઇચ્છા
ऊह् (વિચારવું)–ઊહા; ઊહાપોહ
त्रप् (લાજવું)–ત્રપા
पूज् (પૂજવું)–પૂજા
कृप् (કૃપા રાખવી)–કૃપા (સંપ્રસારણ થઈ)
जॄ (ઘરડા થવું)–જરા (ગુણ થઈ)

कथ् (કહેવું)–કથા
चर्च् (ચર્ચા કરવી)–ચર્ચા
धा (શ્રત્પૂર્વક)–શ્રદ્ધા
स्पृह् (ઇચ્છવું)–સ્પૃહા
ज्ञा (જાણવું)–આજ્ઞા; સંજ્ઞા; પ્રજ્ઞા
भा (ભાસવું)–પ્રભા
मा (માપવું)–પ્રમા

ઇચ્છાદર્શક અંગને आ–જિજ્ઞાસા, પિપાસા

### ૬. न—

प्रच्छ् (પૂછવું)–પ્રશ્ન
यत् (યત્ન કરવો)–યત્ન

स्वप् (સૂવું)–સ્વપ્ન
यज् (યજવું)–यज्+न=यज्+ञ=યજ્ઞ

## ૩. કરણાર્થક

### ૧. अन—

नी (દોરવું)–નયન (જે વડે મનુષ્ય દોરવાય છે તે, આંખ)
श्रु (સાંભળવું)–શ્રવણ (કાન)

मा (માપવું)–પ્રમાણ (જે વડે સમ્યક્ જ્ઞાન થાય તે)
वद् (બોલવું)–વદન (જે વડે બોલાય તે, મુખ)

### ૨. त्र—

नी (દોરવું)–નેત્ર
श्रु (સાંભળવું)–શ્રોત્ર (કાન)
पा (પીવું)–પાત્ર
स्तु (વખાણવું)–સ્તોત્ર

अस् (ફેંકવું)–અસ્ત્ર
चर् (ફરવું)–ચરિત્ર
पद् (જવું)–પત્ર
पू (પવિત્ર કરવું)–પવિત્ર (દાભ)

## કૃત્પ્રત્યયઃ વિશેષણ બનાવનારા

### ૧. વર્તમાન કૃદન્ત

मान—

वृत् (હોવું)–વર્તમાન

वृध् (વધવું)–વર્ધમાન

जिज्ञास (જાણવા ઇચ્છવું–જિજ્ઞાસમાન)

दीप् (પ્રકાશવું)–દેદીપ્ય (વારંવાર પ્રકાશવું)–દેદીપ્યમાન

'વર્તમાન' શબ્દ જાતે વર્તમાન કૃદન્ત છે અને આત્મનેપદી ધાતુના અગને માન પ્રત્યય લાગી વર્તમાન કૃદન્ત બને છે એમ સૂચવે છે

त्–अत्—

जागृ (જાગવું)–જાગ્રત્

अस् (હોવું)–સત્

### ૨. ભૂત કૃદન્ત

त—

भू (હોવું)–ભૂત

'ભૂત' શબ્દ જાતેજ ભૂત કૃદન્ત છે અને ધાતુને 'त' પ્રત્યય લાગવાથી ભૂત કૃદન્ત બને છે એમ દર્શાવે છે

| | |
|---|---|
| कृ (કરવું)–કૃત, કૃતાર્થ | गम् (જવું)–ગત |
| जि (જીતવું)–જિત | नम् (નમવું)–નત, પ્રણત, વિનત |
| नी (દોરવું)–નીત, વિનીત | रम् (રમવું)–રત, વિરત |
| स्मि (હસવું)–સ્મિત (૧ હસેલું, ૨ હાસ્ય) | तन् (તાણવું)–તત, સતત–સતત |
| ख्या (કહેવું) ખ્યાત, પ્રખ્યાત, વિખ્યાત, વ્યાખ્યાત | क्षण् (ઘાયલ કરવું)–ક્ષત |
| | मा (માપવું)–મિત, પરિમિત |
| | स्था (રહેવું)–સ્થિત |

च्यु (પડવું)–च्युत, अच्युत
शास् (શાસન કરવું)–शिष्ट
वस्-(વસવું)–उषित (इ આગમ સાથે)
विद् (જાણવું)–विदित
गुप् (રક્ષણ કરવું)–गुप्त
दुह् (દોહવું)–दुग्ध
गुह् (સંતાડવું)–गूढ
बुध् (જાણવું)–बुद्ध
क्रुध् (ક્રોધ પામવો)–क्रुद्ध
लभ् (મેળવવું)–लब्ध
लुभ् (લોભ રાખવો)–लुब्ध
क्षुभ् (ક્ષોભ પામવો)–क्षुब्ध, संक्षुब्ध
शक् (શકવું)–शक्त
मुच् (છોડવું, મૂકવું)–मुक्त
भज् (ભજવું)–भक्त
बन्ध् (બાંધવું)–बद्ध
सिध् (સિદ્ધ કરવું)–सिद्ध
तृप् (તૃપ્ત થવું)–तृप्त
दह् (બાળવું)–दग्ध
अर्च् (પૂજવું)–अर्चित
पूज् (પૂજવું)–पूजित

त–न (તનો न થાય છે—ધાતુને અન્તે द् કે र् (ऋનો इर् કે उर् થયેલો તે) હોય છે ત્યારે તનો न થાય છે).

भिद् (ભાંગવું)–भिन्न
छिद् (છેદવું)–छिन्न
खिद् (ખેદ પામવો)–खिन्न
निर्विद् (નિર્વેદ પામવો, ગ્લાનિ પામવી)–निर्विण्ण
दी (ક્ષીણ થવું)–दीन
ली (લય પામવો)–लीन
कृ (વિખેરવું)–कीर्ण, संकीर्ण, प्रकीर्ण
पृ (ભરવું)–पूर्ण, संपूर्ण
जृ (ઘરડા થવું)–जीर्ण
प्याय् (વૃદ્ધિ પામવી)–पीन

त–ल फल् (ફળવું)–फुल्ल; प्रफुल्ल
त– शुष् (સુકાવું)–शुष्क
त–व पच् (રાંધવું)–पक्व

### ૩. પરોક્ષ ભૂત કૃદન્ત

वस्–(वान् પ્ર. એ. વ.)
विद् (જાણવું)–विद्वान्

## ૪. વિધ્યર્થક

૧ तव्य, य, अनीय कृ (કરવું)–कर्तव्य, कार्य, करणीय (કરવા યોગ્ય), कृत्य (યની પૂર્વે ત આગમ લાગ્યો છે)
वर्ण (વર્ણવવું)–वर्णनीय–वर्ण्य
रम् (રમવું)–रम्य रमणीय
लभ् (મેળવવું)–लभ्य
शक् (શકવું)–शक्य
सह् (સહવું)–सह्य
हन् (હણવું)–वध्य
स्तु (વખાણવું)–स्तुत्य, स्तवनीय યની પૂર્વે त् આગમ આવ્યો છે
उद्दिश् (બતાવવું उद् સાથે दिश અભિલક્ષવું)–उद्देश्य
त्यज् (તજવું)–त्याज्य
गर्ह् (નિંદવું)–गर्ह्य
वद् (વદવું)–अवद्य (નિન્દ્ય અન વદ્ય–અનિન્દ્ય, ઉત્તમ), અનુ વાદ્ય
निन्द् (નિંદવું)–निन्द्य
भू (હોવું)–भव्य (ઉત્તમ), ભાવ્ય (થવાનું છે તે)
वच् (બોલવું)–वाच्य, वाच्य
युज् (જોડવું)–योग्य
विधा (કરવું)–विधेय
नश् (નાશ પામવો)–विनाश्य
मृ (મરવું)–मरणीय

## ૫ શીલાર્થક

इष्णु—सह् (સહેવું)–सहिष्णु

आलु—नि+द्रा (ઊંઘવું)–निद्रालु दय् (દયા રાખવી)–दयालु

वर—नश् (નાશ પામવો) नश्वर स्था (રહેવું)–स्थावर, भास् (પ્રકાશવું)–भास्वर

उ—इष् (ઇચ્છવું)–इच्छु भिक्ष (ભીખવું)–भिक्षु

ઇચ્છાવાચક અગને—जिज्ञास (જાણવા ઇચ્છવું)–जिज्ञासु मुमुक्ष (મુક્તિ ઇચ્છવી) मुमुक्षु

उर—भिद् (ભાગવું)–भिदुर, विद् (જાણવું)–विदुर

र—नम (નમવું)–नम्र हिंस (હિંસા કરવી)–हिंस्र

## ઉણાદિ પ્રત્યય (મુખ્ય આપ્યા છે.)

उ—वा (વાવું)–વાયુ (જે વાય તે); स्वाद् (ચાખવું)–સ્વાદુ; साध् (ર
* સાધુ (પરમાર્થ સાધે તે); दृ (ફાડવું)–દારુ (ફાડય તે, લાકડું); जन् (જ
જન્તુ; चर् (ફરવું)–ચારુ (સુંદર); चट् (વરસવું)–ચાટુ (પ્રિય); मृ (મર
(જેને વિષે પ્રાણીઓ મરણ પામે; મારવાડ); चर् (ચારવું, ખાવું)–ચરુ
જેનું ભક્ષણ કરે છે તે); तन् (તાણવું)–તનુ; धो (પાતળું કરવું)–શિશુ (બાળક
(વિંધવું)–વિધુ (ચન્દ્ર; વિરહીને વીંધે છે); गृ (ભાવવું)–ગુરુ; दृश् (જોવું)–પશુ
સરખાં જુએ; વિવેકરહિત); बाध् (પીડવું)–બાહુ; मृद् (મર્દન કરવું
द्रु (દ્રવ પામવો)–દ્રુ (જાય દ્રવે તે, વૃક્ષ ને શાખા; તદ્વાન્ તે દ્રુમ);
(ઓળંગવું)–લઘુ

उर–

मथ् (હિંસા કરવી, પીડવું)–મથુરા; चत् (યાચવું)–ચતુર; अङ्क् (
કરવી)–અંકુર; असु (ફેંકવું)–અસુર; अश् (વ્યાપવું; શુ અવ્ય૦=જલદી; शु+अश्
શ્વશુર (સસરો)

इर–

मद् (ગાંડા થવું)–મદિરા; मन्द् (સ્તુતિ કરવી)–મંદિર; तिम् (ભીનું
તિમિર; रुच् (પ્રકાશવું)–રુચિર; रुध् (રુધવું)–રુધિર; बन्ध् (બાંધવું)–બધિ
(રહેવું)–સ્થિર (આ લોપાઈ)

इल

अन् (જીવવું)–અનિલ (વાયુ); सल् (જવું)–સલિલ (પાણી; નિમ્ન
જાય છે) मह् (પૂજવું)–મહિલા; कुक् (લેવું)–કોકિલ; कुट (વાંકા થવું)–

म–

धृ (ધારણ કરવું)–ધર્મ; युज् (જોડવું)–યુગ્મ; भी (બીવું)–ભી
(પ્રકાશવું)–ઘર્મ–ઘામ; कृ (કરવું)–કર્મ; जन् (પેદા કરવું)–જન્મ; चर् (
ચર્મ; रु (શબ્દ કરવો)–રોમ

अनि–

सृ (સરવું)–સરણિ (પદ્ધતિ; નીસરણી, માર્ગ); धृ (ધરવું)–ધરણિ
(રક્ષવું)–અવનિ; तृ (તરવું)–તરણિ; रञ्ज् (ખુશ કરવું)–રજનિ

इस्-

अर्च् (પૂજવું)-અર્ચિસ્ (જ્વાળા); द्युत् (પ્રકાશવું)-જ્યોતિસ્; चक्ष् (કહેવું)-ચક્ષુસ્

न-

कृ (કરવું) કર્ણ वृ (વરવું)-વર્ણ, रम् (રમવું)-રત્ન

त्र-

चि (એકઠું કરવું)-ચિત્ર, सिव् (સીવવું)-સૂત્ર, शस् (સ્તુતિ કરવી)-શસ્ત્ર, पू (પવિત્ર કરવું)-પુત્ર, मि (ફેંકવું)-મિત્ર

मि

नी (દોરવું)-નેમિ, भू (હોવું)-ભૂમિ, ऋ (જવું)-ઊર્મિ

दृश् ધાતુ ઉપરથી—સદૃશ્-સદૃશ-સદૃક્ષ
—આદૃશ્ શ ક્ષ
—ત્વાદૃશ્-શ-ક્ષ
—એતાદૃશ-શ ક્ષ
—અન્યાદૃશ્-શ ક્ષ

तृ-

નપ્તા (न पत्-પૌત્ર દૌહિત્ર, જે વડે પડે નહિ તે) ભ્રાતા (भ्राज् પ્રકાશવું, ज् લોપાઈ)- જામાતા (मा-માપવું, જાયાને માપે તે) માતા (मान् પૂજવું, न् લોપાઈ)- પિતા (पा-રક્ષવું) દુહિતા (दुह् દોહવું)

સ્વસા (सुपूर्वक अस्); નનાન્દા (न+नन्द् ખુશ થવું, ખુશ ન થાય તે); દેવર (दिव्-પ્રકાશવું)

## તદ્ધિત પ્રત્યય

### ૧. ભાવવાચક

અણ-અણી-આણું (स अन)—

જમણ, સીવણ, કાપણી, માપણી, રહેણી, કરણી, ખાંડણી, બાંધણી, લળણી, ચાલણી, રાંધણ, ભરણ, વલોણું, બિછાનું (विस्तरण), પાથરણું

· અત—

રમત; ગમત; આડત

તી— (સં. ति)

ભરતી, બેસતી, ગણતી

· આઈ—(તદ્ધિત 'આઈ'નું મૂળ જુઓ.)

ચડાઈ; ઘડાઈ; ધોળાઈ

· આવ—

ચડાવ, ઠરાવ, પડાવ, અટકાવ

· આવટ—

બનાવટ, મિલાવટ

· આટ—

ગભરાટ; ગડગડાટ–ખડખડાટ–લપલપાટ, વગેરે; કકળાટ; ચળકાટ

પું. પ્રત્યય સાથે–આટો—

ગપાટો; સપાટો; ઘુમાટો

આણ—

કકલાણ, વેચાણ

· આપ—

મેળાપ

· આમણ—

ગભરામણ; લખામણ; શિખામણ; ચરામણ; ચળામણ

કર્મણિ આ કે પ્રેરક ભાવ પ્રત્યયને અન્ત જોડાઈ એ પ્રત્યય થયા છે 'આમણ'માં 'પ'નો 'મ' થઈ જાય છે. 'આવટ', 'આટ'માં 'ટ' ક્ષેપક છે.

· ઉક—વર્તણુક

· અક—બેઠક

તર—

ભણતર, કળતર, ચણતર, વગેરે

ઈ—

બોલી, ધાટી, (ફારસી શબ્દોને પણ લાગે છે)–કમી–કમતી

આળ—

વગાળ

## ૨. કર્તૃવાચક

નાર; કાર—

બેસનાર, લખનાર, વાચનાર, જાણનાર, કાર–જાણકાર

## ૩. વિશેષણ બનાવનાર

આઉ—

ઉડાઉ, ચડાઉ, શિખાઉ, ટકાઉ, કમાઉ

આળ (સં आलु)—

દયાળ–ળુ

કૃત્—કૃદન્તના પ્રકરણમા આપેલા પ્રત્યય—જતું, ગયુ, ગયલુ, જનાર જવાનુ

ઉ, આઉ—

વ્યાજખાઉ, કમાઉ, મારૂ, ખેડુ ભેદુ, ખર્ચુ (ફારસી 'ખર્ચ' ને 'ઉ' પ્રત્યય લાગી)

ખાઉ (સ खादितृ પ્રા खाइउओ) ખાઉ

આઉ પ્રેરક છે સ कर्मायितृ–પ્રા –कम्मावउओ–કમાઉ

## અરબી પ્રત્યય

ધાતુના વર્ણમા 'આ,' 'ઈ,' કે 'અ' એ સ્વર જોડવાથી કર્તૃવાચક શબ્દ થાય છે અને ધાતુની પહેલા 'મ' મૂકવાથી કર્મવાચક શબ્દ થાય છે

| ભૂત કાળ ૩ પુ. એ. વ. | કર્તરિ | કર્મણિ |
|---|---|---|
| અલમ (તેણે જાણ્યું) | આલિમ (જાણનાર) | માલૂમ (જણાયલું) |
| *અશક (તેણે ઇચ્છયું) | આશિક (ઇચ્છનાર) | માશૂક (ઇચ્છાયલું) |
| કદર (તે સમર્થ થયો) | કાદિર | મકદૂર (મગદૂર, શક્તિ) |
| નજર (તેણે જોયું) | નાજિર (જોનાર) | મંજુર (જોયલું; પસંદ કરેલું) |
| હુકમ (તેણે હુકમ કર્યો) | હાકિમ (આજ્ઞા કરનાર) | |
| જહુર (તેણે જોયું) | જાહિર (દેખાનાર) | |
| શહુર (તેણે પ્રસિદ્ધ કર્યું) | | મશહૂર (પ્રસિદ્ધ થયલું) |
| જલમ (તેણે પીડા કરી) | જાલિમ (પીડનાર) | |
| શહુદ (તેણે જોયું) | શાહિદ (જોનાર) | |
| જબત (તેણે રાખ્યું) | જાબિત (જાબતો રાખનાર) | મજબૂત (સ્થિર) |
| હમદ (તેણે સ્તુતિ કરી) | હામિદ | મહમૂદ (સ્તુત) |
| જકર (તેણે કહ્યું) | | મજકૂર (કહેલું) |
| સહુબ (તે રહ્યો) | સાહિબ (સહચર) | |
| હસલ (તેણે જમા કર્યું) | હાસિલ (જમા કરનાર) | મહસૂલ (કર, ઉત્પન્ન) |
| જમન (તેણે જવાબ દીધો) | જામિન (જવાબ દેનાર) | |

| ભુત કાળ ૩પુ એ વ | કતરિ | કર્મણિ |
|---|---|---|
| લયક (તે યોગ્ય હતો) | લાઈક (લાયક) | |
| મજવ (તે ગયો) | માજી (ગયલુ, 'માજિવ'નુ 'માજી' થયુ છે) | |
| હરમ (તેણે પવિત્ર રાખ્યુ) | | મુહર્રમ (પૂજ્ય, મોહરમ) |
| રમઝ (તેણે રાખ્યુ) | મુરણ્–બી (રક્ષક) | મુરણ્–બા (રાખેલો પદાર્થ) |
| જફર (તેણે જીત્યુ) | મુજફ્ફિર (વિજયી) | |
| કરર (તેણે મૂક્યુ) | | મુકર્–રર (મુકરર, સ્થાપિત) |
| કદમ (તે આગળ થયો) | મુકદ્દિમ (આગળ ચાલનાર) | મુકદ્–દમા (પહેલા ગયલુ, પ્રસ્તાવના) |
| ફસલ (તેણે વહેંચ્યુ) | તફ્સીલ (ક્રિયાવાચક કકડે કકડે વર્ણન) | |
| અરફ (તેણે વર્ણવ્યુ) | તઅરીફ(તારીફ,વર્ણન ક્રિ વા) | |
| સદઅ (તેણે પીડ્યું) | તસદી (ક્રિ વા) | |
| જવજ (તેણે શોધ્યુ) | તજવીજ (ક્રિ વા) | |
| કસર (તેણે અન્યાય કર્યો) | તકસીર (ક્રિ વા) | |
| કરર (તે આવ્યો) | તકરાર (ક્રિ વા) | |
| સફર (તે ગયો) | મુસાફિર | |
| નસબ (તે યોગ્ય હતો) | | મુનાસિબ (યોગ્ય) |

| ભૂત કાળ ૩ પુ. એ. વ. | કર્તરિ | કર્મણિ |
|---|---|---|
| અગલ (તેણે અધિકાર ચલાવ્યો) | મુઆમલત (મામલત, મામલા, અધિકાર; (ક્રિ. વા.) | |
| કબલ (તે આગળ થયો) | મુકાબિલા (તુલના; ક્રિ. વા.) | |
| બરક (તેણે આશીર્વાદ દીધો) | | મુબારક (આશીર્વાદ પામેલું; સુખી) |
| લકય (તે મળ્યો) | મુલાકાત (મળવું તે; (ક્રિ. વા.) | |
| નસફ (તેણે ન્યાય કર્યો) | મુનસિફ (ન્યાયકર્તા) | ઇનસાફ (ન્યાય; ક્રિ. વા.) |
| નશઅ (તેણે લખ્યું) | મુનશી (લેખક) | |
| અમન (તેણે વિશ્વાસ કર્યો | ઇમાન (વિશ્વાસ; ક્રિ. વા.) | |
| રવદ (તેણે ઇચ્છયું) | મુરીદ (ઇચ્છનાર)<br>ઇરાદા (ઇચ્છા; ક્રિ. વા.) | મુરાદ (ઇચ્છિત; ઇચ્છા) |
| કરર (તે બોલ્યો) | ઇકરાર (વચન; ક્રિ. વા.) | |
| સલમ (તે સુખી થયો) | મુસલિમ (મુસલમાન, ધાર્મિક) | ઇસલામ (મુસલમાની ધર્મ; ક્રિ. વા.) |
| જરય (તેણે શુદ્ધ કર્યું) | | મુજરા (સન્માન, ભેટ) |

| | |
|---|---|
| અલક (તેણે આશ્રય લીધો) | તઅલ્લુકા (તાલુકા, આશ્રય-સ્થાન, ભુમિ, ધન, વગેરે) |
| સદય (તેણે હિસાબ રાખ્યો) | મુતસદ્દી (ગણનાર) |

| | |
|---|---|
| કલબ (તેણે બદલ્યુ) | તકલ્લુબ (રૂપાન્તર, ભેદ, ક્રિ વા વિશે તખલુબી=ખોટુ, બદલેલુ) |
| લશય (તેણે શોધ્યુ) | તલાશ (શોધ, ક્રિ વા ) |
| ફવત (તેણે બદલ્યુ) | તફાવુત (તફાવત, ક્રિ વા ) |
| કવય્ (તેણે મદદ કરી) | તકાવી (તગાઈ, મદદ, ક્રિ વા ) |
| મશય (તેણે બતાવ્યુ) | તમાશી (તમાશા, ક્રિ વા ) |
| અબર (તેણે વિશ્વાસ કર્યો) | ઇઅતિબાર (ઈતબાર–વિશ્વાસ ક્રિ વા ) |
| ખયર (તે નિવર્ત્યો) | ઈખતિયાર (અખત્યાર, અધિકાર, ક્રિ વા ) |
| દઅમ્ર (તેણે ઇચ્છ્યુ) | મુદ્દઆ (મુદ્દા–ઈચ્છા) |
| હસબ (તેણે પૂરૂ કર્યું) | હિસાબ (ક્રિ વા ) |
| ખસર (તેણે ટૂકુ કર્યું) | મુખ્તસર (ટૂકુ કરેલુ) |
| શગલ (તે કામે લાગ્યો) | મશગૂલ (કામે લાગનાર) |



## પ્રકરણ ૨૯મું

### હિન્દ–આર્ય પ્રાકૃત ભાષાઓઃ ગુજરાતીનુ તેમાં સ્થાન

**આર્ય ટોળી અને તેમનો ફેલાવો**—પ્રાચીન સમયમા કેટલીક આર્ય ટોળીઓ ઉત્તરના સામાન્ય નિવાસસ્થાનમાથી યુરોપ અને એશિઆના જુદા જુદા ભાગોમા ફેલાઈ ગઈ, પ્રાચીન સસ્કૃત ભાષા પ્રાચીન ઈરાની ભાષાને ઘણી મળતી છે અવેસ્તામાના ઘણા ભાગ થોડાજ નિયમને અનુસારે વૈદિક સસ્કૃતમા લાવી શકાય છે આર્ય ટોળીઓ જુદી પડી ત્યાર પછી સસ્કૃત અને ઈરાની ભાષાનો વિકાસ જુદી અને સ્વતન્ત્ર રીતે થયો

કેટલીક આર્ય ટોળી ઉત્તરથી દક્ષિણ તરફ આવી હાલ જેને પૂર્વ અફગાનિસ્તાન કહે છે ત્યા વસી અને કેટલીક કાબુલ નદીની

ખીલુદ્વારા પંજાબમાં બસી. આ પ્રમાણે આર્ય પ્રજાની જુદી જુદી ટોળી જુદે જુદે સમયે હિંદુસ્તાનમાં ઘણા સૈકા સુધી આવ્યા કીધી.

* **મધ્ય પ્રદેશ**—ગંગાયમુનાનો પ્રદેશ મૂળ મધ્ય-દેશ કહેવાતો. અહિં બોલાતી ભાષા શુદ્ધ થતી ગઈ. વૈયાકરણોએ ઇ૦ સ૦ પૂર્વે ૮૦૦ને સુમારે વ્યાકરણ રચી તેનું શુદ્ધ સ્વરૂપ સુદૃઢ કર્યું. એ ભાષા તે સંસ્કૃત ભાષા. ત્યાંના સામાન્ય અશિષ્ટ લોકોની અશુદ્ધ ભાષા તે પ્રાકૃત ભાષા. પ્રાકૃત ભાષા એટલે લોકભાષા. સંસ્કાર પામેલી ભાષા તે સંસ્કૃત અને તેનું ભ્રષ્ટ રૂપ તે પ્રાકૃત.

**મધ્ય દેશ ને આસપાસનો તથા બાહ્ય પ્રદેશ**—મધ્ય દેશની આસપાસ પૂર્વ, પશ્ચિમ, અને દક્ષિણમાં વૈદિક સમયમાં પણ બીજી આર્ય ટોળી વસતી હતી. આ પ્રદેશમાં હાલનું પંજાબ, સિંધ, ગુજરાત, રજપુતાના, અયોધ્યા, અને બિહારનો સમાવેશ થતો હતો. કાલક્રમે મધ્યદેશની વસ્તી વધતી ગઈ અને એ પ્રદેશના લોકોએ પૂર્વ પંજાબ, રજપુતાના, ગુજરાત, અને અયોધ્યા જીતી લીધાં. રજપુતાના અને ગુજરાતમાં વસેલી જાતોનો વિચાર કરીશું તો આ બાબત સમજાશે. ઈ. સ.ના ૧૨મા સૈકાને અન્તે રાઠોડોએ ગંગાયમુનાના મધ્ય દેશમાં આવેલું કનોજ છોડ્યું અને મારવાડ જીતી લીધું. જેપુરના કછવાહા લોકો અયોધ્યાથી આવ્યા છીએ એમ કહે છે અને સોળંકીઓ પૂર્વ પંજાબમાંથી રજપુતાનામાં દાખલ થયા. યાદવોનું મૂળ સ્થાન મથુરા હતું, ત્યાંથી તેઓ ગુજરાતમાં આવ્યા. આ વચલા પ્રદેશની ભાષા પર મધ્ય દેશની ભાષાની અસર થઈ અને તેથી એમાં બોલાતી ભાષા મિશ્ર ભાષા છે. જેમ મધ્ય દેશના લોકો ત્રણે

* આજુએ ફેલાયા તેમ એ વચલા પ્રદેશના—ગુજરાત, રજપુતાના, પંજાબ, ને અયોધ્યાના—આર્ય લોકો પણ પૂર્વ અને દક્ષિણ તરફ ફેલાયા. પશ્ચિમ તરફ તેઓ ઠેઠ દરિયા લગણ વસ્યા હતા, તેથી તે તરફ

ફેલાવાનો અવકાશ ન હતો આ કારણથી તેઓ દક્ષિણમા મરાઠા પ્રદેશમા અને પૂર્વમા ઓરિસા, બગાળા, અને આસામમાં ફરી વળ્યા

**વિભાગ**—આ પ્રમાણે હાલમા હિંદ-આર્ય ભાષાના નીચે પ્રમાણે ભા । થઈ શકે છે

૧ મધ્ય દેશની હિંદ-આર્ય ભાષા—પશ્ચિમ હિંદી એ ગગા-યમુનાના પ્રદેશ અને તેની ઉત્તરદક્ષિણે બોલાય છે તેમા સામાન્ય રીતે પશ્ચિમે પૂર્વ પજાબથી પૂર્વે કાનપુર લગણનો પ્રદેશ આવે છે

૨ વચલા પ્રદેશની મિશ્ર ભાષા એ મધ્ય દેશની ત્રણ બાજુએ, પૂર્વ, પશ્ચિમ, અને દક્ષિણે બોલાય છે પજાબી (મધ્ય પજાબની), ગુજરાતી, રાજસ્થાની (રજપુતાના અને તેના આસ પાસના પ્રદેશની), અને પૂર્વ હિંદી (અયોધ્યા અને તેના દક્ષિણ પ્રદેશની)

૩ બાહ્ય ભાષા—કાશ્મીરી, પશ્ચિમ પજાબની, સિંધી (ગુજરાતના સીમા પ્રદેશની), મરાઠી, ઉત્કલી (ઓરિસાની), બિહારી, બગાળી, અને આસામની ભાષા

**પાલી, પ્રાકૃત, અપભ્રંશ**—ઉપર દર્શાવ્યા પ્રમાણે સસ્કૃત એટલે શુદ્ધ સસ્કાર પામેલી કેળવાયલા શિષ્ટ વર્ગની ભાષા એ ભાષા હાલ છે તેવી તે સમયે મૃત ભાષા ન હતી, પણ જીવન્ત ભાષા હતી જીવતી ભાષામા હમેશ વિકાર થયા કરે છે બધા બોલનારાના ઉચ્ચાર સરખા શુદ્ધ હતા નથી તે અનેક રીતે અશુદ્ધ થાય છે આ કારણો ઉપરાત, આર્ય પ્રજા અનાર્ય પ્રજાના સબધમા આવવાથી તેનું અશુદ્ધ રૂપ થયુ એ અશુદ્ધ રૂપનુ પ્રાચીનમા પ્રાચીન સ્વરૂપ તે પાલી ભાષા પાલી એ બૌદ્ધોની પવિત્ર ભાષા હતી પાલી કરતા વધારે અંશુદ્ધ થયેલુ સસ્કૃત ભાષાનુ સ્વરૂપ તે પ્રાકૃત ભાષા પ્રાકૃતમા ભ્રષ્ટતા થઈ જે સ્વરૂપ થયુ તે અપભ્રંશ. એ અપભ્રંશમાથી હાલની દેશી ભાષાઓ ઉદ્ભવેલી છે

**પ્રાકૃત ભાષાઃ વિભાગ**—પ્રાકૃત ભાષાઓના મુખ્ય બે ભાગ કરી શકાયઃ–૧. મધ્ય દેશની પ્રાકૃત ભાષા અને ૨. બાહ્ય પ્રદેશની પ્રાકૃત ભાષા. મધ્ય દેશની પ્રાકૃત ભાષા તે શૌરસેની. મથુરાની આસપાસનો પ્રદેશ શૂરસેન કહેવાતો, તે ઉપરથી એ પ્રાકૃત ભાષાનું નામ પડ્યું છે. ગંગાયમુનાનો પ્રદેશ એ પ્રાકૃતનું મધ્ય સ્થળ હતું અને પશ્ચિમ તરફ લાહોર સુધી અને પૂર્વ તરફ ગંગા-જમનાના સંગમ સુધી એ ફેલાયલી હતી. મધ્ય પ્રદેશના લોકો બહાર ફેલાઈ ગુજરાત ને રજપુતાનામાં વસ્યા, તેમની સાથે શૌરસેની ભાષા પણ તે પ્રદેશોમાં ફેલાઈ.

બાહ્ય પ્રદેશની પ્રાકૃત ભાષાઓને શૌરસેની સાથે જેટલો સંબંધ હતો તેના કરતાં માંહોમાંહે વિશેષ હતો. માગધી, અર્ધમાગધી, અને મહારાષ્ટ્રી એ પ્રાકૃત ભાષાઓ હતી. માગધીનું મુખ્ય સ્થળ મગધ, અર્વાચીન દક્ષિણ બિહાર હતું. પશ્ચિમ તરફ તે કાશીપર્યન્ત ફેલાયલી હતી. એ ભાષાના પ્રદેશ અને શૌરસેનીના પ્રદેશની વચ્ચે અર્ધમાગધીનો પ્રદેશ હતો. મહારાષ્ટ્રી એ મહારાષ્ટ્રની ભાષા હતી. એ રાજ્ય નર્મદાથી કૃષ્ણાપર્યન્ત હતું.

શૌરસેનીની અપભ્રંશ ભાષા તે નાગર અપભ્રંશ. એ અપભ્રંશ ગુજરાતમાં ને રાજસ્થાનમાં બોલાતી. સિંધમાં વ્રાચડ અપભ્રંશ હતી.

**સંસ્કૃત ને દેશ્ય શબ્દ**–શૌરસેનીમાં સંસ્કૃત શબ્દ ઘણા છે. બાહ્ય પ્રદેશની ભાષાઓમાં દેશ્ય શબ્દ ઘણા છે. દેશી ભાષાઓમાં તત્સમ, તદ્ભવ, અને દેશ્ય શબ્દો છે. એ દેશ્ય શબ્દો ઘણે ભાગે બાહ્ય પ્રદેશના તદ્ભવ શબ્દજ છે. પંજાબીમાં તત્સમ શબ્દો થોડામાં થોડા અને બંગાળીમાં વધારેમાં વધારે છે.

**દેશી ભાષામાં અન્ય શબ્દો**–વળી દેશી ભાષાઓમાં દ્રાવિડ ભાષાના શબ્દ પણ ઘૂસવા પામ્યા છે. તેમજ ફારસી અને ફારસીદ્વારા અરબીમાંથી પણ ઘણા શબ્દ દાખલ થયા છે. ઘણા વખત સુધી

મુગલ કચેરીમા ફારસી ભાષા સભ્યતા અને સાહિત્યની ભાષા હતી, તેથી તેમાથી એ શબ્દ આવ્યા છે

**પશ્ચિમ ને પૂર્વ હિંદી અને તેની બોલીઓ**-ઉપર દર્શાવ્યા પ્રમાણે ગગાયમુનાનો પ્રદેશ અને તેની ઉત્તરદક્ષિણનો ભાગ તે પશ્ચિમ હિંદીનો પ્રદેશ છે અને એની પશ્ચિમે પજાબીનો પ્રદેશ અને પૂર્વે પૂર્વ હિંદીનો પ્રદેશ છે

પશ્ચિમ હિંદી ને પૂર્વ હિંદીની કેટલી પ્રાન્તિક બોલીઓ વિષે જાણવુ જરૂરનુ છે પૂર્વ હિંદીની એક અગત્યની પ્રાન્તિક બોલી **અવધી** છે, તે અયોધ્યામા બોલાય છે પશ્ચિમ હિંદીની બોલીઓમા **બુંદેલી** બુંદેલખડમા, **વ્રજભાષા** મથુરાની આસપાસ, **કનોજી** મધ્ય ગગા યમુનાના અને ઉત્તરના પ્રદેશમા, અને **હિંદુસ્તાની** એ દિલ્હી ને ઉપલા ગગાયમુનાના પ્રદેશમા બોલાય છે આ પ્રમાણે હિંદુસ્તાની એ પશ્ચિમ હિંદીની એક પ્રાન્તિક બોલી છે અને શૌરસેની પ્રાકૃતમાથી ઉદ્ભવી છે દિલ્હીની આસપાસના પ્રદેશની એ કુદરતી ભાષા હતી બજારમા એકઠો થનારો ઘણો ભાગ એ ભાષા બોલતો આથી તે બજાર ની ભાષા થઈ અહિંથી તે મુગલ છાવણીની ભાષા થઈ અને બાદશાહના અધિકારીઓએ તેને હિંદુસ્તાનના બધા ભાગમા ફેલાવી એમા ઉર્દુ ને **હિંદી** એ ભિન્ન બોલીઓ છે ઉર્દુ એ મૂળ છાવણીની ભાષા હતી મુગલોના સમયમા ફારસી દરબારી ભાષા હોવાથી ઉર્દુમા ખૂબ ફારસી શબ્દ દાખલ થયા બધારણમા ઉર્દુ ભાષા હિંદ-આર્ય ભાષા છે, તોપણ તેમા એટલા બધા ફારસી શબ્દ છે કે તે ફારસી ન જાણનારને સમજવી મુશ્કેલ પડે છે અગ્રેજ લોકો હિંદુસ્તાનમા આવ્યા પછી ઉર્દુનુ ગદ્યસાહિત્ય ઊભુ થયુ ફોર્ટ વિલિઅમના મહા વિદ્યાલયમા પાઠ્ય પુસ્તકોની જરૂર પડી તે પૂરી પાડવા એ સાહિત્ય રચાયુ એજ વખત ફોર્ટ વિલિઅમના બીજા શિક્ષકોએ હિંદુસ્તાનીના હિંદીસ્વરૂપને જન્મ આપ્યો ઉર્દુમાના ફારસી શબ્દો કાઢી નાખી તેને

બદલે તેમણે સંસ્કૃત તદ્ભવ ને તત્સમ શબ્દો દાખલ કર્યા. આ બોલી ઘણી લોકપ્રિય થઈ અને હાલ ઉત્તર હિંદુસ્તાનના જે લોકો ઉર્દુ વાપરતા નથી તેમની એ ભાષા છે. આ હિંદી બોલી પણ ઉર્દુની પેઠે અંગ્રેજ લોકોના અમલથી શરૂ થઈ છે. એ કાવ્યને માટે ભાગ્યેજ વપરાય છે. કાવ્યને માટે અવધી કે વ્રજભાષા વપરાય છે. ઉર્દુમાં સ્વાભાવિક વિકાસ થયો છે અને તેમાં પુષ્કળ કાવ્ય છે. આ પ્રમાણે ઉર્દુ એ કેળવાયલા મુસલમાનોની ફારસી બનાવેલી હિંદુસ્તાની છે અને હિંદી એ કેળવાયલા હિંદુઓની સંસ્કૃત બનાવેલી હિંદુસ્તાની છે. હિંદુસ્તાની તો દિલ્હીની આસપાસના પ્રદેશની લોકસામાન્ય ભાષા છે. આ રીતે હિંદુસ્તાની, ઉર્દુ, અને હિંદી, એ પ્રાન્તિક બોલીઓનાં નામ છે. પશ્ચિમ હિંદી ને પૂર્વ હિંદી એ બે ભાષાનાં નામ છે, પ્રાન્તિક બોલીનાં નથી.

**પ્રાકૃતમાં વર્ણ**—સંસ્કૃતમાં વર્ણ છે તેજ દેશી ભાષાઓમાં છે; પરંતુ પ્રાકૃતમાં અને દેશી ભાષામાં નવા ઉચ્ચાર જન્મ પામ્યા છે. સંસ્કૃતમાં ए ने ओज હતા; પરંતુ પ્રાકૃતમાં ને દેશી ભાષામાં હ્રસ્વ ए ને ओ તેમજ દીર્ઘ ए ने ओ બંને જોવામાં આવે છે. પ્રાકૃતમાંથી ऐ ને औ જતા રહી તેને બદલે ए ને ओ થયા છે. એજ સમયમાં अ इ ને अ उ સાથે આવતા થયા. દેશી ભાષામાં, એ બે સ્વરો મળી જઈને અનુક્રમે 'એ' ને 'ઓ' થયા. બાહ્ય પ્રદેશની ભાષાઓમાં 'એ' ને 'ઓ'ને નમ્ર કરી 'ઇ' ને 'ઉ' કરવા તરફ વલણ છે. દેશી ભાષાઓમાં સંસ્કૃત ભાષાના સંયુક્ત વ્યંજનનો કઠિન ઉચ્ચાર કાઢી નાખી સરળ ઉચ્ચાર કરવા તરફ વલણ છે, તેથી પ્રાકૃતમાંના શબ્દોનું એક વ્યંજન લોપાઈ પૂર્વ સ્વર દીર્ઘ થાય છે; જેમકે,

सं. हस्त; प्रा. हत्थ; ગુજ. હાથ.

કેટલીક દેશી ભાષાઓમાં 'હત્થ' અને 'હાથ' બંને છે. પંજાબીમાં માત્ર 'હથ'જ છે. સિંધીમાં પૂર્વ સ્વર દીર્ઘ થતો નથી, તેથી 'હથ'

રૂપ છે આદ્ય પ્રદેશની ઘણી ભાષાઓમાં મહાપ્રાણ વર્જવાની વૃત્તિ છે; તેથી કાશ્મીરી, મરાઠી, ને બંગાળીમા 'હાત' શબ્દ છે.

**ગુજરાતી ને રાજસ્થાની**—ગુજરાતી ને રાજસ્થાની ભાષાઓ વચ્ચે ઘણો નિકટનો સબધ છે એકજ હિંદી ભાષાની એ બને બોલીઓ છે ડૉ ટેસિટોરિનુ માનવુ એવુ છે કે ઈ સ ના ૧૫મા સૈકા સુધી ગુજરાતમા ને પશ્ચિમ રજપુતાનામા એકજ ભાષા ચાલતી તે ભાષાને તેઓ પ્રાચીન પાશ્ચાત્ય રાજસ્થાની કહે છે એ ભાષા ગુજરાતી તેમજ મારવાડીનુ મૂળ છે પ્રાચીન પાશ્ચાત્ય રાજસ્થાનીને આપણે જૂની ગુજરાતી કહીએ છીએ એ બેનો પ્રદેશ આગ્રા ને દિલ્હીથી અરબી સમુદ્રપર્યન્ત છે ગુજરાતી એ મુબઈ ઈલાકાના દરિયાકિનારાના પ્રદેશમા દક્ષિણે છેક દમણથી તે ઉત્તરે પાલણપુરના બ્રિટિશ પ્રાન્ત સુધીમા તેમજ વડોદરા, કાઠિયાવાડ, વગેરેના દેશી રાજ્યોમા બોલાય છે અને રાજસ્થાની રજપુતાના અને મધ્ય હિંદના એની પાસેના ભાગોમા બોલાય છે

**ગુજરાતીઃ પ્રાન્તિક બોલીઓ**—ગુજરાતીમા અગત્યની પ્રાન્તિક બોલી નથી પારસી, મુસલમાનો, ને હિંદુઓના ઉચ્ચારમા કેટલીક ફેર છે પારસી અને મુસલમાનોમા દન્ત્ય અને મૂર્ધન્ય વ્યજનોને સેળભેળ કરવા તરફ વલણ છે હિંદુઓમા પણ શિષ્ટ અને અશિષ્ટ વર્ગોમા તેમજ ગુજરાતના સર્વ ભાગોમા ઉચ્ચાર સરખા નથી ઉત્તર તરફ પહોળા ઉચ્ચાર અને શકાર અને દક્ષિણ તરફ શકારને બદલે સકાર ને હકાર તરફ વધારે વલણ છે એથી ઊલટુ, ઉત્તર તરફ અશિષ્ટ વર્ગોની બોલીમા હકારનો સકાર થાય છે ('મોહનલાલ'ને બદલે 'મોસનલાલ') ઉત્તરમા 'ક' અને 'ખ'ને બદલે 'ચ' ને 'છ' થાય છે—'દીકરો—દીચરો,' 'ખેતર—છેતર' કાઠિયાવાડ ને સુરતમા 'હુને,' 'હુથી' જેવા રૂપ વપરાય છે અને ચરોતરમા 'ખેતરા,' 'જાડા,' 'આખ્ય,' 'રાખ્ન,' 'મૂખ્ય' જેવા રૂપ વપરાય '

છે. 'આંખ્ય,' 'મૂખ્ય' એવાં યકારવાળાં રૂપ અમદાવાદમાં પણ વપરાય છે. કાઠિયાવાડમાં 'કેને,' 'કેનાથી,' 'ખબર આવ્યા નથી,' ઊભવું,' 'આવેલ,' 'જતોલ' જેવાં રૂપનો પ્રયોગ જોવામાં આવે છે. આમ સહેજસાજ ફેર દેખાય છે, તોપણ રાજસ્થાનીમાં છે તેવી ખુલ્લી પ્રાન્તિક બોલીઓ નથી. રાજસ્થાનીમાં મેવાટી, માળવી, મારવાડી, ને જેપુરી જેવી પ્રાન્તિક બોલીઓ છે. એમાંની મારવાડી ને જેપુરી સાથે, તેમાં પણ વિશેષે મારવાડી સાથે, ગુજરાતીને ઘણો નિકટનો સંબંધ છે.

**સૌરાષ્ટ્રી**–ઉત્તર ગુજરાતની જૂની પ્રાકૃત ભાષા સૌરાષ્ટ્રી હતી. મધ્ય દેશના લોકો ગુજરાતમાં ને રજપુતાનામાં ફરી વસ્યા તેમની પ્રાકૃત ભાષા શૌરસેની હતી. ગુજરાતી ભાષા એ સૌરાષ્ટ્રીની અને શૌરસેનીના અપભ્રંશરૂપની બનેલી છે ને તેમાં શૌરસેનીના અપભ્રંશનું પ્રાધાન્ય છે.

**લિપિ**–ગુજરાતી ને રાજસ્થાની બંને સંસ્કૃત લિપિને મળતી લિપિમાં લખાય છે. સંસ્કૃત લિપિ તે નાગરી લિપિ છે. રજપુતાનામાં એ લિપિના પ્રકારને મહાજની લિપિ કહે છે. ગુજરાતી લિપિ ઉત્તર હિંદુસ્તાનની કૈથિ લિપિને ઘણી મળતી છે. નાગરી લિપિનો ઉપયોગ ગુજરાત કરતાં રજપુતાનામાં વિશેષ છે.

**દેશી ભાષાઓનો મુકાબલો**–પ્રાકૃત શબ્દોમાંના વચલા સંયુક્ત વ્યંજનમાંથી એક લોપાઈ પૂર્વ સ્વર દીર્ઘ થવાનો નિયમ ગુજરાતીમાં સાર્વત્રિક છે; હિંદીમાં ઘણે ભાગે પ્રવર્તે છે, સાર્વત્રિક નથી. પરંતુ પંજાબીમાં પ્રાકૃતની પેઠે જોડાક્ષર કાયમ રહે છે.

સં. म्रक्षणम्; અપ૦–મક્ખણુ; હિંદી–મખ્ખણ; ગુજ૦–માખણ

સં. हस्तः; અપ૦–हत्थु; પૂર્વ ને પશ્ચિમ હિંદી–હાથ; ગુજ૦–હાથ; પંજા૦–હત્થ

સં. कर्म; અપ૦ कम्मु; હિંદી ને ગુજ૦–કામ; પંજા૦–કમ્મ

સં. सत्यम्; અપ૦ सच्चु; હિંદી–સાઁચ; ગુજ૦ સાચું; પંજા૦ સચ્ચ

હિંદી 'એ' ને ઓ'ના ગુજરાતીમા 'એ' ને 'ઓ' થાય છે હિ બૈઠા–ગુજ૦ બેઠો, હિં ચૌથા, ગુજ૦ ચોથો રાજસ્થાનીમા એથી પણ નમ્ર સ્વરૂપ બને છે હિંદીમા ઘણા શબ્દમા 'ઇ' હોય છે તેનો ગુજરાતી ને રાજસ્થાનીમા 'અ' થાય છે

હિં લિખે ગુજ૦ લખે

હિ દિન ગુજ૦ ને રાજ૦ દન

વળી, હિંદી 'ઉ'ને બદલે ગુજરાતીમા ને રાજસ્થાનીમા 'અ' થાય છે

હિં તુમ, ગુજ૦ ને રાજ૦ તમે

ગુજરાતીમા સસ્કૃત ને પ્રાકૃતની માફક ભાવ પ્રદેશની મરાઠીની પેઠે નપુંસક લિંગ રહેલુ છે હિંદીમા નથી મરાઠીમા ત્રણે જાતિ છે પશ્ચિમ હિંદી અને રાજસ્થાનીની ગ્રામ્ય બોલીઓમા નપુસકના કોઈ કોઈ દાખલા મળે છે અન્યત્ર માત્ર પ્રશ્નાર્થ સર્વનામમાજ નપુંસક લિંગ છે

ઉત્કલી અને બગાળી સિવાય બીજી બધી દેશી ભાષાઓમા વર્તમાનકાળનો અર્થ બદલાયો છે, તેથી તેની સાથે 'છ કે હો' ધાતુના રૂપ વાપરવા પડે છે ગુજરાતી, સિંધી, પજાબી, અને હિંદીમાથી આજ્ઞાર્થ જતો રહ્યો છે, પણ મરાઠી, ઉત્કલી, ને બગાળી, એ બાહ્ય ભાષાઓમા રહ્યો છે ગુજરાતીમા અને વ્રજ ભાષામા ભવિષ્યકાળ છે આ સ્વતન્ત્ર કાળની વાત કહી મિશ્રકાળ, બહુધા કૃદન્તને અગ ગણી તેની સાથે સાહાય્યકારક ક્રિયાપદના કાળના રૂપ વાપરવાથી થાય છે જૂની વ્રજભાષામા વર્તમાનકાળના અપભ્રશના રૂપ બદલાયા વિનાના જોવામાં આવે છે તેમજ સિંધી, ગુજરાતી, ને પજાબીના વર્તમાનકાળના રૂપ અપભ્રશ પરથીજ આવ્યા છે અપભ્રશમાં જેવો ભવિષ્યકાળ છે તેવો ગુજરાતીમા જોવામા આવે છે, કેમકે અપભ્રશ શૌરસેની સાથે જોડાયલી છે અને શૌરસેનીના ભવિષ્યના સ્સ પ્રત્યય પરથી ગુજરાતીમા ભવિષ્યકાળનો 'શ' પ્રત્યય આવ્યો છે વળી શૌરસેનીનો અવ્યયકૃદન્તનો પ્રત્યય દૂન, જ લોપાઈ, સિંધી, ગુજરાતી, પજાબી, ને રાજસ્થાનીમા ઇના રૂપમા માલમ પડે છે

આ પ્રમાણે ગુજરાતી ભાષા શૌરસેની પ્રાકૃત અને અપભ્રશ માથી ઉદ્દભવી છે તે ને રાજસ્થાની, બને, પશ્ચિમ હિંદીની પ્રાન્તિક બોલીઓ જેવી છે અને જેપુરી ને મારવાડી સાથે ગુજરાતીને ઘણો સબધ છે



# પ્રકરણ ૩૦મું
## શબ્દસિદ્ધિ

ઉપસંહાર–'સંસ્કૃત' એટલે શુદ્ધ, સંસ્કાર પામેલી, શિષ્ટ વર્ગની ભાષા; અને 'પ્રાકૃત' એટલે સામાન્ય લોકો જેઓ એવા સંસ્કાર પામ્યા નહોતા તેમની ભાષા. સામાન્ય લોકોમાં આર્ય તેમજ હિંદના મૂળ વતની અનાર્ય લોકોનો સમાવેશ થાય છે. સંસ્કૃત ને પ્રાકૃત એ કંઈ તદ્દન જુદીજ ભાષા નહોતી. સંસ્કૃત ભાષાનુંજ બગડેલું સ્વરૂપ તે પ્રાકૃત. ઉચ્ચારની ખામીથી અને અન્ય પ્રજાના સમાગમથી સંસ્કૃત ભાષામાં બગાડ થઈ પ્રાકૃત ભાષા થઈ. જે પ્રાકૃત સંસ્કૃતને બહુ મળતી છે તે પાલી. એ સિઆમ, સિલોન, અને બ્રહ્મદેશના બૌદ્ધોની પવિત્ર ભાષા છે.

પાલીઃ વિકાર–પાલીમાં ⅙ શબ્દ શુદ્ધ સંસ્કૃત શબ્દ છે અને બાકીના ⅚ ઉચ્ચારશાસ્ત્રના નિયમ પ્રમાણે ફેરફાર થઈ બનેલા છે. ઉચ્ચારનો પ્રયત્ન જેમ બને તેમ ઓછો કરવો એ બીજા એ નિયમોમાં રહેલું છે. સંસ્કૃતમાંનાં ઘણાં રૂપ ઓછાં કરી વ્યાકરણને સરળ કરવામાં આવ્યું. જે રૂપ જરૂરનાં ન લાગ્યાં તે કાઢી નાખ્યાં, સાદૃશ્યને ધોરણે નવાં રૂપ દાખલ થયાં, અને જૂનાં રૂપ ઉચ્ચારથી ભ્રષ્ટ થઈ નવા સ્વરૂપમાં રહ્યાં. નામ અને ક્રિયાપદનું દ્વિવચન બહુ જરૂરનું ન હોવાથી જતું રહ્યું. ચતુર્થી ને પંચમી માત્ર અકારાન્ત પુંલિંગમાં ને નપુંસકમાંજ રહી; બીજા શબ્દોમાંથી નીકળી ગઈ. ષષ્ઠી સંબંધવાચક હોવાથી ઘણી વ્યાપક છે. મહાભાષ્યમાં એની વ્યાપકતા એના સો અર્થ છે એમ કહી દર્શાવી છે. ચતુર્થીના અર્થ ષષ્ઠીથી કહી શકાય છે. પંચમીના અપાદાન સિવાયના ઘણાખરા અર્થ તૃતીયાના અર્થ સાથે એકરૂપ છે અને અપાદાનનો અર્થ તસ્ પ્રત્યયથી દર્શાવી શકાય છે. સંસ્કૃતમાં ૧લા ગણના ઘણા ધાતુ છે, તેનો વિકરણ અ પ્રત્યય પાલીમાં બીજા ગણોને પણ લગાડવામાં આવ્યો. ધાતુને આદેશ થાય છે તે સંસ્કૃતમાં અમુક કાળ અને અર્થમાંજ થાય છે; પણ પાલીમાં તે સર્વ કાળ ને અર્થમાં કરવામાં આવ્યા.

સંસ્કૃતઃ પાલીઃ પ્રાકૃતઃ અપભ્રંશ–પાલીથી વિશેષ ભ્રષ્ટ થયલી

ભાષા તે પ્રાકૃત અને પ્રાકૃતથી પણ વિશેષ ભ્રષ્ટતા પામેલી ભાષા તે અપભ્રંશ અપભ્રંશ એ પ્રાકૃત અને અર્વાચીન દેશી ભાષાનું વચલું પગથીઉં છે

વિષય—સંસ્કૃતમાથી પ્રાકૃત અને અપભ્રંશદ્વારા ગુજરાતી ભાષામા આવતા શબ્દોમા કેવો ફેરફાર થયો છે તે આ પ્રકરણથી જણાશે

## સ્વરોના ફેરફાર

બે પાસેના વ્યંજનોમાં એકજ સ્વર હોય તો ઉચ્ચાર કરવો અઘરો પડે, માટે બેમાના એકને ઠેકાણે અસવર્ણ સ્વર થાય છે

### 'અ'નો અસવર્ણ સ્વર

अण्डकम्—ઈંડું } 'અ'નો ઇ'
प्रगलनम्—પિગળ(વું) }

वरण—વરણી—વરુણી—'અ નો ઉ'

'અ'નો 'એ —कथनम्—सहनम्—वहनम्—रहनम्—लभनम्—કેહ(વું), સેહ(વું), વેહ(વું) રેહ(વું), લે(વું)—लभनम्નું પ્રાકૃત लहनम् છે તેનું લેહ(વું),' 'લે(વું)' થાય છે. એજ પ્રમાણે કેહવું' 'સેહવું,' 'વેહવું' વગેરેમા પ્રથમ સ્વર 'એ છે હાલ સામાન્ય પ્રચાર 'કહેવું' 'સહેવું,' રહેવું,' વગેરે લખવાનો છે

ફારસી ને અરબી ભાષાનાથી વ્યુત્પન્ન થયલા શબ્દોમા પણ આ નિયમ પ્રવર્તતો જણાય છે –

રેહમ, તેહસીલ, જેહર, કેહર, દેહશત

| | |
|---|---|
| अङ्घ्रि—એડી | અ નો કે 'આ'નો 'એ' |
| शय्या—प्रा सेज्जा, સેજ—સજ્જન | |
| मर्यादा—प्रा तरहो—તેર | |
| वल्लि—प्रा वल्ली—વેલ | |
| मषी—મેસ | |
| गर्गरी—ગાગેર | |
| वातुका—प्रा वाउआ—વેણુ—વાણુ | |

મરાઠીમાં પણ અનો ए થાય છે

सं. नियम-म. नेँहेमी
,, पट्टन ,, पेँठ
महणम् ,, घेणें

'અ'નો 'આ' અને 'આ'નો 'અ'

| | |
|---|---|
| अधीन-આધીન | अशोक-આસો |
| आवास-અવાસ | आपोशान-અપુસાન |

'અ' નો 'ઓ'

खर्पर-ખોપરી

'ઇ' ને 'ઉ'ના ઉચ્ચાર કરતાં 'અ'નો ઉચ્ચાર કોમળ છે. એ ઉચ્ચાર કરવામાં 'ઇ' અને 'ઉ'ના જેટલી જીભની ગતિની જરૂર નથી. આ કારણથી ઘણા શબ્દોમાં 'ઇ' અને 'ઉ'ને બદલે 'અ' થાય છે.

'ઇ'નો 'અ'

| | |
|---|---|
| हरिद्रा-હળદર-હળદ | गिल (गिल्)-ગળ(વું) |
| प्रतिच्छाया-પડછાયો | लिख (लिख्)-લખ(વું) |
| वारिद-વાદળ (વર્ણવ્યત્યય થઈ) | मिष-મસ |
| परीक्षा-પ્રા. परिक्खा-પરખ, પારખ | चिन्ता-ચન્તા |
| निरीक्षण-પ્રા. निरिक्खण-નિરખ(વું) (સવર્ણ સ્વરનો નિયમ) | कठिन-કઠણ |
| | तिमिर-તમર |
| विभूति-ભભૂતિ | विषम (कम्)-વસમું |
| विलग (वि+लग्)-વળગ(વું) | विक्रय (यः)-વકો |
| विसृश (वि+सृश्)-વમાસ(વું) | विघट (वि+घट्)-વગડ(વું) |
| विडङ्ग-વાયવડંગ | पिण्ड-પંડ |
| मिल (मिल्)-મળ(વું) | विसृष्ट-(कम्) વધૂકું |

किट्ट-કાટ; म. कट्ट-काट

गर्भिणी-ગાભણી
शिथिल-પ્રા. सढिल-ઢીલું
} સવર્ણ સ્વરનો નિયમ

'ઇ' નો 'ઉ'

| | |
|---|---|
| वृश्चिक-વીછુ | गैरिक-ગેરૂ |
| शिङ्घ(शिङ्घ्)-સૂંઘ(વુ) | विहीन-विहूण-વિહોણો('ઉ'થઈ'ઓ') |

'ઇ' અને 'ઉ'ના ઉચ્ચાર કરતાં 'એ' અને 'ઓ'ના ઉચ્ચાર કોમળ છે એમાં 'ઇ' અને 'ઉ'ના ઉચ્ચારમાં કરવી પડે છે તેટલી જીભ ઊંચી કરવી પડતી નથી આથી ઘણા શબ્દોમાં 'ઇ'નો 'એ' અને 'ઉ'નો 'ઓ' થાય છે

'ઇ'નો 'એ'

विभीतक (कम्)–अप वहेडअ–બહેડું
दाडिम–દાડેમ
पीठिका (तृ ए व पीठिकया)–પેઠે
पिण्ड–प्रा पिंडो–પેંડો–પેંડા, પિંડા

| | |
|---|---|
| विष्टि–વેઠ | उत्कील (उद्+कील)–ઉકેલ(વું) |
| विराग–વેરાગ | सीमन्त–સેંતી–થી |
| वितस्ति–વેંત | किंशुक–કેસુડાં |
| | नीव्र–નેવ |

'ઉ'નો 'અ'

| | |
|---|---|
| कर्बुर–કાબર | सुलक्षण–સલખણો |
| घुन–ઘણ | उज्ज्वलन–(कम्) અજવાળું |
| कुटुम्ब–કુટંબ | पुटक–પડીઓ |
| विद्युत्–વીજ(ળી) | पुरुषोत्तम–પરસોતમ |
| गुण–ગણ | शकुन–સકન (ગ્રામ્ય)–સુકન (વર્ણવ્યત્યય) |
| मनुष्य–માણસ | अगुरु અગર (સવર્ણ સ્વરનો નિયમ) |
| यूथ–જથો | अगुरुवर्ति–અગરબત્તી |
| सुरुङ्गा–सुरङ्गा–સુરંગ | गुरुक–गरुअ (ગરવી ગુજરાત), ગરવા |
| दुष्काल–દકાળ | कुसुम्भ–કસુંબો |
| धुर् ઘર (ઘરથકી=આરંભથી) | कुङ्कुम–કંકુ |
| मुकुट–મુગટ | गुग्गुल–ગૂગળ |
| मुहूर्त–મહુરત મુરત | गुडूची–गलोई–ગળો |
| उन्दुर–ઉંદર | मुकुट–मउड–મોડ (૨।૨૦।૧૫૫) |
| उपाश्रय–અપાસરો | |

પુરોહિત–પરોત
लवुन–લસણ
वागुरिक–વાધરી (રને લીધે ગૂનો 'ધ')
સુપુત્ર–સપૂત
विद्रूपः–વરવો

'ઉ'નો 'એ'.

नूपुर–નેઉર (જૂ. ગુ.)–નેવર

'ઉ'નો 'આ'

मुख–પ્રા. मुह–મોહ, મોહડુ, મોઢું
गुरु–ગોર
ताम्बुल–તંમોળ
पुस्तकम्–પ્રા૦ पोत्थअ–પોથી
मुद्र–પ્રા૦ मुग्ग–મોગ
उद्गार–ઓડકાર
तु–તો
उदीच्य–ઓ (ઔ) દીચ
उद्दव–ઓધવ
उत्सव–ઓચ્છવ
पूगफल–पुअफल–ફૂફલ–ફોફળ
मुद्गरः–मोग्गरो–मुग्गरो–મોગરી
भूमि–પ્રા. भूइं–ભોંય–ભાંય
मुस्ता–मोत्था–મોથ
मुक्तः–मोक्को–મોક(ળો)
कुष्ठ–कोट्ठ–કોઢ
कुष्ठी–कोढी–કોઢી (ઓ)
कुद्दालः–कोद्दालो–કોદાળો
उच्छीर्षक–ઓસીસું–કું
उचर (उद्+चर्)–ઓચર (વું)
उल्लंघ (उद्+लङ्घ्)–ઓળંગ (વું)
उद्गिर (उद्गृ–उद्गिर्)–ઓક (વું)
कुथ्यति–कुत्थइ–કોહે

'ઐ' ને 'ઔ'નાં અનુક્રમે 'એ' ને 'ઓ'

गैरिक–પ્રા૦ गेरिअ–ગેર
तैलम्–પ્રા૦ तेल्लं–તેલ
वैदिकः–પ્રા૦ वेदिओ–વેદિઓ
वैवाहिकः–પ્રા૦ वेवाहिओ–વેવાઈ
शैवलः–शैवालः–પ્રા. सेवलो–सेवालो–સેવાળ
वैर–વેર
सौभाग्यम्–પ્રા. सोहग्गं–સોહાગ–સુહાગ
मौक्तिकम्–પ્રા. मोत्तिअं–મોતી
गौरः–પ્રા. गोरो–ગોરો
यौवन–પ્રા. जोव्वण–જોબન
औषध–પ્રા. ओसढ–ઓસડ
पौष–પ્રા. पोस–પોસ
चैल–ચેડાં (કપડાં)

'ઐ' ને 'ઔ'ના અનુક્રમે 'ઇવર્ણ' ને 'ઉવર્ણ'

फेन–ફીણ
वेदना–વીણા (ચૂંક)
रौप्य–રૂપું

### સ્વરોનો વ્યત્યય

बिन्दु-બુંદ (સ્વરોનો વ્યત્યય થઈ અન્ત્ય 'ઇ' લોપાય છે)
श्मश्रु-મૂછ
परिविश-(परि+विश्)-પીરસ(વું)
कोलाहल-કળાહોળ

शकुन-સુકન
कटि-કેડ (સ્વરવ્યત્યય થયા પછી 'ઇ'નો 'એ' થઈ)
भगिनीपति-પ્રા भइणीवई-બનેવી (भइण-'ભેન-બેન'નું 'બેન')

### ऋના ફેરફાર

ऋમાં સ્વર ને વ્યંજનનું તત્ત્વ, બન્ને મળેલાં છે. તેમાં વ્યંજનનું તત્ત્વ સ્વરને ગૌણ છે વાજસનેયી પ્રાતિશાખ્યમાં કહ્યું છે કે સ્વરનું તત્ત્વ र्‌ની પૂર્વે ને પછી છે. ऋમાંનું સ્વરતત્ત્વ કંઠસ્થાનમાં કે તાલુ-સ્થાનમાં ઉચ્ચારાય છે, તેથી 'ऋ'નો 'અ' કે 'ઇ' થાય છે 'ર્'નું તત્ત્વ 'રિતુ,' 'રણ' જેવા ફેરફારથી જણાય છે

### 'ઋ'નો 'અ' કે 'આ'

मृतकम्-અપ૦ मडउ-મડ(દું)
मृदु-પ્રા. मउ-મઉ
वृद्ध-પ્રા वड्ढो-વડો, વડીલ, વડેરા
ऋण-રણ (ऋनो र)
कृष्ण-પ્રા कण्हो-કહાન
मृत्तिका-પ્રા मत्तिआ-मट्टिआ-मिट्टिआ-માટી, હિં. मिट्टी
पृथुक-પ્રા पहुअ-પહુઆં

पृथुल-પ્રા. पहुल-પહોળું
शृङ्खला-સાંકળ
पृष्ठ-પાઠું
दृश (दृश्)-દાખવવું
मृष (मृष्=સીંચવું)-મટ(વું), મટાડ(વું)
वृन्ताक-વતાક (વેગણ)

### 'ઋ'નો 'ઇ'

हृदयकम्-અપ हिअअउ-હઇયું (વર્ણવ્યત્યય)
दृष्ट-પ્રા दिट्ठो-દીઠો
दृष्टि-પ્રા दिट्ठि-દીઠ દીઠ (૧૫ શ. દીઠ પમાર ભણે છે)
दृश्यते-પ્રા. दिस्सइ-દીસે

शृगाल-પ્રા सिआल-શિયાળ
मातृगृह-પ્રા माइघर-माइहर-મહિયર
पितृगृह-પ્રા पिइघर-पिइहर-પીહર
अमृत-अमिअ-અમી
वृश्चिक-विंछुओ-વીંછુ-છી
मातृ-माइ-મા

| | |
|---|---|
| भ्रातृ–भाइ–ભાઈ | मृत्यु–प्रा. मिचु–મીચ(ું) |
| जामातृ–जामाइ–જમાઈ | कृमि–प्रा. किमि–કીમ |
| वृन्त–विंट–દીંટું | कृपा–કિરપા |
| शृङ्ग–सिंग–સીંગ; સિંગ(ડું) | गृध्र–प्रा. गिद्ध–ગીધ |
| मृष्ट–मिट्ट–મીઠું | मातृका–प्रा. माइआ–માઈ |
| पृत–(पृत्=કંઈ આપવું)–પીટ(ું) | भ्रातृकः–माइओ–ભાઈ |
| पृष्ठ–प्रा. पिट्ठ–પીઠ | ऋद्धि–रिद्धि (ऋનો રિ ) |
| कृतः–प्रा. किदो–કીધો | भ्रातृजः–ભત્રીજો |
| घृत–प्रा. घिअ–ઘી | गृहस्थ–ગરિસ્તી |

'ऋ'નો 'ઉ'

સામાન્ય રીતે ઓષ્ઠ્ય વ્યંજનની અસરથી ઓષ્ઠ્ય વ્યંજનની પછીના 'ऋ'નો 'ઉ' થાય છે.

| | |
|---|---|
| मृतः–प्रा. मुओ–મુઓ | भ्रातृकः–प्रा. भाउओ–ભાઉ (મરા.) |
| पृष्ठम्–प्रा. पुट्ठं–પૂઠ | वृद्धः–બુઢ્ઢો |
| प्रच्छ्–पृच्छ्–प्रा. पुच्छ–પૂછ(ું) | स्मृति–સુરત |
| मातृष्वसृका–प्रा. माउसिआ–માસી | भ्रातृजाया–ભાઉ (ભો)જાઈ |
| | शृ(शृणु)–प्रा. सुण–સુણ(ું) |

ઉપસર્ગમાં કે અન્ય પદભાગમાં આદિ 'અ'નો કે આદિ બીજા કોઈ સ્વરનો લોપ (કેટલેક સ્થળે આખા ઉપસર્ગનો લોપ થાય છે.)

| | |
|---|---|
| अभ्यन्तर–ભીતર | अवत्राण–બચાવ(ું), હિં. बचाना; મરા. बचावणें |
| अभ्यर्ण=(પાસે)–ભીડ | अरघट्ट–રેંટ |
| अभ्यञ्जन–ભીંજ(ું) | अरण्यम्–प्रा. रण्णं–રણ |
| अपि–प्रा. वि ('હું બી આવસ' પારસીઓ 'બી'ને 'પણ'ના અર્થમાં વાપરે છે. હિં. भी) | अरत्नि (કોણી; કનિષ્ઠિકા બહાર રાખેલી એવી રીતે મુઠ્ઠી વાળી કોણીથી લાંબો કરેલો હાથ)–રંટો |
| उपविष्टः–प्रा. उवइट्ठो–બેઠો; હિં. बैठा | आचमन–ચમણ (વર્ણવ્યત્યય થઈ) |
| उपविश (उप+विश्)–प्रा. उवइस–બેસ | |
| संपन्न–वन्न–બન(ું) | |
| विश्रब्ध–सद्द–સદું | |

ઉપજન (=ઉમેરો, આદિ 'અ' ઉમેરાય છે.)

मिथ्या–અમથું
मत्सैना–અભ્રઝના
लोप–અલેપ
रिष्ट–અરિષ્ટ
मोहन (मुह्=મુઝાવુ)–અમુઝણુ ('અમુઝાવે અતિશે અંગ'–ધીરાકૃત 'સ્વરૂપ')

વિદેશીર શબ્દમા પણ સ્વરવ્યત્યય ને સ્વરવિપરિણામના દાખલા મળી આવે છે થોડાક નીચે આપ્યા છે —

| | |
|---|---|
| જાહેર (જાહિર અ૦) | જનસ (જિન્સ અ૦) |
| જાલમ (જાલિમ અ૦) | જરૂર (જુરૂર અ૦) |
| જુમાની (જમાન ફા૦=ઝાલ) | રિવાજ (રવાજ અ૦) |
| તમાસો (તુમાશા ફા૦) | રેશમ (રીશમ ફા૦) |
| દાખલ–દાખનો (દાખિલ–દાખિલા અ૦) | લહેજત (લઝ્ઝત અ૦) |
| દેદાર (દીદાર ફા૦) | લેબાસ (લિબાસ અ૦) |
| જાનવર–જનાવર (જાનવર ફા૦) | વકિલાત (વકાલત અ૦) |
| કસૂર (કુસૂર અ૦) | વાકેફ (વાકિફ અ૦) |
| કાફર (કાફિર અ૦) | વાજબી (વાજિબી–જરૂરિયાત, અ૦) |
| કાફલો (કાફિલા અ૦) | બજાર (બાજાર ફા૦) |
| કાબેલ (કાબિલ અ૦) | બદામ (બાદામ ફા૦) |
| ખનેલ (ખનલ અ૦) | પેશવા (પીશવા=આગેવાન, ફા૦) |

સ્વરભારનો નિયમ

બધી દેશી ભાષામા ઉપાન્ત્ય સ્વર પર ભાર પડે છે, તેથી અન્ત્ય સ્વર લોપાઈ ઉપાન્ત્ય સ્વર દીર્ઘ થવાનુ વલણ છે આ નિયમને અનુસારે તદ્‌ભવ શબ્દોમાં અન્ત્ય 'આ,' 'ઇ,' કે 'ઉ'ના=શાન્ત–અનુચ્ચરિત 'અ' થાય છે

દાખલા:—

व्यक्ति-વિગત
श्वशुरालय-સાસર
* आश्रय-આસર-રો
गति-ગત
विपत्ति-વિપત
रीति-રીત
राशि-રાસ
पद्धति-પદ્ધત
जाति-જાત
मधु-મધ
निद्रा-નીંદ; મરા. नीद
द्राक्षा-દરાખ
परीक्षा-પ(પા)રખ
अस्थि પ્રા. अट्ठी-હાડ

जिह्वा-પ્રા. जिब्भा-જીભ
वार्ता-વાત
शय्या-પ્રા. सेज्जा-સેજ
संज्ञा-પ્રા. सण्णा-સાન
भगिनी-પ્રા. भइणी-बहिणी-બેન
महिषी-ભેંસ
कुक्षि-કૂખ
वल्लि-વેલ
रजनी-પ્રા. रयणी-રેન
खनि-પ્રા. खाणी-ખાણ
रात्रि-પ્રા. रत्ती-રાત
विद्युत्-પ્રા. विज्जु-વીજ(જી)
अक्षि-પ્રા. अक्खि-આંખ
पार्श्वे-पासे-પાસ

## અસંયુક્ત વ્યંજનના ફેરફાર

નિયમો:—

૧. સામાન્ય રીતે આદિ વ્યંજનમાં ફેરફાર થતો નથી.

દાખલા:—

कटाह-કડાઈ
कपर्द-કોડી
कोकिल-કોયલ

नग्न (कम्)-નાગું
मुष्टि-મૂઠ
सूचि-સોય

અપવાદ:—એકજ છે.

कन्दुक-પ્રા. गेंदुओ-ગેડી; હિં. गेंदा; મરા. गेंद

૨. વચલાં વ્યંજનોમાં અઘોષને બદલે ઘોષ થાય છે; કેમકે અઘોષના ઉચ્ચાર કરતાં ઘોષ વ્યંજનના ઉચ્ચારમાં ઓછો પરિશ્રમ પડે છે. શ્વાસનળીનું દ્વાર સ્વાભાવિક સ્થિતિમાં હોય છે ત્યારે મોંમાથી જે ધ્વનિ નીકળે છે તે નાદ. શ્વાસ કે અઘોષ અક્ષરના ઉચ્ચારને માટે

(શ્વાસ લેવા સારૂ) શ્વાસનળીના દ્વારને વિસ્તારવું પડે છે આથી શ્વાસ–અઘોષ કરતા નાદનો–ઘોષનો ઉચ્ચાર સહેલો છે પ્રાકૃત વ્યાકરણના નિયમ પ્રમાણે અનાદિ, અસયુક્ત એવા કેટલાક વ્યજન લોપાઈ જાય છે, પરતુ દેશી ભાષામા કેટલેક સ્થળે લોપ થવાને બદલે ઉચ્ચારશાસ્ત્રના નિયમ પ્રમાણે અઘોષના ઘોષ વર્ણ થાય છે

દાખલા —

'ક્'નો 'ગ્'

| | |
|---|---|
| काक–પ્રા काओ પણ ગુજરાતીમા 'કાગ', કાગ(ડો) હિં પજા મરા ને બગા મા પણ 'काग' શબ્દ છે, સિં વાગુ | वक–બગ(લુ 'લ' સ્વાર્થિક) |
| | कङ्काल–કગાન |
| | कङ्कण–કાકણુ પણુ હિં कङ्गन |
| | कोट–ગોદ |
| सकल–પ્રા सअल (सयल)–સગળુ (સઘળુ, 'સ્' મહાપ્રાણને લીધે 'ગ્'નો 'ઘ્') | पर्यङ्क–પલગ |
| | मुकुर–મુગર |
| | कार्यकर –કલ્યાગરો કાજગરો |
| प्रकट–પ્રગટ | मूक –મૂગો |
| प्राकार–જૂ ગુ પગાર(કોટ) | शाक–સાગ(નું ઝાડ) |

'ચ્'નો 'જ્'

| | |
|---|---|
| सूच्य (सूच) સૂઝ(વુ) | त्वच्–તજ |
| च एव–પ્રા चिअ–જૂ ગુ જિ–જ (અવધારણવાચક) | |

'ટ્'નો 'ડ્'

| | |
|---|---|
| कीट–પ્રા कीडो–કીડો | घोटक –પ્રા. घोडओ–ઘોડો |
| कर्पट –પ્રા कप्पडो–કાપડ | घटिका–પ્રા घडिआ–ઘડી |
| कटाह –પ્રા कडाहो–કઢાઈ–કડાહી | कपाट (બારણુ)–કમાડ |
| वट –પ્રા वडो–વડ | कटि–કેડ |
| घट –પ્રા घडो–ઘડો | शाटिका–સાડી |
| माट–माटकम् माटि–બાડુ | पटल–પ ળ–પડળ |

पट्टः-પ્રા. पट्टो-પડો(પડધમ)
पटोल-પરવળ ('ડ'નો 'ર' થઈ)-મરા० पडवळ
मुकुट-મોડ (મઉડ)
स्फोट (स्फोटयति, स्फुट् धातु)-ફોડ(વું)
त्रोट (त्रोटयति, त्रुट्)-તોડ(વું)
रट (रटति, रट्)-રડ(વું)
राटि-(લડાઈ)રાડ
कटु-કડવું
कटक(म्)-કડું
तट-તડ
कुक्कुटः-કુકડો
वटुकः-બડવો (બડુઓ)
वाटिका-વાડી
वीटिका-બીડી
कच्छटिका-પ્રા. कच्छाडी-કાછડી
खट-ખડ
खटी-ખડી

'ત'નો મૂર્ધન્ય 'ટ' થઈ 'ડ'

पत (पत्-પડવું)-પડ(વું)
प्रतिघातः-પડઘો
प्रतिवेशी-પડોસી
प्रतिच्छाया-પડછાયો
बिभीतकम्-અપ. बहेडउं-બેહડું (ડાં)
कौतुक-કોડ
हरीतकी-પ્રા. हरडई-હરડે
मृतकम्-અપ. मडउं-મડ(દું)
उत्खात (उद्+खन्-ખોદ(વું)-ઉખેડ(વું)-ઉખાડ(વું)
प्रतिशाला-પડ (ર) સાળ
प्रतिपृच्छा-પડપૂછ
प्रतिपद्-પડવો

'ત'નો 'દ્'-'ધ્'

जामाता-હિં.માં दामाद
स्फुरत् (स्फुरत्નો વર્ત० કૃ०)-પ્રા. फुरन्दो-ફરન્દો; મરા० फरीन्दो
कृत (कम्)-અપ० कीदउं-કીધું
पीत (कम्)-અપ० पीदउं-પીધું
तुन्द-દુંદ

'પ'નો 'વ્', ક્વચિત્ 'મ'

वापी-વાવ
कूपः-કુવો
ताप-તાવ
गोपाल-ગોવાળ
कच्छपः-કાચબો (વ્ ને બ્ પરસ્પર બદલાય છે.)
कपाट-પ્રા. कवाड-કમાડ
प्राप (प्र+आप् મેળવવું)-પામ(વું), પ્રા. पाव
शिशप-પ્રા. सिसव-સિસમ
दीपः-દીવો
मण्डपः-માંડવો

निपत (नि+पत्)-નિવડ(વું)
स्वप्न (क्रम)-સમણું
क्षरणी-ખમણી
कपर्द-કોડી, મરા૦ कवडी-કવડી થઈ
कक्षपट-प्रा कच्छव-કછોટી
आपद्-આપદા
प्रपा-પરબ(ડી)
चापोत्कट (उत्कट=ભીષણ)-ચાવડા
सपाद-સવા

सर्षप-સરસવ
वप (वप्-વાવવું)-વાવ(વું)
विक्रय-વકરો
प्रस्थाप(प्र+स्था, स्थापय)-પાઠવ(વું)
अपवरक-ઓરડો (अव-અઉ-ઓ)
बल्वद-बल्वद्-बइउद-બળદ(ई, ह्ना द ने र જુદા થઈ)
कपित्थ-કોઠ(પ્નો વ્ થઈ વ્નો સંપ્રસારણથી ઉ થઈ)

## 'ઠ્'નો 'ઢ્'

पठ (पठ्=પઢવું)-પઢ(વું)
दंष्ट्रा-प्रा दाढा-દાઢ
शिथिल-प्रा. सढिल-ઢીલું
कुष्ट-કોઢ

कुष्ठी-કોઢી(ઓ)
कृष्ट (कृष्=ખેંચવું)-કાઢ(વું)
मठ-મઢી
वेष्ट (वेष्ट्=વીંટાળવું)-વેઢ
क्वथ(क्वथ्=ઉકાળવું)-કાઢ-કાઢો કઢી

## 'ડ્'નો 'ર્' કે 'લ્' (ડ, ર, લ્ પરસ્પર બદલાય છે)

क्रीड (क्रीड्=રમવું)-ખેલ, ખેલ(વું) ('ર્' જવાથી 'ક્'નો મહાપ્રાણ 'ખ્' થયો છે)
गुड-ગોળ
ताल-તાડ
तडाग-તળાવ
अतसी-प्रा अलसी-અળસી ('ત્'નો 'ડ્' પછી 'લ્'-'ળ્')
प्रसृति-પસલી
पीड (पीड्=પીડવું)-પીલ(વું)
चेट-ચેલો ('ટ્'નો 'ડ્' થઈ)

क्रोड-ખોળો ('ર્'ને લીધે 'ક્'નો 'ખ્')
एकादश-प्रा एआरह ('द्'नो 'ह्' થઈ 'ર્')-અગ્યાર
द्वादश-प्रा बारह-બાર
त्रयोदश-प्रा तेरह-તેર
पालन-(क्रम)-પારણું
अट्टालिका-અટારી
षोडश-प्रा सोलह-સોળ
दोहद-प्रा दो (दो) हलो-દોહેલા
रूक्ष-लुक्ख-લૂખું

'ન્'નો 'લ્' અને 'લ્'નો 'ન્'

| | |
|---|---|
| नील-લીલું | लाङ्गल-નાંગર |
| निम्बः-લીમ(ડો) | |

'સ્'નો 'હ્'

બધી આર્ય-હિંદ ભાષામાં આ વલણ છે; પણ પંજાબી ને સિંધીમાં વધારે છે.

ગુજરાતીમાં અશિષ્ટ વર્ગમાં મુખ્યત્વે દક્ષિણ ભાગમાં 'સ્'નો 'હ્' કરવાની વૃત્તિ ઘણી પ્રબળ છે (શાક-સાક-હાક; સમજવું-હમજવું).

सप्ततिना स्‌નો બધી આર્ય-હિંદ ભાષામાં ह् થાય છે. सप्ततिની મિશ્ર સંખ્યામાં આ ફેરફાર જણાય છે.

| | |
|---|---|
| प्रस्तुत-પહાડ ('ત'નો 'દ' થઈ 'ર્'ને લીધે 'ડ' થયો અને 'સ્'નો 'હ્' થયો છે.) | पाषाण-પહાણ (ષનો स થઈ) |
| दिवस-પ્રા. दिअह-દિહ, દહા(ડો) | |

'સ્'નો 'છ્'

सुधा પ્રા. छुहा-છો

'મ્'નો વઁ

म् ઓષ્ઠ્ય અને અનુનાસિક છે, તેથી તેનો વઁ થાય છે.

| | |
|---|---|
| कर्दम-કાદવ | तारतम्य-તરતમ |
| कुमार-કુંવર | आम्र-આંબ-આંબોઈ |
| धूमक-પ્રા. धूमअ-ધુમાં ('મ્'નો 'વૂ' થઈ લોપાયો છે) | आमलक(म्)-આંબળું(ળાં) |
| नर्मदा-નર્બદા | गोमय-ગોબર |
| वर्धमान-વઢવાણ | ताम्र-તાંબુ |
| महामात्र-મહાવત— | भूमि-ભોંય-ભાંય (હિ.માં वू લો-પાઈ મૂઈ) |
| सुगमता-સગવડ | रोमन्-રૂઆં-વાં (व લોપાઈ) |

દન્ત્ય વ્યંજનનાં મૂર્ધન્ય

દન્ત્ય વ્યંજનનો ઉચ્ચાર કરવા કરતાં મૂર્ધન્ય વ્યંજનનો ઉચ્ચાર

કરવામાં વધારે મહેનત પડે છે પ્રાકૃતમાં છે તેના કરતાં સંસ્કૃતમાં દન્ત્ય વ્યંજનનો પ્રયોગ વિશેષ છે અને પ્રાકૃતમાં મૂર્ધન્યનો પ્રયોગ વિશેષ છે.

પ્રાકૃતમા त्‌નો द्‌ થવાના દાખલા થોડા છે; પરંતુ द्‌નો ड्‌ થવાના દાખલા ઘણા છે. न्‌નો ण्‌ સામાન્ય છે.

કેટલેક સ્થળે સસ્કૃત ને પ્રાકૃતમાં દન્ત્ય અને દેશી ભાષામાં મૂર્ધન્ય જોવામાં આવે છે; કેટલેક સ્થળે સસ્કૃતમાં દન્ત્ય અને પ્રાકૃતમાં અને દેશી ભાષામાં મૂર્ધન્ય જોવામા આવે છે, અને કેટલેક સ્થળે સંસ્કૃત ને પ્રાકૃતમાં મૂર્ધન્ય અને દેશી ભાષામા દન્ત્ય જોવામાં આવે છે.

पत (पत्‌-પડવું)-પ્રા पड-પડ(વુ)
पन-પ્રા पत्त-પડ-પડીઓ
पत्तन-પ્રા. पट्टण-પાડા (શહેરનો ભાગ), હિં पटना
दश (दश्‌-ડસવું)-પ્રા डस-ડસ(વુ), ડાસ, ડંખ
दह (दह्यते કર્મણિ)-પ્રા. डह-डज्झइ, દાઝે; ડામ
दर-પ્રા. डर-ડર, ડર(વુ), હિં. डरना
तिलक (कम्‌)-અપ. तिलअउ-ટીલું, ટીકડી (વ્યંજનના વ્યત્યય સાથે)
तुण्ड-તોડો
दलति (दल्‌ ફાડવું), પ્રા. दलइ-દળે, દાળ, ડાળી (હિં. डाल-શાખા), ડહ્યો
तुण्डि (વર્ણવ્યત્યય સાથે)-ડુંટી
स्थाणु-ઠુંઠો
त्रुट (त्रुट्‌-ત્રૂટવુ)-પ્રા. तुट-तुट्ट-તૂટ(વુ), તોટો (ટોટો)
दुल (दुल्‌-હલાવવુ), डोल-ડોળી, ડોલ(વું), ડોળો

दुहिता-ધીઆ-ડીંગલી
दर्भ-ડાભ (द्‌ને લીધે)
रोहितक-રોહેડો (त्‌નો द्‌ થઈ ड्‌)
मृत्तिका-માટી
वृद्ध-વડો
वृध (वृध्‌-વધવું)-વઢ(વુ)
वर्ध (वर्ध्‌-કાપવુ)-વાઢ(વું)
कर्त (कर्त्‌-કાપવુ)-કાટ(વુ)
दीपवर्ति-દીવેટ
सार्ध-સાડા
घन्या-ઘેણુ
धक्क (धक्क्‌=નાશ કરવો)-પ્રા. ढक्क-ઢકેલ(વુ)-ધકેલ(વું), ધક્કો
रट (रट्‌=બોલવું)-રડ(વુ); લડ(વુ)
दण्ड (दण्ड्‌=શિક્ષા કરવી)-પ્રા. डण्ड-दण्ड, ડડ, ડાંડી, દંડો, દંડ(વુ); દડુકો, દાંડો, દાંડો, દાટ(વું), દાંડી, ડાંડીઓ, ડહો
पानीय-પાણી
ननान्दा-નણંદ
मानुष-માણસ

कठिन–કઠણ
कः पुनः–કવણ–કોણ
नयन–નેણ
वचन–વેણ
संदंश–સાંડસી
वसान–(वसा=ચરબી; પોષક અન્ન)–વસાણું
विगान–વગોણું
चालनी–ચાયણી–ચાળણી
इन्धन–ઈંધણાં
धाना–ધાણા
आत्मान–પ્રા. अप्पाण–આપણ
जन–જણ

तन (तन्=તાણવું)–તાણ, તાણ(વું)
शद (शद्=નાશ પામવું)–પ્રા. सड–સડ(વું)
दोला–પ્રા. डोला–ડોલ(વું); ડોળી; ડોળો
शिथिल–પ્રા. सढिल–ઢીલ–ઢીલું
दोहद–પ્રા. डोहल–ડોયલ–લાં
મરાઠી અને ઉત્કલીમાં દન્ત્ય તરફ વિશેષ વૃત્તિ છે.
મરા૰ दाढी; હિં. डाढी
મરા. थंडा; હિં. ठण्डा
મરા. दीड; હિં. डेड

### મૂર્ધન્યનો દન્ત્ય

कर्ण–પ્રા. कण्ण–કાન, (कर्ण+स्विन्, અપ૰ कण्णहिं–કર્ણે) કને
पर्ण–પ્રા. पण्ण–પાન
जुर्णकम्–અપ૰ जुण्णउ–જૂનું
विज्ञप (वि+ज्ञा; विज्ञाप्य)–પ્રા. विण्णव–વિનવ(વું)

अरण्य–પ્રા. रण्ण–રાન
विज्ञप्ति–પ્રા. विण्णत्ति–વિનંતિ
संज्ञा–પ્રા. सण्णा–સાન
मन्य (मन)–પ્રા. मण्ण–માન(વું)
यज्ञोपवीत–પ્રા. जण्णोवईअ–જનોઈ
जन्य (વરનાં સ્નિગ્ધ) પ્રા. जण्ण–જાન

ગુજરાતીમાં 'ણ' છે ત્યાં હિન્દીમાં ઘણા શબ્દમાં 'ન' છે– कोन, कठिन, आपना, जन, मानुस, વગેરે

### વ્યંજનોનો લોપ

અનાદિ, અસંયુક્ત क्, ग्, च्, ज्; त्, द्, प्, य्, અને व् બહુધા લોપાય છે. પ્રાકૃતમાં વ્યંજનો લોપાયા પછી સ્વરો સંધિ થયા વિનાના રહે છે; પણ દેશી ભાષામાં તેની સંધિ થાય છે. વ્યંજન લોપાયા પછી अ કે आ રહે, તેની પહેલાં अ કે आ હોય ત્યારે તેનો ઉચ્ચાર લઘુપ્રયત્ન य જેવો થાય છે અને હસ્તલિખિત પુસ્તકોમાં એમ લખાય પણ છે.

## અનાદિ 'ક્'નો લોપ

कोकिल–प्रा कोइल–કોયલ, હિં, પં, સિં મા કોઇલ, ઉડ઼ મા कोयिल છે

कुम्भकार–प्रा कुम्भआर–કુંભાર

सुवर्णकार–प्रा सुवण्णआर–સોનાર, સોની, હિં सोनार

चर्मकार–ચમાર

लोहकार–લુહાર

मयुर–प्रा मऊल–મોર (પાક, કાશ્મ) મોર, મરાઠી હિં, બ મા मौर

अन्धकार–प्रा अन्धयार–અંધેર

शीतकालक–प्रा सीअआ (या) लओ–શિયાળો

बकुलसर–बउरसर–બોરસલી

राष्ट्रकूट–રાઠોડ

मुकुट–प्रा मउड–મોડ

नकुल–प्रा णउल–નોળ (નોળિયો)

नारिकेल–प्रा णारिएल–નારિયેળ

उष्णकालक–प्रा उन्हआलओ–ઉનાળો

मौक्तिकम्–प्रा मोत्तिअ–મોતી

यूका–प्रा जूआ–જૂ

यूथिका–प्रा जूहिआ–જૂહી–ઈ

शाटिका–प्रा साडिआ–સાડી

तैलिक–प्रा तेलिओ–તેલી

ताम्बूलिक–प्रा तम्बोलिओ–તંબોળી

विकालक–अ विआलउ–વિઆળુ * વાળુ

## અનાદિ 'ગ્'નો લોપ

नगर–प्रा णयर–નેર (ય્'નો 'ઇ' થઈ), ચાંપાનેર

सागर–प्रा सायर–સાયર

द्विगुण–प्रा दुउणो–બઉણો (બમણો 'મ્' પ્રક્ષિપ્ત)

भगिनी–प्रा भइणी–बहिणी–બ્હેન, પંજા મા भैण, बैन्ह સિંધીમા ભેણુ મરા મા बहीण, બંગા મા बइन છે

शृगाल–प्रा सियाल–સિયાળ

मृगाङ्क–प्रा मअङ्क–મયંક (કવિતામાં વપરાય છે)

## અનાદિ 'ચ્'નો લોપ

सूची प्रा सूई–સોય, હિં ને મરા મા सूई

सौचिक सोई–સઈ

वचन–प्रा वअण–વેણ (ય્ નો ઈ થઈ)

वचनकम् अप वअणउ–વાનું, બાનું

रक्तचन्दन–रत्तअदण–રતાંદળી

---

* સુરતના નાગરામા વિઆળુ શબ્દ વપરાય છે

અનાદિ 'જ્'નો લોપ

राजा–प्रा. राआ–राया–રાય

राजपुत्र–प्रा. राअउत्त–રાવત

भाजन–प्रा. भाअण–ભાણું

અનાદિ 'ત્'નો લોપ

पितृगृह–प्रा. पिइघर–पिइहर–પીયર

मातृगृह–प्रा. माइघर–माइहर–મહિયર

भ्रातृजाया–प्रा. भाउजाया–(ભોજાઈ); હિ. भौजाई

गतकः–અપ. गयअउ–ગયો

पीतलकम्–અપ. पीअलउं–પીળું

घृत–प्रा. घिअ–ઘી

मातृष्वसृका–प्रा. माउसिआ–માસી; હિ. मौसी

मृतकः–અપ. मुअउ–મુઓ

माता–प्रा. माआ–મા

जाति–प्रा. जाई–જાઈ

जातिफलम्–प्रा. जाइफलं–જાયફળ

भ्रातृकः–प्रा. भाइओ–ભાઈ

मातृका–प्रा. माइआ–માઈ

चतुर्विंशति–प्रा. चउवीसा–ચોવીસ

चतुर्थ–प्रा. चउत्थ–ચોથ–ચોથું

चतुर्गुण–प्रा. चोग्गुण–चउग्गुण–ચોગણુ–ણું

चतुष्क–प्रा. चउक्क–ચોક

प्रतोली–પોળ

वातूल–प्रा. वाउल–વાયલ

पारावत–પારેવો–વું

अवतारः–ओआरो (अवना 'व्'નો ઉ થઈ अ+उ=ओ, त લોપાઈ)– ઓવારો ('વ્' પ્રક્ષેપક)

केतकी–કેવડો ('વ્' પ્રક્ષેપક)

અનાદિ 'દ્'નો લોપ

खादितव्यकम्–અપ. खाइअव्वउं–ખાવું

रोदितव्यकम्–અપ. रोइअव्वउ–રોવું

पादोन–प्रा. पाओण–पाऊण–પોણુ–પોણું

खदिर–प्रा. खइर–ખેર

केदार–प्रा. केआर–કયારો

वेदना–प्रा. वेअणा–વેણું (ચંટી)

कदल–प्रा. कयल–કેળ

हृदय–(कम्)–અપ. हिअअउं–હૈયું (સ્વરવ્યત્યયપૂર્વક)

पाद–प्रा. पाय–પાય(દળ); પાય (રી); પા

અનાદિ 'પ્'નો લોપ

कूपः–प्रा. कूओ–કુઓ (કુવો); હિ. कूआँ; બં૦, ઉ.–कूआ

दीपः–*દીવો; હિ. दिया; પં. दीआ

बीजपूर–प्रा. बीजऊर–બીજોરું

पिपासा–सी–पिआसा–सी–પ્યાસા–સી

---

* ગુજરાતીમાં 'પ્'નો 'વ્' થવાના દાખલા વિશેષ છે.

'વ્'

'વ્' 'બ્' સાથે ગુંચવાય છે. સિંધી, ગુજરાતી, અને મરાઠીમાં 'વ્' ને 'બ્' જુદા છે; બીજી બધી હિંદ–આર્ય ભાષામાં એક છે.

'વ્'નો 'ઉ' ( સંપ્રસારણ )

त्वरमाण–પ્રા.–तुरंत–तुरत, तरत
नवमी–નોમ
नवरात्र–નોરતાં
कार्दिका–કોડી (પ્નો व् થઈ)
आरमात्रिय–ઓરમાઈ (પ્નો व् થઈ)
अवलम्ब–ઓળંગો
अवलक्ष (अउलक्ख)–ઓળખ(વું)

अपसर (अवसर–अउसर)–ઓસર(વું)
प्रतिवेशी–પડોશી
धवल (कम्)–ધોળું
कवल–કોળીઓ
रसवती–રસોડું
अवच्छादय–ઓછાડ(વું)

'વ્'નો લોપ

હિંદીમાં તો ૨૧થી ૨૮ સુધીના સંખ્યાવાચક શબ્દમાં ચોવીસ ને છવ્વીસ સિવાય બધામાં व् લોપાય છે. इक्कीस, बाईस, तेईस, पचीस, વગેરે. ગુજરાતીમાં 'પચીસ'માં 'વ્' લોપાય છે.

'વ્'નો 'મ્'

नीवार–નમાર
स्वप्न–પ્રા. सिमिण–સમણું
प्रावार–પામર–રી

धीवर–ઢીમર
सुपर्वन्–સપરમો
अवस्रावण–ઓસામણ

ख्, घ्, थ्, ध्, भ्

સામાન્ય રીતે અલ્પપ્રાણ લોપાય છે અને 'હ્' ચીકણો હોવાથી કાયમ રહે છે. આ કારણથી 'ખ્' 'ઘ્', 'થ્,' 'ધ્,' ને 'ભ્' નો 'હ્' થાય છે.

'ખ્'નો 'હ્'

मुख–मुह–મોં
लेखक:–પ્રા. लिहओ–લહીઓ

सखी–પ્રા. सही–સહી, સાહે(લી)
नख–પ્રા. नह–નહો(ર)

'ध्'નો 'द्'

मेघ–પ્રા मेह–મેહ, મેહ(લો)
अरघट–રહેંટ
प्राघूर्णक–પ્રા पाहुणओ–પરાણો
पितृगृह–પ્રા पिइघर–पिइहर–પીયર
હિં पीहर

मातृगृह–પ્રા माइघर–माइहर–મહી
યર, મરા૦–माहेर
भूमिगृह–પ્રા भूइघर ભોયરૂં હિં भुयारा
देवगृह–પ્રા देवघर–દેહરૂં

'ध् કાયમ

घोटक–ઘોડો
घट–ઘડો

घूर्णितव्य–ઘૂમવુ

थ્ નો 'ह्'

पृथुक–પહુંઆ
प्रथम–પહેલુ
कथ (कथ्–કહેવુ)–પ્રા कह–કેહ(વુ)
कथानक–निका–પ્રા कहाणअ–णिआ

કહાણી
पृथुलकम्–અપ पुहुलउ–પોહળુ
मथितकारी–મહિયારી

'थ् કાયમ

ग्रन्थि–ગાંઠ
ग्रन्थितव्य–ગાંઠવુ

मन्थितव्य–મથવુ

'ध्'નો 'ह्'

बधिर–પ્રા–बहिरो–બહેરો
दधि–પ્રા दहि–દહિં
साधु–પ્રા साहु–સાહુ(કાર)
मधुक પ્રા महुक–મહુ(ડાં)
वधू પ્રા वहू–વહુ
गोधा–પ્રા गोहा–ઘો(પાટલાઘો)

હિં गोह
गोधूम પ્રા गोहूम ઘઉં, હિં गोहु
परिधा–પ્રા परिहा–પહેરવુ
(વર્ણવ્યત્યયથી)
मध्य–મહિં

'ध કાયમ

'युद्ध–જુદ્ધ બીજી દેશી ભાષાઓમાં
જુધ રૂપ પ્રાપ્ત કરે છે જુઝાર–
યોદ્ધા

धावक–ધોબી–બી
धवल–ધોળુ
मा–' ' धुमा–ધમણ

'ભ્'નો 'હ્'

प्रभा-પ્રા. पहा-પોહ

शुम (शुम्-શોભવું)-પ્રા. सुह-સોહ(વું)

शोभायमानः-સોહામણો

सौभाग्य-પ્રા. सोहग्ग-સોહાગ

आभीर-પ્રા. आहीर-આહીર; હિં. अहीर

भू-પ્રા. हो-હો(વું)

भाण्डः-હાંડો-ડી

लभ (लभ्-મેળવવું)-પ્રા. लह-લે(વું)

विभानकम्-અપ. विहाणउं-વહાણું

वल्लभ-વહાલ-લું (વર્ણવ્યત્યય)

सुलभ-સહેલ-લું ,,

दुर्लभ-દોહેલ-લું ,,

प्रत्यभिजाना-પ્રા. पच्चहिआण-પિછાણવું; 'ભ્'નો 'હ્' ને 'હ્'ને લીધે 'ચ્'નો 'છ્' થાય છે. હિં. पहिचान

विभज्-વહેંચ(વું)

लाभः-લાહો-લ્હાઓ, લ્હાવો

निभालय-નિહાળ(વું)

'શ્', 'ષ્'નો 'સ્'

शुण्ठा-સૂંઠ

मनुष्य-માણસ

महिषी-ભેંસ

परिविष (परिविष्-परिवेषय)-પીરસ(વું)

शृङ्खला-સાંકળ

नाश (नश्-नाशय)-નાસ(વું)

शुष्ककम्-સૂકું

किंशुक-કેસુ(ડું)

शिरोनाम (कम्)-સરનામું

शल्य-સાલ

शिंशप-સીસમ

श्यामल(कम्)-સામળું

श्यालः-સાળો

विश्रामः-વિસામો

शय्या-સેજ

शयन-સમણું

शिक्य-સીકું

शूर्प-સૂપ(ડું)

शुद्ध(कम्)-સૂધું

शोषः-સોસ

श्रेढि-સીડી

दीपशलाका-દીવાસળી

श्यामाकः-સામો

'શ્'નો 'છ્'

शकृत्-છાણ

शेष-છે(લ્લું), છેડ-ડો-છેવટ

शावक-પ્રા. छावक-છોક(રો)

शकटः-છકડો

### 'ષ'નો 'ખ'

જૂની ગુજરાતીમાં 'ષ્'નો 'ખ્' લખાય છે ને ઉચ્ચારાય છે

माष (माष्)-માખ(ણું)
विष-વિખ

### અલ્પપ્રાણનો મહાપ્રાણ

મહાપ્રાણ ને ઊષ્માક્ષરને લીધે અલ્પપ્રાણનો મહાપ્રાણ થાય છે.

पनस-प्रा फनस-ફણસ (સ્‌ને લીધે પ્‌નો ફ્‌)
कासित-प्रा खासिअ-ખાંસી (સ્‌ને લીધે ક્‌નો ખ્‌)
परशु-ફરશી
बुस-भुस-सुं
कृष (कृष्)-ખસ(ડું)
बाष्प-બાફ
अस्थि-प्रा अट्ठि-હાડ
पाश-ફાંસો
संस्मर (सस्मृ-सस्मर्)-સાંભર(વું) (સ્‌ને લીધે મ્‌નો ભ્‌)
निर्वाह (निर्वह्-निर्वाहय)-નિભાવ(વું) (વ્‌નો વ્‌ થઈ ભ્‌)
कृसर-ખીચડો

मिश्र-प्रा मिस्स-ભેળ (સ્‌ ને લીધે મ્‌નો ભ્‌)
कर्पर-प्रा खप्पर-ખપ્પર (ર ને લીધે ક્‌નો ख)
क्रोड-ખોળો
अमाद्य-અધઈ
पाथेय-ભાથું
कीलक-ખીલો (કારણ વગર અલ્પo-નો મહાo)
कूप-ખો (કારણ વગર)
चकित-છક (કારણ વગર)
मेचक-प्रा. मेचडउ-मेहडउ-ભેરો
कोण-ખૂણો } કારણ વગર
कण्ड (कण्ड्)-ખાંડ(વું) } કારણ વગર
कूट-ખોટું } કારણ વગર

### અનુસ્વારનો ઉમેરો

બોલનારનું નાકમાંથી બોલવાનું વલણ આનું કારણ છે

वक्र-प्रा वक्क-વાંકું
अश्रु-प्रा अंसु-આંસુ
पुच्छ-प्रा पुंछ-પૂંછ(ડી)
मार्जार-प्रा मज्जार-માંજર
वृश्चिक-प्रा विंछुअ-વીંછુ
त्र्यस्र-त्रास-ત્રાંસું
अक्षि-प्रा अच्छि-આંખ

## વર્ણવ્યત્યાસ

क्षेप-प्रा. खेप-ફેંક(વું)
स्फुर-ફફર-રો
लघुकः-प्रा. हलुओ-હળ(વું)
वल्लभ-વહાલ-લું
सुलभ-સહેલ-લું
दुर्लभ-દોહેલ-લું
बिडाल-બિલાડી
चटकी-ચકલી
तुन्दी-દૂંટી
शाणी-નીશા
चिक्लि-કીચડ
निष्क्रप-નફ્ફટ

(મા) चमन-મછણુ
वाचाल-ચાવળું
दारिका-દીકરી
अष्टादश-प्रा. अट्ठारह-અરાઢ
घट्यालय-ઘડિયાળ
प्राघूर्णकः-પરા(હ)ણો
गुच्छ-છોગ-ગું
परिघा-પહેર(વું)
कणेरु-કરેણુ-ણું
वाराणसी-વાણારસી-બનારસ
महाराष्ट्र-प्रा. मरहट्ट-મરાઠા

## વ્યંજનોના પરચુરણ ફેરફાર

भूयसी-ભૂરસી
तिर्यच्-તિરછું
प्रत्यच्-પણછ (પ્રત્યંચા)
नित्यावलीय-નતવાળીઓ
शटमधुर-ખટમધુરૂં

कफोणी-કોણી
सुवासिनी-સૌભાસણ
अधिक-અદકું
मैत्री-मित्रका-મેદી

## સંયુક્ત વ્યંજનના ફેરફાર

સંયોગઃ પ્રકાર—દરેક વર્ગના પહેલાં ચાર વ્યંજન પ્રબળ વર્ણ છે, બાકીનાં એટલે અનુનાસિક, અન્તઃસ્થ, અને ઊષ્મ, એ નિર્બળ વર્ણ છે. પ્રબળ વર્ણના જોડાક્ષર તે પ્રબળ સંયોગ, નિર્બળ વર્ણના જોડાક્ષર તે નિર્બળ સંયોગ, અને પ્રબળ અને નિર્બળ વર્ણોના જોડાક્ષર તે મિશ્ર સંયોગ કહેવાય છે.

પ્રબળ સંયોગ-क्त्, ग्ध्, द्ध्, ब्ज्, प्त्, द्ग्, વગેરે
મિશ્ર સંયોગ-र्ग्, क्य्, ष्क्, ल्क्, ह्न्, વગેરે
નિર્બળ સંયોગ-न्य्, र्म्, र्ण्, વગેરે

નિયમ

૧ પ્રબળ સંયોગમાં પ્રાકૃતમાં પ્રથમ વ્યંજન દ્વિતીયને મળતું થાય છે, અર્થાત્, પ્રથમ લોપાય છે અને દ્વિતીય બેવડાય છે પંજાબી અને સિંધી સિવાયની તમામ હિંદ-આર્ય ભાષામાં પ્રથમ વ્યંજનનો લોપ થઈ પૂર્વ સ્વર દીર્ઘ થાય છે

खड्ग-પ્રા खग्गो ખાંડું
शब्द-પ્રા सद्द-સાદ પંજા सद्द
भक्त-પ્રા भत्त ભાત પંજા भत्त સિં भतु
क्षम-પ્રા खुत्त-ખૂતું
मुद्ग-પ્રા मुग्ग-મોગ
छिक्का-છીંક
शुक्ति પ્રા सिप्पि શીપ છીપ
उत्कल-(उद्+कल) પ્રા उक्क-ઉકેલ(વું)
उत्कर-પ્રા उक्कर-ઉકરડો
दुग्ध-પ્રા दुद्ध-દૂધ
मुद्गर-પ્રા मुग्गर-मोग्गर-મોગર-રી
कुब्ज-પ્રા खुज्ज-કુબડો

सक्तु-પ્રા सत्तु-સાતુ
रक्त-પ્ર रत्त-રાતું પં रत्ता, સિં रतो
मौक्तिक-પ્રા मोत्तिअ-મોતી
सप्त-પ્રા सत्त-સાત
सप्तम-પ્રા सत्तम-સાતમ-મો
सप्तदश-પ્રા सत्तरह-સત્તર હિં सत्तरह
सप्तति પ્રા सत्तति-सत्तरि हत्तरि સિત્તર
उद्गम-(उद्+गम्)-ઊગ(વું)
उत्था-ઊઠ(વું)
षट्पद-પ્રા छप्पओ-છપ્પો
मुक्त-પ્રા मोक्क-મોકળો

૨ (અ) મિશ્ર સંયોગમાં નિર્બળ વ્યંજન પ્રબળની પૂર્વે કે પછી હોય તો પ્રાકૃતમાં નિર્બળ વ્યંજન પ્રબળમાં મળી જાય છે, અર્થાત્, નિર્બળ લોપાઈ પ્રબળ બેવડાય છે દેશી ભાષામાં બેમાંથી એક વ્યંજન લોપાઈ પૂર્વ સ્વર દીર્ઘ થાય છે

(આ) નિર્બળ વ્યંજન અનુનાસિક હોય અને પ્રબળ વ્યંજનની પૂર્વે આવ્યું હોય તો તેનું અનુસ્વાર થાય છે પ્રાકૃતમાં એવી સ્થિતિમાં પૂર્વ સ્વર દીર્ઘ થતો નથી પણ દેશી ભાષામાં થાય છે

(अ) ના દાખલા

अग्नि-प्रा. अग्गि-આગ
ऊर्ध्व-प्रा. उब्भ-ઊભું
दर्दुर-प्रा. दद्दुर-દાદુર-દાદર
ध्वज-प्रा. झअ-ઝંડો-ઝુંડો (સિં.-માં પણ છે)
स्विद्य-(स्विद्) प्रा. सिज्ज-સીજ(વું)
अर्प-(ऋ-अर्पय)-प्रा. अप्प-આપ
ज्ञा-प्रा. जाना-જાણ(વું)
यज्ञ-જાગ
सर्प-प्रा. सप्प-સાપ
समर्प-(सम+ऋ; सम्+अर्पय) प्रा. समप्प-સોંપ(વું)
विज्ञप्ति-प्रा. विण्णत्ति-વીનતી (વિનંતિ)

तीक्ष्ण-प्रा. तिण्ह-તીખ-ખું
लग्न-प्रा. लग्ग-લાગ
भग्नकः-प्रा. भग्गओ-ભાગ્યો
दर्भ-प्रा. दब्भ-દાભ
नग्न-प्रा. णग्ग-નાગ-ગો
राज्ञी-રાણી
राज्ञीदेवी (राज्ञी=સૂર્યપત્ની)-રનાદેવ, રાંદેર
संज्ञा-प्रा. सण्णा-સાન
यज्ञोपवीत-प्रा. जण्णोवईअ-જનોઈ
कर्दम-प्रा. कद्दम-કાદવ
तर्क-प्रा. तक्क-તાક(વું)

(आ) ના દાખલા

कङ्कण-प्रा. कंकण-કાંકણ
कण्टकः-प्रा. कंटओ-કાંટો
चन्द्र-प्रा. चंद-ચાંદ
कम्प (कम्प्)-प्रा. कंप-કાંપ(વું)
स्कन्ध-प्रा. खंध-ખાંધ

चञ्चु-ચાંચ
जङ्घा-જાંઘ
शुण्ठि-સૂંઠ
जम्बु-જાંબુ
सपाद (सम्+पद्-सम्+पादय)-સાંપડ(વું)

ઊષ્માક્ષરવાળા મિશ્ર સંયોગ

જોડાક્ષરોનાં બંને વ્યંજનનાં તત્ત્વ સચવાય એવી રીતે ફેરફાર થાય છે. स्क्, ष्क्, ष्ट्, स्त्, ष्ठ, स्प्, ष्प्માંના ઊષ્માક્ષર અને શ્વાસ વર્ણોનું મહાપ્રાણત્વ તત્ત્વ क्, च्, ट, त, ને प्માં મળી જઈને તેના ख्, छ्, ठ्, थ्, ने फ् થાય છે. પછી તે બેવડાય છે (આરંભમાં હોય તો તે બેવડાતો નથી) અને પ્રથમ વર્ણ તરીકે વર્ગીય પહેલું વ્યંજન થાય છે.

स्क

स्कन्ध-प्रा. खन्ध-ખાંધ (स् લોપાઈ क्નો ख થયો છે.)

ष्क्

शुष्क–प्रा सुक्ख–સૂકું
विष्किर (वि+कॄ)–प्रा विक्खिर–
વિખેર(વું)

ष्च्

पश्च–प्रा पच्छ–પછી
पश्चात्–प्रा पच्छा–પાછું
वृश्चिक–प्रा विञ्छुओ–વીંછુ
पश्चिम–प्रा पच्छिम–પચ્છમ પશ્ચિમ

स्त्

हस्त–प्रा हत्थ–હાથ, પંજા૦ હત્થ
સિં૦ હથુ મરા બં૦ ઉ૦ હાત
कुस्तुम्बरी–કોથમીર
प्रस्तर–प्रा पत्थर–પત્થર
मुस्ता–प्रा मोत्था–મોથ
पुस्तक–प्रा पोत्थअ–પોથી
अगस्ति–અગથીઓ

स्तन–प्रा थण–થાન
स्त्यान–प्रा ठिण्ण–ઠી(જવું)
अस्ताघ–(ઘણું ઉંડું)–અથાગ
स्तम्भ–प्रा थम्भ–થાભ(લો)
થભ(વું)
स्तोक–प्रा थोअ થો(ડું)
स्तघ–થડું

ष्ट्

मुष्ट–प्रा मुट्ठि–મૂઠી મુઠ્ઠી
उपविष्टकम्–અપ૦ उवइट्ठउ–બેઠું
वेष्ट वे ।
दृष्टि–प्रा० दिट्ठि–દીઠ (માથા દીઠ)
दृष्ट–प्रा दिट्ठो–દીઠો
मृष्टकम्–અપ૦ मिट्ठउ–મીઠું
यष्टि–प्रा लट्ठि–લાઠી
अष्ट–प्रा अट्ठ–આઠ

षष्टि–प्रा सट्ठी–સાઠ
उष्ट्र–प्रा उट्ट ઊંટ
इष्टा–प्रा इट्टा–ઈંટ
धृष्ट–प्रा धिट्ठ–ધીટ
अरिष्ट–प्रा अरिट्ठो–અરીઠો
उच्छिष्टकम्–અછ્ઠું
तुष्ट–प्रा तुट्ठ–તૂઠવું
रुष्ट–प्रा रुट्ठ રૂઠવું
माघवृष्टि–માવઠું

स्थ्

प्रस्थाप (प्र+स्था) प्रा पट्ठाव પાઠવ(વું)
अस्थि प्रा अट्ठि હાડ(ઠનું ટ્ થઈ
ઠ્ મહાપ્રાણ હોવાથી હ થયો છે)
एकस्थ–એકઠું

स्थानकम्–અપ थाणउ–થાણું
स्थाम प्रा थाम–હામ
स्थित प्रा थक्क થાક(વું)
स्थग–ઢગ

ष्ट्

| | |
|---|---|
| पृष्ठकम्-અપ. पट्ठउं-પાઠું; पिट्ठ-પીઠ; | कुष्ठिन्-કોઢી-ઢી(ઓ) |
| पुट्ठ-પૂઠ | कोष्ठ-કોઠી, કોઠા(ર) |
| अङ्गुष्ठः-પ્રા. अंगुट्ठो-અંગુઠો | षष्ठकम्-અપ. छट्ठउं-છઠ્ઠું |
| ओष्ठ-પ્રા. ओट्ठ-હોઠ | मञ्जिष्ठा-મજીઠ |
| कुष्ठ-કોઢ-ડ | निष्ठुर-પ્રા. णिट्ठुर-નઠોર |
| अष्ठीलिका-ઠળીઓ (આદિ અ લુપ્ત) | |

ष्प्

बाष्प-પ્રા. बप्फ-બાફ

स्प्

स्पन्द-પ્રા. फन्द-ફંદ-ફાંદો-ફંદો

स्क्

संस्कार-પ્રા. सक्कार-સકાર

स्फ

| | |
|---|---|
| स्फोटकः-ફોલ્લો | स्फट (स्फट्)-ફાટ(વું) |
| स्फुट (स्फुट्)-ફૂટ(વું) | स्फटी-ફટ(કડી) |

त्स्, प्स्

सનો ઉચ્ચાર વર્ગીય દન્ત્ય વર્ણની પેઠે દાંતના મૂળ સાથે જીભના ટેરવાના સ્પર્શથી થતો નથી; પણ દાંતના મૂળ સાથે ટેરવાનો ઉપલો ભાગ ગોળ થઈ અડકે છે, તેથી થાય છે. આ પ્રમાણે સનો ઉચ્ચાર તાલુસ્થાની વર્ગીય વ્યંજનને મળતો છે. આથી સનો મહાપ્રાણ અઘોષ छ् થાય છે.

| | |
|---|---|
| अप्सरस्-अच्छरा-અપ્છરા (અપ. ભ્રષ્ટ); સં.માં પણ એજ શબ્દ છે | હિં. बाछा, बछा-बछ-बचो |
| वत्स-પ્રા. वच्छ-વાછ(રડું); બચ્ચું; | उत्सङ्ग-પ્રા. उच्छंग-ઓછંગ |

क्ष्

क्षनो ઉચ્ચાર क्+ष् જેવો શુદ્ધ થાય ત્યારે ष्નું તત્ત્વ મહાપ્રાણ· ત્વ क्માં મળીને ख् થાય છે; પણ क्+श् જેવો થાય-કેમકે क्+ष्

१

કરતાં ષ્+શ્ ઉચ્ચાર સહેલો છે–ત્યારે ક્ષને મળતો મહાપ્રાણ ને અઘોષ છ્ થાય છે

અક્ષિ–પ્રા અક્ખિ–આંખ
કુક્ષિ–પ્રા કુક્ખિ–કૂખ
મક્ષિકા–પ્રા મક્ખિઆ–માખી
ક્ષમા–પ્રા ખમા–ખમા
દ્રાક્ષા–દ્રાખ, દરાખ
પક્ષ–પડખે (ક પ્રતિમ)–પ્રા પક્ખ–પાખ, પાખ (પાંખના અર્થમાં)
રક્ષ (રક્ષ)–પ્રા રક્ખ રાખ(વું)
અક્ષરક્ષકમ્––અપ અક્ખરક્ખઉ–અગ રખુ
ઉપલક્ષ (ઉપ+લક્ષ્–પ્રા ઉવલક્ખ)–ઓળખ(વું)
ચો(ચૌ)ક્ષ (ચક્ષ)–ચોકખુ
ક્ષપ (ક્ષપય=નાશ પામવું)–ખપ(વું)
બુભુક્ષા–પ્રા બુહુક્ખા–ભૂખ
મ્રક્ષણ–પ્ર મક્ખણ–માખણ
શિક્ષ (શિક્ષ)–પ્રા સિક્ખ–શીખ(વું)
પરીક્ષ (પરિ+ઈક્ષ્) પ્રા પરિક્ખ–પારખ(વું)
નિરીક્ષ (નિર્–ઈક્ષ્)–પ્રા નિરિક્ખ–નિરખ(વું)
પ્રક્ષાલય (પ્ર+ક્ષલ–પ્રક્ષાલય)–પ્રા પક્ખાલ–પખાળ(વું)
વિક્ષાલન–વીછળ(વું)
ગવાક્ષ–ગોખ
ક્ષુરિકા–પ્રા છુરિઆ–છુરી–છરી
ક્ષોદનકમ્–છૂંદણું
ક્ષર–ઝર(મર)
ક્ષીર–પ્રા છીર–ખીર
*ક્ષેત્ર પ્રા છેત્ત–ખેતર
ઋક્ષ પ્રા રિચ્છ–રીંછ
તક્ષ (તક્ષ્)–પ્રા તચ્છ–તાસ(વું) તાછ(વું)
ક્ષિપ્ર–ખિપ્ર–ખેવ–તત્ખેવ

## અન્ત સ્થવાળા મિશ્રસંયોગ

કર્કટિકા–પ્રા કક્કડિઆ–કાકડી
અર્ચિ–પ્રા અચ્ચિ–આંચ
માર્ગ–પ્રા મગ્ગ–માગ
માર્ગ (મગ)–પ્રા મગ્ગ–માગ(વું)
ગર્ભ–પ્રા ગબ્ભ–ગાભ
ગર્ભિણી પ્રા ગબ્ભિણી–ગાભણી
અર્પ(ક્ર અર્પય)–પ્રા અપ્પ–આપ
આર્દ્રકમ્–અપ અલ્લઉ–આદું આદુ
અભ્ર પ્રા અબ્ભ–આભ
અગ્ર પ્રા અગ્ગ–આગ(ળ)
વર્તિ પ્ર વટ્ટિ વાટ
વર્તિકા–પ્રા વટ્ટિ(ત્તિ)આ–વાટ

* શબ્દના આરંભમાં જોડાક્ષર હોય ત્યારે તેમાંનો એક અક્ષર લોપાય છે કેમકે વચ્ચે જોડાક્ષર હોય તેમ તે ચડાઈને બેવાતો નથી

सर्प-प्रा. सप्प-સાપ
व्याघ्र-प्रा. वग्घ-વાઘ
कर्पट-प्रा. कप्पड-કાપડ
कार्पास (कार्पास)-કપાસ
दुर्बल-प्रा. दुब्बल-દૂબળ-ળો
बर्कर-प्रा. बक्कर-બકર-રો; મરા० बाकर
खर्जूर-प्रा. खज्जूर-ખજૂર
गर्ज (गर्ज्)-प्रा. गज्ज-ગાજ(વું)
मार्ज (मार्ज्)-प्रा. मज्ज-માંજ(વું)
भ्राता-प्रा. भाआ-ભાઈ, ભાઉ
भ्रमर-प्रा. भमर-ભમર-રો
प्रस्तर-प्रा. पत्थर-પત્થર, પથરો
प्रस्थाप (प्र+स्था; प्र+स्थापय)-प्रा. पट्ठाव-પાઠવ(વું)
प्रतिवासी-प्रा. पडिवासी-પડોસી
प्रतिच्छाया-प्रा. पडिच्छाआ-પડછાયો
शर्करा-प्रा. सक्करा-સાકર
प्रातः-પાડો
प्रत्युत्तर-प्रा. पडिउत्तर-પડઉત્તર
योग्य-प्रा. जोग्ग-જોગ
प्रस्थल-प्रा. पत्थल-પાથલ (उत्स्थल-प्रा. उत्थल-ઉથલ)
अन्यानि (अन्यनुं नपुं. प्र. ब. व.)- અપ० अण्णाइँ-અને
सत्य-प्रा. सच्च-સાચ, સાચું
नृत्य-प्रा. नच्च-નાચ
मृत्यु-प्रा. मिच्चु- મીચ(વું)

त् અઘોષ ને અલ્પપ્રાણ છે, તેથી ય્‌ના સ્થાનનો અઘોષ અને અલ્પપ્રાણ ચ્ થાય છે.
चत्वर-चच्चर-ચાચર
अद्य-प्रा. अज्ज-આજ
विद्युत्-प्रा. विज्ज(ली)-વીજળી
खाद्यकम्-ખાજું
वाद्यकम्-વાજું
वैद्यनाथ-વેજનાથ
नैवेद्य-નેવજ
द्यूतक-જૂગટું
'अद्य' વગેરેમાં य् સ્પષ્ટ અને પ્રધાન છે, તેથી તે પહેલામાં મળી જતો નથી. તેને મળતો નાદ અને ઘોષ ज् થાય છે.
द्वार-प्रा. दार-बार-બાર
ऊर्ध्व-प्रा. उब्भ-ઊભું
बर्हिचरा-બહુચરા
द्वि-બે
द्वितीय-प्रा. बिइज्ज-બીજું
द्वादश-प्रा. बारह-બાર
वृध-वर्ध(वृध्)-प्रा. वड्ढ-વધ(વું)
मध्य-प्रा. मज्झ-माझ-माह-મહમાં य्‌ની પૂર્વે મહાપ્રાણ ध् હોવાથી य्‌નો મહાપ્રાણ ને ઘોષ, સમાન સ્થાનનો झ् થાય છે.
ध्यान-प्रा. झान-(સમ)જ(વું)
उपाध्यायः-प्रा. उवज्झाओ-ઓઝા

धान्य–પ્રા. धण्ण–ધાન
गुल्म–ગૂમ(ડું)
आम्र–પ્રા. अंब–આંબ
ताम्र–પ્રા. तंब–તાંબ–ઉં
ऊर्ण–પ્રા. उण्ण–ઊન
सुवर्णकम्–અપ. सुवण्णउं–सोण्णउं–
સોનુ
प्राघूर्णकः–અપ. प्राहुण्णउ–પરોણો

पूर्णकम्–અપ. पुण्णउं–પૂરૂં
चूर्णः–પ્રા. चुण्णो–ચૂનો
घूर्ण (घूर्ण्)–પ્રા. घुम्म–ઘૂમ(વું)
चौर्य–પ્રા. चोरिअ–ચોરી
पर्यङ्कः–પ્રા. पल्लंको–પલંગ
पर्याण–પ્રા. पल्लाण–પલાણ
चर्व (चर्व्)–પ્રા. चव्व–ચાવ(વું)

(૩)

उष्णकम्–અપ. उण्हउं–ઉન્હું, ઊનુ
स्नानकम्–અપ. ण्हाणउ–નહાણું
स्ना–પ્રા. ण्हा–नहा–નહા(વું)
कृष्णः–પ્રા. कण्हो–કહાન

रश्मि–પ્રા. रस्सि–રાસ
श्मश्रु–પ્રા. मस्सु–મૂછ
स्नेह–પ્રા. नेह–णेह–નેહ
श्लेष्म–પ્રા. सिलेम्ह–સળેખમ

स्न्, ष्ण्, श्म्, ष्म्, ल्म्–આમાં બીજો વર્ણ નાદ છે, તેથી પહેલા શ્વાસનો નાદ ह् થાય છે.

(૪)

कल्य–પ્રા. कल्ल–કાલ
व्यतीत–પ્રા. विइत–વીત(વું)

व्याख्यान–પ્રા. वक्खाण–વખાણ
कार्य–પ્રા. कज्ज–કાજ

(૫)

जिह्वा–પ્રા. जिब्भा–જીભ
कर्ष (कृष्)–પ્રા. कड्ढ–કાઢ(વું)
श्याम–સામ
श्वश्रू–સાસુ
स्वामी–પ્રા. सांई–સાંઈ
स्वकम्–સગું
सर्षप–સરસવ
पार्श्वे–પાસે
श्रावक–પ્રા. सावग–સાવક

पार्ष्णि–પ્રા. पाह्ही–પાની
श्यामलः–સામળો
श्यालः–સાળો
कांस्यकम्–કાંસું
अवश्याय–ઓસ
स्वप (स्वप्)–પ્રા. सुव–સૂવું
निश्वास–પ્રા. नीसास–णीसास–ની-
સાસ–સો
अश्रु–પ્રા. अंसु–આંસુ
श्वशुरः–પ્રા. ससुरो–સસરો

## અર્વાચીન તદ્ભવ

૧. અર્વાચીન તદ્ભવમાં સંયોગના ભાગ જુદા પાડવામાં આવે છેઃ—

वर्ष–વરસ; कर्म–કરમ; धर्म–ધરમ; मार्ग–મારગ

૨. સયોગના બે વર્ણની વચ્ચે સ્વર મુકાય છેઃ—

श्लोक–પ્રા. सिलोक–સલોકા

स्नान–પ્રા. नहान, सिनान–નહાણું, સનાન

स्मरण–પ્રા सुमरण–સમરણ

क्लेश–પ્રા. किलेस–કલેશ

श्लेष्म–સળેખમ

दुर्जन–દુરિજણ (માગધીમાં दुय्यणे)

प्राण–પરાણ, પરાણે

नम्र–નરમ (વર્ણવ્યત્યય થઈ)

शाप–શ્રાપ–શરાપ ('ર'ઉપજન)

आर्द्रा–આરદ્રા

अभ्रक–અબરખ

**ઉપસંહારઃ—**

મહાસંસ્કૃત—ગુજરાતી ભાષાના ઇતિહાસ વિષે અને તેમાંના શબ્દોની તથા નામિકી અને આખ્યાતિકી વિભક્તિની વ્યુત્પત્તિ વિષે અત્યાર સુધી જે કંઈ કહેવામાં આવ્યું છે તે પર લક્ષ આપ્યું હશે તો સમજાયું હશે કે હિંદી, પંજાબી, સિંધી, બંગાળી, ઉતકલી, અને મરાઠી ભાષાની પેઠે ગુજરાતી ભાષા સંસ્કૃતની પુત્રી છે. ઇ. સ. પૂર્વે ૨૦૦૦થી વધારે વર્ષ ઉપર આર્ય ટોળાએ વાયવ્ય કોણને માર્ગે હિંદુસ્તાનમાં દાખલ થઈ. પ્રથમ તેઓ સિંધુ નદીને કાંઠે અને પછી ગંગાજમનાના પ્રદેશ વચ્ચે વસી અને ક્રમે ક્રમે ઉત્તર હિંદુસ્તાનમાં હિમાલય અને વિન્ધ્યની વચ્ચેના પ્રદેશમાં ફેલાઈ અને એ પ્રદેશ આર્યાવર્ત કહેવાયો. ઋગ્વેદની સંસ્કૃત ભાષા એ તેમની ભાષાનું પ્રાચીન સ્વરૂપ છે. એ મહાસંસ્કૃતમાં અને પછીની સંસ્કૃત ભાષામાં ઘણો ફેર છે. વિભક્તિનાં રૂપો તથા શબ્દો જુદાં જોવામાં આવે છે. કેટલોક ફેરફાર નીચે દર્શાવ્યો છે.—

| મહાસંસ્કૃત (વૈદિક સંસ્કૃત) | પાછળનું સંસ્કૃત |
|---|---|
| विश्वेदेवासः, ब्राह्मणासः | विश्वेदेवाः, ब्राह्मणाः |
| अग्निर्देवेभिः | देवैः |
| परमे व्योमन् | व्योमनि |
| वसन्ता यजेत | वसन्ते |
| तन्वं तनुवं वा पुनेम | तनुम् |
| अस्मे इन्द्राबृहस्पती | अस्मभ्यम् |
| पीती, मती | पीत्या, मत्या |
| ऋजवः सन्तु पन्थाः | पन्थानः |
| नाभा पृथिव्याः | नाभौ |
| गृणीधी गिरः | गृण्ह |
| गृणोत ग्रावाणः | गृणुत |

હેત્વર્થના પ્રત્યયો સે (वक्षे रायः); असे (जीरसे=जीवितुम्); अध्ये-ष्यिध्यै (पातुम्); तवै (दातवाउ); तवे (कर्तवे) છે. તેમાં તવે લક્ષમાં લેવા લાયક છે. कर्तुने નામ ગણી તે પર પ્રત્યયો લાગી कर्तुम् (દ્વિ. એ. વ.) ને कर्तवे (ચ. એ. વ.) રૂપો થયાં છે. અવ્યયરૂપ ભૂ. કૃ. कृत्वा એ તૃ. એ. વ.નું રૂપ છે. કેટલાક શબ્દોમાં म् ને घ् ને બદલે પાછળની ભાષામાં ह् થયો છે. સઘ વૈદિકને બદલે પાછળથી सह અને ग्रभ्ने બદલે ग्रह् થયો છે. (गृभ्णामि ते=गृह्णामि ते; मघ्वा जभार=मध्वा जहार).

**બ્રાહ્મણના સમયની ભાષા**–વેદની ભાષા પછી ભાષાનો વિકાસ ઐતરેય વગેરે બ્રાહ્મણોમાં જોવામાં આવે છે. વેદમાં જણાતા ઘણા અપરિચિત શબ્દો જતા રહ્યા છે. ભાષાનું સ્વરૂપ પાછળની સાહિત્યની ભાષાને મળતું થયું છે અને બધા કાળો અને અર્થોના પ્રયોગ જોવામાં આવે છે.

**ભાષ્યકારના સમયની ભાષા**–બ્રાહ્મણના સમય પછીની ભાષામાં કાળ અને અર્થને બદલે કૃદન્તોનો પ્રયોગ વિશેષ થયો. ભગવાન્ પાણિનિના સમયમાં ભાષાનું જે સ્વરૂપ હતું તેમાં અને ભાષ્યકાર પતંજલિના સમયમાં જે હતું તેમાં આવો ફેરફાર છે.

**પાલી**—ભાષા બોલાતી હોય છે ત્યારે તેમાં અનેક જાતના વિકાર થયા કરે છે. બધા માણસોની ઉચ્ચાર કરવાની શક્તિ સરખી નથી ઉતાવળથી બોલવાની ટેવને લીધે તેમજ ઉચ્ચારની અને રૂપોની શુદ્ધિ જાળવવા માટે પૂરતી સભાળ ન હોવાને લીધે ભાષામાં વિકાર થાય છે અને એક પ્રજા બીજીના સમાગમમાં આવવાથી એ વિકારમાં વૃદ્ધિ થાય છે. ઉચ્ચાર અશુદ્ધ થવાનાં આવાં કારણોને લીધે તેમજ આર્ય પ્રજા અનાર્ય પ્રજાના સબધમાં આવી તેથી સસ્કૃત ભાષામાં વિકાર થઈ તેનું અશુદ્ધ રૂપ થયુ. આરંભમાં આ વિકાર જે અનાર્ય પ્રજા આર્ય પ્રજાના સબધમાં આવીને એ ભાષા બોલવા માડી તેનામાં જોવામાં આવ્યો હશે અને પછી આર્ય પ્રજાના અધમ, અસસ્કારી વર્ગોમાં દાખલ થયો હશે. પ્રથમનું આ અશુદ્ધ રૂપ તે પાલી ભાષા. આર્યાવર્તના પવિત્ર સસ્કારી બ્રાહ્મણોની દેશી ભાષા સસ્કૃત હતી. જેઓ શિષ્ટ અને સસ્કારી હતા તથા શુદ્ધ ઉચ્ચાર કરી શકતા તેઓ સંસ્કૃત ભાષા બોલતા સાધારણ લોકો ઉચ્ચારની ખામીથી અને અનાર્ય પ્રજાના સસર્ગથી શુદ્ધ ઉચ્ચાર કરી શકતા નહોતા, તેમની બોલવી ભાષા તે પાલી ભાષા એમા શુદ્ધ અને અશુદ્ધ બન્ને પ્રકારના શબ્દો હતા. પાલી એ બૌદ્ધોની પવિત્ર ભાષા છે અને એ સિલોન, સિઆમ, ને બ્રહ્મદેશમાં બોલાતી હતી. બૌદ્ધોનું સાહિત્ય એ ભાષામાં છે અને અશોકના શિલાલેખ પણ એને મળતીજ ભાષામા છે.

**ભાષાવિકારના નિયમો**—ભાષામાં અશુદ્ધિના વિકારો થાય છે તે પણ અમુક નિયમોને અનુસરીનેજ થાય છે તે નિયમો અગાઉ દર્શાવ્યા છે તેમાના મુખ્ય નીચે પ્રમાણે છે –

(૧) જોડાક્ષરમા બેમાં જે નબળો હોય તે લોપાય છે અને તેને સ્થાને જે અવશિષ્ટ રહે છે તેને મળતો થાય છે.

જુદા જુદા સ્થાનનાં વ્યજનોના બનેલા જોડાક્ષરનો ઉચ્ચાર કરવામાં આપણે એક ઉચ્ચારસ્થાનમાથી તરતજ બીજા ઉચ્ચારસ્થાનમાં જવુ પડે છે અનાર્ય પ્રજાને સસ્કૃત ભાષા ઉચ્ચારવાની ટેવ નહોતી, તેને આ કઠણ લાગે એ સ્વાભાવિક છે ઉચ્ચારનો માર્ગ

સહેલો કરવા માટે અનાર્ય લોકોએ જુદાં જુદાં સ્થાનનાં બે વ્યંજનો ઉચ્ચારવાને બદલે એક વ્યંજન બીજાને મળતું કર્યું. જેમકે,

(૧) (અ) સંયુક્ત વ્યંજનમાં પહેલાનો વિકાર–घर्म–घम्म; भक्त–भत्त; शब्द–सद्द; अर्प–अप; लब्ध–लद्ध (બે મહાપ્રાણ સાથે ઉચ્ચારવામાં પરિશ્રમ પડે છે, તેથી પહેલાને બદલે બીજાને મળતો અલ્પપ્રાણ થાય છે; लद्धમાં પહેલા ધ્નો द्)

(આ) સંયુક્ત વ્યંજનમાં બીજાનો વિકાર–गृध्र–गिद्ध; आर्द्रक–अद्दक; अग्र–अग्ग; पक्व–पक्क

(૨) श्, ष्, કે स् અઘોષ અલ્પપ્રાણ સાથે જોડાયલા હોય છે, ત્યારે (અ) એ ઊષ્માક્ષરની અસરથી અલ્પપ્રાણનો મહાપ્રાણ થાય છે.

(આ) એમાંથી જે વ્યંજન બદલાય છે તેને બીજાની અસર થાય છે. (૧લા નિયમ પ્રમાણે)

स्कन्ध–खन्ध–(स्क्‌માંનો स् લોપાયો છે અને તેના મહાપ્રાણત્વની અસરથી અઘોષ અલ્પપ્રાણ क्‌નો અઘોષ મહાપ્રાણ ख् થયો છે); मस्तक–मत्था; पश्चात्–पच्छा; आश्चर्य–अच्छरिय; दिष्ट–दिट्ठ; पुष्प–पुप्फ

(આ) उष्ण–उण्ह (ण् ઘોષ છે, તેને મળતો ઊષ્મ ष्‌નો ઊષ્મ ઘોષ ह् થાય છે; पार्ष्णि–(र् લોપાઈ) पण्हि

(૩) क्ष् ને ज्ञ्‌નો ઉચ્ચાર કરવો અઘરો છે. क्ष् એ क्+ष्‌ની બરાબર છે. કેટલાક क् ને ष् સાથે બોલાય એવી રીતે क्ष्‌નો ઉચ્ચાર કરી શકયા, તેમણે ष्‌નો ख् કર્યો અને જેમણે क् ને श् સાથે બોલાય એવી રીતે क्ष्‌નો ઉચ્ચાર કર્યો તેમણે श्‌ને મળતો તાલુસ્થાનનો छ् કર્યો અને પૂર્વના क्‌નો च् કર્યો. આ રીતે क्ष्‌ના ख् અને छ् બે વિકાર પાલી ને પ્રાકૃતમાં આવ્યા છેઃ—

(અ) क्ष्‌માંના ष्‌નો ख् થયાના દાખલાઃ—

क्षीर–खीर; क्षार–खार; म्रक्षण–मक्खण–(માખણ); क्षप्–खव्(ખોવું)

(આ) क्ष्‌માંના ष्‌નો छ् થયાના દાખલાઃ—

ऋक्ष–रिच्छ (રીંછ); क्षुरिका–छुरिआ (છરી)

ज्ञ् ज्+ञ्‌ નો બનેલો છે. એનો ઉચ્ચાર ग्‌ કે न्य्‌ જેવો થવા માંડ્યો તેથી ज्ञ्‌નો ण् થયો.

विज्ञप-विण्णव (વીનવ), राज्ञी-रण्णी (રાણી), सज्ञा-सण्णा (સાન)

(૪) જોડાક્ષર ઉચ્ચારતાં હમેશ આગલો સ્વર થડકાય છે. આરંભમાંજ જોડાક્ષર હોય તો તેમ બની શકે નહિ, માટે તેમાનો નિર્બળ વર્ણ લોપાય છે, ભ્રમર-ભમર

(૫) કેટલીક વાર જોડાક્ષર બોલવાની મુશ્કેલી દૂર કરવા તેના અવયવો વચ્ચે સ્વર મુકાય છે, જેમકે,

श्री-सिरी, स्मरति-सुमरति (પ્રા० सुमरइ), श्लोक-सिलोक, स्नान-सिनान-न्हाण

(૬) श, ष, सના ઉચ્ચાર સ્પષ્ટ કરવા અઘરા છે એમા सનો ઉચ્ચાર સહુથી સહેલો છે તેથી પાલી ને પ્રાકૃતમાં એ ત્રણે વ્યજનોને ઠેકાણે બહુધા स થાય છે ('બહુધા' કહેવાનું કારણ કે માગધીમા श વપરાય છે) षનો ઉચ્ચાર કેટલાક श જેવો કરે છે તેથી षને બદલે शના સ્થાનનો અઘોષ મહાપ્રાણ छ થાય છે, જેમકે षष्-छ

(૭) કેટલાક શબ્દોમા એક વર્ણની અસર બીજા પર થઈ વર્ણ વિકાર થાય છે, જેમકે परशु-फरसु (ફરસી), આમાં शનો स् થયો અને તેને લીધે पनो મહાપ્રાણ फ् થયો

(૮) પાલી બોલનારનાં ઉચ્ચારસ્થાન મૂર્ધન્ય વર્ણ તરફ વધારે વળેલાં હતાં, આથી પાલીમા દન્ત્યનો મૂર્ધન્ય થાય છે પ્રાકૃતમાં પણ એમ થાય છે, જેમકે दास-डस (ડાસ), दाह-डाह

(૯) ઉચ્ચારનો પરિશ્રમ બચાવવો એ સ્વાભાવિક છે, એથી અઘોષના ઘોષ અને કઠોર વર્ણના મૃદુ વર્ણ થાય છે

वक-वग, बट-वड; पीड(न)-पील(न) [પીલ(વું)] तडाक-तळाक (डनो મૃદુ વર્ણ ळ થાય છે)

પાલીમા મહાસંસ્કૃતની પેઠે અને ગુજરાતીની પેઠે ळ છે, આ વિકાર પાલી અને પાકૃત કરતા દેશી ભાષામાં વિશેષ થાય છે, પ્રાકૃતમા એટલો બધા થતો નથી

(૧૦) સ્વરોના વિકાર

(અ) ऋના अ, इ, उ, કે र् થાય છે, गृह-गह, गृध्र-गिद्ध, मृदु-मुदु वृक्ष-रुक्ख

(આ) ऐ નો ए ને औ નો ओ થાય છે; ऐ ના ઉચ્ચાર અ+इ જેવો અને औ ના અ+उ જેવો થાય છે; તેથી ऐ ને સ્થાને અ+इ=ए ને औ ને સ્થાને અ+उ=ओ થાય છે.

तैल–तेल; मौलि–मोलि

(ઇ) अय નો ए ને अव નો ओ થાય છે.

कथयति–कथेति; अवकाश–ओकास; नवनीत–नोनीत; પ્રાકૃતમાં ऐ ને औ ના બહુધા अइ ને अउ થાય છે.

पौर–पउर ( નાગપોર )

પાલી ને પ્રાકૃતમાં

૧. ऋ વર્ણ ને लृ નથી; તેમજ ऐ અને औ નથી.

૨. श ને ष् નો બહુધા स् થાય છે.

૩. ङ ને ञ् સ્વર સાથે જોડાયલા વપરાતા નથી, માત્ર વ્યંજન સાથે જોડાયલાજ વપરાય છે.

૪. દ્વિવચન નથી.

૫. વ્યંજનાન્ત શબ્દો વપરાતા નથી. એવા શબ્દોમાં 'અ' ઉમેરાય છે. शरद्–शरद

૬. ચતુર્થીને સ્થાને ષષ્ઠી વપરાય છે.

૭. પરસ્મૈપદ ને આત્મનેપદનો તેમજ ગણોનો ભેદ જતો રહ્યો છે.

પ્રાકૃત—સંસ્કૃત અને પાલી બંને એકી વખતે બોલાતી હતી. પાલી પ્રચારમાં આવી ત્યારે કંઈ સંસ્કૃત મૃત ભાષા થઈ નહોતી. બન્ને ભાષા સાથે સાથે ચાલતી હતી અને જેમ જેમ સંસ્કાર ઘટતો ગયો તેમ તેમ સંસ્કૃત ભાષા બોલનારની સંખ્યા ઓછી થતી ગઈ અને અશુદ્ધ ભાષાનો પ્રચાર અને પ્રદેશ વધતો ગયો. આ રીતે પાલી જુદા જુદા પ્રદેશોમાં ફેલાયલી જુદી જુદી પ્રાકૃત ભાષાનું સ્વરૂપ પામી. દેશપરત્વે પ્રાકૃતના મુખ્ય ૭ ભાગ છે—૧. महाराष्ट्री (મહારાષ્ટ્રમાં બોલાતી)–એ મુખ્ય પ્રાકૃત છે. હેમચન્દ્રે એને પ્રાકૃત નામ આપ્યું છે; ૨. शौरसेनी (શૂરસેનમાં–મથુરાની આસપાસના પ્રદેશમાં બોલાતી); ૩. मागधी (મગધમાં–બિહારમાં બોલાતી); ૪. पैशाची અને ૫. चूलिका–पैशाची (અફગાનિસ્તાન, નેપાળ, બાહ્લિક, વગેરે પ્રદેશોમાં બોલાતી);

અને ૬. અપભ્રંશ–સિંધ, ગુજરાત, વગેરે દેશોમાં બોલાતી. ગુજરાતી અને હિંદીને અપભ્રંશ સાથે, બંગાળીને માગધી સાથે, અને મરાઠીને મહારાષ્ટ્રી સાથે વધારે સંબંધ છે.

પ્રાકૃતમાં વિકારો—પાલીમાં જે જે વિકારો*દર્શાવ્યા છે તે તે વિકારો ઉપરાંત ત્રણ વિકાર પ્રાકૃતમાં ખાસ થયા—

૧. અઘોષને સ્થાને ઘોષ.

૨. ઘોષ અને અઘોષ મહાપ્રાણમાંથી કોમલ અંશ જઈ માત્ર હકાર રહે છે.

૩. અનાદિ વ્યંજનનો લોપ. લોપ થઈ બે સ્વર સાથે આવે ત્યારે ઉચ્ચારની સરળતાની ખાતર પહેલાની પૂર્વે બહુધા લઘુપ્રયત્ન યકાર મુકાય છે, ક્વચિત્ વકાર, ને ક્વચિત્ હકાર પણ પ્રક્ષેપક તરીકે મુકાય છે. આમાંનો બીજો વિકાર એ પ્રાકૃતનું ખાસ લક્ષણ છે.

આના દાખલા દેશી ભાષામાં વિશેષ છે. પ્રાકૃતમાંના દાખલા થોડાક નીચે આપ્યા છે:—

૧. लोक–लोग; घट–घड; हरीतकी–हरडइ (હરડે–તનો द् થઈ द्); कृत–कीद (કીધું); कषपट्ट–कसवट्ट (કસોટી)

૨. मुख–मुह; प्राघुणक–पाहुणअ; माष–माह; कथानिका–कहाणिआ; परिधा–परिहा; सुधा–सुहा; सौभाग्य–सोहग्ग–સોહાગ

૩. चर्मकार–चम्मआर–ચમાર; वचन–वयण–વેણ (य्‌નો इ થઈ); राजपुत्र–राअउत्त–રાવત; माता–माआ–મા; मयूर–मऊर–મોર; पिपासी–पिआसी–પ્યાસી; सूकर–સૂવર (વ્ પ્રક્ષેપક); सर्जनकार–સર્જનહાર (હ્ પ્રક્ષેપક)

શૌરસેનીમાં મહારાષ્ટ્રીની પેઠે અનાદિ त् લોપાવાને બદલે તેનો द् થાય છે;

कृत–कअ (મહારાષ્ટ્રી)–किद–કીધ–ધું (શૌરસેની).

માગધીમાં स्‌નો श् અને र्‌નો ल् થાય છે. બંગાળી ભાષાને માગધી સાથે વિશેષ સંબંધ હોવાથી એમાં શકાર વધારે છે.

પૈશાચીમાં ननो ण् થતો નથી.

અપભ્રંશ: મુખ્ય લક્ષણઃ—અપભ્રંશ, જેની સાથે ગુજરાતીને ઘણો સંબંધ છે, તેનાં ખાસ લક્ષણ નીચે દર્શાવ્યાં છે:—

૧. પ્રાકૃતમાં અનાદિ અઘોષ વર્ણ બહુધા લુપ્ત થાય છે, પણ અપભ્રંશમાં તેને બદલે ઘોષ વર્ણ થાય છે. આ વિકાર દેશી ભાષામાં વિશેષ જોવામાં આવે છે.

૨. પ્રથમા એકવચનનો પ્રત્યય उ છે; આ જૂની ગુજરાતીમાં પણ ઘણે સ્થળે જોવામાં આવે છે.

૩. સંસ્કૃત સ્વાર્થિક क પ્રત્યયનો પ્રયોગ ઘણો છે. એ क પ્રત્યયનો લોપ થાય છે અને નપુંસક એ. વ. अम् પ્રત્યયનો उं થાય છે. આ उं ગુજરાતીમાં નપુંસકના એ. વ.માં આવ્યો છે.

૪. સ્વાર્થિક अड અને उल્ल પ્રત્યયોનો પણ ઘણો પ્રયોગ છે. ગુજરાતીમાં ड ને ल સ્વાર્થિક પ્રત્યયોનો ઘણો પ્રચાર છે.

દાખલાઃ—

लोकः–लोउ; काकः–काउ; कमलकम्–कमलउं; वृक्षकः–रुक्खडु–रुक्खुलु

૪. શબ્દોના વિકારો ગુજરાતી ભાષાનાં રૂપોને મળતા થાય છેઃ—
कथम्–किम–केम; यथा–जिम–जेम; तथा–तिम–तेम; यत्र–जेत्थु; तत्र–तेत्थु; कुत्र–केत्थु; अत्र–एत्थु; एत–जि; एवम्–एम्व–एम; पश्चात्–पच्छइ; यतः–जो; ततः–तो; तदा–सो; यावत्–जेत्तुलु–जेवडु; तावत्–तेत्तुलु–तेवडु; कियत्–केत्तुलु–केवडु; इयान्–एत्तुलु–एवडु; यादृश–जइसु; तादृश–तइसु; कीदृश–कइसु; ईदृश–अइसु; पुनः–पुणु; सर्वः–साहु–सव्वु; विना–विणु

વ્યુત્પત્તિની દૃષ્ટિએ 'કેમ', 'જેમ', 'તેમ', 'જ', 'જો', 'તો' માટે અવ્યયના પ્રકરણમાં સમજાવ્યું છે.

પ્રત્યયોના વિકારો ગુજરાતીમાં ઊતરી આવેલા છે, તેમાંનો કેટલાક દાખલા નીચે પ્રમાણે છે:—

त्व } पटुत्व–ता–पडुप्पणु (પટુપણું)
ता }

तव्य } कर्तव्यम्–करिएव्वउं (પ્રત્ય. इएव्वउं)
सोटव्यम्–सहेव्वउं (પ્ર. एव्वउं)
स्वपितव्यम्–सोएवा (પ્ર. एवा)

સોએવા જેવા રૂપ જૂની ગુજરાતીમાં છે. હેત્વર્થ કૃદન્તનું આ મૂળ છે.

ઈય-યુષ્મદીય -તુમ્હારૂ (તમારૂં)

इ-क्त्वानुं करइ ('કરી' અવ્ય જૂ કૃ) (વ્યાકરણમા અપભ્રંશમાં ત્વાના આદેશ—इ, इउ, ए (હેમ इवि), અને अवि આપે છે. વ્યુત્પત્તિ પ્રમાણે इ એ સોપસર્ગ ધાતુમા ત્વાના આદેશ यનો વિશ્લેષ થઈ થાય છે)

આજ્ઞાર્થના ૧લા પુ બ વ. સિવાય બધા પ્રત્યયો અપભ્રંશમાંથી આવ્યા છે.

| | | અપ૦ | | ગુજ૦ | |
|---|---|---|---|---|---|
| | | એ વ. | બ વ. | એ વ | બ વ. |
| ૧લો | પુ | उ | हु | ઉ | ઇએ |
| ૨જો | પુ | हि | हु | એ | ઓ |
| ૩જો | પુ | इ | हिं | એ | એ |

અપભ્રંશમા આજ્ઞાર્થના ૨જા ને ૩જા પુ એ વ. માં બીજા પ્રત્યયો इ, उ, ને ए છે, એ પ્રત્યયો જૂની ગુજરાતીમા જોવામાં આવે છે.

આમ દેશપરત્વે પ્રાકૃતના વિભાગ થયા જુદા જુદા વિભાગોમાં વસવાથી જુદી જુદી પ્રાકૃતોમા જુદા જુદા વિકારો થયા અને એ રીતે દેશી ભાષાઓ ઉદ્‌ભવી

સસ્કૃત પ્રાકૃત અપભ્રંશ"—ફરી કહેવુ જરૂરનું છે કે ભાષાના આ ઇતિહાસ પરથી એમ ન સમજવુ કે પાલી કે પ્રાકૃત ભાષા જ્યારે વપરાતી હતી ત્યારે સસ્કૃત મૃત ભાષા હતી શિષ્ટ વર્ગમા બોલાતી ને સસ્કાર પામેલી ભાષા તે સસ્કૃત તેમાં અશુદ્ધિ થઈ અધમ વર્ગમાં પ્રચાર પામેલી ભાષા તે પાલી કે પ્રાકૃત મૂળ અશુદ્ધ થયલી ભાષા તે પાલી કાલક્રમે વસ્તી ફેલાતે અનાર્ય જાતિના વિશેષ સસર્ગથી દેશ પરત્વે વિશેષ અશુદ્ધિ પામી પ્રાકૃત ને અપભ્રંશ ભાષા થઈ અધમ આર્ય જાતિઓ અનાર્ય જાતિ સાથે લગ્નના સબધથી જોડાઈ એકરૂપ મિશ્ર પ્રજા થઈ તેથી આ વિકારમાં વૃદ્ધિ થઈ પ્રાકૃત એ પાલીથી વિશેષ અશુદ્ધ સ્વરૂપ છે અને અપભ્રંશ એ સહુથી વધારે અશુદ્ધિ

પામેલું સ્વરૂપ છે. હાલ જ્યાં વ્રજ ભાષા બોલાય છે ત્યાં અપભ્રંશ ઇ. સ.ના ૬ઠ્ઠા કે ૭મા સૈકામાં ઉત્પન્ન થઈ. જૈનોના ગ્રન્થો પ્રાકૃત ભાષામાં લખેલા છે. એ પ્રાકૃતને અર્ધમાગધી કહે છે; કેમકે એમાં માગધી પ્રાકૃતનાં રૂપો ઠેકાણે ઠેકાણે જોવામાં આવે છે. ઘણો વખત સુધી સંસ્કૃત ને પ્રાકૃત ભાષાઓ સાથે સાથે બોલાતી લોકભાષા હતી. સંસ્કૃત નાટકોમાં સ્ત્રીઓ અને અધમ પુરુષપાત્રોના મુખમાં કવિઓએ પ્રાકૃત ભાષા મૂકેલી છે, તેથી એમ પણ સિદ્ધ થાય છે કે નીચલા વર્ગના ઓછા કેળવાયલા લોકો સંસ્કૃત બોલી શકતા નહોતા ને પ્રાકૃત બોલતા તોપણ તેઓ સંસ્કૃત સમજી શકતા હતા. એમ ન હોય તો ઉત્તમ પાત્રો સંસ્કૃતમાં ને અધમ પાત્રો પ્રાકૃતમાં બોલીને સંભાષણ ચલાવતાં નાટકમાં વર્ણવ્યાં છે તેમ થઈ શકે નહિ.

અર્વાચીન તદ્‌ભવ–સંસ્કૃત ભાષાના શબ્દો હમેશ દેશી ભાષાઓમાં દાખલ થયા કરે છે. પ્રાકૃત ભાષા બોલનારાઓની અશુદ્ધ ઉચ્ચાર કરવાની કેટલીક ટેવ દેશી ભાષા બોલનારા તેમના વારસોમાં ઊતરી છે. પરંતુ બંનેનાં બધાં ઉચ્ચારસ્થાનો સરખી રીતે વિકાર પામેલાં હોય નહિ. આ કારણથી જેવો વિકાર પામી સંસ્કૃત શબ્દો પ્રાકૃત થયા, તેનાથી અન્ય રીતે વિકાર પામી સંસ્કૃત શબ્દો દેશી ભાષામાં દાખલ થયા. આમ કેટલાક તદ્ભવ શબ્દો પ્રાકૃતદ્વારા દેશી ભાષામાં દાખલ થયા છે અને કેટલાક પાછળથી સંસ્કૃતમાંથી લાગલાજ વિકાર પામી દેશી ભાષામાં દાખલ થયા છે. પહેલા વર્ગના શબ્દ તે પ્રાચીન તદ્ભવ અને બીજા વર્ગના તે અર્વાચીન તદ્ભવ.

પ્રાચીન તદ્ભવઃ–*मार्ग–मग्ग–*માગ; *गृध्र–गिद्ध–*ગીધ; *योग्य–जोग्ग–*જોગ; *मृत्तिका–मट्टिआ–*માટી; *मुकुल–मउल–*મોલ

અર્વાચીન તદ્ભવ–*वर्ष*–વરસ; *मार्ग*–મારગ; *श्लक्ष्ण*–સખણો; *प्राण*–પરાણ–પરાણે

**દેશી ભાષાઓ: મુખ્ય વિકારોઃ**–પ્રાકૃતમાં સંયુક્ત વ્યંજનોના જે વિકાર થાય છે તેથી વિશેષ દેશી ભાષાઓમાં થાય છે; તેમાં હિંદી, બંગાળી, મરાઠી, ને ગુજરાતીમાં જોડાક્ષરમાંનું એક વ્યંજન લોપાઇ પૂર્વ સ્વર દીર્ઘ થાય છે; સિંધીમાં એક વ્યજન લોપાય છે, પણ પૂર્વ

સ્વર દીર્ઘ થતો નથી પંજાબીમાં બહુધા જોડાક્ષર કાયમ રહે છે. થોડાક દાખલા નીચે આપ્યા છે –

| સં. | પ્રા | ગુજ. | મરા. | હિંદી | સિંધી | પંજા | બંગા |
|---|---|---|---|---|---|---|---|
| रक्त | रत्त | રાતો | राता | रातो | रतो | रत्ता | |
| हस्त | हत्थ | હાથ | हात | हाथ | हथु | हथ्थ | हात (उ ऽ हात) |
| मस्तक | मत्था- अप मत्थउ | માથુ | माथें | माथा | मथो | मथ्था | माथा |
| अद्य | अज्ज | આજ | आज | आज | अजु | अज्ज | आज (उ ऽ आजि) |
| अक्षि | अक्खि | આખ | | | अखि | अक्ख | आखि (उ ऽ आखि) |
| सखी | सही | સહી (સાહેલી) | सइ | सहली | सहली | सहली | सइ (उऽ सइ) |
| मेघ | मेह | મેહુ-મેહુ(લો) | | मेह | मेहु | | मेघ |
| तडाग | तलाअ | તળાવ | तळें | तलाव | तलाव | | तलाउ |
| शुण्डा | सोण्डा | સૂંઢ | सोंड | सूड | सूंढि | सुंड | शूंड (उऽ शुंड) |
| भगिनी | भइणी | બેન | बहिण- भेण | बहिन- बहन-बेन | भेण- भेणु | भैण | बोन |
| विपत्ति | | વિપત | | विपत | | बिपत | विपद |
| मधु | | મધ | मध | मध | | मध | मधु |
| धवल | | ધોળું | धवळा | धौला | | धौला | |

**પ્રત્યયોમાં વિકારો**–સંસ્કૃત ભાષા પ્રત્યયાત્મક હોવાથી તેમાં વિભક્તિના ઘણા પ્રત્યયો છે. આથી ભાષા અઘરી છે. ભાષાના વિકાસમાં ભાષા સરળ કરવા તરફ લક્ષ જાય છે. આથી કેટલાક પ્રત્યય લોપાય છે અને ઘણે સ્થળે સામ્ય–સરખાપણું કરવા તરફ વૃત્તિ થાય છે. દાખલા તરીકે, સંસ્કૃતમાં દસ ગણ છે; પરંતુ પ્રાકૃતમાં બધા ગણો સરખા કરી પહેલા ગણના જેવું રૂપ થાય છે. આથી વિકરણ પ્રત્યય (ગણકાર્યચિહ્ન) ધાતુનો અંશ થાય છે; જેમકે, बुध्–बुध्य–बुज्झ–બૂઝ; ज्ञा–जाना–જાણ; श्रु–सुण–સૂણ; नृत्य–नच्च–નાચ. સંસ્કૃતમાં જેમ પરસ્મૈપદ અને આત્મનેપદ પ્રત્યયોનો ભેદ છે તેમ પ્રાકૃતમાં નથી.

સંસ્કૃતમાં નપુંસકમાં પ્રથમા ને દ્વિતીયાનાં રૂપ ઘણાંખરાં સરખાં છે. આથી પ્રાકૃતમાં બીજી જાતિઓમાં પણ પ્રથમા ને દ્વિતીયાનાં બ. વ. રૂપ બહુધા સરખાં છે. राम–रामा; सव्व–सव्वे; अग्गि–अग्गिणो; वाउ–वाउणो–वाऊ; जाआ–जाआओ–जाआउ–जाआ; दइ–दईओ–दईउ–दई; धेणु–धेणूओ–धेणूउ–धेणू; गोरी–गोरी–गोरीओ–गोरीउ–गोरीआ; जंबू–जंबू–जंबूओ–जंबूउ; पितृ–पिअरा–पिउणो–पिऊ વગેરે.

અપભ્રંશમાં તો બંને વચનમાં બહુધા પ્ર. ને દ્વિ. નાં રૂપ સરખાં છે; કેટલેક સ્થળે તે ઉપરાંત જુદાં રૂપો પણ છે.

राम–प्र. द्वि. राम–राम; कइ–कइ–कई; वाउ–वाउ–वाऊ; બંને વિભક્તિનાં બંને વચન આમ બહુધા સરખાં છે.

દેશી ભાષામાં પ્રથમા ને દ્વિતીયાનાં બંને વચનો સરખાં છે. દ્વિતીયાનો બીજો પણ પ્રત્યય છે તે વ્યુત્પત્તિની દૃષ્ટિએ ષષ્ઠીનો છે.

સામ્યના આજ નિયમથી પુંલિંગ અને નપુંસકલિંગ વચ્ચેનો ફેરફાર કાઢી નાખવા તરફની વૃત્તિથી હિંદી ને સિંધીમાંથી નપુંસક તદ્દન જતું રહ્યું છે.

**કાળ અને અર્થ**––સંસ્કૃતમાં કાળ અને અર્થ મળીને દસ છે; પાલીમાં તેમાંના આઠ રહ્યા છે. तास्प्रत्यययुक्त ભવિષ્યકાળ અને આશીરર્થ જતા રહ્યા છે. પ્રાકૃતમાં આમાંના ત્રણજ કાળ અને અર્થ રહ્યા છે–વર્તમાનકાળ; ભવિષ્યકાળ, અને આજ્ઞાર્થ. વિધ્યર્થના પ્રત્યયો આજ્ઞાર્થ-

ના છે તેજ છે. ત્રણે ભૂતકાળના રૂપોમાં માત્ર ત્રીજા પુરુષના એકવચનનુંજ સરખુંજ રૂપ વપરાય છે. અજન્ત ધાતુમાં સિ, હિઅ, અને હિ અને હલન્ત ધાતુમાં ઈઅ પ્રત્યય બધા ભૂતકાળોમાં ૩જા પુ. એ. વ ના છે ક્રિયાતિપત્ત્યર્થમાં माण ને न्त પ્રત્યયો બધા પુરુષોમાં વપરાય છે. અર્થાત્, વર્તમાન કૃદન્તનું રૂપ ( પરસ્મૈ त् કે अत् પરથી न्त ને આત્મને मान પરથી माण) ક્રિયાતિપત્ત્યર્થ તરીકે વપરાય છે. દેશી ભાષામા પણ એમજ છે. આ રીતે બહુધા ત્રણજ કાળ અને અર્થ રહ્યા છે. ભૂતકાળને બદલે આર્ય દેશી ભાષાઓમા ભૂત કૃદન્ત વપરાય છે, કેમકે સંસ્કૃતમા મહાભાષ્યકારના સમયથી એજ શૈલી દાખલ થઈ છે અને પ્રાકૃતમા પણ એમજ છે.

હિંદી—घोडा मैंने छोडा, पोथी मैंने पढ़ी.

મરા —त्यानें मला बोलाविलें, विद्यार्थ्यानें घडा केला

બંગા —शृगालेरा एक वने प्रवेश करियाछिल.

મરાઠીમા વર્તમાનકાળનો અર્થ વિધ્યર્થ અને ભૂતકાળના જેવો છે ગુજરાતીમા પણ આજ્ઞાર્થ જેવો કે વિધ્યર્થ જેવો છે. હિંદી ને ગુજરાતીમા ૨જા ને ૩જા પુરુષના બધા પ્રત્યયો અને ૧લા પુરુષના એકવચનના પ્રત્યયો અપભ્રંશના પ્રત્યયો પરથી આવ્યા છે. ૩જા પુ. બ. વ.માંનો અનુનાસિક ગુજરાતીમાં ઊડી ગયો છે. માત્ર ૧લા પુ બ. વ ની વ્યુત્પત્તિ ગુજરાતીમાં સરળ નથી હિંદીમાં ૧લા પુ બ વ.નો ऐं ૩જા પુ. બ વ ના જેવોજ છે. એ ऐंમાથી અનુનાસિક લોપાઈ, પૂર્વે इ લાગી ગુજરાતીમાં ૧લા પુ. બ. વ.નો પ્રત્યય 'ઇએ' થયો જણાય છે એમ ડૉ ભાંડારકરનું માનવું છે. અન્ય વ્યુત્પત્તિ પૃ૦ ૨૨૪ પર દર્શાવી છે

આજ્ઞાર્થના રૂપમાં માત્ર ૨જા પુ એ. વ માંજ વર્તમાનકાળના રૂપથી ફેર છે એ રૂપ પ્રાકૃત રૂપને મળતું છે. ( हस ધાતુનું રૂપ हस–हसे–हसहि–हसेहि–हससु–हसेसु વગેરે થાય છે, તેમાં हस છે ) અને હિંદી, મરાઠી, અને પંજાબીમાં પણ સરખુંજ છે અપભ્રંશમા ૨જા પુ એ. વ મા આજ્ઞાર્થના इ, उ, ने ए પ્રત્યયો છે. જૂની ગુજરાતીમાં એ ત્રણે જોવામાં આવે છે.

'पूछइ वात पातसाह हसी, गूजराति ते कहीइ किसी'.

કાન્હ૦ ૧.૨૧

'गूजराति त्यूं मांडिसि कलहु. माहारइ साथइ कटक मोकलु.

કાન્હ૦ ૧.૨૬

केयूरक एणी पिरि बोलि, गाढ़ं आलिंगन
देइ काहाव्यूं छि कादंबरीइ, सांभलु एकि मंन.

ભાલણ–કાદ૦ કડ૦ ૨૦મું

माहाश्वेता कहि राजा! घण. पूर्वि वंश कर्यु अम तणु.

ભાલણ કાદ૦ કડ૦ ૧૯મું

उच्छन्न अति हउआ बरि तेहनि, सांभलि, हो राजान!

કાદ૦ કડ૦ ૨૦મું

माला एहनि थ्हावे; सून! म करशु कांइ रीस.

કાદ૦ કડ૦ ૧૧મું

सूंणि राजा तुं मोरो वयण, ते कुंमरी सही नारीरयण;

वैतालपंचविंशी ૧.૬૫

'આવજો,' 'કરજો' એવું આજ્ઞાર્થનું માનાર્થક રૂપ છે તેનું જૂનું સ્વરૂપ 'આણેજ્યો' ('અક્ષયં પ્રીતિ આણેજ્યો ઘણી.' કાન્હ૦ ૨.૧૫૦) જેવું છે. હિંદીમાં 'ઇએ' પ્રત્યય અને 'જે'વાળું એવું રૂપ છે; चेतीए; प्रविष्ट कीजे; अवधान दीजे. એ રૂપ વિધ્યર્થ इज્ઞ પ્રત્યય પરથી આવ્યું છે.

જૂની ગુજરાતી–અપભ્રંશના કરતાં પણ વ્યંજનો લોપાઈ સ્વરો સાથે લખાવાનો પ્રચાર જૂની ગુજરાતીમાં વિશેષ થયલો જણાય છે; જેમકે, અપ૦નાં चरहि, चल्लु, चलहिं, રૂપોમાંથી (પૃ૦ ૨૨૨ જુઓ) ह् લોપાઈ જૂની ગુજરાતીમાં 'ચાલઇ', 'ચાલઉ', ચાલઇ એવાં રૂપો મળી આવે છે. આ રીતે 'અઇ', 'અઉ' જૂની ગુજરાતીમાં ઘણે સ્થળે માલમ પડે છે. પાછળથી તેની સંધિ થઈ 'એ' ને 'ઓ' લખાતા થયા અને કેટલેક સ્થળે અ+ઇ મળીને 'ઇ' અને 'અ' ને 'ઉ' મળીને 'ઉ' થયા. તૃતીયા ને સપ્તમીનો પણ 'ઇ' પ્રત્યયનો પાછળથી 'એ' થયો છે. 'ઇ' ને 'ઉ' નકામા ઘુસાડવાનો પણ પ્રચાર જણાય છે. પ્તે બદલે

ય્ ને ય્ને બદલે જ્ લખાતો. આમાં ય્નો ઉચ્ચાર યજુર્વેદીઓ પણ જ્ કરે છે ને ઉત્તર હિંદુસ્તાનમાં ય્નો જ્ અને વ્નો બ્ ઉચ્ચાર ઘણો સામાન્ય છે (ऋषि-रिखि यमुना-जमुना यज्ञ-जग्य, वर्ष-बरस)

राजा-एतला भणी टालइ (ટાળી) हाथे न जइए। एक राजा, देव, गुरु, जोशी, वैद्य। फले करी फल पामीए। वली राजा बोलु छे देगवर। ताहरइ (તારે) नु काय छइ (છે) ते मुहनइ (મને) कहइ (કહે)। दगवर बोलिउ। एकाति (એકાંતે) आविय (આવી, આવીને) गुरुउजनइ (ગુરુને) कार्य कहु। वेताल पंचविंशी, पृ ८९

राजा वक्रमादित्य कहइ (વિક્રમાદિત્ય કહે) एतलामाहइ (એટલામાં) सात्विक कुण (કોણ)। जाणतु हुय न नही कहइ (કહે) तु (તો) ते हत्या तुहन। राजा वक्रमादित्य बोलु। एतलामाहइ राजा सात्विक। वेताल बोलु से कारणि (શે કારણે શા કારણે)। राजा बोलु। स्वामीनइ (સ્વામીને) अर्थे सेवक प्राण त्यागि करइ (ત્યાગ કરે) एह तु (તો) सेवकनु धर्म छइ (છે) पण सेवकनइ काजि (સેવકને કારે) राये आपणु राज तृण समानी (સમાન) लेखु (લેખ્યુ-લેખ્યું)। आपोपु मरण आगम्यु। अत एव राजा सात्विक। एहवु सांभलि शब (શબ) पाछु गयु। वेता॰ पृ॰ ११९

સ્વરભાર—પ્રાકૃતમાં શબ્દના ઉપાન્ત્ય સ્વર પર ભાર પડે છે, તેથી ઘોટ્ટઓનો ટ્ટો લોપાઈ પૂર્વ સ્વર દીર્ઘ થઈ મરાઠી ને હિંદીમાં ઘોડા રૂપ થયું છે ગુજરાતીમાં અપ ઘોટ્ટઅમાંના બે સ્વરો ભેગા થઈ ઘોડો થયુ છે આ સ્વરભારનો નિયમ બધી આર્ય દેશી ભાષાઓમાં પ્રવર્તે છે એમ અગાઉ કહ્યું છે (પૃ॰ ૩૫૦-૫૧ જુઓ)—ગત,' 'રીત,' 'જાત' એવા બે સ્વરવાળા શબ્દોમાં આ ખરૂં છે પરન્તુ બેથી વધારે સ્વરવાળા શબ્દોમાં એ ખરૂં નથી ડૉ ભાંડારકર કહે છે કે મરાઠીમાં સુતક 'चुतेन्,' पितळ,' जिवन्त जेवा શબ્દોમાં ઉપાન્ત્ય સ્વર પર ભાર પડે છે, તેથી તે અનો ઉચ્ચાર અઅ જેવો લાંબો થાય છે ગુજરાતીમાં આમ નથી આપણી ભાષામાં તો સ્વરભાર હમેશ શબ્દના આદિ સ્વર પર અને શબ્દ મોટો હોય તો આદિ સ્વર પર અને બીજા સ્વર પર એમ બે ભાગ પર ભાર પડે છે આ સ્વરભારને લીધે અન્ત્ય 'અ અને મોટા શબ્દોમાં તેની સાથે વચ્ચેનો 'અ પણ અનુચ્ચરિત રહે છે

દાખલાઃ—

ગાંમ; પેન, પુસ્તક, કનક (અન્ત્ય 'અ' અનુચ્ચરિત)
વંનવાસ; ઘરધંણી; રાજકુંવર; તંનમંનધંન; ચતુરસુજાંણ
બોલકણું; ખંચોળુ; મેંદવાડ; સર્જનહાર
કુતરો; છોકરો; જંમણો

'મગન,' 'મદન' જેવા શબ્દો સંબોધન તરીકે ઉચ્ચારાય છે, ત્યારે સ્વરભાર ઉપાન્ત્ય સ્વર પર પડે છે, એ ખરી વાત છે (જેમકે, 'મગન અહિં આવ'); પરંતુ નહિ તો તો સ્વરભાર બહુધા શબ્દના આદિ સ્વર પરજ પડે છે.

વૈદિક શબ્દો પર જેવો સ્વરભાર ખુલ્લો સમજાય છે અને સ્વરિતત્વ ચિહ્નથી દર્શાવાય છે, તેમ પાછળના સંસ્કૃત સાહિત્યમાં કે દેશી ભાષામાં સ્વરભાર સ્પષ્ટ નથી. સ્પષ્ટ હોત તો જોડણીના ઘણા નિયમો રચવામાં તે કામ આવત.

આ ઉપસંહાર પરથી સ્પષ્ટ સમજાયું હશે કે આર્ય દેશી ભાષાના શબ્દો અને નામિકી અને આખ્યાતિકી વિભક્તિ તથા અન્ય પ્રત્યયો સંસ્કૃત ભાષામાંથી પ્રાકૃત અને અપભ્રંશદ્વારા નિયમપુરઃસર આવ્યા છે. મુસલમાનો અને પાશ્ચાત્ય પ્રજાઓએ હિંદુસ્તાન જીત્યું અને તેમના સમાગમમાં હિંદી પ્રજાઓ આવી તેથી ફારસી, અરબી, પોર્તુગીઝ, અંગ્રેજી વગેરે ભાષાઓમાંથી ગુજરાતીમાં શબ્દો દાખલ થયા છે; પરંતુ ભાષાના બંધારણ પર એ ભાષાઓની નહિ જેવીજ અસર થઈ. નવા શબ્દો અને રચનાઓ દાખલ થઈ છે. હરકોઈ જીવન્ત ભાષામાં એવા વિકાર થયાંજ કરે છે.

## પ્રકરણ ૩૧મું

### દ્વિરુક્ત શબ્દ

**દ્વિરુક્તિ: અર્થ**—ગુજરાતી ભાષામાં ઘણે સ્થળે એકનો એક શબ્દ બેવડાયલો જોવામાં આવે છે. શબ્દની આ પ્રમાણે દ્વિરુક્તિ થવાથી તેમાં 'દરેકનો', 'પૂર્ણપણાનો', 'વારંવાર થવાનો',

કે 'અતિશય'નો એવા અર્થ આવે છે. દ્વિરુક્તિ પણ જુદી જુદી રીતે થાય છે. આ સંબંધી વર્ગીકરણ કરી થોડાક દાખલા નીચે આપ્યા છે.

**નામ**—૧. દ્વિરુક્તિના બંને શબ્દ સરખા હોય છે અને તે સમુદાયમાથી 'પ્રત્યેક'નો કે 'પૂર્ણપણા'નો અર્થ નીકળે છે.

દાખલા—

**માણસ માણસમાં** ફેર છે (પ્રત્યેક માણસ જુદો છે).

આખા ગામમાં તેની **ફજેતી ફજેતી** થઈ રહી. (પૂરેપૂરી ફજેતી)

**ક્ષણે ક્ષણે, પળે પળે** આયુષ્ય વહ્યું જાય છે. (પ્રત્યેક ક્ષણે, પ્રત્યેક પળે)

હું **શેરીએ શેરીએ** ફરી વળ્યો; પણ તે માણસ મારે હાથ લાગ્યો નહિ. (પ્રત્યેક શેરીએ)

મરાઠીમાં પણ આવા રૂપ થાય છે—

'माणूस माणूस प्रकृतीनें भिन्न असतें।'

'पळ–पळ, क्षण–क्षण आयुष्य जात आहे'

૨. દ્વિરુક્તિના બે શબ્દમાં પ્રથમ શબ્દને વિભક્તિ લાગેલી હોય છે, કે તેનો અન્ત્ય સ્વર દીર્ઘ થયલો હોય છે, કે તેમાં ફેરફાર થયલો હોય છે, અને બીજો મૂળ સ્વરૂપમાં હોય છે.

દાખલા:—

**નામ**—

મેં **ગામેગામ** તપાસ્યું. ('ગામોગામ' પણ કહેવાય છે.)

**મનોમન** સાક્ષી છે

આ કામ **હાથોહાથ** કરવાનું છે.

**વખતોવખત** મને મળતા રહેજો.

હું **નગરેનગર** જોઈ વળ્યો.

તેણે તરવાર વડે શત્રુના **કકડેકકડા** કરી નાખ્યા. (પૂર્ણપણાનો અર્થ)

શિખર પરથી તે પદાર્થ પડવાથી તેના **ચૂરેચૂરા** થઈ ગયા. (પૂર્ણતાનો અર્થ)

તેની રેવડી **દાણાદાણ** થઈ ગઈ. (પૂર્ણતાનો અર્થ)

**એનેએન** મળી એટલે ખાનગી વાત ચાલવા માંડી. (પરસ્પર સંબંધનો અર્થ)

**ભાઈએભાઈ** લડી મરે છે. (પરસ્પર સંબંધનો અર્થ)

**ભલભલા** સવાલનો નિર્ણય થાય છે; પણ ગુજરાતી ભાષામાં જોડણીના સવાલનો નિર્ણય થતો નથી.

તેઓ **મુક્કામુક્કી** લડે છે.

ધપ્પાધપ્પી; ગડદાગડદી; ફેરફાર; જળજળીઆં

મરાઠીના દાખલાઃ—

'प्रकरणें–प्रकरणें काढून वांच'

*गांवोगांव; घरोघर; वनोवन; शहरोशहर*

**સર્વનામ—**

ત્યાં **કોણ કોણ** આવ્યું છે ને **શું શું** કરે છે તે જુઓ. (પ્રત્યેકનો અર્થ)

**જે જે** ગામ હું ફરૂં છું **તે તે** ગામના માણસોના રીતરિવાજ ધ્યાનથી તપાસું છું. (પ્રત્યેકનો અર્થ)

**વિશેષણ—**

આ ટોળામાં **અશક્ત અશક્તને** શોધી પૈસો પૈસો આપો. (પ્રત્યેકનો અર્થ)

**ચાર ચાર** ગાઉ; **પાંચ પાંચ** રૂપીઆ;

**છૂટાં છૂટાં**–**આઘાં આઘાં** ઘર

વિસામા **દૂર દૂર** છે. (પ્રત્યેકનો અર્થ, **એક એક**થી એક બીજાથી–દૂર)

આવા સત્પુરુષો **વિરલ વિરલ** છે. (અત્યન્ત વિરલ)

**મોટા મોટા–મોટમોટા** આમ કરે છે તો **નાના નાના**ની શી વાત? (બધા મોટા, પૂર્ણતાનો અર્થ)

**ક્રિયાવિશેષણ—**

આવા સંજોગો **ક્વચિત્ ક્વચિત્** આવે છે.
(બહુજ ક્વચિત્)

તેને **સરાસરી** મહીને સો રૂપીઆ ખર્ચ થાય છે.

**જેમ જેમ–તેમ તેમ; જ્યાં જ્યાં...... ત્યાં ત્યાં; આઘે આઘે; પાસે પાસે; ઝટ ઝટ; હળવે હળવે; હાય હાય, છિટ છિટ; ધિક્ ધિક્; શિવ શિવ; રામ રામ**

**ક્રિયાપદ–ક્રિયાવાચક નામ ને વિશેષણ—**

તે આખો દહાડો **ખાખા** કરે છે–**ઊંઘ ઊંઘ** કરે છે—**લખ લખ** કરે છે, **વાંચ વાંચ** કરે છે.

**જા જા; બોલ બોલ; આવ આવ**

સંસ્કૃતમાં આવી રચના છે, તેમાં સહજ ફેર છે–याहि याहि इति याति (જા, જા, એમ જાય છે. 'કરે છે'ને બદલે 'જાય છે').

તે **ચાલતો ચાલતો** આવ્યો

તે **દોડતો દોડતો** ગયો.

હું **બોલતાં બોલતાં** થાક્યો.

તે **વાંચતાં વાંચતાં** ઊંઘી ગયો.

તેણે **રડારડ** કરી મૂકી (ક્રિયાનું વારંવાર થવું)

ત્યાં **હસાહસ** થઈ રહી
"

ખેંચાખેંચ, તાણાતાણ, ફેંકાફેંક, મારામારી, કાપાકાપી, કૂટાકૂટ, દોડાદોડ, પકડાપકડી.

મરાઠીમાં પણ એવા દાખલા છે:—

मारामार; झोडाझोड; लाथालाथी; बुक्काबुक्की.

૩. દ્વિરુક્તિના પહેલા શબ્દનો છેલ્લો એકાચ્ કેટલેક ઠેકાણે લોપાય છે; જેમકે,

તેઓ **પોતપોતાને** કામે વળગ્યા.

આવાં **નિરનિરાળાં** સ્થાનો ઘણાં રમણીય લાગતાં નથી.

૪. કેટલેક સ્થળે પહેલો શબ્દ સામાનાધિકરણ્યવાચક ષષ્ઠીમાં હોય છે; જેમકે,

**એકનો એક** માણસ રોજ કામ કરે અને બીજા બેસી રહે?

એ કંઈ લોક નથી; **ઘરનું ઘર** છે.

(એકતાનો અર્થ વધારે દૃઢતાથી દર્શાવે છે).

મરાઠીમાં પણ એવા દાખલા છે:—

आपआपला; वेगवेगळा; मलमलतें; एकनाएक; थोरकाथोर; घरकीघर; घरचघर; घरानघर; हातचेहातीं.

૫. **કેટલેક સ્થળે દ્વિરુક્તિમાં શબ્દો** અનુકરણવાચક હોય છે; અર્થાત્, પ્રાણી કે પદાર્થના પડવા, અફળાવા કે બોલવાના ધ્વનિ પરથી થયલા હોય છે; જેમકે,

તે **ધમધમ** ચાલે છે.

તું **કડકડાટ** વાંચે છે.

તે **લપલપાટ** કરે છે.

ચૂલો **ધગધગ** સળગે છે.

**સડાસડ; તડાતડ; ફડાફડ**

આ અનુકરણવાચક દ્વિરુક્તિમાં પણ (૧) બંને શબ્દ સરખાજ હોય છે; કે (૨) પહેલા શબ્દનો અન્ત્ય સ્વર દીર્ઘ થયલો હોય છે કે તેમાં ફેરફાર થયલો હોય છે; કે (૩) પહેલા શબ્દ પર પ્રત્યય ('આટ' જેવો) આવી બીજો શબ્દ બનેલો હોય છે.

દાખલા –

(૧) ચપચપ, ધખધખ, ખડખડ, ખડખડ,

(૨) સડાસડ, ફડાફડ

(૩) સડસડાટ, ફડફડાટ, બકબકાટ, ઘસઘસાટ, લસલસાટ, લપલપાટ, કળકળાટ (કકળાટ)

૬ કેટલેક સ્થળે દ્વિરુક્તિમા પ્રથમ શબ્દના પ્રથમ વર્ણમાં ફેરફાર થઈ બીજો શબ્દ બનેલો હોય છે, આવા ફેરફારમા પ્રથમ વર્ણને સ્થળે બકાર વિશેષ જોવામા આવે છે, પરતુ મકાર ને પકાર કે સકાર પણ જણાય છે, જેમકે, કાગળબાગળ, ચોપડીબોપડી, ખડીઓબડીઓ, ખુરસીબુરસી, અથાણુંબથાણું, પૂરીબૂરી

ઝટપટ, ચટપટ, ચટાપટા, ધોતીઆપોતીઆ, ઉલટપાલટ, ઓળખીતાપારખીતા, ઝોળીપોળી, આસપાસ, આડોશીપાડોશી, અષ્ટપષ્ટ (સમજાવવું)

ધતરમતર, ગરબડસરબડ,

મરાઠીમા પણ ઉપરના જેવા દાખલા જોવામા આવે છે, જેમકે,

भाकरीविकरी, लहानसहान, लटपट, पोरसोर

૭ કેટલેક સ્થળે પર્યાય શબ્દથી દ્વિરુક્તિ થાય છે

દાખલા —

તીખુતમતમુ, ધિંગામસ્તી, દાધાબળ્યો, ચાલચલગત, જર જેવર, ક્ષેમકુશળ, કાગળપત્ર, ઇજતઆબરૂ, કોલકરાર, ગાડુઘેલુ, ડાહ્યોડમરો, ચાકરનફર (નફર અરબી=ચાકર), નોકરચાકર, દવા દારૂ (દારૂ ફા=દવા), પસાટકા, ભાઈભાડુ, લુગડાલત્તા, શાલપામરી, હાલચોળ, શાકતરકારી, લીલુછમ (ફા સબ્જ=લીલુ), રમતગમત, માલમતા, શાકભાજી, વણજવેપાર, સહેલસપાટા, મકનોહાથી (मकुण=દાત વગરનો હાથી), કાગુમેશ, હીમજીહરડે (हैमवती हरीतकी), હડપચી (हनुपीच), વનવગડો, કાદવકીચડ, ધનદોલત; દેળદીખ ῃ



## પ્રકરણ ૩૨મું
### પદવિન્યાસ

લક્ષણ–કયા ક્રમમાં પદો ગોઠવવાથી વાક્ય બને છે એ વિષયનું જેમાં વિવેચન કર્યું હોય છે તે વ્યાકરણના ભાગને **પદવિન્યાસ** કહે છે. વિન્યાસ એટલે ગોઠવણ. પદોની ગોઠવણ કેવી રીતે થાય છે તે એ ભાગમાં દર્શાવાય છે.

**પ્રત્યયાત્મક ભાષા અને પદવિન્યાસ**—સંસ્કૃત જેવી પ્રત્યયાત્મક ભાષાઓમાં પદોની રચના વિષે કંઈ નિયમ હતા નથી. પદોનો અન્વય પ્રત્યયોથી જણાય છે, એટલે વાક્યના ગમે તે ભાગમાં પદો મૂકવાથી અર્થમાં ફેર પડતો નથી. પરંતુ અંગ્રેજી જેવી પ્રત્યયરહિત ભાષાઓ, જેમાંથી શબ્દના પ્રત્યય બહુધા લુપ્ત થયા છે, તેમાં પદોના ક્રમિક વિન્યાસ પરજ અર્થનો આધાર છે. દાખલા તરીકે, અંગ્રેજી ભાષામાં એકજ પદ ક્રિયાપદની પૂર્વે આવે તો કર્તા અને પછી આવે તો કર્મ થાય છે. આવી ભાષાઓમાં પદવિન્યાસ એ વ્યાકરણનો ઘણો અગત્યનો ભાગ થઈ પડે છે.

**ગુજરાતી ભાષા અને નિયમ**–ગુજરાતી ભાષા સંસ્કૃત ભાષા જેટલી પ્રત્યયાત્મક નથી તેમજ અંગ્રેજી ભાષા જેટલી પ્રત્યયરહિત પણ નથી. એમાં પદોની રચના વિષે બહુ સરળ નિયમો છે.

૧. પ્રથમ કર્તા, પછી ક્રિયાપદ સકર્મક હોય તો તેનું કર્મ, અને છેવટે ક્રિયાપદ–આ ક્રમમાં પદો ગોઠવાઈ વાક્ય બને છે.

હું પુસ્તક વાંચું છું.
છોકરો કાગળ લખે છે.

૨. નામનાં વિશેષણ નામની પૂર્વે અને ક્રિયાપદનાં વિશેષણ ક્રિયાપદની પૂર્વે આવે છે. એ વિશેષણ છૂટક શબ્દ હોય કે શબ્દસમૂહ હોય, સંબંધ રાખનારા શબ્દોને પણ અત્ર વિશેષણ જેવાજ ગણવા.

સાધુ પુરુષો સન્માર્ગ **કદી પણ** તજતા નથી.

મેં તેને **મેજ પર મૂકેલું** પુસ્તક **મારી પાસે** લાવવા કહ્યું.

૩. વિધેય વિશેષણ ક્રિયાપદની પૂર્વે આવે છે.

આ મહેલ **કેવો સુંદર** દેખાય છે!

૪. કર્તાની સાથે સંબંધ રાખનારા શબ્દ કર્તાની પૂર્વે અને કર્મની સાથે સંબંધ રાખનારા શબ્દ કર્મની પૂર્વે આવે છે. કર્મને બને ત્યાંસુધી ક્રિયાપદની પાસેજ મૂકવામાં આવે છે.

**પિતાની આજ્ઞા માથે ચડાવનાર** રામ એકદમ વનમાં જવા તૈયાર થયા.

૫. પૂર્વકાલવાચક અવ્યયરૂપ કૃદન્ત બહુધા વાક્યના આરંભમાં આવે છે.

બ્રાહ્મ મુહૂર્તમાં **ઊઠી**, દાતણ પાણી **કરી**, સ્નાનસંધ્યા સમાપ્ત **કરી**, તે અધ્યયન કરવા મંડી જતો.

આવા સામાન્ય નિયમ પ્રમાણે બહુધા પદોની રચના વાક્યમાં થાય છે; પરતુ ખાસ કારણ હોય તો એ ક્રમમાં ફેરફાર થાય છે.

અપવાદ.—

૧. અમુક શબ્દ પર ખાસ લક્ષ ખેંચવું હોય તો તેને વાક્યના આરંભમાં મૂકવામાં આવે છે

ઉપદેશ કરતાં દાખલાથી વધારે ઊંડા સંસ્કાર પડે છે.

૨. કાળવાચક, સ્થળવાચક, રીતિવાચક, કે કાર્યકારણવાચક ક્રિયાવિશેષણ શબ્દ કે શબ્દસમુદાય બહુધા વાક્યના આરંભમાં આવે છે.

**હાલ આપણા શહેર પર** આળસનું સામ્રાજ્ય ચાલે છે.

**પ્રથમ અપરાધે** ગભીરતાથી આશ્ચર્ય બતાવી નમ્ર ઠપકો દેવો. (શિક્ષ૦ શાસ્ત્ર)

**શિક્ષા કરવામાં** તમને લેશ પણ આનન્દ થતો નથી, પણ બહુ દિલગીરી થાય છે, એમ બતાવવાથી બહુ સારી અસર થશે. (શિક્ષ૦ શાસ્ત્ર)

૩. સાપેક્ષ પદ સંબંધી પદની પૂર્વે આવે છે.

**જે** ઘણો ઉદ્યોગી છે **તેને** હરકોઈ કામ કરવા માટે અવકાશ મળે છે. (શિક્ષ૦ શા૦)

**જેવો** દુર્ગ વશ કરવો મુશ્કેલ છે, તેવું એ કામ કરવું મુશ્કેલ છે. (શિક્ષ૦)

**સામાન્ય સૂચના**—જે પદોને સાથે મૂકવાથી વિવક્ષિત અર્થ બરાબર નીકળે તેને સાથે મૂકવાં અને જે પદોનો પરસ્પર અન્વય હોય તેને બહુ દૂર રાખી વચ્ચે ઘણાં પદ મૂકવાં નહિ. આવા દૂરાન્વયના દોષથી મુક્ત રહેવા બનતી કાળજી રાખવી.

## પ્રકરણ ૩૩મું
### વાક્યાર્થ અને વાક્યપૃથક્કરણ

**વાક્યાર્થનું સ્વરૂપ: ભિન્ન મતો**—પદોમાંથી જે અર્થો નીકળે છે તે અર્થોના પરસ્પર સંસર્ગથી વાક્યાર્થ બને છે એ જાણીતું છે; પરંતુ પદોના અર્થમાંથી વાક્યનો અર્થ શી રીતે થાય છે એ વિષે મીમાંસકો અને નૈયાયિકોના મતમાં ભેદ છે. મીમાંસકોએ વાક્યાર્થ વિષે ઘણું બારીક સંશોધન કર્યું છે અને તેમના વિચાર બહુધા માન્ય થયા છે અને માન્ય થયા નથી ત્યાં પણ મનનીય તો છેજ. વૈયાકરણો પદજ્ઞ અને મીમાંસકો વાક્યજ્ઞ કહેવાય છે.

**મીમાંસકમત**-નૈયાયિકો અને ભાટ્ટ મીમાંસકો*ના મત પ્રમાણે દરેક પદનો અર્થ સામાન્ય છે. વાક્યમાં પદો એક બીજા સાથે જોડાય છે તે અન્વયને

* કુમારિલ ભટ્ટ અને તુતાત ભટ્ટના અનુયાયીઓ.

સાથે જોડાય છે અને એ અન્વય, આકાંક્ષા, યોગ્યતા, અને સંનિધિથી આવે છે આ પ્રમાણે આકાંક્ષા, યોગ્યતા, અને સંનિધિના બળથી એક બીજા સાથે જોડાયલો પદોનો જે અર્થ તેજ વાક્યાર્થ એ વિશિષ્ટ અર્થ છે, તેમજ અપદાર્થ છે, કેમકે પદનો અર્થ તો સામાન્ય છે વાક્યાર્થને તાત્પર્યાર્થ પણ કહે છે આ મત પ્રમાણે પદની શક્તિ માત્ર પદાર્થ ઉપજાવવામાં છે, અન્વયાશમાં નથી. અન્વયાશ આકાંક્ષા, યોગ્યતા, અને સંનિધિના બળથી પ્રાપ્ત થાય છે અભિહિત થયલા એટલે સાધારણ રીતે પદશક્તિથી પ્રતિપાદિત થયલા પદોનો અન્વય, આકાંક્ષા, યોગ્યતા, અને સંનિધિના બળથી થાય છે એમ એ વિદ્વાનોનું કહેવું છે, માટે તેઓ **અભિહિતાન્વયવાદી** કહેવાય છે દાખલા તરીકે, આ મત પ્રમાણે 'ગાયને લાવો એ વાક્યમાં 'ગાય'નો અર્થ ગોજાતિ અને આક્ષેપથી ગોવ્યક્તિ, 'ને' નો અર્થ કર્મત્વ, અને 'લાવો'નો અર્થ લાવવાની કૃતિ એવો થાય છે પદોનો અર્થ સામાન્ય છે ગાય છે કર્મ જેનું એવી આનયન કૃતિ-આવો પદોનો પરસ્પર અન્વિત અર્થ પદોની પરસ્પર આકાંક્ષા, યોગ્યતા, અને સંનિધિના બળથી થાય છે

**પ્રભાકરમત**-પ્રાભાકરો એટલે પ્રભાકર કે ગુરુના અનુયાયીઓનો મત આથી જુદો છે એ મત પ્રમાણે પદોનો અર્થ સામાન્ય નથી, પણ વિશિષ્ટ છે, અર્થાત્, પરસ્પર અન્વિત-જોડાયલો છે પદશક્તિથીજ અન્વયનો બોધ થાય છે, તેને માટે આકાંક્ષા, યોગ્યતા, કે સંનિધિની જરૂર નથી આ મતને અનુસારે પદો સામાન્ય અર્થના વાચક નથી પણ અન્વિત અર્થનું અભિધાન કરે છે અને પદોનો એવો જે અન્વિત અર્થ તેજ વાક્યાર્થ છે આ વિદ્વાનો આ કારણથી **અન્વિતાભિધાનવાદી** કહેવાય છે

નિષ્કર્ષ-આ મતનો નિષ્કર્ષ નીચે પ્રમાણે છે-'ગાય લાવ' એમ ઉત્તમ વૃદ્ધ પુરુષના પ્રયોગથી સાસ્ના (ગાયને ગળે લટકતી ચામડી, ધાબળી) આદિવાળી વ્યક્તિને મધ્યમ વૃદ્ધ આણે છે, તે બાળક જુએ છે મધ્યમ વૃદ્ધ પુરુષની ચેષ્ટાથી વાક્યનો આવો અર્થ છે એમ બાળક નિશ્ચય કરે છે પછી 'ગાયને લઈ જા, અશ્વને લાવ એમ ઉત્તમ વૃદ્ધ પ્રયોગ કરે છે એટલે મધ્યમ વૃદ્ધ ગાયને દૂર કરે છે અને અશ્વને આણે છે બાળક આ પણ જુએ છે આ ઉપરથી અન્વય અને વ્યતિરેકથી ક્રિયાપદના અર્થ સાથે અન્વિત થયલો કારક પદનો અર્થ છે અને કારક પદના અર્થની સાથે અન્વિત થયલો ક્રિયાપદનો અર્થ છે એમ બાળક શક્તિનું અવધારણ કરે છે આ પ્રમાણે પદો અન્વિત અર્થનું અભિધાન કરે છે એમ બાળકને પ્રયોગથી સમજાય છે પદો સામાન્ય અર્થનું અભિધાન કરતાં નથી, પણ કારક ક્રિયા સાથે અન્વિત થયલા અર્થનું અને ક્રિયા કારક સાથે અન્વિત થયલા અર્થનું, એમ અન્વિતાર્થનુંજ પદો અભિધાન કરે છે, એવો એ મતનો નિષ્કર્ષ છે

**વૈયાકરણમત**—આલંકારિકોને તેમજ વૈયાકરણોને પ્રથમ મત ઇષ્ટ છે; કારણ કે ભાભાકરોને પણ અન્વયવિશેષના જ્ઞાનને માટે આકાંક્ષા, યોગ્યતા, અને સંનિધિનો આશ્રય લેવો પડે છે; તો પદની શક્તિ સામાન્ય અર્થમાંજ લેવી અને વિશેષ અર્થનું એટલે અન્વયનું જ્ઞાન આકાંક્ષા, યોગ્યતા, અને સંનિધિથી થાય છે એમ સ્વીકારવું ઇષ્ટ છે.

**શાબ્દ બોધ**–વૈયાકરણો અને નૈયાયિકોને વાક્યમાંથી શાબ્દબોધ જુદી રીતે થાય છે એ વિષે અગાઉ વિવેચન કર્યું છે. નૈયાયિકો વાક્યમાં પ્રથમાન્ત પદને વિશેષ્ય માને છે અને ક્રિયાપદને તેનું વિશેષણ માને છે. 'દેવદત્ત ચોખા રાંધે છે' નો 'ચોખા જેનું કર્મ છે એવી રાંધવાની ક્રિયાથી વિશિષ્ટ દેવદત્ત' એવો અર્થ નૈયાયિકો કરે છે; માટે તેઓ **પ્રથમાન્તાર્થવિશેષ્યવાદી** કહેવાય છે. વૈયાકરણો ક્રિયાપદને પ્રધાન માને છે. તેમના મત પ્રમાણે ક્રિયાપદ વિશેષ્ય છે અને અન્ય પદ તેનાં વિશેષણ છે, એવો શાબ્દબોધ વાક્યમાંથી થાય છે. 'દેવદત્ત ચોખા રાંધે છે'નો અર્થ વૈયાકરણોના મત પ્રમાણે 'દેવદત્તકર્તૃક તંડુલકર્મક રંધનક્રિયા' થાય છે. આ કારણથી વૈયાકરણો **ક્રિયાર્થપ્રધાનવાદી** કહેવાય છે.

**સંસર્ગ**—વળી વૈયાકરણોના મત પ્રમાણે ઉદ્દેશ્યવિધેયભાવરૂપ પદાર્થોનો પરસ્પર સંસર્ગ તેજ વાક્યાર્થ. દરેક વાક્યમાં કોઈને ઉદ્દેશીને–અભિલક્ષીને કંઈક વિધાન કર્યું હોય છે. જે ઉદ્દેશવા યોગ્ય છે, જેને ઉદ્દેશીને–અભિલક્ષીને કે દર્શાવીને કે શબ્દથી સંકીર્તન કરીને કંઈ કહ્યું હોય તે **ઉદ્દેશ્ય** કહેવાય છે; અને એ ઉદ્દેશ્યને વિષે જે વિધાન કર્યું હોય છે, જે કંઈ કહ્યું હોય છે તે વિધાન કરવા–કહેવાવા યોગ્ય હોવાથી **વિધેય** કહેવાય છે. જેને ઉદ્દેશ્ય કહીએ છીએ તે **અનુવાદ્ય** પણ કહેવાય છે. ઉદ્દેશ્ય કંઈ જાણવાની બાબત નથી, તેને વિષે જે કંઈ કહેવામાં આવે છે તે જાણવાની બાબત છે. ઉદ્દેશ્ય તો જાણીતીજ બાબત છે, તેથી ઉક્ત વસ્તુનું પુનઃકથન કર્યા જેવું તે હોવાથી અનુવાદ્ય–ફરી કહેવાયલું–કહેવાવા યોગ્ય પણ કહેવાય છે.

**પૃથક્કરણ**—આ પ્રમાણે દરેક વાક્યનું પૃથક્કરણ કરતાં તેના બે વિભાગ થાય છે:–૧. ઉદ્દેશ્ય અને ૨. વિધેય. સાદામાં સાદા વાક્યથી મોટામાં મોટા વાક્યના આજ બે ભાગ થાય છે.

સાદાં વાક્ય—

છોકરો પુસ્તક વાંચે છે

મુંબઈ અલબેલી નગરી છે.

| ઉદ્દેશ્ય | વિધેય |
|---|---|
| છોકરો | પુસ્તક વાંચે છે |
| મુંબઈ | અલબેલી નગરી છે |

દરેક નિરપેક્ષ કે સ્વતન્ત્ર વાક્યના તેમજ દરેક સાપેક્ષ વાક્યના કે નિરાળા વાક્યોના સમૂહના પણ આ પ્રમાણે એજ વિભાગ થઈ શકે છે

દાખલા —

૧. મનોરથોની ગતિ સર્વત્ર છે

૨. વિદેશીય પદ્ધતિ જે સ્વરૂપમા પાશ્ચાત્ય પ્રદેશોમાં ચાલે છે તેજ સ્વરૂપમા આપણા દેશને અનુકૂળ નજ પડે એ ખુલ્લું છે.

૩. નાના છોકરા આપણને હસતા જોઈ હસે છે અને દિલગીર થતાં જોઈ દિલગીર થાય છે

આ ત્રણમાંનુ પહેલું વાક્ય **નિરપેક્ષ કે સ્વતન્ત્ર** છે, બીજું **સાપેક્ષ વાક્યોનું બનેલું** છે, અને ત્રીજામાં **નિરાળાં વાક્યોનો સમુચ્ચય** છે 'જે સ્વરૂપમાં પાશ્ચાત્ય પ્રદેશોમાં વિદેશીય પદ્ધતિ ચાલે છે'—આ વાક્ય **સાપેક્ષ** છે, કેમકે એને 'તેજ સ્વરૂપમા'ની અપેક્ષા છે—તેની સાથે એનો સબધ છે. '(વિદેશીય પદ્ધતિ) આપણા દેશને અનુકૂળ નજ પડે' એ વાક્ય એક પદની ગરજ સારે છે અને એનો સબધ 'એ'ની સાથે છે, કેમકે એ વાક્ય 'એ'ની સાથે સમાનાધિકરણ છે—સમાન વિભક્તિમાં છે ત્રીજા વાક્યમા 'નાના છોકરા .....હસે છે' અને '(નાના છોકરા) દિલગીર થતા......થાય છે' એ બે વાક્યોનો સમુચ્ચય છે.

**બે ભાગ**—આ પ્રમાણે વાક્યો હોઈ શકે છે; પરંતુ તેનું પૃથક્કરણ કરતાં પ્રથમ ઉદ્દેશ્ય અને વિધેય એવા બેજ ભાગ થઈ શકે છે. દાખલા તરીકે, ઉપલાં ત્રણ વાક્યોનું પૃથક્કરણ નીચે પ્રમાણે થાય છેઃ—

| ઉદ્દેશ્ય | વિધેય |
|---|---|
| ૧. મનોરથની ગતિ | સર્વત્ર છે. |
| ૨. એ—જે સ્વરૂપમાં વિદ્દેશીય પદ્ધતિ પાશ્ચાત્ય પ્રદેશોમાં ચાલે છે......અનુકૂળ નજ પડે | ખુલ્લું છે. |
| ૩. (અ) નાનાં છોકરાં<br>(આ) નાનાં છોકરાં | આપણને હસતાં જોઈ હસે છે;<br>(આપણને) દિલગીર થતાં જોઈ દિલગીર થાય છે. |

**ઉદ્દેશ્યવર્ધક**—ઉદ્દેશ્યના અર્થમાં વધારો કરનારા શબ્દ ઉદ્દેશ્યવર્ધક કહેવાય છે. એ શબ્દ વિશેષણ કે વિશેષણ તરીકે વપરાયલા શબ્દ–સમાન વિભક્તિમાં આવેલાં નામ, ષષ્ઠયન્ત પદ, કૃદન્ત–અને તેની સાથે સંબંધ રાખનારાં પદ હોય છે.

**વિધેયવર્ધક**—વિધેયના અર્થમાં વધારો કરનારાં પદ વિધેયવર્ધક કહેવાય છે; અને તે ક્રિયાવિશેષણ હોઈ કાળવાચક, સ્થળવાચક, રીતિવાચક, કે કાર્યકારણવાચક હોય છે.

દાખલાઃ—

**આ પદ્ધતિ પ્રમાણે બાળકને આપવાના પાઠ ટૂંકા** હોય છે. ('આપવાના' કૃદન્ત છે અને 'આ પદ્ધતિ પ્રમાણે' અને

સાદા વાક્ય—

છોકરો પુસ્તક વાચે છે

મુબઈ અલબેલી નગરી છે

| ઉદ્દેશ્ય | વિધેય |
|---|---|
| છોકરો | પુસ્તક વાચે છે |
| મુબઈ | અલબેલી નગરી છે |

દરેક નિરપેક્ષ કે સ્વતન્ત્ર વાક્યના તેમજ દરેક સાપેક્ષ વાક્યના કે નિરાળા વાક્યોના સમૂહના પણ આ પ્રમાણે બેજ વિભાગ થઈ શકે છે

દાખલા —

૧ મનોરથોની ગતિ સર્વત્ર છે

૨ વિદેશીય પદ્ધતિ જે સ્વરૂપમા પાશ્ચાત્ય પ્રદેશોમાં ચાલે છે તેજ સ્વરૂપમા આપણા દેશને અનુકૂળ નજ પડે એ ખુલ્લુ છે.

૩ નાના છોકરા આપણને હસતા જોઈ હસે છે અને દિલગીર થતા જોઈ દિલગીર થાયુ છે

આ ત્રણમાનું પહેલુ વાક્ય **નિરપેક્ષ કે સ્વતન્ત્ર** છે, બીજું **સાપેક્ષ વાક્યોનું બનેલું** છે, અને ત્રીજામા **નિરાળાં વાક્યોનો સમુચ્ચય** છે 'જે સ્વરૂપમા પાશ્ચાત્ય પ્રદેશોમા વિદેશીય પદ્ધતિ ચાલે છે'—આ વાક્ય **સાપેક્ષ** છે, કેમકે એને 'તેજ સ્વરૂપમા'ની અપેક્ષા છે—તેની સાથે એનો સબધ છે. '(વિદેશીય પદ્ધતિ) આપણા દેશને અનુકૂળ નજ પડે' એ વાક્ય એક પદની ગરજ સારે છે અને એનો સબધ 'એ'ની સાથે છે, કેમકે એ વાક્ય 'એ'ની સાથે સમાનાધિકરણ છે—સમાન વિભક્તિમા છે ત્રીજા વાક્યમા 'નાના છોકરા . . હસે છે' અને '(નાના છોકરા) દિલગીર થતા .. ..થાય છે' એ બે વાક્યોનો સમુચ્ચય છે

**બે ભાગ**—આ પ્રમાણે વાકયો હોઈ શકે છે; પરંતુ તેનું પૃથક્કરણ કરતાં પ્રથમ ઉદ્દેશ્ય અને વિધેય એવા બેજ ભાગ થઈ શકે છે. દાખલા તરીકે, ઉપલાં ત્રણ વાકયોનું પૃથક્કરણ નીચે પ્રમાણે થાય છે:—

| ઉદ્દેશ્ય | વિધેય |
|---|---|
| ૧. મનોરથની ગતિ | સર્વત્ર છે. |
| ૨. એ–જે સ્વરૂપમાં વિદેશીય પદ્ધતિ પાશ્ચાત્ય પ્રદેશોમાં ચાલે છે......અનુકૂળ નજ પડે | ખુલ્લું છે. |
| ૩. (અ) નાનાં છોકરાં<br>(આ) નાનાં છોકરાં | આપણને હસતાં જોઈ હસે છે;<br>(આપણને) દિલગીર થતાં જોઈ દિલગીર થાય છે. |

**ઉદ્દેશ્યવર્ધક**—ઉદ્દેશ્યના અર્થમાં વધારો કરનારા શબ્દ ઉદ્દેશ્યવર્ધક કહેવાય છે. એ શબ્દ વિશેષણ કે વિશેષણ તરીકે વપરાયલાં શબ્દ–સમાન વિભક્તિમાં આવેલાં નામ, ષષ્ઠયન્ત પદ, કૃદન્ત–અને તેની સાથે સંબંધ રાખનારાં પદ હોય છે.

**વિધેયવર્ધક**—વિધેયના અર્થમાં વધારો કરનારાં પદ વિધેયવર્ધક કહેવાય છે; અને તે ક્રિયાવિશેષણ હોઈ કાળવાચક, સ્થળવાચક, રીતિવાચક, કે કાર્યકારણવાચક હોય છે.

દાખલા:—

**આ પદ્ધતિ પ્રમાણે બાળકને આપવાના** પાઠ ટૂંકા હોય છે. ('આપવાના' કૃદન્ત છે અને 'આ પદ્ધતિ પ્રમાણે' અને

'બાળકને' એ પદો 'આપવાના'ની સાથે સંબદ્ધ છે. એ ઉદ્દેશ્યવર્ધક છે.)

બાળક પોતાના શરીરને **એકની એક સ્થિતિમાં લાંબો વખત** રાખી શકતું નથી. ('એકની એક સ્થિતિમાં' એ રીતિવાચક અને 'લાંબો વખત' એ કાળવાચક વિધેયવર્ધક છે.)

આજ પ્રમાણે બીજા દાખલા સમજી લેવા.

**વિધેય**–વિધેય ક્રિયાપદ અને ક્રિયાપૂરકનું બનેલું હોય છે. ક્રિયાનો અર્થ પૂરો કરનારા શબ્દ ક્રિયાપૂરકમાં આવે છે. સકર્મક ધાતુમાં ક્રિયાપૂરક બહુધા કર્મ હોય છે; પરંતુ અપૂર્ણક્રિયાવાચક અકર્મક ક્રિયાપદ હોય છે ત્યાં ક્રિયાપૂરક પદ વિશેષણ કે નામ હોય છે, પરંતુ ક્રિયાપદ અકર્મક હોવાથી તે કર્મથી ભિન્ન હોય છે અને ઉદ્દેશ્યની સાથે સમાન વિભક્તિમાં હોય છે કે અન્ય વિભક્તિમાં હોય છે. અપૂર્ણક્રિયાવાચક ક્રિયાપદ સકર્મક હોય છે ત્યાં પણ ક્રિયાપૂરક પદ કર્મથી ભિન્ન હોઈ શકે છે. તે કોઈ વખત ઉદ્દેશ્ય સાથે અને કોઈ વખત કર્મ સાથે સમાન વિભક્તિમાં હોય છે. કોઈ વખત એવાં પદ વિશેષણ હોય છે.

દાખલાઃ—

૧. ચંદનીમાં તાજમહાલ કેવો રમણીય દેખાય છે!

૨. તે પરાક્રમી રાજાએ તેને સચિવપદે નીમ્યો અને તે પ્રજામાં બહુ ડાહ્યો મનાયો.

૩. અહો! આ કેવી સુંદર નગરી છે!

૪. તમે તેને બહુ ઠરેલ પુરુષ ગણો છો.

આ વાક્યોનું પૃથક્કરણ નીચે દર્શાવ્યું છે.

| ઉદ્દેશ્ય | ઉદ્દેશ્યવર્ધક | વિધેય | | વિધેયવર્ધક |
|---|---|---|---|---|
| | | ક્રિયા | ક્રિયાપૂરક | |
| 1. તાજમહાલ | | દેખાય છે | કેવો રમણીય | ચાંદનીમાં (સ્થિતિ-વાચક) |
| 2. રાજાએ | 1. તે | નીમ્યો | 1. તેને | |
| | 2. પરાક્રમી | | 2. સચિવપદે | |
| તે | | મનાયો | બહુ ડાહ્યો | પ્રજામાં (સ્થળ-વાચક) |
| 3. આ | | છે | કેવી સુંદર નગરી (ઉદ્દેશ્ય સાથે સમાન વિભક્તિમાં) | |
| 4. તમે | | ગણો છો | 1. તેને (કર્મ) | |
| | | | 2. બહુ ડરેલ પુરુષ (કર્મ સાથે સમાન વિભક્તિમાં) | |

2. વાક્યમાં 'અને' બે વાક્યોની વચ્ચે સંબંધક છે.

3. વાક્યમાં 'અહો' આશ્ચર્યવાચક છે. એ કેવળપ્રયોગી અવ્યય હોવાથી એને વાક્યનાં અન્ય પદો સાથે સંબંધ નથી.

## પ્રકરણ ૩૪મું

### વાક્યપૃથક્કરણ પ્રધાન અને ગૌણ વાક્ય

**લક્ષણ**–પાછલા પ્રકરણમા નિરપેક્ષ વાક્યના પૃથક્કરણ વિ૰ વાત કહી પરતુ બધા વાક્ય નિરપેક્ષ હોતા નથી સાપેક્ષ વાક્યને બીજા વાક્યની અપેક્ષા હોય છે જે વાક્યને અન્ય વાક્યની અપેક્ષા હોય છે તે ગૌણ વાક્ય છે અને તે વાક્યને જે વાક્યની, અર્થાત્, તેમાના કોઈ શબ્દની, અપેક્ષા છે તે **પ્રધાન** વાક્ય કહેવાય છે

દાખલો –

કોઈ પણ કામ વારવાર કરવાથી મનની જે સ્થિતિ થાય છે તેને આપણે ટેવ કહીએ છીએ –આ વાક્યમા 'કોઈ પણ . થાય છે' એ વાક્યને 'તેને આપણે છીએ' એ વાક્યના 'તેને' શબ્દ સાથે અપેક્ષા છે, માટે એ વાક્ય ગૌણ છે અને બીજુ વાક્ય, જેની સાથે તેને અપેક્ષા છે, તે પ્રધાન છે

**ગૌણ વાક્યના પ્રકાર**–ગૌણ વાક્ય નામ તરીકે વપરાયુ હોય તો તે **નામવાક્ય**, વિશેષણ તરીકે વપરાયુ હોય તો **વિશેષણ-વાક્ય**, અને ક્રિયાવિશેષણ તરીકે વપરાયુ હોય તો **ક્રિયાવિશેષણ-વાક્ય** કહેવાય છે

દાખલા –

'**મને આ કામ કરવાને અવકાશ નથી,**' એવા શબ્દ બહુધા અનિયમિત રીતે કામ કરનારાઓનાજ મુખમાથી નીકળે છે (નામવાક્ય, 'શબ્દ' સાથે સમાનાધિકરણ)

મનુષ્ય ઘણી વાર ધારે છે કે **હું આ કામ આટલા વખત-માં પૂરૂ કરી શકીશ** (નામવાક્ય, 'ધારે છે'નુ કર્મ)

**જે ઘણો ઉદ્યોગી છે** તેને હરકોઈ કામ કરવા માટે અવકાશ મળે છે (વિશેષણવાક્ય, 'તેને' વિશેષ્ય)

એવો એક પણ દિવસ ગયો નથી કે તેમાં મેં કંઈ પણ ન લખ્યું હોય. (વિશેષણવાક્ય; 'એવો' સાથે સંબંધ છે; વિશેષણનું વિશેષણ છે.)

વિશેષણનું વિશેષણ હોય તે વાક્ય પણ વિશેષણવાક્ય કહેવાય છે.

ઉદ્યોગ કર્યો એટલે આપણે આપણો ધર્મ બજાવ્યો. (ક્રિયાવિશેષણવાક્ય; 'બજાવ્યો' ક્રિયાનું વિશેષણ છે.)

**મિશ્ર વાક્ય**–એક પ્રધાન વાક્ય અને એક કે વધારે ગૌણ વાક્યોનું જે સમગ્ર વાક્ય બન્યું હોય તે **મિશ્ર વાક્ય** કહેવાય છે.

**સંયુક્ત વાક્ય**–કેટલેક સ્થળે નિરપેક્ષ વાક્યો નીચેમાંના કોઈ સંબંધથી જોડાયાં હોય છે:–

(૧) સમુચ્ચયથી–'અને,' 'તથા' જેવા શબ્દ સમુચ્ચયવાચક છે.

(૨) વિકલ્પથી–'અથવા,' 'વા,' 'કે' એ વિકલ્પ કે પક્ષવાચક છે.

(૩) વિરોધથી–'પણ,' 'પરંતુ,' 'કિંતુ' જેવા શબ્દ વિરોધવાચક છે.

(૪) કાર્યકારણભાવથી–'કેમકે,' 'કારણ કે' જેવા શબ્દ કારણવાચક અને 'તેથી,' 'તેટલા માટે' જેવા શબ્દ કાર્યવાચક છે.

ઉપલા સંબંધથી જોડાયલાં વાક્યમાં ગૌણ વાક્ય હોય કે નએ હોય. આ પ્રમાણે બે કે વધારે નિરપેક્ષ કે પ્રધાન વાક્ય ગૌણ વાક્ય સાથે કે વગર જે સમગ્ર વાક્ય બનાવે છે તે સમગ્ર વાક્ય **સંયુક્ત વાક્ય** કહેવાય છે.

(૪)થા સંબંધથી જોડાયલાં વાક્યોનું બનેલું સમગ્ર વાક્ય કેટલેક સ્થળે મિશ્ર ને કેટલેક સ્થળે સંયુક્ત હોય છે. બંને વાક્ય ખુલ્લી રીતે સ્વતંત્ર, નિરપેક્ષ જેવાં જણાતાં હોય ત્યાં સમગ્ર વાક્ય સંયુક્ત વાક્ય છે અને તેવાં જણાતાં ન હોય, પરંતુ એક વાક્યને બીજાની અપેક્ષા જેવું જણાતું હોય ત્યાં સમગ્ર વાક્ય મિશ્ર વાક્ય છે,

દાખલા –

૧ દુકાળમા કદાચ પૈસા કાઢવાની જરૂર પડે અને તેમ કરવાનું મન થઈ જાય, માટે એણે હાથમા પાણી લઈ સકલ્પ મૂક્યો કે, મરતા સુધી આમાથી પાઈ કાઢવી નહિ

આમા 'દુકાળમા પડે' અને 'તેમ કરવાનું મન થઈ જાય' આ વાક્યો નિરપેક્ષ નથી, માટે શું?–એવી અપેક્ષા રહે છેજ આ કારણથી આ સમગ્ર વાક્ય મિશ્ર વાક્ય છે (જુઓ 'લઘુવ્યાકરણ', પૃષ્ઠ ૬૨)

૨ વળી પર્વતની ઘણી હાર છે અને તેથી તેમા નાના મેદાન ને ખીણો થયા છે, તેથી જુદા જુદા પ્રાન્તના રાજ્ય એક એકથી નિરાળા અને સ્વતન્ત્ર થયા–

આમા 'વળી પર્વતની ઘણી હાર છે' અને 'તેથી તેમા નાના મેદાન ને ખીણો થયા છે' એ નિરપેક્ષ વાક્ય જેવા દેખાય છે, માટે તેવાજ લેવા, એટલે સમગ્ર વાક્ય સયુક્ત વાક્ય છે

૩ હાલ આળસનુ આપણા દેશ પર સામ્રાજ્ય છે, એટલે વહેવા ઊઠવાના લાભ થોડાજ સમજે છે–

આમા 'હાલ આળસનુ છે' એ નિરપેક્ષ વાક્ય છે 'એટલે' નો અર્થ 'તેટલા માટે' થાય છે

૪ હાલ શારીરિક શિક્ષા માત્ર વડા શિક્ષકજ કરે છે ને તે પણ ક્વચિતજ, માત્ર અનીતિના આચરણ માટે કે ન છૂટકેજ કરવામા આવે છે તેમ છતા અગાઉ કરતા વિશેષ દોષ જોવામા આવતા નથી, માટે જેમ બને તેમ શિક્ષાનો ઓછો ઉપયોગ કરવા તરફ – શિક્ષકની દૃષ્ટિ હમેશ રહેવી જોઈએ

ઉપલા વાક્યમા 'તેમ છતા' ને 'માટે જેમ બને તેમ'ની પહેલા

અર્ધવિરામ ચિહ્ન છે ત્યાં પૂર્ણવિરામ ચિહ્ન મૂકી શકાય. આવે સ્થળે વાક્યોને નિરપેક્ષ જ સમજવાં.

ઉપર દર્શાવેલા ચાર સંબંધથી જોડાયલાં સંયુક્ત વાક્યના દાખલા નીચે આપ્યા છે.

૧. ઘણા પુરુષો એક વાર એક નિશ્ચય કરે છે અને તરતજ તે નિશ્ચય બદલી નાખે છે. (બે નિરપેક્ષ વાક્ય 'અને'થી સમુચ્ચિત થયાં છે.)

૨. તમારે જાતે વિચાર કરી કામ કરવું, અથવા તો ઠરેલ અને અનુભવી પુરુષોના કહ્યા પ્રમાણે ચાલવું. (બે નિરપેક્ષ વાક્ય છે. 'અથવા' વિકલ્પવાચક છે.)

૩. તે ઉદ્યોગ તો કરે છે; પણ ફળ ન મળવાથી નિરાશ થાય છે. (બે નિરપેક્ષ વાક્ય. 'પણ' એ બે વચ્ચે વિરોધ દર્શાવે છે.)

૪. બાળકના કાન અશિષ્ટ વાણીથી અપવિત્ર થવા દેવા નહિ; કેમકે બાળપણના સંસ્કાર જીવનપર્યન્ત કાયમ રહે છે. (બે નિરપેક્ષ વાક્ય વચ્ચે કાર્યકારણભાવનો સંબંધ છે, બીજું વાક્ય કારણવાચક છે.)

૫. વ્યસન ન કરવાથી આખું આરોગ્ય સચવાય છે; એટલા માટે વ્યસનથી દૂર રહેવું જોઈએ. (કાર્યકારણભાવના સંબંધથી બે નિરપેક્ષ વાક્ય જોડાયાં છે. બીજું વાક્ય કાર્યવાચક છે.)

૬. જેઓ વિનાશકાળે પણ ચળતા નથી તેઓ મહાત્મા કહેવાવાને યોગ્ય છે અને એવા પુરુષો થોડાજ જોવામાં આવે છે. ('અને'થી બે વાક્યો સમુચ્ચિત થયાં છે; તેમાંનું પહેલું પ્રધાન અને ગૌણ વાક્યનું બનેલું હોવાથી મિશ્ર વાક્ય છે અને બીજું નિરપેક્ષ છે; સમગ્ર વાક્ય સંયુક્ત છે.)

વાક્યપૃથક્કરણના નમુના'—

૧ 'જે ધર્મમાં માણસ જન્મ્યો હોય, જેમાં તે ઉછર્યો હોય, જેનો ઉપદેશ નાનપણથી તેના કાનમાં પડ્યો હોય, જેમાં તેણે આ લોકની આશા બાધી હોય, સારાંશ કે જે ધર્મની સત્યતા ઉપર તેને દૃઢ વિશ્વાસ હોય, તે ધર્મ ઉપર તેને પોતાના દેહ જેટલી પ્રીતિ બધાય છે, તે ધર્મને નુકસાન લાગે તો પોતાના શરીરને તેટલું લાગ્યું એમ તે માને છે, અને ઘણે એક પ્રસગે તે ધર્મને વાસ્તે મહાભારત દુખ વેઠવાને તત્પર થાય છે, અને કોઈ વાર તે ધર્મને અર્થે પોતાનો પ્રાણ ત્યાગ કરવાને તે આચકો ખાતો નથી'

'કરણઘેલો'

જ્યાંસુધી માબાપો પોતાના આચારવિચાર, રહેણીકહેણી, વગેરે ઊંચાં ને અનુકરણીય રાખી બાળકોને યોગ્ય માર્ગે દોરવશે નહિ, જ્યાંસુધી પોતાનું જીવન ઉચ્ચ, પવિત્ર, અને નિયમિત બનાવી બાળકોના મોં આગળ ઉત્તમ દૃષ્ટાન્ત ખડો કરશે નહિ, તેમને શાસન ને શિક્ષણ આપવાનો ધર્મ પોતે બજાવશે નહિ, તેમજ તે બાળકો કોની સંગતિ રાખે છે ને શાળામાં શું શીખે છે એ બધી બાબત પર તેઓ લક્ષ રાખશે નહિ, ત્યાંસુધી તેમનાં અવિનીત અને અશિષ્ટ વર્તનમાં કદી સુધારો થશે નહિ.

'શિક્ષણશાસ્ત્રનાં મૂળતત્ત્વ'

| વાક્ય | પ્રકાર | સંયોજક | ઉદ્દેશ્ય | ઉદ્દેશ્યવર્ધક | વિધેય: ક્રિયા | વિધેય: ક્રિયાપૂરક | વિધેયવર્ધક |
|---|---|---|---|---|---|---|---|
| ૫. જે ધર્મમાં...જન્મ્યો હોય. | વિશેષણવાક્ય ('તે ધર્મ' વિશેષ્ય) | | માણસ | | જન્મ્યો હોય | | જે ધર્મમાં (સ્થળવા.) |
| ૬. જેમાં......તે હોય | ,, | | તે | | ઉછર્યો હોય | | જેમાં (સ્થળવા.) |
| ૭. જેનો ઉપદેશ...હોય | ,, | | ઉપદેશ | જેનો | પડ્યો હોય | | ૧. તેના કાનમાં (સ્થળવા.) ૨. નાનપણથી (કાળવા.) |
| ૮. જેમાં તેણે...બાંધી હોય | ,, | | તેણે | | બાંધી હોય | આ લોકની આશા(કર્મ) | જેમાં (સ્થળવા.) |
| ૯. સારાંશ કે જે ધર્મની હોય | ,, | | વિશ્વાસ | દૃઢ | હોય | | ૧. જે ધર્મની સત્યતા ઉપર (સ્થળવા.) ૨. તેને (સંબંધ વાચક.) ૩. સારાંશ કે ('સંક્ષેપમાં'ની બરાબર છે; વાક્ય છે, પણ એક પદની બરાબર છે.) |
| ૧૦. તે ધર્મને...લાગે | ક્રિયાવિશેષણ વાક્ય('લાગ્યું'નું વિશેષણ) | | નુકસાન | | લાગે | | તે ધર્મને (સંબંધવા.) |
| ૧૧. પોતાના શરીરને... લાગ્યું | નામવાક્ય-'એમ' સાથે સમાનાધિકરણ | | તેટલું | | લાગ્યું | | પોતાના શરીરને (સંબંધવા.) |

| વાક્ય | પ્રકાર | સંયોજક | ઉદ્દેશ્ય | ઉદ્દેશ્યવર્ધક | વિધેય |  | વિધેયવર્ધક |
|---|---|---|---|---|---|---|---|
|  |  |  |  |  | ક્રિયા | ક્રિયાપૂરક |  |
| જ્યાંસુધી માબાપે થશે નહિ | મિશ્ર |  | સુધારો |  | થશે નહિ |  | ૧ તેમના અવિનીત અને અશિષ્ટ વર્તનમાં (સ્થળ)<br>૨ કદી (કાળ)<br>૩ જ્યાંસુધી દોરવશે નહિ (કાળ)<br>૪ જ્યાંસુધી કરશે નહિ (કાળ)<br>૫ જ્યાંસુધી બજાવશે નહિ (કાળ)<br>૬ જ્યાંસુધી રાખશે નહિ (કાળ) |
| ૧ જ્યાંસુધી માબાપો દોરવશે નહિ | ક્રિયાવિશેષણ વાક્ય (થશે નહિ નું) |  | માબાપો |  | દોરવશે નહિ | બાળકોને (કર્મ) | ૧ પોતાના આચાર રાખી (રીતિ)<br>૨ યોગ્ય માર્ગે (સ્થળ) |
| ૨ જ્યાંસુધી કરશે નહિ | " |  | (તેઓ) |  | કરશે નહિ | ઉત્તમ દૃષ્ટાન્ત (કર્મ) ખડું | ૧ પોતાનું જીવન બનાવી (રીતિ)<br>૨ બાળકોના મોં આગળ (સ્થળ) |

| વાક્ય | પ્રકાર | સંયોજક | ઉદ્દેશ્ય | ઉદ્દેશ્યવર્ધક | વિધેય: ક્રિયા | વિધેય: ક્રિયાપૂરક | વિધેયવર્ધક |
|---|---|---|---|---|---|---|---|
| ૩. જ્યાંસુધી....બજાવશે નહિ | ક્રિયાવિશેષણ વાક્ય ('થશે નહિ'નું) | | પોતે | | બજાવશે નહિ | તેમને શાસન ......ધર્મ (કર્મ) | |
| ૪. જ્યાંસુધી...તે બાળકો રાખશે નહિ | " | તેમજ (૩ ને ૪. સદશગામી વાક્યોને જોડે) | તેઓ | | રાખશે નહિ | વસ્તુ (કર્મ) | કોની સંમતિ...એ બધી બાબત પર (સ્થળ) |
| ૫. તે બાળકો કોની સંમતિ રાખે છે | નામ ('બાબત' સાથે સમાનાધિકરણ) | | બાળકો | તે | રાખે છે | કોની સંમતિ (કર્મ) | |
| ૬. (તે બાળકો) શાળામાં શું રાખે છે | નામ (સદશગામી, ૫નું) | ને (૫. ને ૬. સદશગામી વાક્યોને જોડે.) | (બાળકો) | (તે) | રાખે છે | શું (કર્મ) | શાળામાં (સ્થળ.) |

## પ્રકરણ ૩૫મુ
## વિરામચિહ્ન

**વિરામચિહ્નના પ્રયોગનુ મૂળ**—સસ્કૃતમા વાક્ય પૂરૂ થાય ત્યારે | (ઊભી લીટી) મૂકવામા આવે છે એ સિવાય બીજા વિરામચિહ્નોનો પ્રયોગ થતો નથી ગુજરાતી ભાષામા વિરામચિહ્નનો પ્રયોગ અગ્રેજી ભાષાને અનુસારે છે.

**પ્રકાર**—નીચે આપેલા વિરામચિહ્નનો અને અન્ય ચિહ્નનો ભાષામા પ્રયોગ થાય છે —

(૧) પૂર્ણવિરામ
(૨) ? પ્રશ્નાર્થ ચિહ્ન
(૩) ! ઉદ્ગારવાચક ચિહ્ન
(૪) , અલ્પવિરામ
(૫) , અર્ધવિરામ (મધ્યવિરામ)
(૬) મહાવિરામ
(૭) - વિગ્રહરેખા (લઘુ રેખા)
(૮) — મહારેખા કે ગુરુ રેખા
(૯) ( ), { }, [ ] કૌંસ

અન્ય ચિહ્ન

(૧૦) ' ' કે " " અવતરણચિહ્ન

**લાભ**—વિરામચિહ્નથી લખાણ વાચવામા તેમજ તેનુ તાત્પર્ય સમજવામા ઘણી સરળતા પડે છે વિચારોની પરસ્પર સકલના એથી સ્પષ્ટ સમજાય છે

**પૂર્ણવિરામ, પ્રશ્નાર્થ, અને ઉદ્ગારવાચક ચિહ્ન**—વિચાર પૂરો દર્શાવ્યાથી વાક્ય પૂરૂ થતુ હોય ત્યા પૂર્ણવિરામ મુકાય

છે; પ્રશ્નનો અર્થ હોય તો પ્રશ્નવિરામ, અને કોઈ લાગણીનો ઉદ્ગાર હોય ત્યાં ઉદ્ગારવાચક ચિહ્ન મુકાય છે. સંબોધનની પછી ઉદ્ગારવાચક ચિહ્ન કે અલ્પવિરામ મુકાય છે.

ગૌણ વાક્યમાં પ્રશ્ન હોય પણ પ્રધાન વાક્યમાં પ્રશ્ન ન હોય તો વાક્યને અન્તે પૂર્ણવિરામજ આવે છે. પરંતુ પ્રધાન વાક્યની પછી પ્રશ્નવાચક ગૌણ વાક્ય આવે તો અન્તે પ્રશ્નાર્થ ચિહ્ન આવે છે.

દાખલા:—

ઔરંગઝેબ ક્યારે ગાદીએ આવ્યો તે કહો.
ઔરંગઝેબ ક્યારે ગાદીએ આવ્યો તે કહી શકશો?
શિક્ષકે તેને પૂછ્યું, ઔરંગઝેબ ક્યારે ગાદીએ આવ્યો?
અહો! આ કેવું પવિત્ર તીર્થ છે! શી ઘાટની શોભા!
ગુરુજી! તમારો ઉપદેશ અમને શિરસાવન્દ્ય છે.

**પૂર્ણવિરામ: દુરુપયોગ**—લક્ષમાં રાખવું કે વાક્ય પૂરું થાય ત્યાંજ પૂર્ણવિરામ આવે છે. પાનાં કે પ્રકરણોનાં મથાળાંને છેડે પૂર્ણવિરામનું ટપકું કરવાનો અગાઉનો પ્રચાર હાલમાં જતો રહ્યો છે.

| અગાઉ લખાતું | હાલ લખાય છે. |
|---|---|
| પ્રસ્તાવના. | પ્રસ્તાવના |
| પ્રકરણ ૧લું. | પ્રકરણ ૧લું |
| શિક્ષકનાં કર્તવ્ય. | શિક્ષકનાં કર્તવ્ય |

૧, ૨, ૩, જેવા આંકડાથી કે અ, બ, ક, જેવા અક્ષરથી નિયમો દર્શાવવા હોય તો તે આંકડાઓને અને અક્ષરોને નિયમના લખાણથી જુદા પાડવા તેની પછી . મૂકવામાં આવે છે; જેમકે,

૧. 'ઇક' પ્રત્યય પર છતાં અન્ત્ય સ્વરનો લોપ અને આદિ સ્વરની વૃદ્ધિ થાય છે.

આ 'કૃત' પ્રત્યય જેને અન્તે હોય તે કૃદન્ત કહેવાય છે
સક્ષિપ્ત સૂચક શબ્દ પછી પૂર્ણવિરામનુ ટપકુ મુકાય છે
દાખલા —બ વ (બહુવચન)
ષ તત્પુ (ષષ્ઠીતત્પુરુષ)
એમ એ (માસ્તર ઑવ આર્ટ્સ)
રા રા (રાજમાન રાજશ્રી)
દા (દસ્કત)
મુ (મુકામ)

અલ્પવિરામ—અલ્પવિરામ મુખ્યત્વે નીચેને સ્થળે મૂકવા મા આવે છે —

૧ સબોધન પછી

ભાઈ, આવુ કરવુ તને ઘટતું નથી

૨ 'અને' કે 'અથવા' જેવા અવ્યયથી જોડાયલા બે કે વધારે પદ, પદસમૂહ કે વાક્ય અલ્પવિરામથી છૂટા પાડવામા આવે છે, પરતુ એ ચિહ્ન એવા છેલ્લા પદ, પદસમૂહ, કે વાક્યની પછી આવતું નથી, જેમકે,

જોડણીની ભૂલો માટે, દાખલા ખોટા ગણવા માટે, ભૂગોળ કે બીજા વિષયોમા ખોટા જવાબ દેવા માટે, મોડા આવવા માટે, ઘેરથી કરી લાવવા આપેલો મનોયત્ન બેદરકારીથી કરવા માટે, અને એવા બીજા ઘણા સાધારણ દોષો માટે છોકરાને નેતરની સોટીનો માર મારવામા આવે છે 'શિક્ષણ૦'

અહિં 'દોષો માટે' પછી અલ્પવિરામ મુકાતું નથી કેટલાક 'કરવા માટે'ની પછી પણ એ ચિહ્ન મૂકતા નથી, પણ તે યુક્ત નથી હાલના શિષ્ટ પ્રચાર પ્રમાણે ત્યા ને તેને બીજે સ્થળે અલ્પવિરામ મૂકવુજ જોઈએ

અમદાવાદથી અજમેર અને ત્યાંથી જેપુર, આગ્રા, મથુરા, કાશી, અયોધ્યા, ગયા, વગેરે યાત્રાને સ્થળે થઈ અમે કલકત્તે ગયા.

અાંહુ 'અને' બે શબ્દસમૂહને જોડે છે—'અમદાવાદથી અજમેર થઈ' અને 'ત્યાંથી જેપુર,..............યાત્રાને સ્થળે થઈ'; આ કારણથી 'અજમેર' પછી અલ્પવિરામ મૂકવામાં આવતું નથી. બેજ શબ્દ, શબ્દસમૂહ, કે વાક્યની વચ્ચે 'અને', 'અથવા' જેવા શબ્દ હોય ત્યારે તે બે શબ્દ, શબ્દસમૂહ, કે વાક્યની વચ્ચે એ ચિહ્ન મુકાતું નથી.

'વગેરે'નો અર્થ 'અને બીજું' થાય છે, માટે તેની પહેલાં અલ્પવિરામ મૂક્યું છે.

'આજ આપણો ભરથાર, આપણું શિરચ્છત્ર, આપણું પ્રતિપાલણ કરનાર, તથા આપણા માથાનો મુગટ રણક્ષેત્રમાં પડ્યો.'

'કરણઘેલો'

શિક્ષક પોતે સત્યશીલ, ન્યાયી, ઉદ્યમી, નિયમિત, દયાળુ, સંસ્કારી, અને વિવેકી થઈ પ્રત્યક્ષ તેમજ પરોક્ષ રીતે શિષ્યમાં એવા ગુણો ઉત્પન્ન કરી શકે. 'શિક્ષણ૦'

૩. સામાન્ય રીતે, ગૌણ વાક્યની પછી અલ્પવિરામ મૂકવામાં આવે છે; પરંતુ એવું વાક્ય ઘણું નાનું હોય તો એ ચિહ્ન નથી પણ મુકાતું.

દાખલા:—

જેમ ચેષ્ટાથી મનના ભાવ સમજાય છે તેમ ચેહરા પરથી પણ સમજાય છે. ('શિક્ષણ૦')

જ્યાંસુધી વ્યક્તિના કે પ્રજાના વિચારો બંધાઈ દૃઢ ને પાકા થયા નથી, ત્યાંસુધી તેને બાહ્ય સંસર્ગથી દૂર રહેવાની અને જે ઉચ્ચ ભાવના પ્રાપ્ત કરી હોય તે ભાવનાને શુદ્ધ રાખવાની જરૂર છે.

('શિક્ષણ૦')

અર્ધવિરામ નીચેને સ્થળે વપરાય છે —

૧. જે સહગામી વાક્યો વચ્ચે સમુચ્ચયવાચક ઉભયાન્વયી 'અને' ન વપરાયું હોય એવાં વાક્યો વચ્ચે મધ્યવિરામ મુકાય છે.

દાખલો:—

રસ્તા પર સેંકડો ઘોડા અને ઊંટનાં શબ પડ્યાં હતાં, લડાઈમાં ફેંકી દીધેલા શસ્ત્રથી માર્ગ છવાઈ ગયો હતો; હજારો યોદ્ધા મરણ પામ્યા હતા.

૨. વિરોધવાચક કે કાર્યકારણવાચક ઉભયાન્વયી અવ્યયની પછી મોટાં વાક્ય હોય તો સામાન્ય રીતે તે અવ્યયની પહેલાં અર્ધવિરામ મુકાય છે, પરંતુ એવા વાક્ય નાનાં હોય તો અલ્પવિરામ મુકાય છે નાનાં વાક્ય હોય તોપણ કેટલાક અર્ધવિરામ મૂકે છે.

દાખલા—

તે કોઈ મોટું કામ માથે લેતો નથી, કેમકે તેનામાં શક્તિ છે છતાં નથી એમ તે અવિશ્વાસથી ધારે છે ('શિક્ષણ૦')

'આ વખતે તે પાછો ખસ્યો, પણ તેણે પોતાનું ખરેખરું વિકાળ સ્વરૂપ પ્રકાશ્યું' ('કરણ૦')

જ્ઞાની પુરુષોમાં એ ગુણો હોય એમ સર્વ કોઈ ધારે એ વાજબી છે; પરંતુ ઘણી વાર તેનામાં એ ગુણોનો અભાવ જોવામાં આવે છે એટલુંજ નહિ, પણ જ્ઞાનને લીધે અનીતિના માર્ગો શોધવામાં અને યુક્તિથી અનીતિભરેલું વર્તન પણ નીતિમય દર્શાવવાનો પ્રયત્ન કરવામાં તેઓ મચેલા રહે છે. ('શિક્ષણ૦')

મહાવિરામ નીચેને સ્થળે વપરાય છે—

અમુક બાબત પૂરેપૂરી વર્ણવી હોય અને તેની પછી બીજી બાબતોને ગણતરી, દાખલા, પરિણામ, કારણ, કે વિરોધ તરીકે વર્ણવી હોય ત્યારે એ ચિહ્ન વપરાય છે.

અનુક્રમે દાખલા:—

૧. તેમને મહામહા દુઃખો પડ્યાં: પાસે ખાવાનું કે પીવાનું મળે નહિ: તેઓ ભર જંગલમાં હતા: રસ્તો બતાવનાર કોઈ મળી આવવાનો સંભવ ન હતો: રાત્રી પડવા આવી હતી.

૨. કેટલાક ધાતુને 'તિ' પ્રત્યય લગાડતાં અન્ત્ય મ્ કે ન્ લોપાય છે: ગતિ, નતિ, મતિ, હતિ, તતિ.

૩. તેઓ મદને વશ થયા છે: તેમની સાથે વાત કરવી નકામી છે.

૪. કોઈ પણ બાબત અત્યાગ્રહપૂર્વક ખરી માનવી નહિ: ભલા ભલા ડાહ્યા પુરુષો પણ ભૂલે છે.

૫. લશ્કરને મોખરે તોપખાનું હતું: પાછલા ભાગમાં પાયદળ હતું.

આમાંને પહેલે બે સ્થળે મહાવિરામની સાથે ગુરુરેખા (—) પણ મુકાય છે; અર્થાત્ :—આવું મિશ્ર ચિહ્ન મુકાય છે.

**વિગ્રહરેખા (લઘુરેખા)**—અમુક શબ્દ એક લીટીમાં પૂરો ન થાય તો ઉચ્ચાર પ્રમાણે જેમ તેના ભાગ બોલાતા હોય તેમ, અને સામાસિક શબ્દમાં તેના અવયવ પ્રમાણે ભાગ પાડી એક ભાગ આગળથીજ શબ્દને તોડી તેની પછી વિગ્રહરેખા (લઘુરેખા) (-) મૂકી બાકીનો ભાગ બીજી લીટીના આરંભમાં લખવામાં આવે છે.

દાખલા:—

| | | | | |
|---|---|---|---|---|
| મહા- | લખ- | ગડ- | શોર- | વિક્રમા- |
| પરાક્રમી | વામાં | બડાટ | બકોર | દિત્ય |

**ગુરુરેખા**—ગુરુરેખા નીચેને સ્થળે વપરાય છે:—

૧. અર્થ સ્પષ્ટ કરવા માટે; જેમકે, એ એવો અનિષ્ટ પ્રસંગ છે કે તે પ્રમાણથી—પ્રત્યક્ષ પ્રમાણથી બાધિત છે. ('શિક્ષણ૦')

૨. ઘણી બાબતો વર્ણવી પાછળથી તે બધીને માટે એક શબ્દ મૂકવામાં આવે તો તે શબ્દની પૂર્વે આ ચિહ્ન મુકાય છે.

દાખલો:—

અમુક યુદ્ધમાં લશ્કરની સંખ્યા, શહેરોની વસ્તી, દેશોની આયાત ને નિકાસ—આવી આવી નકામી બાબતો ગોખાવવાથી કંઈ લાભ નથી. ('શિક્ષણ૦')

કૌંસ–કૌંસ નીચેને સ્થળે વપરાય છે:—

૧. કશાનો અર્થ સમજાવવા માટે (ગુરુ રેખાની પેઠે); જેમકે,

પદાર્થ, મૉડેલ (નમુનો), ચિત્રો, વગેરે સાહિત્યો વડે વસ્તુનું પ્રદર્શન થાય છે.

શ્રુતલેખનતા (ડિક્ટેશનના) પાઠમાં ઉપર દર્શાવેલી સૂચના લક્ષમાં રાખવી.

૨. સ્પષ્ટતા માટે જરૂરની હકીકત કેટલીક વાર કૌંસમાં દર્શાવવામાં આવે છે.

દાખલો:—

જે જે સાહિત્યનો ઉપયોગ કરવો હોય તે નોંધમાં લખવાં; જેમકે, ચિત્ર, નકશો, નમુનો, કાળું પાટીઉં, નોટ બુક (નોંધપોથી), પેન્સિલ (છોકરાં માટે), મધ્યાર્કનો દીવો, પાણીનું ભરેલું વાસણ, વગેરે જે હોય તે. ('શિક્ષણ૦')

આપણી પાછળ આવેલી દિશા પશ્ચિમ (પશ્ચાત્ ઉપરથી) કહેવાય છે.

અવતરણચિહ્ન–

૧. કોઈના બોલેલા શબ્દ તેજ રૂપમાં દર્શાવાય છે ત્યારે અંગ્રેજીમાં હમેશ અવતરણચિહ્નોની વચ્ચે તે શબ્દો મુકાય છે. ગુજરાતીમાં પણ બોલેલા શબ્દ ક્વચિત્ અવતરણચિહ્નોની વચ્ચે મુકાય છે. હમેશ એ ચિહ્ન વાપરવાનો પ્રચાર નથી.

"આ શિક્ષક બહુ નરમ છે," એવાં શિષ્યનાં વચન એક પ્રકારનો તેમનો તિરસ્કારજ છે. ('શિક્ષણ૦')

૨. કોઈ શબ્દ કે અક્ષરને શબ્દ કે અક્ષર તરીકેજ વાપર્યાં હોય ત્યારે પણ એ ચિહ્ન વપરાય છે:–

દાખલો:–

'ય્', 'વ્', 'ર્', અને 'લ'નું સંપ્રસારણ અનુક્રમે 'ઇ,' 'ઉ,' 'ઋ,' અને 'ઌ' થાય છે.

———:o:———

## પ્રકરણ ૩૬મું
## ભાષાશૈલી

**સૂચના અને નિયમ**–કોઈ પણ ભાષામાં ઉત્તમ શૈલીમાં લખવાની શક્તિ પ્રાપ્ત કરવી હોય તો તેમાં ઉત્તમ સાહિત્ય વાંચવું, તેની શૈલીનું અધ્યયન કરવું, અને તેમાં લખવાનો અભ્યાસ કરવો. આવા અધ્યયન અને મહાવરાથીજ ઉત્તમ શૈલી પ્રાપ્ત કરી શકાય છે. આમ છે, છતાં એ વિષે નીચેના નિયમ લક્ષમાં રાખવાથી લાભ થશે:–

૧. શૈલી વિષયને અનુસરતી જોઈએ.

સાધારણ વર્ણનમાં ભારે શબ્દ કે અલંકારવાળી આડંબરી ભાષા શોભતી નથી.

૨. સરળતા, માધુર્ય, શિષ્ટતા, સ્વાભાવિકતા, વિશદતા, અને અસંદિગ્ધતા પર ખાસ લક્ષ રાખવું.

ભાષા જેમ બને તેમ સરળ જોઈએ. ગુંચવણભરેલી ભાષાથી વિચારમાં ગુંચવણ જણાઈ આવે છે. જે શૈલી પાણીના પ્રવાહની પેઠે અસ્ખલિત ચાલી જતી નથી અને જેનું તાત્પર્ય સમજવા

વાચનારને કષ્ટ અને પરિશ્રમ પડે છે તેવી શૈલીથી દૂર રહેવું જે બાબતો વિચારમાં જોડાયલી હોય તે બાબતોનું વર્ણન કરનારા શબ્દો અન્વયમાં પાસે પાસે જોઈએ સંબંધવાળા શબ્દો પાસે પાસે ન મૂકવાથી જે શબ્દની સાથે જેનો સંબંધ હોય છે તે સમજાતો નથી કે સમજવામાં વિલંબ થાય છે એટલુંજ નહિ, પણ અન્ય શબ્દની સાથે તે શબ્દનો સંબંધ ઘટાવવાથી ઘણી વાર અર્થનો અનર્થ થાય છે દૂરાન્વય અને દુર્બોધ્ય ક્લિષ્ટ રચના એ મોટો દોષ છે એવી શૈલી ગુંચવણભરેલી થાય છે; માટે શૈલી સરળ અને સુગમ રાખવી અને અન્વય તરત સમજાય એમ શબ્દોની યોજના કરવી

૩ દોષો પરિહરવા—કાનને કઠોર લાગે એવા શબ્દો વાપરવાથી શ્રુતિકટુત્વ દોષ આવે છે વ્યાકરણના નિયમથી વિરુદ્ધ શબ્દો યોજવાથી અસંસ્કારનો (ચ્યુતસંસ્કૃતિનો) દોષ થાય છે; અને શિષ્ટ પુરુષો ન વાપરે એવા શબ્દો વાપરવાથી ગ્રામ્યતાનો દોષ થાય છે શ્રુતિકટુત્વ, અસંસ્કૃતિ, અને ગ્રામ્યતાના દોષથી દૂર રહેવું

૪ માધુર્ય અને સ્વાભાવિક શૈલી—શબ્દો પસંદ કરવામાં બહુ કાળજી રાખવી મધુર શૈલી ઘણી રસિક અને લોકપ્રિય થાય છે; પરંતુ માધુર્ય કઈ સંસ્કૃત શબ્દોજ વાપરવાથી આવતું નથી એ લક્ષ બહાર જવું ન જોઈએ વિષયને અને જે વાચકવર્ગ માટે તે લેખ ઉદ્દિષ્ટ હોય તેને ઘટે એવી શૈલી વાપરવી. એવા પ્રકારની શૈલીમાં શબ્દોની પસંદગી કરવામાં પૂરતું લક્ષ અપાયું હોય, શું કર્ણને પ્રિય લાગશે અને શું કઠોર ને કટુ લાગશે તે જાણવાની ઊંચા પ્રકારની રસિક્તા હોય, તો શૈલી સહજ મધુર થઈ શકે છે

માધુર્ય લાવતાં શૈલી કૃત્રિમ ન થઈ જાય તે પર ખાસ લક્ષ રાખવું સ્વાભાવિક શૈલીજ ઉત્તમ છે, પરિશ્રમ લીધેલો જણાઈ આવે એવી કૃત્રિમ શૈલી લોકપ્રિય થતી નથી

**૫. શિષ્ટ પુરુષની ભાષા અનુસરવી.** શિષ્ટ પુરુષ કોને કહેવો તે વિષે 'पृषोदरादीनि यथोपदिष्टम्' એ પાણિનિના સૂત્ર પરના મહાભાષ્યમાં શ્રીમાન્ પતંજલિએ ચર્ચા કરી છે. આરંભમાં કહ્યું છે કે જે વ્યાકરણના નિયમોને જાણે ને અનુસરે તે શિષ્ટ અને શિષ્ટ વિદ્વાનોએ રચેલા નિયમો જેમાં હોય તે વ્યાકરણશાસ્ત્ર. આમ તો અન્યોન્યાશ્રયનો દોષ આવે છે એમ શંકાકાર કહે છે ત્યારે ભાષ્યકાર છેવટે નિર્ણય કરે છે કે જેનું નિવાસસ્થાન, સંસ્કાર, ને વર્તન ઉત્તમ પ્રકારનાં હોય તે શિષ્ટ; અર્થાત્, ઉત્તમ નિવાસસ્થાન અને ઉત્તમ સંસ્કારવાળા તથા ઉત્તમ પરિસ્થિતિમાં રહેનારા તે શિષ્ટ. એવા શિષ્ટ પુરુષોની ભાષા તે શિષ્ટ ભાષા. એવી ભાષા ગ્રામ્યતા આદિ દોષથી મુક્ત હોય છે. એવા પુરુષો જે વાણીને ગ્રામ્ય ગણે છે તે વાણીનો પ્રયોગ ન કરવો.

**૬. વિશદ શૈલી**—શૈલી વિશદ એટલે સુસ્પષ્ટ હોવી જોઈએ. જેમ કાવ્યમાં પ્રસાદ ગુણ વગરનું કાવ્ય વખણાતું નથી, તેમ ભાષાશૈલી વિશદ ન હોય તો તે સારી ગણાતી નથી. તેમજ એક શબ્દના અનેક અર્થમાંથી કયો અર્થ વિવક્ષિત છે તે વિષે જેમાં સંદેહ પડતો હોય એવી સંદિગ્ધ શૈલી પણ સારી કહેવાતી નથી.

**૭. એકધારી ભાષા**—ભાષા એકધારી જોઈએ. સરળ શૈલી ચાલતી હોય તેમાં વચ્ચે આડમ્બરવાળી, અલંકારયુક્ત, અને ભારે શબ્દવાળી રચના આવે તો તે સુશ્લિષ્ટ થતી નથી અને વાંચનારને કંટાળો આપે છે.

**૮. પ્રસિદ્ધ શબ્દો અને અલંકારો** હોય તેને છોડી અપ્રયુક્ત, અપ્રસિદ્ધ શબ્દો કે અલંકારો લાવવા, એ પણ ભાષાને કઢંગી બનાવે છે.

૯. **સાદી, સંક્ષિપ્ત, અને ચોકસ શૈલી** કેળવવા ખાસ લક્ષ આપવું એક શબ્દથી કામ સરતું હોય તો નકામા અનેક શબ્દ વાપરવા નહિ. નકામાં વિશેષણ અને અવ્યય કે અન્ય પદ વાપરી ટાહેલું કરવાથી ભાષા શોભતી નથી એ ભૂલવું નહિ લખવામાં ચોકસાઈની ઘણી જરૂર છે, તે પર પણ પૂરતું લક્ષ આપવું.

૧૦. **વિદેશીય શૈલીનું અનુકરણ**—હાલ ઘણા લેખકો અંગ્રેજી ભાષાની કેળવણી પામેલા હોવાથી ગુજરાતી ભાષામાં તે ભાષાની રચના આણે છે, પણ તે બધી રચના ગુજરાતી ભાષાને બંધબેસતી થતી નથી એવી વિદેશીય રચનાથી ભાષા દુષ્ટ થાય છે અને જેમને અંગ્રેજી ભાષાનું જ્ઞાન નથી તેમને તો તે ઘણી કઢંગી અને કઠોર લાગે છે એક ભાષાની બધી રચના અન્ય ભાષાને સુશ્લિષ્ટ થતી નથી દાખલા તરીકે, સાપેક્ષ સર્વનામનો પ્રયોગ, કોઈના બોલેલા શબ્દોને દર્શાવવાની આડકતરી ભાષા રચના, પ્રધાન ને ગૌણ વાક્યમાં કાળોનુ સાદૃશ્ય—આ અને એવી બીજી રચના જેવી અંગ્રેજી ભાષામાં હોય છે તેવી ગુજરાતી ભાષામાં નથી, પરંતુ ઘણા લેખક અંગ્રેજી ભાષાની રચના ગુજરાતી ભાષામાં ઉતારે છે, તેથી ભાષા ઘણીજ કઠોર અને ઉદ્વેજક થાય છે. આવી વિદેશીય રચનાથી ભાષાને અશુદ્ધ અને કર્ણકઠોર બનાવવી નહિ

ઉપસંહાર—શૈલી વિષે લક્ષમાં રાખવા લાયક બધી બાબતો ટૂકામા નીચે દર્શાવી છે —

જે શૈલીનુ સ્વરૂપ વિષય અને અધિકારીને ઉદ્દેશીને બદલાય, પ્રૌઢ ઘટે ત્યા પ્રૌઢ, મુગ્ધ ઘટે ત્યાં મુગ્ધ, તેજસ્વી જોઈએ ત્યાં તેજસ્વી, ને નમ્ર જોઈએ ત્યાં નમ્ર, એમ જ્યાં જેવા રસનો આવિ·

ભીંત હોય ત્યાં તેવા રસને દિપાવે એવી, પણ સર્વત્ર સરળ રચનાવાળી, સ્વાભાવિક, અસંદિગ્ધ, શુદ્ધ, અને પ્રયત્ન વિના કે ક્વચિત અલ્પજ પ્રયત્ને સમજાય એવી હોય તે ઉત્તમ શૈલી સમજવી.

---

## પ્રકરણ ૩૭મું

### ભાષાશુદ્ધિઃ તત્સમ શબ્દના સામાન્ય દોષ

**તત્સમ શબ્દની જોડણી**—ગયા પ્રકરણમાં ભાષાશૈલી વિષે વિચાર કર્યો તેમાં ભાષા શુદ્ધ અને સંસ્કારી કે શિષ્ટ હોવી જોઈએ એમ દર્શાવ્યું છે. ભાષા શુદ્ધ હોવા માટે તેમાં પ્રયોજાયલો દરેક શબ્દ શુદ્ધ લખાવો જોઈએ. તત્સમ શબ્દ મૂળ ભાષામાં જેમ લખાતા હોય તેમ લખાય ત્યારેજ શુદ્ધ લખાયા કહેવાય. એ વિષે સર્વ વિદ્વાનો સંમત છે. ગુજરાતીની માતૃભાષા સંસ્કૃત છે, તેથી તત્સમ સંસ્કૃત શબ્દો જેમ સંસ્કૃતમાં લખાતા હોય તેમજ ગુજરાતીમાં લખાવા જોઈએ. તેમ ન થાય તો સહૃદય વાચકને ઉદ્વેજક થાય છે અને એવું લખાણ દુષ્ટ કહેવાય છે. સંસ્કૃત ભાષાનું જ્ઞાન ન હોય તો તેમાંના તત્સમ શબ્દ થોડા—જે જાણીતા હોય તેજ—વાપરવા; પરંતુ વાપરવાનીજ ઇચ્છા હોય તો તેની જોડણી કોશમાં જોઈ શુદ્ધ કરવા તરફ લક્ષ રાખવું. વળી સંસ્કૃત ભાષા મૃત ભાષા છે, તેમાં મરજીમાં આવે તેમ નવીન શબ્દો ઘડાતા નથી એ પર ખાસ ધ્યાન આપવું. આ બાબત લક્ષમાં ન રાખવાથી ઘણા લેખકો પુસ્તકોમાં તત્સમ શબ્દોની જોડણીમાં તરેહવાર ભૂલ કરે છે. એવી ભૂલો પુસ્તકોમાં જોવામાં આવેલી તેનો મોટો સંગ્રહ મારી પાસે છે, તેનો ઉપયોગ કરી નીચે યાદી આપી છે, તે પરથી શુદ્ધ શબ્દ કેવી રીતે અશુદ્ધ લખાય છે તે સમજાશે. તત્સમ ફારસીઅરબી શબ્દ પણ બને ત્યાંસુધી મૂળને અનુસરતી જોડણીમાં લખવા જોઈએ. ફારસી ને અરબી

ભાષા કંઈ ગુજરાતીની માતૃભાષા નથી વળી તેમાંના બધા ઉચ્ચાર ગુજરાતી અક્ષરોથી દર્શાવી શકાતા નથી. આ કારણથી ફારસી અરબી તત્સમ શબ્દ એ ભાષામાં જેવા સ્વરૂપમાં હોય છે તેવાજ સ્વરૂપમાં ગુજરાતીમાં લખી શકાશે નહિ, પરંતુ તે સ્વરૂપને બને તેટલી અનુસરતી જોડણીમાં લખાવા જોઈએ આ કારણથી ઘણા પ્રચલિત અને પરિચિત ફારસીઅરબી શબ્દોની મૂળને અનુસરતી જોડણી દર્શાવનારી યાદી પણ આપી છે.

સંસ્કૃત તત્સમ શબ્દના હોવની યાદી

(૧) 'તિ' પ્રત્યયાન્ત શબ્દમાં 'તિ' ને બદલે 'તી' કરવામાં આવે છે; અથવા તો ધાતુના સ્વરની જોડણી ખોટી કરવામાં આવે છે કેટલાક શબ્દમાં 'તિ' ને બદલે 'નિ' થાય છે, ત્યાં 'ની' કરવામાં આવે છે

| અશુદ્ધ | શુદ્ધ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| સ્થીતિ–સ્થિતી | સ્થિતિ | દ્રષ્ટિ | દૃષ્ટિ |
| પ્રિતી | પ્રીતિ | સ્રષ્ટિ | સૃષ્ટિ |
| નિતી | નીતિ | ગ્લાની | ગ્લાનિ |
| સંતતી | સંતતિ | મ્લાની | મ્લાનિ |
| પ્રસુતિ–પ્રસુતી | પ્રસૂતિ | હાની | હાનિ |

સમાન શુદ્ધ શબ્દ નીચે આપ્યા છે —

રીતિ, શક્તિ, મતિ, ગતિ, નતિ, તતિ, હતિ, ક્ષતિ, વિનતિ, ઉન્નતિ, અવનતિ, પરિણતિ, વિજ્ઞપ્તિ, યતિ, શ્રુતિ, સ્મૃતિ, ઇષ્ટિ, ઉક્તિ, વિભક્તિ, વ્યુત્પત્તિ, જાતિ, શુદ્ધિ, વૃદ્ધિ, તૃપ્તિ, પુષ્ટિ, ઉત્પત્તિ, મૂર્તિ કે મૂર્ત્તિ, કીર્તિ કે કીર્ત્તિ, ઉપમિતિ, મિતિ, પદ્ધતિ, સ્તુતિ, યુક્તિ, વગેરે

(૨) જોડાક્ષર નથી ત્યાં જોડાક્ષર લખવાની ભૂલ સંસ્કૃત શબ્દ

છે, માટે જોડાક્ષરથી શુદ્ધ લખાશે એવી સમજ એ ભૂલનું કારણ હોય એમ લાગે છે.

| અશુદ્ધ | શુદ્ધ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ચર્ણ | ચરણ | સ્મર્ણ | સ્મરણ |
| મર્ણ | મરણ | અન્ત:કર્ણ | અન્ત:કરણ |
| શર્ણ | શરણ | કીર્ણ | કિરણ |
| હર્ણ | હરણ | | |

પ્રત્યય 'અન' છે એ યાદ રાખવાથી એ ભૂલ જતી રહેશે. ચર્+અન=ચરણ; મૃ+અન=(ગુણ થઈ) મર્+અન=મરણ; કૃ+અન= કર્+અન=કરણ.

'કર્ણ'=કાન; 'વર્ણ'=જાતિ, એ શબ્દો 'યત્ન' શબ્દની પેઠે 'ન' પ્રત્યયાન્ત છે; એમાં 'અન' પ્રત્યય નથી.

પદ્વી–પદ્ધિ        પદવી

આ ભૂલ ઘણીજ સાધારણ છે. સારાં પુસ્તકો પણ આ ભૂલથી ભાગ્યેજ મુક્ત જોવામાં આવે છે.

વિકાળ        વિકરાળ (વિ+કરાળ=ભયંકર; વિશેષ ભયંકર)

(૩) ઋકારને બદલે રકાર ને એથી ઉલટું

| અશુદ્ધ | શુદ્ધ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| દ્રષ્ટિ | દૃષ્ટિ | સાદ્રશ્ય | સાદૃશ્ય |
| સ્રષ્ટિ | સૃષ્ટિ | તાદ્રશ્ય (ચિતાર) | તાદૃશ–શ (ચિતાર) |
| દ્રષ્ટાન્ત | દૃષ્ટાન્ત | | |
| હ્રદય | હૃદય | દ્રઢ | દૃઢ |
| ગ્રહસ્થ | ગૃહસ્થ | પતિવૃતા | પતિવ્રતા |
| વ્રન્દાવન | વૃન્દાવન | દૃષ્ટવ્ય | દ્રષ્ટવ્ય |
| પ્રથક્ | પૃથક્ | સૃષ્ટવ્ય | સ્રષ્ટવ્ય |
| વ્રત્તાન્ત | વૃત્તાન્ત | નમૃતા | નમ્રતા |
| દ્રશ્ય | દૃશ્ય | ગૃહણ | ગ્રહણ |
| | | વૃજ | વ્રજ |

(૪) શ, ષ, ને સની ગુંચવણથી થતા દોષ

| અશુદ્ધ | શુદ્ધ | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| શેવક | સેવક | અશ્રુશ્રાવ | અશ્રુસ્રાવ |
| શુદિ } | સુદિ } | સ્પર્ષાસ્પર્ષી | સ્પર્શાસ્પર્શી |
| શુદ } | સુદ } | દાશી | દાસી |
| ક્લેષ | ક્લેશ | સ્મસાન | સ્મશાન (શ્મન્=શબ, 'શી'=સૂવું) |
| વિશેશણ | વિશેષણ | | |
| વિશેશ | વિશેષ | | |
| | | વર્ણશંકર | વર્ણસંકર |

શંકર=મહાદેવ (શમ્=સુખ), સંકર=મિશ્રણ, 'ભાષાસંકર', 'વર્ણસંકર' એ શુદ્ધ રૂપ છે

| | |
| --- | --- |
| સપથ | શપથ |
| ઉદાશ | ઉદાસ |
| સૂન્યકાર | શૂન્યકાર |
| સાસન | શાસન |
| વૈષ્ય | વૈશ્ય |

(૫) ખોટી સંધિથી થતી ભૂલ

| અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- |
| ન્યાત્યાભિમાન } | નાત્યભિમાન } |
| જાત્યાભિમાન } | જાત્યભિમાન } |
| નિરાભિમાન | નિરભિમાન |
| અધમોધમ | અધમાધમ |
| સ્વપ્નાવશ | સ્વપ્નવશ |
| દીનાનાથ (કવિતામાં માત્રા મેળવવા) | દીનનાથ |

| | | |
|---|---|---|
| સત્વ | સત્ત્વ | |
| તત્વ | તત્ત્વ | |
| સાત્વિક | સાત્ત્વિક | |
| તાત્વિક | તાત્ત્વિક | |
| મહત્વ | મહત્ત્વ | |
| કોટ્યાવધિ | કોટ્યવધિ | |
| પરિક્ષા | પરીક્ષા | 'ઈક્ષા' શબ્દ 'ઈક્ષ્' જોવું પરથી |
| નિરિક્ષા | નિરીક્ષા | |
| સમિક્ષા | સમીક્ષા | |
| નિરવ | નીરવ | |
| નિરોગ | નીરોગ | |
| નિરસ | નીરસ | |
| શ્વાસોશ્વાસ | શ્વાસોચ્છ્વાસ | |

(૬) 'ઈક' પ્રત્યયાન્ત શબ્દોમાં થતી ભૂલ

| અશુદ્ધ | શુદ્ધ |
|---|---|
| પ્રમાણિક | પ્રામાણિક |
| વ્યવહારીક | વ્યાવહારિક |
| પરમાર્થિક | પારમાર્થિક (ઉભયપદવૃદ્ધિ) |
| અલૌકિક | અલૌકિક |

સમાન શુદ્ધ શબ્દ નીચે આપ્યા છે:—

નૈસર્ગિક, ભાવિક, દૈનિક, આહ્નિક, માસિક, વાર્ષિક, સ્વાભાવિક, વાસ્તવિક, આનુભવિક, સાંપ્રતિક, ઐતિહાસિક, ધાર્મિક, ઐચ્છિક, સામયિક, સામાજિક, માંગલિક, પ્રાથમિક, દ્વૈતીયિક; તાર્તીયિક, ('તૃતીય' પરથી), વગેરે.

ઉભયપદવૃદ્ધિના દાખલા --ઐહલૌકિક, પારલૌકિક, સાર્વ લૌકિક, પાચાશદ્વાર્ષિક, પાષ્ટિવાર્ષિક, આધ્યાત્મિક, આધિદૈવિક, આધિભૌતિક, આનુશતિક

રસિક, ધનિક, પથિક--આ શબ્દોમા વૃદ્ધિ થતી નથી 'પથિક'મા 'ક' પ્રત્યય છે, 'ઇક' નથી 'રસિક' અને 'ધનિક'મા 'ઠન્' પ્રત્યય છે તે 'ઠક્' ની પેઠે 'ક્ત્' નથી જુઓ 'મધ્ય વ્યાક૦' (૨જી આવૃત્તિ), પૃ૦ ૧૬૮, પૃષ્ઠટિપ્પણ

(૭) ચ્વિપ્રત્યયાન્ત (ઇ પ્રત્યયાન્ત કૃ, ભૂ, કે અસ્ ના રૂપ સાથે) શબ્દમા

| અશુદ્ધ | શુદ્ધ |
|---|---|
| સ્વિકરણ | સ્વીકરણ |
| અગિકરણ | અગીકરણ |
| ભસ્મિભૂત | ભસ્મીભૂત |
| સ્પષ્ટિકરણ | સ્પષ્ટીકરણ |

શુદ્ધ શબ્દ --

એકીકરણ, સયોગીકરણ, સમીકરણ

(૮) નિરર્થક બેવડા પ્રત્યયથી થતી ભૂલ

| અશુદ્ધ | શુદ્ધ |
|---|---|
| ધૈર્યતા | ધૈર્ય |
| આરોગ્યતા | આરોગ્ય |
| આર્જવતા | આર્જવ |
| ગૌરવપણુ | ગૌરવ-ગુરુપણુ |
| મહત્ત્તતા | મહત્ત્વ-મહત્તા |
| અતિશયતા-<br>અતિશયપણુ | અતિશય |

'અતિશય' સંસ્કૃતમાં નામ છે; ગુજરાતીમાં વિશેષણ તરીકે વપરાય છે; પરંતુ તેને વિશેષણ ગણી તે પરથી 'અતિશયતા' જેવું બનાવેલું નામ હાસ્યજનક થાય છે.

(૯) ईन પ્રત્યયના શુદ્ધ રૂપના અજ્ઞાનથી થતી ભૂલ (ईन ને બદલે 'इन' લખે છે.)

| અશુદ્ધ | શુદ્ધ |
|---|---|
| અર્વાચિન | અર્વાચીન |
| પ્રાચિન | પ્રાચીન |
| સમીચિન | સમીચીન (સમીચ્) |
| ઉદિચિન | ઉદીચીન (ઉદીચ્) |

(૧૦) मत्–मन्त પ્રત્યયનો અયોગ્ય સ્થળે वत्–वन्त કરવાથી થતા દોષઃ—

| અશુદ્ધ | શુદ્ધ |
|---|---|
| નીતિવાન્ | નીતિમાન્ |
| બુદ્ધિવન્ત | બુદ્ધિમન્ત |
| સમૃદ્ધિવાન્ | સમૃદ્ધિમાન્ |

અંગને અંતે કે ઉપાન્ત્યે અવર્ણ કે મ્ હોય છે ત્યારે 'મત્–મન્ત'નો 'વત્–વન્ત' થાય છે. તેમજ 'યવ' ને 'ભૂમિ' શબ્દને પ્રત્યય લગાડતાં 'મ્'નો 'વ્' થાય છે.

શુદ્ધ દાખલાઃ—ભગવાન્, ભાસ્વાન્, ધીમાન, શ્રીમાન, યવમાન્, ભૂમિમાન્

(૧૧) इष्ठ પ્રત્યયને બદલે इष्ट વાપરવાથી થતી ભૂલઃ—

| અશુદ્ધ | શુદ્ધ |
|---|---|
| શ્રેષ્ટ | શ્રેષ્ઠ |
| વરિષ્ટ | વરિષ્ઠ |
| ધર્મિષ્ટ | ધર્મિષ્ઠ |

૮૦ ગુજરાતી ભાષાનુ બૃહદ્-વ્યાકરણ



(૧૨) 'અનીય' પ્રત્યયમાં ઈ છે (દીર્ઘ છે) તેને બદલે ઇ (હ્રસ્વ) વાપરવાથી થતી ભૂલ

| અશુદ્ધ | શુદ્ધ |
|---|---|
| રમણિય | રમણીય |
| વન્દનિય | વન્દનીય |

આવા બીજા શુદ્ધ શબ્દ–સ્તવનીય, વર્ણનીય, કરણીય, માનનીય, પૂજનીય, ચિન્તનીય, વગેરે

(૧૩) માન પ્રત્યય વર્તમાન કૃદન્તનો છે, અને માન્ પ્રત્યયાન્ત રૂપ માન્ પ્રત્યયાન્ત શબ્દનું પ્રથમાનું એકવચન છે આ ભેદના અજ્ઞાનથી થતી ભૂલ

| અશુદ્ધ | શુદ્ધ |
|---|---|
| રાજમાન્ | રાજમાન |
| દેદીપ્યમાન્ | દેદીપ્યમાન |

(૧૪) નવીન ઘડેલા અશુદ્ધ શબ્દ–સંસ્કૃતમા ગમે તેમ શબ્દ ઘડી શકાય નહિ મૂલ ભાષામાં નવીન શબ્દ વ્યાકરણના નિયમની વિરુદ્ધ ઘડી શકાતા નથી

| અશુદ્ધ | શુદ્ધ |
|---|---|
| પાશ્ચિમાત્ય | પાશ્ચાત્ય |
| પૌર્વાત્ય | પૌરસ્ત્ય |
| આદ્યય | પૂર્વંગ |

'ત્ય' પ્રત્યય 'દક્ષિણા' અવ્ય૦, 'પશ્ચાત્' અવ્ય૦, અને 'પુરસ્' અવ્ય૦નેજ લાગે છે—દાક્ષિણાત્ય, પાશ્ચાત્ય, પૌરસ્ત્ય '[illegible]'ને 'પ્રાચ્ય'મા 'ય' પ્રત્યય છે

'આદ્યય' એવો શબ્દ 'પ્રત્યય' નથી એને બદલે 'પૂર્વંગ' શબ્દ શુદ્ધ

(૧૫) પરચુરણ શબ્દ

| અશુદ્ધ | શુદ્ધ |
|---|---|
| અદ્ભૂત | અદ્ભુત |

ભૂ ધાતુને ઉણાદિ ડુતચ્ ( ઉત ) પ્રત્યય થઈ શબ્દ બન્યો છે. 'ભૂત' શબ્દ નથી.

દિન ( 'દિવસ'ના અર્થમાં )

| | |
|---|---|
| દિન=દિવસ; | દીન=ગરીબ |
| દીવસ | દિવસ |
| શ્રીયુત્ | શ્રીયુત |

આ દોષ ઘણો સામાન્ય છે. 'યુત' એ 'યુ' જોડવું, એ ધાતુનો ભૂત કૃદન્ત છે. શ્રી વડે જોડાયલો તે શ્રીયુત, એમ એ શબ્દ તૃતીયા-તત્પુરુષ સમાસ છે.

| | |
|---|---|
| ચિન્હ | ચિહ્ન |

બોલવામાં સરળતાની ખાતર અશુદ્ધ રીતે 'ન્' પહેલો મૂકી 'ચિહ્ન'ને બદલે 'ચિન્હ' લખાય છે. પ્રાકૃતમાં પણ ચિન્હ છે.

| | |
|---|---|
| સહસ્ત્ર | સહસ્ર |
| વિચિક્ષણ | વિચક્ષણ (વિ+ચક્ષ=બોલવું+અન) |
| વિસ્તિર્ણ | વિસ્તીર્ણ |
| પુર્ણ | પૂર્ણ |
| સ્ફુર્તિ | સ્ફૂર્તિ |

'ઇર્' ને 'ઉર્'ની પછી વ્યંજન આવે તો ઇ ને ઉ દીર્ઘ થાય છે.

| | |
|---|---|
| કૂલ | કુલ |

'કુલ'=કુટુંબ; 'કૂલ'=કિનારો; 'અનુકૂલ' ને 'પ્રતિકૂલ'માં 'કૂલ'

દ્વિપ (બેટના અર્થમા) દ્વીપ

દ્વિપ=હાથી (દ્વિ=બે, બે વડે પીએ તે–સૂઢ ને મોંએ), દ્વીપ= બેટ (દ્વિ+અપ્=પાણી, 'અપ્'નુ 'ઈપ' થયુ છે)

| | |
|---|---|
| નપુષક | નપુસક |

ન+પુસ–પુમાન્=પુરુષ નહિ તે

| | |
|---|---|
| ઉચીત, ઉચ્ચિત | ઉચિત ('ઉચ્'ના ભૂ કૃ) |
| ભીક્ષા | ભિક્ષા |
| હત્ભાગ્ય | હતભાગ્ય (હત=હન્+ત [ભૂ કૃ નો પ્રત્યય]) |
| સતત્ | સતત (સમ્+તત, 'તન્'નો ભૂ કૃ 'સમ્'નો 'મ્' લોપાય છે) |
| આશીષ | આશિષ |
| આશિર્વાદ | આશીર્વાદ |

આ શબ્દની જોડણી બહુધા ખોટીજ કરેલી જોવામા આવે છે આશિષ્+વાદ=આશીર્વાદ

| | |
|---|---|
| મદીર | મદિર |
| નમ્રતાપુર્વક | નમ્રતાપૂર્વક |
| નિંદ્રા | નિદ્રા |
| સમત્તિ | સમતિ (સમ્+મન્+તિ) |
| કઠીન | કઠિન |
| મુખરીત | મુખરિત (શબ્દાયમાન) |

અજ્ઞાનથી, સસ્કૃત શબ્દ લખવાના લોભથી વિપરીત શબ્દ બનાવે છે.

| | |
|---|---|
| વિપરિત | વિપરીત (વિ+પરિ+ઇત 'ઇ'='જવું'નો ભૂ. કૃ.) |
| ઇતીહાસ | ઇતિહાસ (ઇતિહ+આસ) |
| દંપતિ | દંપતી |
| તિવ્ર | તીવ્ર |
| પતીત | પતિત (પત્+ઇત-ભૂ. કૃ. નો આગમસહિત પ્રત્યય) |
| ઉપવિત | ઉપવીત |
| આધિન | આધીન(સંસ્કૃતમાં 'અધીન' છે.) |
| સંહ્યાદ્રી | સહ્યાદ્રિ |
| ગંભિર | ગંભીર |
| સુશિલ | સુશીલ |
| મહીમા | મહિમા |
| બિભત્સ | બીભત્સ |
| કાકતાલિ ન્યાય | કાકતાલીય ન્યાય |
| ઉજ્વળ | ઉજ્જ્વળ (ઉદ્+જ્વળ) |
| પ્રજ્જ્વલિત | પ્રજ્વલિત (પ્ર+જ્વલિત) |

લક્ષમાં રાખો કે રકાર પછી વ્યંજનનો દ્વિર્ભાવ વૈકલ્પિક છે. સંસ્કૃતમાં એવો નિયમ છે કે સ્વરની પછી ર્ કે હ્ આવ્યો હોય અને તે ર્ કે હ્ ની પછી વ્યંજન આવે તો તે વ્યંજનનો વિકલ્પે દ્વિર્ભાવ થાય છે. સંસ્કૃતશિક્ષિકા, પૃ૦ ૫૩, નિ૦ ૨ જુઓ. આ પ્રમાણે દ્વિર્ભાવ વૈકલ્પિક છે. દાખલાઃ—

મૂર્તિ–ર્ત્તિ; કીર્તિ–ર્ત્તિ; વાર્તા–ર્ત્તા; સ્ફૂર્તિ–ર્ત્તિ; કર્તવ્ય–ર્ત્તવ્ય; વર્તમાન–વર્ત્તમાન; કર્તા–ર્ત્તા

## ફારસીઅરબી શબ્દની યાદી

અલાયદુ (અલાહિદા)
આઈના
આજિજી
આફ્રીન
આબરૂ ( આબ્રૂ )
આમદાની (આમ્દાની)
આશક (આશિક)
આસ્માન
ઈજ્જત
ઈન્સાન
ઈન્સાફ
ઈબારત
ઈમાન
ઈમારત
ઈરાદો (ઈરાદા)
ઈલાકો (ઈલાકા)
ઈસ્લામ
ઈજા
ઈદ
ઈમાન
ઉમર (ઉમ્ર)
ઉર્દૂ
કબૂતર
કબૂલ
કસૂર (કુસૂર)
કાતિલ
કાનૂન
કાબૂ
કાબેલ (કાબિલ)
કાયમ (કાઇમ)
કારકુન (કાર્કુન)
કિતાબ
કિફાયત
કિંમત (કીમત)
કિસ્મત
કીમતી
ખર્ચ
ખલીફા
ખિતાબ
ખુલાસા
ખુશ્કી
ખુશામદ
ખૂન
ગાલીચો (ગાલીચા)
ગિરિફ્તાર
ગુમાસ્તો (ગુમાશ્તા)
ગુલાબ
ચશ્મા
જનૂન ( જિનૂન, જુનૂન )
જલદ (જલ્દ)

જહાનમ (જહંનમ)
જાદૂ
જામિન
જાલિમ
જાસૂસ
જિગર
જિજ્યા
જિદ
જિંદગી
જિયાફત
જુદું (જુદા)
જુલાબ (જુલ્લાબ)
જૈફ
તકદીર
તકલીફ
તકસીર
તકાજો (તકાજા)
તકિયો (તકયા)
તખલ્લુસ
તકાવી
તજવીજ
તદ્બીર
તન્દુરસ્ત (તન્દુરુસ્ત)
તફસીલ
તબીઅત
તબીબ

તર્જુમો (તર્જુમા)
તરફ
તરેહ (તરહ)
તસ્વીર
તાબૂત
તુખમ (તુખ્મ)
તૂમાર
તંબૂ
તંબૂરો (તંબૂર)
દબ્બો (દબ્બા)
દર્ખાસ્ત
દર્ગાહ
દર્ગુજર
દરજ્જો (દરજ્જે)
દરિયો (દર્યા)
દલાલ (દલ્લાલ)
દસ્તૂર
દહશત
દિગર–દીગર
દિલ
દિલગીર (દિલ્ગીર)
દિલાસો (દિલાસા)
દીબાચો (દીબાચા)
દીવાન
દુઆ
દુનિયા (દુન્યા)

| | |
|---|---|
| દુરસ્ત (દુરુસ્ત) | પરવા (પર્વા) |
| દુશ્મન | પરવાનગી (પર્વાનગી) |
| દૂર્બીન | પહેજ |
| દોજખ | પસંદ |
| નકલ (નક્લ) | પિસ્તા (પિસ્તા) |
| નકશો (નક્શા) | પુલ |
| નજદીક | ફક્ત (ફકત) |
| નમાજ | ફકીર |
| નવાજિશ | ફર્યાદ |
| નવાબ (નવ્વાબ) | ફિકર |
| નસીહત | ફિતૂર (ફુતૂર) |
| નાજિર | ફિદવી (ફિદ્વી) |
| નામું | ફિરંગી |
| નામર્દ | ફુરજો (ફુર્જા) |
| નાયબ (નાઇબ) | ફુર્સત |
| નાસિપાસ | બકતર |
| નાસૂર | બખિશશ |
| નાસ્તો (નાસ્તા) | બખિયા (બખ્યા) |
| નિગાહ | બદમાશ (બદ્મઆશ) |
| નિજામ | બરતરફ (બર્તરફ) |
| નિમક (નમક) | બરાબર |
| નિસબત | બર્ખાસ્ત |
| નિહાલ | બંને |
| નીલમ | બહાનું (બહાના) |
| નુકસાન | બાગબાન |
| પર્વર્દિગાર (પવદ્ગાર) | બાગાત |

બાજૂ
બાતલ (બાતિલ)
બાનુ
બાર્કેશ
બાર્દાન
બિરાદર
બિલ્કુલ
બીમાર
બુન્યાદ
બુરકો (બુર્કો)
બુરજ (બુર્જ)
બૂબક
બૂરૂં (બૂરા)
બેહિશ્ત (બિહિશ્ત)
બેવકૂફ
બેશ
બેહૂદું (બેહૂદા)
બંદૂક
મખમલ
મગજ (મગ્જ)
મગદૂર (મકદૂર)
*મગરૂર (મગ્રૂર)
મજકૂર
મજમૂન
મજબૂત (મજ્બૂત)
મજલસ (મજિલસ)
મતલબ (મત્લબ)
મદ્રેસા (મદ્રસા)
મદેનજર
મન્સૂબો (મન્સૂબા)
મર્તબા
મર્દ
મર્હૂમ
મશક (મશ્ક)
મોકૂફ (મવ્કૂફ)
મોજૂદ (મવ્જૂદ)
મોજાં (મવ્જ)
મોલવી (મવ્લવી)
મશગૂલ
મશ્કરી (મસ્ખરી)
મસ્જિદ
મસ્તાન
મસ્તી
મહીનો (મહીના)
મહુલ્લો (મહુલ્લા)
મહલ
મહેસૂલ (મહસૂલ)
માલિક
માલૂમ (મઅલૂમ)
મિજાજ

* 'મગરૂર'નો અર્થ ફારસીમાં 'આપમેળે' થાય છે.

| | |
|---|---|
| મિયાન | રબી (રબીઅ) |
| મિલ્કત | રમૂજ (રુમૂજ) |
| મિનારો (મિનાર–મીનાર) | રવિશ |
| મીનાકારી | રસમ (રસ્મ) |
| મુકદ્દમ | રસૂલ |
| મુકદ્દમો (મુકદ્દમા) | રાતિબ |
| મુદ્દત | રાબિતા |
| મુનશી (મુન્શી) | રિકાબી |
| મુનસફ (મુન્સિફ) | રિયાસત |
| મુનાસબ (મુનાસિબ) | રિવાજ–રવાજ (બંને ખરાં) |
| મુરબ્બી | રૂશવત (રુશ્વત–રિશ્વત) |
| મુરબ્બો | રૂખસત |
| મુલક (મુલ્ક) | લવાજિમ |
| મુલ્તવી | લાજિમ |
| મુલ્લા | લિબાસ |
| મુશ્કેલ (મુશ્કિલ) | વકાલત |
| મુસદ્દી (મુત્સદ્દી) | વગેરે (વગૈરા) |
| મુસલમાન (મુસલ્માન) | વદાય (વદાઅ) |
| મુસાફર (મુસાફિર) | વસૂલ (વુસૂલ) |
| મુહંમદ | વાજબી (વાજિબી) |
| મૂજબ (મૂજિબ) | વુકૂફ |
| મૈયત (મૈઇત) | શખ્સ |
| મંજૂર | શરત (શર્ત) |
| યાદદાસ્ત (યાદદાશ્ત) | શરમ (શર્મ) |
| યૂનાન | શહેનશાહ (શહન્શાહ) |
| રજૂ (રુજુઅ) | શામિલ |

| | |
|---|---|
| શાબાશ | સૂરત |
| શાલ | સોગંદ |
| શાહેદ (શાહિદ) | હકીમ |
| શીદી | હકૂમત |
| શુમાર | હજામ (હજ્જામ) |
| શુરુ (શુરુઅ) | હજૂર |
| શેત્રંજી (શત્રંજી) | હફતો (હફતા) |
| સખી | હમેશા |
| સગીર | હાકિમ |
| સદરહુ (સદ્રહુ) | હાજર (હાજિર) |
| સદી | હાંસલ (હાસિલ) |
| સનદ | હાશિયો (હાશિયા) |
| સફેદ | હિકમત |
| સબૂરી | હિજરી |
| સર્પેચ | હિમાયત |
| સર્નામું (સર્નામા) | હિસાબ |
| સલ્તનત | હુકમ |
| સાબિત | હુનર |
| સાહી (સિયાહી) | હોશિયાર (હોશ્યાર–હુશ્યાર) |
| સાહેબ (સાહિબ) | હિંદ |
| સિપાઈ (સિપાહ) | હોદ્દો (ઉહ્દા) |
| સુલેહ (સુલ્હ) | |



## પ્રકરણ ૩૮મું

### શબ્દો છૂટા પાડવાઃ જોડણી

### વિષયઃ તેની અગત્ય અને તે વિષે વિપ્રતિપત્તિ—

લીટીને અન્તે શબ્દ પૂરો ન થતો હોય તો તેને મરજીમાં આવે તેમ

તોડવો કે અમુક નિયમને અનુસારે તોડવો, વાક્યમાં શબ્દો કેવી રીતે છૂટા પાડવા, અને શબ્દની જોડણી કયા નિયમ પ્રમાણે કરવી, એ ત્રણ બાબતનો વિચાર આ પ્રકરણમા કર્યો છે વિષયની અગત્ય વિષે વિવેચન કરવાની જરૂર નથી એ વિષે અનેક મત પ્રવર્તે છે તેમજ ઘણા લેખકો પોતાના મતમા દુરાગ્રહી છે એટલે આ પ્રકરણમા એ વિષે જે કંઈ કહેવામા આવશે તે સર્વમાન્ય થવાનો સભવજ નથી પરન્તુ વ્યાકરણમા એ વિષય પડતો મૂકવો યોગ્ય ન લાગ્યાથી આ પ્રકરણમા ઉપર દર્શાવેલી ત્રણ બાબતને લગતા મારા વિચાર સક્ષેપમા, ચર્ચારૂપે નહિ, પણ નિયમરૂપેજ આપ્યા છે કોઈ કોઈ સ્થળે ટૂકામા કારણ પણ દર્શાવ્યા છે *

## લીટીને અન્તે શબ્દ તોડવાના નિયમ–

(૧) સામાસિક શબ્દના અવયવ લક્ષમા રાખી ત્યાથીજ શબ્દ તોડવા

| | | | |
|---|---|---|---|
| દરિયા– | ભરત– | બાળક– | વિચાર– |
| કિનારો | કામ | બુદ્ધિ | શક્તિ |

આને બદલે દરિ–યાકિનારો, ભર તકામ, બાળ કબુદ્ધિ, વિચા રશક્તિ, એમ શબ્દ છૂટા પાડવાથી પ્રતીતિવિલમ, શ્રુતિકટુતા, અવિવક્ષિતાર્થત્વ, જેવા દોષ થાય છે

* આ બાબત અરાજકતા પ્રવર્તી રહી છે તેને માટે બહુ ભાગે વિદ્વાન લેખકવર્ગ જવાબદાર છે, તેમજ સરકાર પણ જવાબદારીમાથી મુક્ત નથી મેં એકબે વાર 'શાળાપત્ર'મા તેમજ સરકારી રીતે સૂચવ્યું હતુ તેમ શિષ્ટ લેખકમા જેમની ગણના થાય છે એવા હિંદુ પારસી તથા મુસલમાન વિદ્વાનો તથા સારૂ ગુજરાતી જ્ઞાન ધરાવનાર પ દરીઓ તથા પ્રસિદ્ધ મ સિક ને સ પ્ત હિક કે દૈનિક પત્રના તત્રીઓ તેમજ બૈત્રણ સરકાર તરફના ને વડોદરા જેવા મોટા દેશી રાજ્યના પ્રતિનિધિરૂપ વિદ્વાનોની સભામાં બહુમતે દરેક ફૂટ પ્રશ્નનો જે નિર્ણય થાય તે સર્વે લેખકોએ માન્ય કરવો એ નિયમ પ્રમાણેજ પુસ્તકો લખાય આવી વ્યવસ્થા થયા વિના એ વિષયમા જે અરાજકતા પ્રવર્તે છે તે અટકાવવાનો સભવ જણાતો નથી

(૨) ઉપસર્ગ અને ધાતુ, પ્રકૃતિ ને પ્રત્યય લક્ષમાં રાખી શબ્દ તોડવા.

ઉપ- તળાવ- લખ- હોશિ- બુદ્ધિ-
કાર માં નાર યાર માન્

(૩) ઉચ્ચાર કરતાં શબ્દનો જેટલો ભાગ સાથે બોલાતો હોય તેટલા ભાગથી શબ્દ તોડવામાં હરકત નથી.

મુસલ- તક- બીલ- કુત- સપ-
માન રાર કુલ રો ડાઈ

**શબ્દો છૂટા પાડવાની અગત્ય**—સંસ્કૃત ભાષા પ્રત્યયાત્મક છે એટલે હસ્તલિખિત પુસ્તકોમાં શબ્દો છૂટા પાડવાનો પ્રચાર નથી. તેમજ વિરામચિહ્ન મૂકવાનો પણ રિવાજ નથી. વાક્ય પૂરું થાય છે ત્યાં ઊભી લીટી લખવાનોજ પ્રચાર છે. હાલ છાપેલાં સંસ્કૃત પુસ્તકમાં શબ્દો છૂટા પાડવાનો પ્રચાર અંગ્રેજીમાંથી દાખલ થયો છે, તેમ ગુજરાતીમાં પણ એ પ્રચાર અંગ્રેજી જેવી પર ભાષામાંથી દાખલ થયો છે આ કારણથી એ ભાષાને અનુસારેજ ગુજરાતીમાં શબ્દો છૂટા પાડવા જોઈએ. અંગ્રેજીમાં શબ્દને વિભક્તિના પ્રત્યય લાગવાથી સંસ્કૃત કે ગુજરાતી જેટલાં રૂપાન્તર થતાં નથી. જ્યાં થાય છે ત્યાં પ્રત્યયસહિત રૂપ લખાય છે અને જ્યાં નામયોગીથી વિભક્તિના અર્થ દર્શાવાય છે ત્યાં નામયોગી છૂટા લખાય છે. આમ અંગ્રેજી ભાષાને અનુસારે શબ્દ છૂટા પાડવા. વળી શબ્દ છૂટા પાડતાં પ્રતીતિવિલંબ કે વિવક્ષિત અર્થની હાનિ ન થાય એ પણ લક્ષમાં રાખવું.

**શબ્દો છૂટા પાડવાના નિયમ**—

(૧) (અ) વિભક્તિના—નામિકી તેમજ આખ્યાતિકીના—પ્રત્યયો શબ્દથી છૂટા પાડવા નહિ. (આ) નામયોગી છૂટા લખવા.

દાખલા –(અ) ગામમા, કરશે, લખવાનો, (આ) છાપરા પર, શિષ્યની સાથે, ઉપદેશ પ્રમાણે, શિષ્યને માટે

(૨) સમાસના અવયવ છૂટા પાડવા નહિ સસ્કૃતને આધારે ગુજરાતીમા સમાસ દાખલ થયા છે અને સસ્કૃતમા સમસ્ત પદ ભેગાજ લખાય છે, કેમકે સમસ્ત પદ એક ગણાય છે ને તેનેજ પ્રત્યય આવે છે ને તેજ વાક્યના અન્ય પદ સાથે અન્વય પામે છે સમસ્ત પદ છૂટા પાડવાથી વિવક્ષિત અર્થનો ફેરફાર થાય કે તે સમજતા વિલબ થાય

દાખલા –આજ્ન્મીજ, પાણીપાણીઆણી, યથાશક્તિ, નીલકઠ, ચોમાસું ઘનશ્યામ, અતિસુદર, અત્યુદાર કે અતિ–ઉદાર, વગેરે

(૩) જે શબ્દ છૂટા લખવાથી અર્થને હાનિ થાય નહિ તે છૂટાજ લખવા

દાખલા –કરૂ છુ લખી રહ્યો, માલમ પડશે, રમુ છે

(૪) નિશ્ચયવાચક 'જ' ને 'એ'–આ શબ્દ જેની સાથે જોડાયલા હોય તેની સાથેજ લખવા 'જ' શબ્દને છૂટો લખવાથી અર્થની હાનિ તો થતી નથી, પરતુ અર્થપ્રતીતિમા વિલબ થાય છે અને એની શક્તિ શિથિલ થઈ જતી જણાય છે નિશ્ચયનો અર્થ એકદમ મનમા આવતો નથી અર્થપ્રતીતિનો વિલબ કે વિવક્ષિત નિશ્ચયના અર્થમા શિથિલતા એ દોષ છે, માટે 'જ'ને છૂટો પાડવો નહિ મરાઠી મા એ અર્થનો 'ચ' શબ્દ જેની સાથે જોડાયલો હોય છે તેની સાથેજ લખવાનો પ્રચાર છે

'પણ'ના અર્થનો 'એ' પણ 'જ'ની પેઠે જેની સાથે જોડાયલો હોય તેની સાથેજ લખવો છૂટો લખવાથી અર્થમા ફેરફાર થવાનો સભવ છે 'તેણેએ વાત સાભળી નહિ' ને 'તેણે એ વાત સાભળી નહિ'ના ભિન્ન અર્થ સ્પષ્ટ છે

(૫) સુધી, લગી, લગણ–આ નામયોગીમાં દ્વિતીયાનો અર્થ છે; તેથી સપ્તમ્યર્થક અવ્યય સાથે એ જોડાયલા હોય ત્યારે એને તે અવ્યયની સાથે લખવા યુક્ત છે. એકઠા લખવાથી સપ્તમ્યર્થક અવ્યયો–જ્યાં, ત્યાં, પરે–અને સપ્તમ્યર્થક વિશેષણ–જેટલે, એટલે, તેટલે–સપ્તમ્યર્થ છોડી દે છે ને પ્રાતિપદિકાર્થ ગ્રહણ કરે છે. છૂટા લખવાથી સપ્તમ્યર્થ અને દ્વિતીયાર્થની છૂટી પ્રતીતિ થાય છે ને તે બે અર્થ વચ્ચે યોગ્યતા ઘટતી નથી. 'ત્યાર સુધી', 'અત્યાર સુધી'માં 'ત્યાર'ને 'અત્યાર' પ્રકૃતિરૂપ છે, સપ્તમ્યર્થક નથી, તેથી છૂટા લખવામાં અર્થની અયોગ્યતા નથી, માટે તેને છૂટા લખવા.

દાખલાઃ–જ્યાંસુધી; ત્યાંસુધી; જેટલેસુધી; એટલેસુધી; પરેસુધી; ત્યાંલગી; ત્યાંલગણ.

અત્યાર સુધી; અત્યાર પછી; ત્યાર બાદ; ત્યાર પહેલાં.

(૬) તોપણ, અગરજો, ઘણુંખરૂં, જોકે, કેમકે, કિંતુ, પરંતુ–આ શબ્દના અવયવ છૂટા પાડવા નહિ; કેમકે અવયવોના છૂટા અર્થ થાય છે તે ભેગા કરવાથી આખા શબ્દના અર્થની પ્રતીતિ થતી નથી.

'કારણ કે'–આ શબ્દ છૂટા લખવા. 'કારણ (એ છે) કે' એમ અર્થની પ્રતીતિ સ્પષ્ટ છે. 'કેમકે'માં અવયવોની વચ્ચે સંબંધ ઘટાવવા ઘણા શબ્દનો અધ્યાહાર લેવો પડે; માટે એ શબ્દના અવયવ છૂટા પાડવા નહિ.

**જોડણીના નિયમઃ ઉચ્ચારને આધારે કે વ્યુત્પત્તિને આધારે?**–જોડણીના નિયમ નક્કી કરતાં પહેલાં તે ઉચ્ચારને કે વ્યુત્પત્તિને અવલંબીને કરવા તે નક્કી કરવું જોઈએ. જે ભાષામાં જેમ બોલીએ તેમ લખી શકીએ તે ભાષા ઉત્તમ છે એ નિર્વિવાદ છે. સંસ્કૃત ભાષામાં એ પ્રમાણે છે. અંગ્રેજી ભાષામાં ઉચ્ચાર પ્રમાણે લખાણ નથી. પરંતુ તેમાં અમુક જોડણી નક્કી થઈ કોશ રચાયા છે; તે સર્વ લેખકો અનુસરે છે. સંસ્કૃત ભાષામાં છે

તેવા સ્પષ્ટ ઉચ્ચાર ગુજરાતી ભાષામા નથી, તેમજ કેટલાક ઉચ્ચારમાં પ્રાન્તિક ભેદ છે આ કારણથી જોડણીનો પ્રશ્ન વિકટ થઈ પડ્યો છે તોપણ વ્યુત્પત્તિને અનુસરતી જોડણી કરતા ઉચ્ચારને અનુસરતી જોડણી ઘણી સરળ છે વ્યુત્પત્તિનુ જ્ઞાન સર્વને હતું નથી, અને કેટલાક શબ્દની વ્યુત્પત્તિ વિદ્વાનોને પણ બરાબર સમજાતી નથી તોપણ જ્યા વ્યુત્પત્તિ સ્પષ્ટ હોય ત્યા વ્યુત્પત્તિનુ તત્ત્વ પણ સચવાય ત્યાલગણ સાચવવું યુક્ત છે આવા કારણોને લીધે કેટલેક સ્થળે કૃત્રિમ નિયમ બાધ્યા વિના છૂટકો નથી

કેવળ ઉચ્ચારને આધારે જોડણી નક્કી કરાતી નથી તેનાં કારણ નીચે પ્રમાણે છે —

(૧) જ્યાં અકાર શાન્ત છે ત્યા તે લખીએ નહિ તો ભાષાનુ સ્વરૂપજ બદલાઈ જાય

**અકાર કયાં કયાં શાન્ત છે? તે નીચેને સ્થળે શાન્ત છેઃ—**

(અ) શબ્દને અન્તે અને સમસ્ત પદના અવયવોને અન્તે, તેમજ પ્રત્યય પર છતા અંગને અન્તે આવેલો અકાર શાન્ત છે

શબ્દને અન્તે—માણસ, ઘર, કુળ

સમાસના અવયવને અન્તે—રાજપુરુષ, દેવમંદિર, ઘરકારભાર

અંગને અન્તે—લખશે, લખતો, લખનાર, મેળવણી, પરવડવુ, પિરસવુ, સુધારવુ

(આ) ત્રિસ્વરી શબ્દમા વચ્ચે 'અ' હોય ને અન્તે 'અ' ન હોય તો વચલો 'અ' શાન્ત છે

દાખલા —કુતરો, ચાલણી, વાડકો, પોટલુ, કપડુ, લખશે, લખતો, પણ પાપડ, કાપડ, માણસ, લખત

(ઇ) ચતુ સ્વરી શબ્દમા બીજો ને ચોથો 'અ' શાન્ત છે

દાખલા—ગરબડ; પીરસતઃ મેળવત; મસલત

(ઇ) પંચસ્વરી શબ્દમાં પણ ચતુઃસ્વરી શબ્દની પેઠે બીજો ને ચોથો 'અ' શાન્ત છે; પરંતુ શબ્દને અન્તે 'અ' હોય તો બીજો ને પાંચમો શાન્ત છે.

દાખલાઃ—પરવડવું; સરખાવવું, પીરસણીઆ; તનમનીઉં
સરખાવટ; સિવડામણ

મરાઠીમાં પણ આજ પ્રમાણે અકાર શાન્ત છે; પણ તે લખાય છે,

દાખલાઃ—घर; कापड; कापडें; करवत; कळमळत

(૨) કેટલાક જિલ્લામાં અમુક શબ્દમાં એકાર તથા ઓકાર પહોળા ઉચ્ચારાય છે તથા અમુક અક્ષરોના પણ બે ઉચ્ચાર છે.

આ પ્રાન્તિક ભેદ ગણી શકાય અને એવા ઉચ્ચારનો ઘણે ભાગે પ્રચાર હોય તોપણ જુદા ઉચ્ચાર માટે જુદાં ચિહ્ન યોજવાથી ભાષાનું સ્વરૂપ કઢંગું થઈ જાય. જેમ ચિહ્ન વગર શાન્ત 'અ' પારખી કઢાય છે તેજ પ્રમાણે પહોળા ઉચ્ચાર તથા ભિન્ન ઉચ્ચાર પણ ચિહ્ન વગર થઈ શકશે.

(૩) કેટલાક શબ્દના ઉચ્ચારમાં તેમજ વ્યુત્પત્તિમાં હકાર છે, તે દર્શાવવાની મુશ્કેલીને લીધે જેમ મરજીમાં આવે તેમ લેખકો લખે છે. કેટલાક હકારવાળા શબ્દની યાદી નીચે આપી છે ને અપભ્રંશ ને જૂની ગુજરાતીમાં તેનું સ્વરૂપ દર્શાવ્યું છે. એ યાદીમાં કેટલાક શબ્દ એવા પણ માલમ પડશે કે તેના જૂના સ્વરૂપમાં હકાર છે; પરંતુ હાલ તેમાં હકાર કોઈ પણ લેખક લખતા નથી. વળી જે શબ્દમાં હાલ હકાર કેમ દર્શાવવો તે વિષે ભિન્ન મત છે તે શબ્દમાં અગાઉ હકાર કેમ દર્શાવાતો તે પણ સમજાશે.

| અપભ્રંશ | જૂની ગુજરાતી | અપ૦ | જૂ. ગુ. |
|---|---|---|---|
| અમ્હે | અમ્હે—અમ્હિ | પહર | પુહુર |
| અમ્હારઉ | અમ્હારઉ | મહન્તઉ | મૂહતઉ |

| | | | |
|---|---|---|---|
| મહારઉ | મહારઉ, | જહિં, તહિં | જેહુ-વારહિં, |
| | ગાહરઉ, | | તેહુ-વારહિં |
| | માહારઉ, | કુહિણી | કુહણી |
| | માહરા-મહારા | વિહાણુઉ | વહાણુઉ |
| તુહારઉ | તાહરઉ | અમુહુઉ | સાહુમઉ-સામહુઉ, |
| તુમ્હારઉ | તુમ્હારઉ-તમ્હારઉ | | સામુહુઉ |
| એઉ-એહુ | એ-એહુ | દિઅહ | દીહ |
| જેહુ | જેહુ-જે | દેવઘરઉ | દેહરઉ |
| તેહુ | તેહુ-તે | બાહુત્તરિ | બહુત્તરિ |
| સાહુ | સહુ | વલ્લહુ | વાહિલુ |
| જહા, તહા | જા, તા | બારહ-તેરહ, | બાર, તેર, |
| | | ચઉદ્દહ, વગેરે | ચઉદ |

જૂની ગુજરાતીના નીચેના રૂપ લક્ષમાં રાખવા લાયક છે —

(અ) કિમ્હુ-ઇ (कथमपि-કેમે), જેહ, તેહ, એહનું, છેહિલઉ-છેલ્લુ

(આ) દિહાડઇ, દિહાડા, મુહુડઇ, બીહનુ, પહિલઉ, દેહરઇ, ગ્રાહ, મુહુંડઇ (મ્હોડે)

(ઇ) કહીજઇ (कथ्यत); કહુઉ (કહ્યો), કહિવાય ('તુમ્હો અભક્ષ્ય-માહિ કહિવાય'-તમે અભક્ષ્યમા કહેવાઓ), કહિવરાઇ-કહવરાઇ છઇ (કહેવડાય છે), કહવરાણુ, રહઇ (રહે), લહઇ (લહે), રહિસ (રહીશ), રહતુ

(ઈ) કાઢી, ચડી

कर्षति-कड्ढ-કાઢઈ-કાઢી

જરૂરજોગા દાખલા —

'તણ્ડુલા કાઢી પુડઁ માહે ભીજવી નઇ આહાર કરઉ'.

'સાતમઈ દિહાડઇ કુમ્ભી માહિ પચીતઉ નરગિ જાએસિ'.
'સવિ ભૂપતિ રહિસઇ કર જોડિ'.
'કોલિક કહિ કન્યા જિહાઁ રહઇ પવન પ્રવેશ તિહાઁ નવિ લહઇ.'
'પૂછઇ મિત્ર તુઝ નઇ સિઉં થયઉં, કહિ તઉ કાંઈ કારણ કહઉં'.
'આવઇ દેહરઇ બહુ પરિવારિ'.
'બીહનું પાછઉ વલિઉ'.
'ગુરુડિ ચડી હું રહઉં આકાસિ ક્યારઇ વયરી જાસિઇ નાસિ'.
ઉપરનાં દાખલા, યાદી, ને ઉદાહરણના ઉતારા પરથી નીચેની બાબત નક્કી થાય છેઃ—

(૧) વ્યુત્પત્તિ પ્રમાણે ઘણા શબ્દોમાં હકાર છે તે જૂની ગુજરાતીમાં દર્શાવવામાં આવતો.

(૨) એ હકાર દર્શાવવામાં ઘણે ભાગે વ્યુત્પત્તિ અનુસરાતી.
चटति—चढइ—ચડે (હકાર નથી.)
कर्षति—कड्ढइ—કાઢે
कथयतु—कहउ—કહઉ (કહો, 'ક્હો' નહિ)
એજ પ્રમાણે, કહિવાય, કહવરાઈ ('ક્હેવાય', 'ક્હવરાઈ' નહિ),
રહતું ('ર્હતું' નહિ).

(૩) હકાર કાઢી નાખવા તરફ વૃત્તિ દાખલ થઈ ચૂકી હતીઃ-
જેહ—જે; તેહ—તે, એહ—એ; બાર—તેર—ચઉદ વગેરે; જાં, તાં.

(૪) જ્યાં હકાર દર્શાવાતો ત્યાં વ્યુત્પત્તિને અનુસારે હોવાથી બહુધા અસંયુક્ત દર્શાવાતોઃ—

મહારો, તાહરો, બહસારિ, દેહરઉ, કુહણી, સાહમઉ, મોહ, બીહનુ, પહિલઉ; પણ અમ્હે, તુમ્હારો—તમ્હારો

ઉચ્ચારની દૃષ્ટિથી જોતાં ને વ્યુત્પત્તિને લક્ષમાં રાખતાં આપણે

હકારમાનો અકાર કાઢી નાખના ટોઈએ એવા ઉચ્ચાર કેટલાક શબ્દમા તો સ્પષ્ટ જણાય છે, જેમકે,

માન્હરો, તાન્હરો, દેહરૂ, કોહણી, સાહમુ, પેહલુ—આ ઉચ્ચાર ત્રિસ્વરી શબ્દના વચલા એકારમાના શાન્ત 'અ'ના નિયમને અનુસારે છે [શાન્ત અકારનો નિયમ (આ) જુઓ ]

(૪) ઇકાર ને ઉકાર હ્રસ્વ બોલાય છે કે દીર્ઘ બોલાય છે તે વિષે નિર્ણય કરવો બહુ સહેલો નથી

ઉપર દર્શાવેલા કારણોને લીધે જોડણીના નિયમ કરવાની જરૂર પડે છે ઉચ્ચાર સવન સમાન તથા સ્પષ્ટ હોય તો ઉચ્ચાર પ્રમાણે જોડણી કરવી એટલુજ કહેવુ બસ થાય બધા શબ્દની ખરી વ્યુત્પત્તિ દર્શાવી હોય એવો સર્વમાન્ય કોશ પણ થયો નથી આ કારણથી જોડણીના નિયમ કરવા પડે છે

આ નિયમ નક્કી કરવામા નીચેની બાબત પર લક્ષ આપવુ અમને યુક્ત લાગે છે –

૧ ઉચ્ચારના તત્ત્વને પ્રાધાન્ય આપવુ

૨ જ્યા વ્યુત્પત્તિ ખુલ્લી હોય ને તે પ્રમાણે લખતા કૃત્રિમ નિયમનો ભગ થતો હોય તો તે સ્થળે વિવક્ષા સ્વીકારવી.

૩ લખવાની સરળતા સચવાય તેવા નિયમ કરવા તરફ વૃત્તિ રાખવી જે જોડણીથી ભાષાનું સ્વરૂપજ બદલાઈ જાય તે શાસ્ત્રીય હોય તોપણ સર્વમાન્ય થવાનો સભવ નથી

આ બા તો લક્ષમા રાખી અમે જોડણીના નિયમો નક્કી કર્યા છે તે નીચે પ્રમાણે છે –

## જોડણીના નિયમ

૧ તત્સમ સસ્કૃત શબ્દ મૂળમા ( સસ્કૃતમા ) લખાતા હોય તેમજ લખવા

तृ, अन्, इन्, विन्, इमन्, मत्, वत् આદિ જેને અન્તે હોય એવા શબ્દનું પ્રથમાન્ત એકવચનનું રૂપ ગુજરાતીમાં વપરાય છે. એવા શબ્દને તત્સમજ ગણવા. તેમજ 'અકસ્માત્', 'અર્થાત્', 'કાલવશાત્', 'સાક્ષાત્'–આવાં શુદ્ધ સંસ્કૃત રૂપ ભાષામાં વપરાય છે તેને તત્સમજ ગણવાં.

દાખલા:—બુદ્ધિ, મતિ, સ્થિતિ, મરણ, ચરણ, સ્મરણ, કરણ, અન્તઃકરણ, વર્ણ, કર્ણ, પર્ણ, જગત્, સંપદ્, વિપદ્, વરિષ્ઠ, ક્લેશ, શ્રીયુત, પ્રામાણિક, સાર્વલૌકિક, રસિક, આરોગ્ય, પાશ્ચાત્ય, પૌરસ્ત્ય, શરીર, શારીરિક

બુદ્ધિમાન્, નીતિમાન્, ધીમાન્, ભગવાન્, યશસ્વી, શ્રેષ્ઠી, મહિમા, ગરિમા

અકસ્માત્, અર્થાત્, સંવત્, સાક્ષાત્

'શુદ' નહિ, 'સુદ', સંસ્કૃતમાં 'સુદિ', 'વદિ', 'સંવત્' એ અવ્યય છે. 'સુદિ' ને બદલે ગુજરાતીમાં 'સુદ' વપરાય છે; પણ તે કારણથી તેમાંના 'સ્' નો 'શ્' કરવો યુક્ત નથી.

૨. તત્સમ ફારસીઅરબી, અંગ્રેજી, વગેરે વિદેશીય શબ્દ ગુજરાતી ભાષામાં કઢંગું ન દેખાય તેમ મૂળને અનુસરતા લખવા.

બધા વિદેશીય ઉચ્ચાર ગુજરાતીમાં દર્શાવી શકાતા નથી અને નવાં ચિહ્ન દાખલ કરવાં યુક્ત નથી. પરંતુ સમાન ઉચ્ચારવાળા વર્ણ ને હ્રસ્વદીર્ઘ પર લક્ષ આપી મૂળને અનુસરી જોડણી કરવી.

દાખલા:–સિવાય ('શિવાય' નહિ, હિંદીમાં 'સિવા' લખાય છે.); હોશિયાર ('યાર'=વાળો; માટે 'હોશિઆર' નહિ, 'હોશ્યાર' કે 'હુશ્યાર' પણ લખી શકાય); સાહી ('સિયાહી' મૂળ); શરત ('સરત' નહિ; 'શર્ત' મૂળ છે); નકશો ('નકસો' નહિ; 'નકશા' મૂળ છે); મહીનો ('મહિનો' નહિ; 'મહીના' મૂળ છે); રિકાબી (કેટલાક 'રકાબી' પણ કહે છે; પરંતુ મૂળ 'રિકાબી' છે); બિલકુલ (મૂળ 'બિલ્કુલ' છે);

કબૂલ, મજૂર, મજબૂત, કબૂતર, મગરૂર (મૂળ 'મગ્રૂર', 'મગરૂબ' એ અર્થમા શુદ્ધ નથી પૃ૦ ૪૩૯ની નીચેનુ ટિપ્પણ જુઓ), બખ્શિશ, વકાલત, દિલગીર (મૂળ 'દિ઼ગીર), દીવાન

સામાન્ય વપરાતા શબ્દ ઉપર પ્રમાણે ભાષાને અનુસરતા જરૂરના ફેરફાર સાથે શુદ્ધ લખાય માટે પ્રચારમા આવતા સામાન્ય ફારસીઅરબી શબ્દોની યાદી પાછળ આપી છે

હૉલંડ, જર્મનિ, તર્કિ, આફ્રિકા, હૅનિબૉલ (અગ્રેજી ભાષામા ઉચ્ચારાતા હોય તેમ બને ત્યાસુધી લખવા)

૩ હકારવાળા શબ્દમા હકાર વિષે નિયમો—

જેમ અનેક સ્થળે અકાર લખાય છે ને ઉચ્ચારાતો નથી, તેથી અર્થનો અનર્થ થતો નથી ને અકાર ન લખવાથી ભાષાનુ સ્વરૂપ કઢગુ થાય છે, તેમ હકાર ન લખવાથી અર્થનો અનર્થ થવાનો સભવ નથી જ્યા શબ્દના અનેક અર્થ છે ત્યા પણ પૂર્વાપરસબધથી અર્થ સ્પષ્ટ થાય છે હકાર લખવામા અનેક હરકત નડે છે, જેવી કે

(૧) અલ્પપ્રાણ વ્યજન સાથે હકાર જોડવો એ અશાસ્ત્રીય છે સસ્કૃતમા वाग्हरि જેવા સધિવાળા સમસ્ત પદમાજ અલ્પપ્રાણ સાથે હકાર જોડાયલો જોવામા આવે છે ને એવે સ્થળે પણ वाग्हरि કરતા वाग्घरि લખવાનોજ પ્રચાર વધારે છે એજ કારણથી उद्धार (उद्हार નહિ), तद्धित (तद्हित નહિ), વગેરે શબ્દો જોઈએ છીએ પ્રાકૃત કે અપભ્રશમા અલ્પપ્રાણ સાથે હકાર જોડાયલો જોવામા આવતો નથી અપભ્રશમા ઉપર દર્શાવેલી યાદીમા હકાર અસયુક્ત છે કે અલ્પપ્રાણ સિવાયના વર્ણ સાથે જોડાયલો છે

(૨) 'હમે' ઉચ્ચારને કે વ્યુત્પત્તિને બરાબર મળતુ નથી ને 'અમ્હે' વ્યુત્પત્તિને અનુસરે છે પણ હાલના ઉચ્ચારને અનુસરતું નથી 'હમે' લખી [illegible] રને [illegible] મા ઉચ્ચ રને [illegible]

નથી એનોજ સ્વીકાર થાય છે. 'હમે' લખી 'હ'ને લઘુપ્રયત્ન ગણવો એવું ટિપ્પણ ઉમેરવું તેના કરતાં 'અમે' રૂપ રૂઢ થઈ ગયું છે તે સ્વીકારવામાં શી હાનિ છે?

(૩) 'જ્યારે', 'ત્યારે', 'જ્યાં', 'ત્યાં'માં હકાર ઉમેરવાથી લખાણ કઢંગું થાય છે ને સરળતામાં મોટો વિક્ષેપ પડે છે. જૂની ગુજરાતીમાં એ રૂપોમાંથી હકાર કાઢી નાખ્યો છે. 'જેહ વારહિં'–જેવારે–જ્યારે–આમાં 'જેહ' ને 'જે' એ રૂપ જૂની ગુજરાતીમાં છે ને સપ્તમીનો પ્રત્યય 'હિં' ને બદલે 'ઇ' છે. 'જ્યાં', 'ત્યાં'નાં જૂનાં રૂપ 'જાં', 'તાં' (અપ૦ 'જહાં', 'તહાં' છે.)

(૪) થોડેક ઠેકાણે હકાર લખવો ને થોડેક ઠેકાણે ન લખવો એવો અર્ધજરતીય ન્યાય યુક્ત નથી.

આ હરકતોને લીધે હકાર ન લખવો એજ માર્ગ ઉત્તમ જણાય છે. છતાં હકાર લખવોજ હોય તો નીચે દર્શાવ્યા પ્રમાણે લખવો. બે માર્ગ દર્શાવવાનું કારણ એ છે કે જોડણીના વિકટ પ્રશ્નમાં હકારનો પ્રશ્ન ઘણું પ્રાધાન્ય ભોગવતો થયો છે. એ સિવાય બીજાં શંકાસ્પદ સ્થળ ઘણાં છે, છતાં તે એટલાં ચર્ચાયાં નથી. હકારને વિષે બહુ ચર્ચા થવાથી અને તરુણ લેખકવર્ગનું લક્ષ તે પર જવાથી એ પ્રશ્ન હરકોઈની નજર આગળ તરતો ભાસે છે. ઇકારઉકાર હ્રસ્વદીર્ઘ લખવાના નિયમ પર એટલું લક્ષ લેખકવર્ગનું ગયલું જણાતું નથી. આથી હકાર લખવાની નીચેની વિલક્ષણ શૈલી જોવામાં આવે છેઃ–

(૧) મ્હારા, ત્હારા, ત્હમારા, ત્હને, ત્હેને, મ્હોટું, ન્હાનું

આમાં 'ત્હારા' જેવામાં અલ્પપ્રાણ સાથે હકાર જોડવો એ અશાસ્ત્રીય છે. સંસ્કૃત, પ્રાકૃત, કે બીજી દેશી ભાષામાં એવો સંયુક્ત વર્ણ જોવામાં આવતો નથી.

તે–ત્હેને, તું–ત્હુંને–ત્હને–આમ અમુક શબ્દનાં જુદાં જુદાં

રૂપમાં જોડણી બદલવી યુક્ત નથી. એથી સરળ ગુજરાતી ભાષામાં નકામી વિષમતા ઉત્પન્ન થાય છે.

(૨) હમે, હમારા, અમ્હે, અમ્હારા—

હિંદી જેટલા જોરથી ગુજરાતીમાં આ શબ્દોમાં હકાર ઉચ્ચારાતો નથી, તેથી હકાર લખવાની જરૂર નથી 'અમ્હે', 'અમ્હારા'–અપભ્રંશમાં છે, પરતુ હાલના ઉચ્ચારને અનુસરતાં નથી.

(૩) જ્યહારે, ત્યહારે, જ્યહાં, ત્યહાં–

આ એટલુ બધું કઢગુ લખાણ છે કે હકારવાદીઓમાં પણ પ્રિય થયું નથી

(૪) હકારપક્ષીઓ જુદે જુદે માર્ગે વિચરે છે, કેટલાક માત્ર 'મ્હોટા' 'ન્હાના' જેવા શબ્દોમાંજ હકાર લખે છે, કેટલાક તેની સાથે 'હમે', 'હમારા' પણ લખે છે પણ 'હિમનુ,' 'હિમનાથી' લખતા નથી, કેટલાક એથી આગળ વધી 'ત્હમે,' 'ત્હારા,' 'ત્હમારા' પણ લખે છે; કેટલાક એથી પણ આગળ જઈ 'ત્હને', 'ત્હેનો' વગેરેમાં પણ હ લખે છે. કેટલાકને 'વહાણુ બ્હાયું' એમ 'બ્હાયું'માં પણ હકારની જરૂર લાગે છે થોડાકજ 'જ્યહારે' વગેરે શબ્દ હકારયુક્ત લખે છે. આવી રીતે હકાર દાખલ કરી ભાષાને કઢંગી કરવા કરતાં સર્વત્ર નજ લખવો ઉત્તમ છે એથી કંઈ અર્થનો અનર્થ થતો નથી ને જોડણીનું ઉત્તમ તત્ત્વ, સરળતા સચવાય છે.

આ કારણોથી હકારયુક્ત શબ્દ નીચે પ્રમાણે લખવા –એમાં ત્રણ રીત આપી છે, તેમાંની પહેલીજ અમને ઇષ્ટ છે. બીજી ને ત્રીજીમાં ત્રીજી કરતા બીજી અમારે મતે વધારે સારી છે.

**(૧) પહેલી રીત–**

(અ) મારા, તારા, તમારા, અમારા, અમે, તમે, તને, તેનું, મોં, મોટું, નાનું, સામું

(આ) દહાડો, વહાણુ, વહાલું, સહેલું, બીક

આવા શબ્દોમાં કેટલાક 'વ્હીક', 'વ્હાણું', ને 'સ્હેલું' લખે છે. આમાં 'વ્હીક'માં અલ્પપ્રાણ સાથે હ જોડાઈ અશાસ્ત્રીય સ્વરૂપ અને છે. 'વ્હાણું' વગેરેમાં વ્યુત્પત્તિનો અનુસાર નથી. અપભ્રંશમાં તેમજ જૂની ગુજરાતીમાં એ શબ્દોમાં હકાર અસંયુક્ત છે ('વિહાણું' [સં. વિમાણમ્], વલ્લભ–વહ્લહુ–વાહિલુ; દુલ્લહ–દોહિલુ).

(ઇ) કહેલું, રહેવું, સહેવું, નાહવું, ચાહવું

સંસ્કૃત ધાતુ કથ્, રહ્, સહ્ છે; કથ્‌ના થ્‌નો પ્રાકૃતમાં હ્ થાય છે. પ્રાકૃતમાં કે અપભ્રંશમાં તેમજ જૂની ગુજરાતીમાં એ શબ્દોમાં હકાર સંયુક્ત લખેલો નથી તે ઉપર દર્શાવ્યું છે.

'કેહવું', 'રેહવું', 'સેહવું' લખીએ તો ઉચ્ચાર તેમજ વ્યુત્પત્તિ સચવાય; પરંતુ ભૂતકાળમાં 'કહ્યું', 'રહ્યું', 'સહ્યું' રૂપોમાં 'કહ્', 'રહ્', 'સહ્' ધાતુ લેવા પડે છે ને એજ ખરા ધાતુ છે, તેથી 'કહેવું', 'રહેવું', 'સહેવું' લખવાની જરૂર પડે છે.

*ક્હેવું, ર્હેવું, સ્હેવું*–આમ લખવા કરતાં તો કેહવું, રેહવું, સેહવું–એમ લખવું વધારે સારૂં છે; કેમકે શાન્ત અકારના નિયમ પ્રમાણે વચલા એકાક્ષરનો અકાર શાન્ત છે. વળી ક્ અલ્પપ્રાણ સાથે હ્ જોડવો એ પણ અશાસ્ત્રીય છે.

(ઈ) ચડવું, કાઢવું, નાસવું–

ઉપર દર્શાવ્યા પ્રમાણે 'ચડવું' શુદ્ધ છે (चट् ધાતુના ट्નો ड् થાય છે.), 'ચઢવું' નહિ; 'કાઢવું' શુદ્ધ છે, તેને બદલે 'કહાડવું' લખવાની જરૂર નથી. જૂની ગુજરાતીમાં પણ 'નાસવું'માં (नश् ઉપરથી) હકાર નથી.

**(૨) બીજી રીત—**

જે શબ્દોમાં હકાર દર્શાવાતો નથી તેમાં હકાર દર્શાવવોજ હોય તો નીચે પ્રમાણે દર્શાવવો:–

(૧) મોહરું, નાહવું, વાહલું, સેહલું, વાહણું, માહરું, તાહરું, તમાહરું, અમાહરું, સાહમું, દાહડો;

(૨) કેહવું, સેહવું, રેહવુ

(૩) ત્રીજી રીત—

(૧) મ્હોટુ, ન્હાનું, વ્હાલુ, સ્હેલુ, મ્હારૂ, મ્હામુ, તાહરૂ, તમાહરૂ

અલ્પપ્રાણ સાથે હકાર કદી પણ જોડવો નહિ એ રૂપ અ શાસ્ત્રીય ને ઉપહસનીયજ છે

(૨) કેહવુ, મ્હેતુ, રહેવું

૪ ઇકારઉકારના નિયમ –

(અ) એકાચ્ તેમજ અનેકાચ્ શબ્દોમા અન્ત્ય ઇ દીર્ઘ લખવી, પણ સાનુસ્વાર હોય તો હ્રસ્વ લખવી

સ્ત્રીલિંગના શબ્દો માં અન્ત્ય ઈ સ્ત્રીલિંગનો પ્રત્યય હોય છે. અન્ય લિંગના શબ્દોમા–'હસ્તી', 'ધોની', 'સોની' જેવામા–વ્યુત્પત્તિ પ્રમાણે ઈ દીર્ઘ હોય છે ('હસ્તિન્'નું પ્ર એ. વ હસ્તી, એજ પ્રમાણે અન્ય શબ્દોનું–ચ્વિન્–ત્વિન્નું સમજી લેવુ) અને 'પાણી', 'ઘી', 'મોતી' જેવામા પ્રાકૃત શબ્દના ઉપાન્ત્ય સ્વર પર સ્વરભાર પડવાથી અન્ત્ય લોપાઈ ઉપાન્ત્ય સ્વર દીર્ઘ થાય છે (પાણિઅ, ઘિઅ, મોત્તિઅના અન્ત્ય 'અ' લોપાઈ પૂર્વ સ્વર–ઉપાન્ત્ય સ્વર દીર્ઘ થાય છે)

અહિં, તહિં, કહિં–આમા અપભ્રંશનો સપ્તમીનો 'હિં' પ્રત્યય છે

દાખલા –ઘી, કીડી, જોડણી, બિલાડી, મિજાજી, પાણી, મોતી, હાથી, મિનાકારી, સોની,

અહિં, તહિં

(આ) દ્વિસ્વર શબ્દમા બને ઈ દીર્ઘ લખવી, તેમજ અનેકાચ્ શબ્દમા છેલ્લી બે ઈ દીર્ઘ લખવી, પણ સયુક્ત વ્યજન પર છતા ઈ હ્રસ્વ લખવી

દાખલા –કીડી, લીટી, કીડા, હીંડ, હીંગ, કિલ્લો

(ઈ) ત્રિસ્વર શબ્દમાં દીર્ઘ અક્ષર પર છતાં ઇ હ્રસ્વ લખવી ને હ્રસ્વ અક્ષર પર છતાં ઈ દીર્ઘ લખવી.

દાખલા:
મિન્તસ, પીમળ, નીકળ, નીતર, વિખેર, રિવાજ, કિંમત, કીમત; હિંમત

અનુસ્વારનો ઉચ્ચાર અનુનાસિક જેવો થતો હોય–શુદ્ધ, સંસ્કૃત શબ્દોમાં થાય છે તેવો હોય, ભાંગલો ન હોય–ત્યાં અનુસ્વારની પછીનો વર્ણ સંયુક્ત વ્યંજન જેવો, અર્થાત્, દીર્ઘ ગણવો–કિંમત, લીંબુ

(ઇ) ચતુઃસ્વરાદિ અનેકાચ્ શબ્દોમાં આદિ ઇ હ્રસ્વ લખવી. શબ્દ મોટો થયે આદિ સ્વરનો ઉચ્ચાર હ્રસ્વ થાય છે.

દાખલા:–
તિરકસ, કિસમત, શિરસ્તદાર, ચિનગારી, ચિચરવટી

(ક) એકાચ્ શબ્દમાં અન્ત્ય ઉ દીર્ઘ લખવો, સાનુસ્વાર હોય તો હ્રસ્વ લખવો.

અનુકરણવાચક શબ્દમાં સાનુસ્વાર ઈ તેમજ સાનુસ્વાર ઉ દીર્ઘ લખવા.

આ નિયમ ઇકારના (અ)નિયમને મળતો છે.

દાખલા:–જૂ, લૂ, હું, તું, શું; ચીં ચીં; ભૂં ભૂં

અપભ્રંશમાં 'હઉં 'ને જૂની ગુજરાતીમાં 'હૂં' તેમજ 'હું' બંને રૂપ મળી આવે છે.

(ખ) અનેકાચ્ શબ્દમાં અન્ત્ય ઉ હ્રસ્વ લખવો.

દાખલા:–કાજુ, લીંબુ, ખુદ્દું, વાણુ–વિઆણુ, પહોળું, સમજુ, હેબાતુ

(ગ) દ્વિસ્વર ને ત્રિસ્વર શબ્દોમાં સામાન્ય રીતે દીર્ઘ વર્ણ પર છતાં ઉકાર હ્રસ્વ અને હ્રસ્વ વર્ણ પર છતાં ઉકાર દીર્ઘ છે.

આથી ઉલટુ વ્યુત્પત્તિથી સમજાતું હોય ત્યાં તે શબ્દોને અપવાદરૂપ ગણવા

દાખલા –

દ્વિસ્વર શબ્દના–દૂધ, મૂછ, ઊડ, ઊંચ (અનુસ્વારનો ઉચ્ચાર પ્રાકૃત છે); જૂનુ (વ્યુત્પત્તિ પ્રમાણે ઉકાર દીર્ઘ છે 'નુ'મા તેમજ અન્ય શબ્દોમા 'ઉં' પ્રત્યયમા અનુસ્વારનો ઉચ્ચાર પ્રાકૃત છે), ટૂં-ટૂંકુ ઊભુ, પૂરૂ છૂટુ, જુદુ (ફારસીમા 'જુ' હ્રસ્વ છે માટે)

પૂરુ, છૂટુ, લાણુ, ટૂંકુ, ઊંચુ, ઊભુ–વગેરે વિશેષણોમા 'ઉ' નપુસક એકવચનનો પ્રત્યય છે; મૂળ શબ્દસ્વરૂપ, પૂર, છૂટ, ટૂંક, લાણ, ઊંચ, ઊભ–એવુજ છે આમ પણ એ શબ્દોમા આદિ ઉકારનુ દીર્ઘત્વ સ્પષ્ટ છે

ત્રિસ્વર શબ્દના–ખુશાલ, ફૂટડો, ફૂણગો, કબૂલ, ઊતર, નીકળ, નીસર, દૂબળો, દુશ્મન, દુરસ્ત, દુપટ્ટો ('પ'ની પછી જોડાક્ષર છે, માટે દીર્ઘ છે)

(ઘ) ચતુ સ્વરાદિ અનેકાચ્ શબ્દોમા આદિ ઉ હ્રસ્વ છે

દાખલા –ગુજરાત, ગુજરાત, પણ મજબૂત, બહાદૂર

નર્મકોશની પ્રસ્તાવનામા ૯૬ પૃષ્ઠના અધોલિખિત ટિપ્પણમા કવિ નર્મદ કહે છે કે "સર્વ પ્રાકૃત ભાષાનો નિયમ કે પ્રથમ વર્ણ કંઈક જોરવાળી ઝોકથી ઉતાવળો બોલાય છે તે ઉપર લક્ષ આપતા સ્પષ્ટ સમજાશે કે ઉચ્ચારણ હ્રસ્વજ છે તો તેમ લખવુ"

'દૂબળો' જેવા ત્રિસ્વરી શબ્દમા કવિનુ કહેવુ તદ્દનખરૂ લાગતું નથી વચલો અકાર શાન્ત છે, એટલે સ્વરભાર પૂર્વના વર્ણ પર પડવાથી તે દીર્ઘ જેવો થાય છે જેમ શબ્દ લાંબો થાય છે તેમ કવિનુ કહેવુ ખરૂ પડે છે ચતુ સ્વરી આદિ અનેકાચ શબ્દોમા પ્રથમ ઉ હ્રસ્વ બોલાય છે

(ચ) વિભક્તિના—નામિકી ને આખ્યાતિકીના—પ્રત્યય લગાડતાં ક સમાસમાં ઉપરના ઇ ને ઉના નિયમોમાં ફેરફાર કરવો નહિ. મૂળ શબ્દના નિયમજ સર્વત્ર લગાડવા. પરંતુ પ્રેરક ને કર્મણિ રૂપોમાં મૂળ રૂપના દીર્ઘ ઈ ને દીર્ઘ ઊ ના હ્રસ્વ ઇ ને હ્રસ્વ ઉ કરવા.

દાખલાઃ—ભૂલ, ભૂલો, ભૂલે છે; ભૂલ્યો;
પણ, ભુલવ, ભુલાય
દૂધ, દૂધપાક, દૂધભાઈ,
ચિઠ્ઠી, ચિઠ્ઠીચપાટી
શીખ—શિખવ, શિખાય; સીવ—સિવડાવ, સિવાય

પ. 'એ', 'ઓ' જેવા પ્રત્યય લગાડતાં 'ઈ' કે 'ઈ'નો 'ઇય્' કે 'ઉ' કે 'ઊ'નો 'ઉવ્' કરવાની જરૂર નથી. પરંતુ અન્ય સ્થળે ઇકાર પછી 'ય્' ઉમેરવામાં વાંધો નથી.

દાખલાઃ—નદીઓ, જુઓ, નદીએ, જુએ છે

'છોકરાઓ' જેવે સ્થળે 'ઓ' એમનો એમ રહે છે, તો 'નદીઓ', 'નદીએ', 'જુઓ' ને બદલે 'નદિયો' 'નદિયે', 'જુવો' લખવાની જરૂર નથી.

ઘડીઆળ—ઘડિયાળ; નાળિએર—નાળિયેર

૬. મૂળ શબ્દમાં સકાર હોય તો તેનાં અન્ય રૂપો કે સાધિત શબ્દોમાં સકારજ કાયમ રાખવો.

કેટલાક લેખકો 'સ્'ની પછી તાલુ વર્ણ આવે તો 'સ્'નો 'શ્' કરે છે ને પ્રાકૃતમાં એવો નિયમ છે એમ દર્શાવે છે; પરંતુ એ યુક્ત નથી.

દાખલાઃ—બેસવું, બેસીને
હસવું, હસીને, હસ્યો
ડોસો—ડોસી

દાસ—દાશી (તત્સમ છે પરંતુ એમાં પણ 'સ્‌'નો શ્‌' થતો નથી એ દર્શાવવા દાખલો આપ્યો છે)

પ્રાકૃત ને અપભ્રંશમાં તો શકાર છેજ નહિ, માત્ર માગધીમાંજ છે. જૂની ગુજરાતીમાં 'સ્‌'ની પછી તાલવ્ય વર્ણ આવે છે ત્યાં સ્‌નો 'શ્‌' કર્યો નથી.

દાખલાઃ—રહિસિ, ચારિસિ, કિસ્યુ, બઈસી
"શ્રી આદીસર ભગવન્ત રહવાડી પધાર્યો.
હાથી ઊપરિ બઈસી નીલી માટી આણી.
કડહલઉ ધજાઉ નીવાદ્ય પચાવઉ".

૭ ગયલું–ગયેલું–ગએલું; કંઈ–કાંઈ–આવા પ્રથમ જેવા શબ્દમાં આમ ત્રણ પ્રકારની જોડણી જોવામાં આવે છે, તેમાંની પહેલી અમને ઇષ્ટ છે.

સં૦ गत–गअ–गय–इल्ल (સ્વાર્થિક)–ગયેલું–ગએલું.

इल्ल–ईल्ल કેટલાક કૃદન્તમાં ધાતુને ને કેટલાકમાં ભૂત કૃદન્તના રૂપને લાગે છે, જેમકે, માનેલું, વાચેલું, લખેલું, બોલેલું.

પીધેલુ, ખીધેલું, લીધેલું, કીધેલું

આ પ્રમાણે ગયેલું–ગએલું રૂપો વ્યુત્પત્ત્યનુસાર છે, પરંતુ ઉચ્ચાર વિચારતાં એકાર સ્પષ્ટ સંભળાતો નથી, તેથી 'ગયલું' રૂપ અમને ઇષ્ટ છે કવિ નર્મદને પણ એજ ઇષ્ટ હતું બીજાં રૂપ પણ માન્ય છે; માટે એવે સ્થળે વિવક્ષા સ્વીકારવી આવશ્યક છે.

એજ પ્રમાણે કાંઈ, કંઈ–એ બને રૂપમાં વિવક્ષા સ્વીકારવી. જૂની ગુજરાતીમાં મુગ્ધાવબોધ૦માં 'કાંઈ' રૂપ છે. અપભ્રંશમાં 'કાઇ,' 'કઇ' બને છે.

૮ પત્થર, ચોકખું, છઠ્ઠું–આવા શબ્દોમાં સંયુક્ત વ્યંજનમાં પહેલો અલ્પપ્રાણ ને બીજો મહાપ્રાણ છે. પ્રાકૃતમાં એમજ છે–
पस्याप–पच्छाव, प्रस्तर–पत्थर; वितस्ति–विहत्थि; गुह्य–गुज्झ, ऊर्ध्व–

उग्म; वर्ग-वर्ड्ढ; दुग्ध-दुद्ध. ઉચ્ચારમાં બે મહાપ્રાણ બોલાય છે કે અલ્પપ્રાણ ને મહાપ્રાણ તે સ્પષ્ટ નથી; માટે વ્યુત્પત્તિને અનુસારે લખવું યુક્ત છે.

પ્રાન્તિક ઉચ્ચારભેદને લીધે કેટલાક શબ્દો બે રીતે લખાય તેઃ તેમાં વાંધો નથી.

આંખ્ય-આંખ; રાખ્ય-રાખ;
છોડી-છોકરી; લેઈ-લઇ; કોરણે-કોરાણે

——:o:——

## પ્રકરણ ૩૯મું

### પ્રબન્ધ: પ્રકાર; કાવ્યવિચાર

**ગદ્ય, પદ્ય, અને મિશ્ર**—કોઈ પણ વિષય વિષે આપણે આપણા વિચાર બરાબર અને સંપૂર્ણ રીતે દર્શાવવા હોય તો આપણે તે વિષયનાં જુદાં જુદાં પેટાં પાડી દરેકને લગતા વિચાર યોગ્ય રીતે ગોઠવીએ છીએ. આવી લાંબી શબ્દરચનાને **પ્રબન્ધ** કહે છે. પ્રબન્ધના ત્રણ પ્રકાર છેઃ—ગદ્ય, પદ્ય, ને મિશ્ર. જે શબ્દરચના રાગ કે છન્દ વડે ગાઈ શકાય તે **પદ્ય**; ગાઈ ન શકાય તે **ગદ્ય**, અને જેમાં ગદ્ય ને પદ્ય બંને હોય તે **મિશ્ર** કહેવાય છે.

**પદ્ય અને કાવ્ય**—પદ્યમાત્ર કાવ્ય નથી. તેમજ ગદ્ય પણ કાવ્ય હોઈ શકે છે. ત્યારે કાવ્ય એટલે શું?

**કાવ્યનું લક્ષણ**—પ્રાચીન કાવ્યશાસ્ત્રીઓએ કાવ્યનાં ભિન્ન ભિન્ન લક્ષણ આપ્યાં છે. કોઈએ રસને પ્રધાન ગણી રસાત્મક વાક્યને કાવ્ય કહ્યું છે; કોઈએ વક્રોક્તિને એટલે ચમત્કારવાળી ઉક્તિને કાવ્ય માન્યું છે; કોઈએ રમણીય અર્થ ઉત્પન્ન કરનાર શબ્દોને કાવ્ય કહ્યા છે; અને કોઈએ શબ્દ અને અર્થ બંનેને કાવ્ય ગણ્યા છે. એટલું તો ખરૂંજ છે કે શબ્દ અને અર્થ

પરસ્પર જોડાયલા છે; માટે શબ્દ અને અર્થ બને મળીને કાવ્ય થાય છે પણ શબ્દ અને અર્થ કાવ્યનુ શરીર છે કાવ્યનો આત્મા તો રસજ છે જે ગદ્યમય કે પદ્યમય સદર્ભમાં રસની સુંદર જમાવટ હોય–લાગણીઓ એવી સુદર રીતે વર્ણી હોય કે વાચતા વારને આપણું મન તેમા તલ્લીન થઈ એક પ્રકારનો અલૌકિક આનન્દ ભોગવે–તેજ કાવ્ય છે. કાવ્ય કંઈ પદ્યમયજ હોવુ જોઈએ એમ નથી તે ગદ્યમય પણ હોઈ શકે સંસ્કૃતમા બાણ ભટ્ટની ‘કાદમ્બરી’ ગદ્યમય છે તોપણ તેની ગણના ઉત્તમ કાવ્યમાં થાય છે કાવ્યમા શબ્દચમત્કૃતિ ને અર્થચમત્કૃતિ બને આવશ્યક છે, પરતુ અર્થચમત્કૃતિ પ્રધાન છે ને શબ્દચમત્કૃતિ ગૌણ છે શબ્દ ચમત્કૃતિ એટલે રસની જમાવટને અનુસરતું પદલાલિત્ય કેવળ, શબ્દના આડમ્બરથી કાવ્ય બનતું નથી. રાગ કે છન્દ ઉત્તમ હોય, અનુપ્રાસ કે યમક જેવા શબ્દાલકાર ઉત્તમ રીતે ઘટાવ્યા હોય, શબ્દ રચના મનોહારી હોય, તોપણ રસ પરિપૂર્ણ રીતે આવ્યો ન હોય તો કાવ્ય બનતું નથી એવી રચના તે પદ્યજ છે, કાવ્ય નથી. જ્યારે અર્થચમત્કૃતિ બરાબર આવી હોય ત્યારેજ કાવ્ય બને છે અમુક વસ્તુ સામાન્ય પુરુષ જુએ ને કવિ જુએ તેમાં ઘણો ફેર છે. પોતાની પ્રતિભાશક્તિ કે કલ્પનાશક્તિના બળ વડે કવિ સામાન્ય વસ્તુનું વર્ણન પણ એવુ ખૂબીદાર બનાવે છે કે તે વાચવાથી આપણને અતિશય આનદ થાય છે આજ કારણથી કરુણરસ કાવ્ય, જેમા શોકનુ ચિત્ર આલેખ્યું હોય છે તે પણ વાચવા આપણને ગમે છે આખમા આસુ આવતા પણ એવા વર્ણન વાચકવર્ગ વારવાર વાચે છે તેનું શુ કારણ છે? તેમા રહેલી અર્થચમત્કૃતિ અને તેને અનુસરતી શબ્દ ચમત્કૃતિ જેમ ચિત્રકાર રગથી ચિત્ર સુશોભિત કરે છે તેમ કવિ ચમત્કારી અર્થ અને ચમત્કારી શબ્દથી અતિસુંદર ચિત્ર ખડુ કરી વાચકના મનને ઘણો આનન્દ પમાડે છે. કલ્પના અને શબ્દ તેમજ

રચના માટે કવિને કેટલો બધો પરિશ્રમ પડતો હશે! જ્યાં જેવો ઘટે ત્યાં તેવો શબ્દ શોધવો ને યોગ્ય સ્થળે યોજવો ઘણોજ અઘરો છે. ગદ્યનાં પદો રાગ કે છન્દોબદ્ધ રચનામાં ગમે તેમ મૂકવાથી શોભતાં નથી ને કાવ્ય બનાવતાં નથી. જે પદો ગદ્યમાં વપરાય છે તે બધાં પદ્યમાં શોભતાં નથી. જુદા જુદા રસમાં કયા વર્ણ અનુકૂળ છે ને કયા પ્રતિકૂળ છે તે કવિએ જાણવું જોઈએ. રચના અને શબ્દ રસને બંધબેસતા જોઈએ.

**સાહિત્યનું ઉત્તમ અંગ**—કાવ્ય એ સાહિત્યનું ઉત્તમ અંગ છે. કાવ્ય વાંચવાથી મનુષ્યને જેવો અલૌકિક આનન્દ પ્રાપ્ત થાય છે તેવો બીજા કોઈ પણ પ્રકારનું સાહિત્ય વાંચવાથી થતો નથી. કાવ્યથી ઘણી વાર લલિત અને આહ્લાદક રીતે ઉપદેશ પણ મળે છે. નીતિ-વચન આખ્યાયિકા કે કાવ્યના સ્વરૂપમાં જેવો આનન્દ પમાડે છે તેવો તત્ત્વજ્ઞાનના સ્વરૂપમાં પમાડતાં નથી. આખ્યાયિકાના ઉપદેશમાં પણ કાવ્યના ઉપદેશ જેવી મધુરતા નથી.

**પ્રસાદ આવશ્યક: કૃત્રિમ ને ક્લિષ્ટ પદ્ય કાવ્ય નથી**—ઉત્તમ કવિની વાણીમાં ને અર્થમાં સ્વાભાવિકપણું રહેલું છે. વાંચતાં વારને તેનો અર્થ વાંચનારના મનમાં આવી જાય છે અને જેમ જેમ તે ધ્યાનપૂર્વક વાંચે છે તેમ તેમ દરેક પ્રસંગે તેને તેમાં નવી ખૂબી સમજાય છે. આવી પ્રાસાદિક રચના ને અર્થની ઉત્તમ જમાવટથીજ કાવ્ય બને છે. બેચાર વાર વાંચ્યા વિના જેનો અર્થ મનમાં આવે નહિ તેમજ જેમાં તાણીતોસીને અર્થ આણેલો હોય ને શબ્દનો આડંબર હોય તે કાવ્ય નથી. એવી કૃત્રિમ ને ક્લિષ્ટ રચના સર્વથા વર્જ્ય છે. ઉપર કહ્યું છે કે અર્થ ને શબ્દની ચમત્કૃતિ બરાબર આણવામાં કવિને કેટલો બધો પરિશ્રમ પડે છે! પરંતુ જે રચના કે કલ્પનાથી વાંચનારને પરિશ્રમ પડે કે કવિને પરિશ્રમ પડ્યો છે એમ જણાઈ આવવાથી તે કૃત્રિમ ભાસે તે રચના કે કલ્પનાથી કદી કાવ્ય બનતું

નથી. પ્રસાદ અને સ્વાભાવિકપણુંએ હોય તોજ તે કાવ્ય હૃદયગમ થાય છે

**કેવા ગુણથી કવિ થવાય?**—કાવ્યરચનારમા (૧) શક્તિ એટલે પ્રતિભા હોવી જોઈએ, (૨) સૃષ્ટિ ને વ્યવહાર, શાસ્ત્ર, કાવ્ય, વગેરેનું પુન પુન પરિશીલન કરવાથી પ્રાપ્ત થતી નિપુણતા હોવી જોઈએ, અને (૩) કાવ્ય કરી શકે અને સમજી શકે એવા કવિ અને સહૃદયના ઉપદેશથી તેણે કાવ્યનું અધ્યયન કરવું જોઈએ આમા પ્રતિભા સર્વથી અગત્યનો ગુણ છે નવા નવા ઉન્મેષથી–સ્ફુરણથી હમેશ પ્રકાશ આપે એવી પ્રજ્ઞા તે પ્રતિભા અર્થાત્, કવિમા વિષયને નવા નવા સ્વરૂપમા મૂકવાની કલ્પનાશક્તિ જોઈએ, તેણે સૃષ્ટિનું ને વ્યવહારનું સૂક્ષ્મ દૃષ્ટિથી નિરીક્ષણ કરવું જોઈએ, તે બહુશ્રુત હોવો જોઈએ–શાસ્ત્ર, કાવ્ય, આદિથી પરિચિત હોવો જોઈએ–અને સહૃદય અને કવિનો તેને નિરન્તર સમાગમ હોવો જોઈએ આ ત્રણે ગુણ એકઠા થાય તોજ કવિ બને, ત્રણમાથી કોઈ પણ ગુણનો અભાવ હોય તો તે કવિ થઈ શકે નહિ ખરૂ જોતા, એ સર્વમા પ્રતિભા ઘણીજ આવશ્યક છે એ વગર પ્રામાણિક ને સ્વાભાવિક કાવ્ય બની શકતા નથી

**રસ**—ઉપર રસને કાવ્યનો આત્મા કહ્યો છે રસ એટલે શુ? રસનો સામાન્ય અર્થ સ્વાદ, મઝે થાય છે સામાન્ય રીતે જે સદર્થથી વાચનાર કે સાભળનારને અગાધાગણ્ આનન્દ થાય, તેને એક પ્રકારનો અપૂર્વ સ્વાદ મળે કે મઝે પડે, તે કાવ્ય છે પ્રેક્ષક કે વાચકના મનમા વાસનારૂપે રહેલી લાગણીઓને ઉત્તમ અર્થની જમાવટ ને લલિત પદ ને રચનાથી કવિ એવી તો અસરકારક રીતે વર્ણનમા મૂકે છે કે પ્રેક્ષકને ને વાચકને તે વખત અલૌકિક આનન્દનો અનુભવ થાય છે એ આનન્દ એવો તો અપૂર્વ છે કે મન તે સમયે તેમાજ લીન થાય છે ને તેને અન્ય વેદ્ય–જાણવા લાયક વસ્તુ–રહેતી નથી

રસની *ચર્વણાને—આસ્વાદને સમયે મનમાંથી અન્ય વેદ્ય વસ્તુઓ જતી રહે છે. જેમ યોગીને હમેશ બ્રહ્મમાં આનન્દ હોય છે, પરંતુ સમાધિ ચડાવે છે ત્યારે તેને તે આનન્દનો ખરો સ્વાદ આવે છે, સમાધિ પહેલાં કે પછી નહિ; તેમ કાવ્યની ખૂબી સમજવા ચતુર સહૃદયના હૃદયમાં વાસનારૂપે રસ સૂક્ષ્મતાથી રહ્યો હોય છે, તોપણુ વાસનાને મનમાં સુતેલી રાખનાર આવરણનો કવિની સુંદર કલ્પના ને ખૂબીદાર વર્ણનથી નાશ થાય છે ત્યારે વ્યંજનાવૃત્તિથી રસ વ્યંગ્ય થાય છે.

**રસનું સ્વરૂપ**—સંસ્કૃત કાવ્યશાસ્ત્રીઓએ ભાવ કે લાગણીનું બહુ સારૂં પૃથક્કરણ કરી કેટલીકને મુખ્ય અને કેટલીકને ગૌણ કહી છે. જે લાગણી ચિરકાળ રહે છે તે મુખ્ય છે અને થોડા વખત રહે છે તે ગૌણ છે. ચિરકાળ રહે છે તેવા ભાવને **સ્થાયિભાવ** કહ્યા છે ને થોડો વખત રહે છે તેવા ભાવને **વ્યભિચારિભાવ** કે **સંચારિભાવ** કહ્યા છે. રતિ, હાસ, શોક, ક્રોધ, ઉત્સાહ, ભય, જુગુપ્સા (કંટાળો), ને વિસ્મય એ આઠ સ્થાયી ભાવ છે. નિર્વેદ, ગ્લાનિ, શંકા, આદિ ૩૩ ભાવ થોડોજ સમય મનમાં રહે છે, તેના સંસ્કાર પણ મનમાં રહેતા નથી. જેમ સમુદ્રમાં મોજાં ઉત્પન્ન થાય છે ને નષ્ટ થાય છે, તેમ સ્થાયિભાવરૂપી સમુદ્રમાં એ ભાવો ઉત્પન્ન થાય છે કે નષ્ટ થાય છે તેથી એને સંચારી કે વ્યભિચારી ભાવો કહ્યા છે. જે જે કારણથી સ્થાયિભાવ ઉત્પન્ન થાય છે તેને કાવ્યમાં **આલંબન વિભાવ** કહે છે અને ઉત્પન્ન થયલા ભાવને જે કારણ પ્રદીપ્ત કે ઉત્તેજિત કરે છે તેને **ઉદ્દીપન વિભાવ** કહે છે. આ પ્રમાણે રસના કારણરૂપ **વિભાવ** બે પ્રકારના છે. એ ભાવો જે જે ચિહ્નથી પ્રકાશમાં આવે છે તે **અનુભાવ** કહેવાય છે. અનુભાવ એ ભાવના કાર્યરૂપ છે. હાસ્ય, મધુર સંભાષણ, સ્નેહયુક્ત

* 'ચર્વણ' શબ્દ એ ચર્વ ધાતુથી નિષ્પન્ન થયો છે.

દૃષ્ટિક્ષેપ, વગેરે અનુભાવ કહેવાય છે વિભાવ, અનુભાવ, અને વ્યભિચારી ભાવના સમિશ્રણથી સ્થાયી ભાવોનું વર્ણન અલૌકિક આનન્દ ઉત્પન્ન કરે છે અને રસસ્વરૂપ પામે છે એવી રીતે, ઉપર ગણાવેલા આઠ સ્થાયી ભાવો અનુક્રમે શૃંગાર, હાસ્ય, કરુણ, રૌદ્ર, વીર, ભયાનક, બીભત્સ, અને અદ્ભુત રસ બને છે શાન્ત એ નવમો રસ છે અને તેનો સ્થાયી ભાવ નિર્વેદ છે આમાં શૃંગાર, કરુણ, ને વીર એ મુખ્ય ને સાધારણ રસ છે ભોજરાજા તો એકલા શૃંગારનેજ રસ માને છે. શૃંગારના સંભોગ ને વિપ્રલંભ એવા બે પ્રકાર છે. વિયોગમાં જે રતિ થાય તે વિપ્રલંભ બે કામી સ્ત્રીપુરુષોમાંથી એકનું મરણ થાય ને અન્યને તેને માટે શોક થાય, પરતુ તે શોકમાં બીજી દુનિયામાં પુન સંયોગ થવાની આશા હોય તો તે શૃગાર કરુણવિપ્રલંભ કહેવાય છે આશા ન હોય તો રતિને બદલે શોકરૂપ સ્થાયિભાવ થાય છે ને તે કરુણરસ કહેવાય છે. રસની જમાવટ સહૃદયના મનને તદ્રૂપ બનાવી દે છે અને બ્રહ્મના આસ્વાદના જેવો અલૌકિક રસનો આસ્વાદ કરાવે છે, પાત્રની સાથે વિલાસ કરાવે છે, આનન્દમાં પ્રફુલ્લિત કરે છે, શોકમાં ડુબાવી દે છે, હસાવે છે, રડાવે છે, શૌર્ય ઉત્પન્ન કરે છે, ભયગ્રસ્ત બનાવી દે છે, એમ અનેક ભાવોનો આનન્દ ભોગવાવે છે. એ આસ્વાદ અપૂર્વ ને અલૌકિક છે અને એ અલૌકિક ચર્વણા—આસ્વાદ તેજ રસ જેનામાં લાગણીની વાસના નથી તેનામા લાગણી ઉત્પન્ન થવાની નથી એવા જડ પુરુષને કાવ્યમાંથી આનન્દ મળવાનો નથી વાસનાવાળા સહૃદયનેજ અલૌકિક આસ્વાદ મળે છે અને તે એવો છે કે તે સમયે તેનું મન તદ્રૂપ બની જાય છે અને બીજી કોઈ વસ્તુની પ્રતીતિજ રહેતી નથી એવી ઉત્તમ રસની જમાવટ, અર્થની ને શબ્દની ચમત્કૃતિ જેમા છે તેજ કાવ્ય છે

**દોષ: સ્વરૂપ ને પ્રકાર**—મુખ્ય અર્થનો એટલે રસ કે ભાવનો જેથી અપકર્ષ કે ક્ષતિ થાય તેને દોષ કહ્યો છે કેટલાક દોષ

નિત્ય છે,' અર્થાત્, સર્વ સ્થળે દોષજ છે. કેટલાક અનિત્ય છે, એટલે અમુક પ્રસંગમાંજ દોષ છે. કેટલાક શબ્દદોષ છે; કેટલાક અર્થદોષ છે; ને કેટલાક રસદોષ છે. આવા દોષના પ્રકાર છે. કાનને પ્રિય લાગે એવાં પદજ કાવ્યમાં વાપરવાં જોઈએ. શબ્દશાસ્ત્રના નિયમોનો અનાદર કરવાથી **ચ્યુતસંસ્કૃતિ** દોષ થાય છે. વ્યાકરણના દોષોનો એમાં સમાવેશ થાય છે. કર્ણને કઠોર લાગે એવાં પદના પ્રયોગથી **શ્રુતિકટુત્વ** દોષ બને છે. **અશ્લીલ, ગ્રામ્ય, અપ્રસિદ્ધ,** કે **સંદિગ્ધ** પદ વાપરવાથી કે એવો અર્થ થવાથી સહૃદયના મનને ઉદ્વેગ થાય છે ને રસની ક્ષતિ થાય છે; માટે એવાં પદ ને અર્થ પણ દૂષિતજ છે. **અશ્લીલતા, ગ્રામ્યતા, અપ્રસિદ્ધતા,** ને **સંદિગ્ધતા** એ દોષ છે. જે રચનાથી વર્ણનનો આરંભ કર્યો હોય તે રચનાનો ભંગ કરી અન્ય રચનાનો આશ્રય કરવાથી **ભગ્નપ્રક્રમ** દોષ થાય છે. ગુંચવણભરેલી રચના ક્લિષ્ટ કહેવાય છે ને તેથી **ક્લિષ્ટતા** દોષ બને છે. એકનું એક પદ પ્રયોજન વિના પુનઃ પ્રયોજવાથી **કથિતપદત્વ** કે **પુનરુક્તિ** દોષ થાય છે. આ દોષ અનિત્ય છે; કેમકે કેટલેક સ્થળે પુનરુક્તિ આવશ્યક છે.

*ઉગે છે સવિતા તામ્ર, તામ્રરૂપજ આથમે;
સંપદ્માં ને વિપદ્માંએ મહાન્તો એકરૂપ છે.

આમાં ઉદાર પુરુષોની એકરૂપતા સૂર્યના દૃષ્ટાન્તથી દર્શાવી છે. સૂર્ય ઊગે છે ત્યારે તામ્ર-રક્ત હોય છે ને આથમે છે ત્યારે પણ તામ્રજ હોય છે—એકજસ્વરૂપ હોય છે એમ દૃષ્ટાન્ત આપ્યો છે. આ દૃષ્ટાન્તમાં તામ્ર શબ્દ બીજી વાર વાપરવાથી દોષ થતો નથી, એટલુંજ નહિ પણ ગુણ થાય છે. અહિં એકરૂપતાનું સમર્થન કરવા પુનરુક્તિ

---

* उदेति सविता ताम्रस्ताम्र एवास्तमेति च ।
संपत्तौ च विपत्तौ च महतामेकरूपता ॥ નું ભાષાન્તર

આવશ્યક ને ગુણરૂપ છે  અર્થની પુષ્ટિ ન થાય એવા નકામા વિશેષણથી અપુષ્ટ દોષ થાય છે, એ અર્થદોષ છે  છન્દોભગ કે યતિભગની હતવૃત્તત્વ દોષ થાય છે  છન્દના કરતા યતિમા વિશેષ દોષ જોવામા આવે છે  જે વૃત્તમા જે જે સ્થળે વિદ્વાનોએ વિશ્રામ-સ્થાન નક્કી કર્યા છે તે તે વૃત્તમા તે તે સ્થળે વિશ્રામ લેતા પદને ભાગી નાખવું પડે ત્યા એવો દોષ થાય છે  રસદોષ પણ ત્રણ પ્રકારના છે; પણ તે સર્વમા અનૌચિત્ય એટલે રસની યોગ્યતાનો નાશ એ રસભગનું મુખ્ય કારણ છે  આ દોષોમાના ઘણા ખરા ગદ્યમા પણ જોવામા આવે છે  ક્લિષ્ટ રચના, વ્યાકરણદૃષ્ટિએ અશુદ્ધ શબ્દો, અપ્રયુક્ત, સદિગ્ધ, ને ગ્રામ્ય શબ્દો, તેમજ કર્ણકટુ પદ ને યતિભગ જેવા દોષ આપણી ભાષામા ગદ્ય ને પદ્ય બન્નેમા સ્થળે સ્થળે દૃષ્ટિગોચર થાય છે  એ તો ખરૂ છે કે કેટલાક ઉત્તમ કાવ્યમા પણ ક્વચિત્ દોષ જોવામા આવે છે  પરતુ કાવ્ય જેમ બને તેમ દોષરહિત જોઈએ  સસ્કૃત આલકારિકોએ કહ્યુ છે કે જેમ કોઢના એક ડાઘાથી પણ ઉત્તમ કાન્તિવાળુ પણ શરીર કદ્રૂપુ બની જાય છે તેમ એક પણ દોષથી ગમે તેવું ઉત્તમ કાવ્ય પણ કર્ણકઠોર થઈ જાય છે  તાત્પર્ય એ છે કે અન્યની પેઠે કવિનો પણ આદર્શ ઉચ્ચતમ જોઈએ  દોષનુ સ્વરૂપ જાણી તેમાથી મુક્ત થવા પ્રયાસ કરવો એ સર્વ કોઈનો ધર્મ છે

દોષના વિવેચનથી એટલુ સ્પષ્ટ છે કે કવિની ભાષા શુદ્ધ, ગુચવણ વગરની, ને પ્રાસાદિક હોવી જોઈએ, તેમજ તેનો અર્થ પણ ક્લિષ્ટ કે અનુચિત ન જોઈએ  તેમા રસની પરિપૂર્તિ જોઈએ ને સહૃદયને માન્ય ન થાય એવી ક્લિષ્ટ કલ્પના તેમા ન જોઈએ.

ગુણ—માત્ર દોષરહિત શબ્દ ને અર્થ હોય એટલે કાવ્ય થાય એમ નથી  તે શબ્દ ને અર્થ ગુણયુક્ત હોવા જોઈએ.  જેમ શૌર્યાદિ આત્માના ધર્મ છે તેમ કાવ્યનો આત્મા રસ છે તેના ગુણો ધર્મ છે

શૌર્યાદિ આત્માનો ઉત્કર્ષ કરે છે, તેમ ગુણો પણ રસનો ઉત્કર્ષ કરે છે; અને શૌર્યાદિ ગુણ આત્માથી પૃથક્ રહી શકતા નથી તેમ કાવ્યમાં ગુણ રસથી પૃથક્ રહી શકતા નથી. આ પ્રમાણે કાવ્યમાં ગુણો રસની જમાવટ કરવામાં ઉપયોગી છે. માધુર્ય, ઓજસ્, ને પ્રસાદ, એ ત્રણ ગુણ છે. જેથી ચિત્તને આહ્લાદ થાય અને દ્વેષ આદિથી તેમાં જે કઠોરપણું આવ્યું હોય તે જતું રહી તે પાણી પાણી થઈ જાય તે ગુણને વિદ્વાનોએ **મધુર ગુણ** કહ્યો છે. એ ગુણ સંભોગશૃંગાર રસમાં માલમ પડે છે, પણ કરુણ રસ, વિપ્રલંભશૃંગાર, ને શાન્ત રસમાં તે ઉત્તરોત્તર વિશેષ જોવામાં આવે છે. જેથી મનની અંદર જુસ્સો ઉત્પન્ન થાય છે, જાણે અગ્નિ પ્રદીપ્ત થયો હોય ને જ્વલિત થયું હોય એમ લાગે છે તે **ઓજ** ગુણ છે, આત્માના વિસ્તારનો હેતુ છે ને વીર રસમાં રહેલો છે. વીરથી અધિક બીભત્સમાં ને તેથી અધિક રૌદ્ર રસમાં તે હોય છે. સૂકા લાકડામાં જેમ અગ્નિ તરત સર્વત્ર વ્યાપે છે ને જેમ સ્વચ્છ જળ સર્વત્ર પ્રસરે છે, તેમ જે મનમાં એકદમ ફેલાઈ જાય છે તે **પ્રસાદ ગુણ** છે અને તે સર્વત્ર રસમાં રહેલો છે.

**ગુણોનાં વ્યંજક**—વર્ણ, સમાસ, ને રચના ગુણોનાં વ્યંજક છે. તેમાં 'ટ' વર્ગ સિવાયનાં સ્પર્શ વ્યંજન, પોતપોતાના વર્ગના પાંચમા વર્ણ સાથે યુક્ત થયલાં (અઙ્ગ, અઞ્જન, કણ્ઠ, દન્તમાં છે તેમ) હ્રસ્વસ્વરયુક્ત રેફ ને ણકાર—એટલા વર્ણ, સમાસનો અભાવ કે મધ્યમ સમાસ ને સુકુમાર રચના એ માધુર્ય ગુણનાં વ્યંજક છે. વર્ગીય પ્રથમ અને તૃતીય વર્ણનો અનુક્રમે દ્વિતીય ને ચતુર્થ વર્ણ સાથે સંયોગ, તેમજ રેફનો કોઈ વ્યજન સાથે પહેલો કે પછી સંયોગ, બે સરખા વ્યંજનનો યોગ, ટાદિ વર્ણચતુષ્ટય, શ ને ષ—એટલા વર્ણ, દીર્ઘ સમાસ, અને ઉદ્ધત રચના, એ ઓજો ગુણનાં વ્યંજક છે. જે શબ્દ, સમાસ, કે રચના વડે સાંભળતાં વારજ શબ્દમાંથી અર્થની પ્રતીતિ થાય તે શબ્દ, સમાસ, કે રચના પ્રસાદ ગુણનાં વ્યંજક છે.

**તાત્પર્ય**—ગુણના આ વિવેચનથી શું સમજવાનું છે? એટલુંજ કે ભાષા હમેશ અર્થને અનુસરતી જોઈએ. શૃંગાર, કરૂણ, ને શાંત

રસમા મધુર ને સરળ, વીર, રૌદ્ર, ને બીભત્સ રસમા તેજસ્વી ને જુસ્સાદાર, તેમજ આડંબરયુક્ત, પણ સર્વત્ર અર્થ સમજાય એવી પ્રાસાદિક હોવી જોઈએ સર્વ રસમા પ્રસાદની આવશ્યક્તા છે પ્રસાદ રહિત કાવ્ય તે કાવ્યજ નથી.

અલકાર' ગુણ ને અલકારનો ભેદ—કાવ્યમાં બહુધા શબ્દ ને અર્થ સાલકાર હોવા જોઈએ અલંકાર ઘણે ભાગે કાવ્યમા હોવા જોઈએ ક્વચિત્ ન હોય તો ચાલે

ગુણ ને અલકારમા ભેદ છે ગુણો રસ વિના રહેતા નથી અલકાર તો રસ વિના રહે છે ગુણો રસના અવશ્ય ઉપકારક છે, અલકાર એવા નથી ગુણો રસના ધર્મ છે, તેથી સાક્ષાત્ રસમા રહે છે અલકાર રસમા સાક્ષાત્ રહેતા નથી, પણ અગદ્વારા રહે છે રસ વિદ્યમાન હોય તો અગદ્વારા એટલે શબ્દ અને અર્થ એ બે કાવ્યના અગમા ચારુત્વ ઉત્પન્ન કરી, જેમ હારાદિ શરીરને શોભાવી આત્માને આનંદ પમાડી તેના ઉપકારક થાય છે તેમ અલકાર રસરૂપ અગીના કવચિત્ ઉપકારક થાય છે ક્વચિત્ કહેવાનું કારણ એ કે રસ વિદ્યમાન હોય તોપણ અલંકાર ક્વચિત્ તેને પોષતા નથી જ્યા રસનો સભવ છે ત્યાં અલકારો રસના ઉપકારક થાય છે એટલે શબ્દ અને અર્થમા ઉત્કર્ષ મૂકી રસમા વૃદ્ધિ કરે છે, પણ જ્યા રસનો અસભવ છે ત્યાં અલકાર માત્ર ઉક્તિમા વૈચિત્ર્ય ઉત્પન્ન કરે છે અર્થાત્, શબ્દ અને અર્થનેજ શોભાવે છે ક્વચિત્ રસ વિદ્યમાન હોય છે તોપણ અલકાર તેની ઝમાવટ વધારતા નથી આવો ગુણ અને અલકાર વચ્ચે ભેદ છે

શરીરસપત્તિ ને કાવ્યસપત્તિ—શબ્દ અને અર્થ એ કાવ્યની મૂર્તિ-શરીર છે વ્યગ્યનો વૈભવ એ કાવ્યનું જીવન છે જેમ શરીરને હારાદિ અલકારો ભૂષિત કરે છે, તેમ કાવ્યમા ઉપમાદિ અલકાર વ્યગ્ય વૈભવનો ઉત્કર્ષ કરે છે આત્મામાં શૌર્યાદિ ગુણોની પેઠે કાવ્યમા માધુર્યાદિ ગુણો છે સ્વભાવ-ચેષ્ટાદિ જાતિપ્રયુક્ત ધર્મ-જેમ આત્માનો ઉત્કર્ષ કરે છે તેમ રીતિઓ વ્યગ્યનો ઉત્કર્ષ કરે છે વૃત્તિ

એ વૃત્તિની–વર્તનની પેઠે આહાર્યક–કૃત્રિમ શોભા આપે છે. પદો પરસ્પર અનુગુણ રહી વિશ્રાન્તિ પામે તેને શય્યા કહે છે. શય્યામાં જેમ શરીરના અવયવ પરસ્પર અનુકૂળ સ્થિતિમાં વિરામ પામે છે, તેમ પદોનો પરસ્પર અનુકૂળતામાં વિરામ–પદોની ઉત્કૃષ્ટ અન્યોન્ય મૈત્રી–તે શય્યા છે. રસના અમુક પ્રકારના આસ્વાદને પાક કહે છે. પાક એ હૃદયંગમ અર્થગાંભીર્ય છે. શરીરને જેમ પાક–પરિપક્વ વસ્તુનો આસ્વાદ–અભીષ્ટ છે તેમ કાવ્યમાં પાક રસમાં ઉત્કૃષ્ટ આસ્વાદ ઉત્પન્ન કરે છે–ઓર લહેજત આપે છે. આ રીતે વ્યવહારમાં જેમ શરીરની સંપત્તિ જીવિત, ગુણ, અલંકાર, સ્વભાવ, વર્તન, શય્યા, ને પાક છે; તેમ કાવ્યની સંપત્તિ શબ્દાર્થ, વ્યંગ્યવૈભવ, ગુણ, અલંકાર, રીતિ, વૃત્ત, શય્યા, ને પાક છે.

રીતિઃ વૃત્તિઃ શય્યા ને પાક—રીતિ એ ભાષાશૈલીના ભિન્ન ભિન્ન પ્રકાર છે. જેમ અંગની જુદી જુદી વ્યવસ્થાથી તેમાં ગુણ એટલે ઉત્કર્ષ ઉત્પન્ન થાય છે તેમ ગુણને ઉત્પન્ન કરનાર વર્ણવિન્યાસ-વિશેષ તે રીતિ છે. આ ભિન્ન ભિન્ન પદવિન્યાસપ્રણાલીને દંડી વાણીના વિચિત્ર માર્ગ કહે છે. વૈદર્ભી, ગૌડી, ને પાંચાલી એ ત્રણને કાવ્યમાં મુખ્ય રીતિ માની છે. કોમલ વર્ણ, અલ્પસમાસ, અને મૃદુ બન્ધ, એવી રચના તે વૈદર્ભી રીતિ છે. ઉદ્ધત પદથી વિરાજિત, ઓજોગુણયુક્ત ને કાન્તિગુણયુક્ત જે રચના તે ગૌડી રીતિ કહેવાય છે. કાન્તિ ગુણ એટલે પદોની ઉજ્જ્વલતા. અર્થાત્ ઉજ્જ્વલ એટલે શિષ્ટ, ગ્રામ્યતા-હીન પદથી યુક્ત રચના તે કાન્તિગુણ છે. જેઓ માધુર્ય, ઓજસ્, ને પ્રસાદ એ ત્રણજ ગુણ માને છે તેઓ કાન્તિગુણને માત્ર ગ્રામ્યતાનો વિપર્યાસ–ગ્રામ્યતાથી ઉલટોજ ગણે છે. વૈદર્ભી ને ગૌડી એ બંને રીતિનાં જેમાં લક્ષણ હોય તેને પાંચાલી રીતિ કહે છે.

આ ત્રણ પ્રકારની રીતિને મમ્મટ અનુક્રમે ઉપનાગરિક, પરુષ, કોમલ વૃત્તિ કહે છે. વૃત્તિ એટલે રસવ્યાપાર ને તે વ્યાપારવાળી વર્ણરચના તે વૃત્તિ, એવો વૃત્તિનો અર્થ છે.

**રીતિ ને વૃત્તિ**—રીતિ અને વૃત્તિ ભિન્ન છે. રીતિ શબ્દગુણને આશ્રયે છે; એને અર્થ સાથે સંબંધ નથી. માત્ર ભિન્નભિન્ન પ્રકારની

વર્ણની રચનાથી રીતિ સદર્ભને સુકુમાર કે પ્રૌઢ બનાવે છે વૃત્તિનો સમધ સાક્ષાત્ રસની સાથે છે. રીતિ શબ્દાશ્રિત છે ને વૃત્તિ રસાશ્રિત છે માધુર્યાદિ ગુણો રસના ધર્મ છે, તેથી રીતિ પણ રસને ઉપકારક થાય છે, પણ તે પરપરાસમધથી થાય છે, સાક્ષાત્ નહિ

રીતિ અને વૃત્તિ બનેને ભાષા સાથે સમધ છે આપણામાં કહેવત છે કે બાર ગાઉએ બોલી બદલાય; તેમ મૂળ દેશપરત્વે રીતિના વૈદર્ભી, ગૌડી, ને પાચાલી એવા વિભાગ થયા છે. પછી એ રીતિના લક્ષણ જે ભાષાશૈલીમા હોય તે ભાષાશૈલી પણ વિદર્ભ, ગૌડ, કે પાચાલ દેશની ન હોય તોપણ વૈદર્ભી, ગૌડી, ને પાચાલી કહેવાય છે. કેટલાકને સરળ, કેટલાકને આડબરી, ને કેટલાકને બનેનું જેમાં મિશ્રણ હોય તેવી સરળ તેમજ પ્રૌઢ ભાષા પ્રિય છે. દડી તેમજ વિદ્યાધર વૈદર્ભી રીતિના વખાણ કરે છે ને વિદ્યાધર તો કહે છે કે એકલી એજ રીતિ ઉત્તમ છે. વૃત્તિ શબ્દનો પ્રયોગ બહુધા નાટકોને લગતો છે વૃત્તિનો મૂળ અર્થ અગહાર, અગચેષ્ટા, શરીરનું જુદી જુદી રીતે વાળવુ એ છે પાછળથી તેનો અર્થ એવી ચેષ્ટા સાથે જુદા જુદા પ્રકારની વાણીની રચના થયો અગરચનામાંથી અગરચનાયુક્ત વાણીની રચના એવો અર્થ ક્રમે થયો. ભરતમુનિ આવી ચાર નાટકરચના ગણાવે છે — ભારતી, સાત્વતી, કૈશિકી, અને આરભટી, શગારમા કૈશિકી, વીરમા સાત્વતી, રૌદ્ર અને બીભત્સમાં આરભટી, અને સર્વ રસમા ભારતી વૃત્તિ આવે છે. જેમા અસન્ત કોમળ સદર્ભથી શૃગાર અને કરુણ રસનું વર્ણન હોય તે કૈશિકી વૃત્તિ કહેવાય છે જેમા રૌદ્ર અને બીભત્સ રસનું પ્રતિપાદન અતિપ્રૌઢ સદર્ભથી કર્યું હોય તે આરભટી વૃત્તિ કહેવાય છે જેમા અતિસુકુમાર નહિ એવા હાસ્ય, શાન્ત, ને અદ્ભુત રસો અતિસુકુમાર નહિ એવા સદર્ભ વડે ગુંથાયા હોય તે ભારતી વૃત્તિ છે, અને જેમાં અતિપ્રૌઢ નહિ એવા વીર અને ભયાનક રસ અતિપ્રૌઢ નહિ એવા સદર્ભમા ઉપજાવ્યા હોય તે સાત્વતી વૃત્તિ છે એમ વિદ્યાનાથ વર્ણવે છે

**તાત્પર્ય**—તાત્પર્ય એ છે કે શબ્દ ને અર્થ એવા જોઈએ કે તેથી રસનો બરાબર જમાવ થાય, જ્યા મધુર જોઈએ ત્યા મધુર,

આડંબરી જોઈએ ત્યાં આડમ્બરી, પ્રૌઢ જોઈએ ત્યાં પ્રૌઢ, પણ સર્વત્ર સરળ ને પ્રાસાદિકજ શૈલી સ્તુત્ય છે ને રીતિ ને વૃત્તિના વિવેચન-માંથી પણ એજ સાર નીકળે છે.

શય્યા—પદોની પરસ્પર મૈત્રીને શય્યા કહે છે. પરસ્પર એવાં અનુકૂળ પદો હોય કે તેને બદલે પર્યાય પદ મૂકી ન શકાય એવી ઉત્કૃષ્ટ રચના તે શય્યા છે. મલ્લિનાથ કહે છે કે જેમાં પદ પરિવૃત્તિ કે વિનિમય સહન ન કરે, અર્થાત્ અન્ય પર્યાયપદ વાપરી ન શકાય એવી રચના તે મૈત્રી. લૉર્ડ મેકૉલે પણ આવી મૈત્રી ઉત્તમ કવિનાં કાવ્યમાં હોય છે એમ સ્પષ્ટ કહે છે. તે કહે છે કે આપણે કવિતાની જાદુઈ શક્તિ વિષે ઘણી વાર સાંભળીએ છીએ. સામાન્ય રીતે એ શબ્દોનો અર્થ કંઈ નથી. પણ મિલ્ટનની કવિતાને એ શબ્દો લાગુ પાડીએ તો તે ઘણાજ ઉચિત છે. એની કવિતા મોહમંત્રના જેવી અસર કરે છે. તેની ખૂબી તેના વાચ્યાર્થ કરતાં વ્યંગ્યાર્થમાં રહેલી છે. પ્રથમ દૃષ્ટિએ જોતાં બીજા શબ્દો કરતાં એના શબ્દોમાં કંઈ વિશેષ માલમ પડશે નહિ; પણ એ શબ્દો તો મોહક શબ્દો છે. જેવા તે ઉચ્ચારાય છે કે તરતજ ભૂત ને વર્તમાન અને દૂર તે સમીપ થઈ જાય છે. તરતજ ચારુત્વનાં નવીન સ્વરૂપ અસ્તિત્વમાં આવે છે અને સ્મરણશક્તિમાંજ શબવત્ સંગ્રહી રાખ્યું હોય છે તે જાગ્રત્ થઈ જીવનમય થાય છે. જો તમે વાક્યની રચનામાં ફેરફાર કરશો, એક શબ્દને બદલે તેનો પર્યાયશબ્દ મૂકશો, તો તે કાવ્યનું બધું સૌન્દર્ય નષ્ટ થઈ જશે. એ મિલ્ટન કવિના 'પૅરડાઇસ લૉસ્ટ' નામના કાવ્યના કેટલાક ભાગનો અનુવાદ કરવામાં થયલી ડ્રાઇડન જેવા પ્રસિદ્ધ કવિની શોચનીય નિષ્ફળતા આનો પ્રસિદ્ધ પુરાવો છે.

પાક—પાક એટલે અર્થગાંભીર્ય, અર્થની પરિપક્વતા. તેના મુખ્ય બે ભાગ છે—દ્રાક્ષાપાક ને નારિકેલપાક. જેમાં અંદર ને બહાર રસ સ્ફુરતો હોય તેને દ્રાક્ષાપાક કહે છે અને જેમાં રસ અંદર ઘણોજ ગૂઢ હોય તેને નારિકેલપાક કહે છે. આ પ્રમાણે પાક એ રસનો આસ્વાદવિશેષ છે. વિદ્યાધર કહે છે કે હમેશ અભ્યાસ કરનાર કવિ-

ઓનીજ વાણી પાક પામે છે. પાક એ રસને ઉચિત શબ્દનિષ્પત્તિ ને અર્થનિષ્પત્તિ છે પણ શબ્દપાક કરતા ઉપર કહેલો અર્થપાકજ ઉત્તમ છે. કવિ ભવભૂતિના उत्तररामचरितમાં એવો પાક જોવામાં આવે છે. કાવ્યને અન્તે ભરતવાક્યમાં કવિએ કહ્યુ છે તેમ એ નાટકની વાણી પરિપક્વ થયલી, પરિપાક પામેલી પ્રજ્ઞાનું ફળ છે. એજ કવિની અન્ય કૃતિમાં વાણીનો ને અર્થનો એવો પરિપાક જોવામાં આવતો નથી.

**રસ અને ભાવ**—રસનું વર્ણન ઉપર કર્યું છે. દેવ, દ્વિજ, ગુરુપુત્ર, મિત્ર, આદિને વિષે જે રતિ હોય છે તે, સ્ત્રીપ્રતિની રતિ પણ પરિપુષ્ટ ન થઈ હોય તો તે, કે અન્ય સ્થાયિભાવ પણ પરિપુષ્ટ ન થયો હોય તો તે, તેમજ કોઈ વ્યભિચારી ભાવ વિભાવાદિથી પરિપુટ થવાથી ગૌણ જતો રહી પ્રધાન થાય છે તો તે ભાવ કહેવાય છે આ પ્રમાણે દેવાદિ સર્વ પ્રત્યેની રતિ, કાન્તાદિવિષયક અપુષ્ટ રતિ, રસાવસ્થા પ્રાપ્ત ન થયલા હાસાદિ સ્થાયિભાવ, અને પ્રાધાન્યે વ્યંજિત થયલા વ્યભિચારિભાવ એ સર્વને ભાવ કહે છે.

**સાત્ત્વિક ભાવ**—સ્થાયિભાવ ને વ્યભિચારિભાવ ઉપરાંત આઠ બીજા ભાવ છે તે સાત્ત્વિક કહેવાય છે. સ્તંભ (શરીર જડ થઈ જવુ તે), સ્વેદ (પરસેવો), રોમાંચ (રૂંઆ ઊભા થવાં તે), સ્વરભંગ (અવાજમાં ફેરફાર), વેપથુ (કમ્પ), વૈવર્ણ્ય (ચહેરાની ફિકાશ), અશ્રુ (આંસુ), ને પ્રલય (મૂર્ચ્છા), એ આઠ સાત્ત્વિક ભાવ છે. એ અનુભાવ છે તોપણ એને આલંકારિકોએ પૃથક્ ગણ્યા છે તેનુ કારણ એ છે કે અન્ય પુરુષના ભાવની સાથે એકભાવતામાંથી-પર હૃદય સાથે અત્યન્ત સમાનભાવમાંથી-એ ઉત્પન્ન થાય છે પારકાંના દુ ખ, હર્ષ આદિ ભાવોને વિષે અત્યન્ત અનુકૂળ અન્ત કરણ તે સત્ત્વ. સત્ત્વમાથી ઉત્પન્ન થતા ભાવ તે સાત્ત્વિક ભાવ એવા અન્ત કરણમાંથી ઉત્પન્ન થયલા હોવાથી સ્તંભાદિ સાત્ત્વિક ભાવ છે અને ભાવ સૂચવનાર વિકારરૂપ હોવાથી અનુભાવ પણ છે

**રસાભાસ ને ભાવાભાસ**—રસ ને ભાવનું અનૌચિત્ય તે રસાભાસ ને ભાવાભાસ ઉપનાયકને વિષે થયલી રતિ કે ગુરુપત્નીકે ગુરુ-

પ્રતિ રતિ, બહુ નાયક વિષેની રતિ, અન્યોન્યનિષ્ઠ નહિ, પણ એકનિષ્ઠ રતિ, તેમજ પ્રતિનાયકનિષ્ઠ કે અધમપાત્રગત કે પશુગત રતિને શૃંગારમાં અનુચિત માની છે; માટે એવે સ્થળે રસ નથી; રસાભાસ છે. ગુરુ આદિ પ્રતિ કોપ એ એ પ્રમાણે રૌદ્ર રસમાં અનુચિત છે; અધમ-પાત્રનિષ્ઠ શમને શાન્ત રસમાં અનુચિત માન્યો છે. ગુરુ આદિને હસી કાઢવાથી હાસ્યરસનો આભાસ થાય છે. બ્રહ્મવધ આદિ માટે ઉત્સાહ કે અધમપાત્રગત ઉત્સાહને વીરરસમાં રસાભાસ માન્યો છે. તેમજ ઉત્તમ પાત્રમાં ભય એ ભયાનકમાં રસાભાસ થાય છે. એ પ્રમાણે અન્યત્ર સમજવું.

રસનું અનૌચિત્ય એજ તેના ભંગનું કારણ છે અને ઔચિત્ય એજ પરમ ઉત્કર્ષ છે.

**અલંકારઃ પ્રકાર**—ઉપર ગુણ અને અલંકારનો ભેદ દર્શાવ્યો છે તેમજ અલંકારનું સ્વરૂપ પ્રતિપાદન કર્યું છે. જેમ હારાદિ શરીરના અલંકાર શરીરને શોભાવી તેની મારફત આત્માને આનંદ પમાડે છે, તેમ કાવ્યમાં અલંકાર શબ્દને ને અર્થને ઉત્કૃષ્ટ બનાવી રસને પોષે છે. અલંકાર શબ્દમાં ને અર્થમાં હોય છે. શબ્દના અલંકારને **શબ્દાલંકાર** અને અર્થના અલંકારને **અર્થાલંકાર** કહે છે. અનુપ્રાસ, યમક, વગેરે શબ્દાલંકાર છે; ઉપમા, રૂપક, આદિ અર્થાલંકાર છે. એ અલંકારોનો પરસ્પર સંબંધ થાય તોપણ તલમાં ચોખાના દાણા જુદા રહે છે તેમ એક એકથી પૃથક્ રહે તો તે સંયોગ સંસૃષ્ટિ કહેવાય છે; અને દૂધ ને પાણી એકઠાં કરવાથી જેમ એકરૂપ થાય છે તેમ એ અલંકારોનો સમવાય હોય તો તે સંકર કહેવાય છે. સંસૃષ્ટિ ને સંકર એ બન્ને મિશ્રાલંકાર છે.

**કાવ્યના પ્રકાર**—જે કાવ્યમાં વાચ્ય અર્થ કરતાં વ્યંગ્ય અર્થ વધારે ચમત્કારી હોય તે ઉત્તમ કાવ્ય કે ધ્વનિ કહેવાય છે અને જેમાં વ્યંગ્ય અર્થ હોય નહિ કે હોય તો અસ્ફુટ હોય તે **ચિત્ર**

કાવ્ય કહેવાય છે. આલંકારિકોએ એને અધમ કાવ્ય માન્યું છે. શબ્દાલંકારવાળું કાવ્ય **શબ્દચિત્ર** ને અર્થાલંકારવાળું **અર્થચિત્ર** કહેવાય છે.

**શબ્દાલંકાર**—અનુપ્રાસ અને યમક એ શબ્દાલંકારમાં આવે છે. એકનો એક વર્ણ એટલે વ્યંજન વારંવાર આવે તેને અનુપ્રાસ કહે છે. એકનો એક સ્વર વારંવાર આવે તેમાં-ઝડમાં-ચમત્કાર નથી. ગુજરાતી કવિતામાં પૂર્વાર્ધને છેડે જેવા અક્ષર આવ્યા હોય છે, તેને મળતા અક્ષર ઉત્તરાર્ધને છેડે આવે છે, તેને **પ્રાસાનુપ્રાસ** કહે છે. ભિન્ન ભિન્ન અર્થવાળા કે અર્થરહિત બે કે વધારે અક્ષર એકજ ક્રમમાં ફરીને આવે છે ત્યારે યમક (ઝમક) થાય છે.

પ્રાસાનુપ્રાસ ને યમકના દાખલા:—

૧ 'ભણવે ગતિ રાખ શનિશ્ચર **સારી,**
નહિ આગળ દોડ પછાત **વિસારી.**
પ્રથમે ધિરજે કર કામ **રૂપાળું,**
અભિઆસ થકી પછી બ્હેલું **જ્સાળું.'** નર્મકાવ્ય

આમાં છેલ્લા બે પાદમાં પ્રાસાનુપ્રાસ ને પહેલા બેમાં યમક છે.

'રચવા રચનાર રે ધણી કરુણાળુ કરુણા કરો ઘણી.'

**અર્થાલંકાર**—અર્થાલંકારમાંના મુખ્ય વિષે ટૂંકુ વિવેચન કર્યું છે ઉપમા, રૂપક, વગેરે, અર્થના અલંકાર હોવાથી અર્થાલંકાર કહેવાય છે

**ઉપમા**—બે પદાર્થ વચ્ચે ચમત્કારી સાદૃશ્ય વર્ણવ્યું હોય તો ઉપમાલંકાર થાય છે

'બળમાં તે રાજા સિંહ જેવો છે,' આમાં રાજા એ વર્ણ્ય પદાર્થ ઉપમેય કહેવાય છે, કેમકે એને સિંહની સાથે સરખાવ્યો છે. જેની

સાથે વર્ણ્ય પદાર્થને સરખાવવામાં આવે છે તે **ઉપમાન** કહેવાય છે. ઉપલા દાખલામાં 'સિંહ' એ ઉપમાન છે. જે સાધારણ ગુણને લીધે બે પદાર્થની સરખામણી કરી હોય તે **સામાન્ય ધર્મ** કહેવાય છે. ઉપલા દાખલામાં 'બળ' એ સામાન્ય ધર્મ છે. 'જેવો' એ ઉપમાવાચક-સામ્ય બતાવનાર શબ્દ કહેવાય છે.

**પૂર્ણોપમા**—જ્યારે ઉપમેય, ઉપમાન, સાધારણ ધર્મ, અને ઉપમાવાચક, એ બધાં આપ્યાં હોય ત્યારે **પૂર્ણોપમા** કહેવાય છે.

**લુપ્તોપમા**—પરંતુ ઉપમેય આદિમાંથી એકાદ ન આપ્યું હોય તો **લુપ્તોપમા** બને છે.

તે રાજા સિંહ જેવો છે—આમાં ધર્મ નથી આપ્યો, માટે **ધર્મલુપ્તા લુપ્તોપમા** કહેવાય છે.

ઉપમાનો દાખલો:—

'ગતે કરીને પવન સરિખો, ગંભીરતાએ સમુદ્ર,
દેહે જાણે અનળ સરિખો, શીતળતાએ ચન્દ્ર.
સંગ્રામે સુરપતિ સરિખો, ગણેશ સરિખો ગુણવાન.'

ચન્દ્રહાસ-આખ્યાન, કડ૦ ૨૨મું

**રૂપક**—એક પદાર્થને બીજા પદાર્થના જેવો વર્ણવ્યો ન હોય, પરંતુ તેને બીજા પદાર્થનો આરોપ કર્યો હોય, બીજો પદાર્થજ છે એમ કહ્યું હોય, તો તે અલંકાર **રૂપક** છે.

દાખલો:—બળમાં તે રાજા સિંહ છે—

આ દાખલામાં રાજાને સિંહના જેવો કહ્યો નથી, પણ સિંહનું રૂપ આપ્યું છે, રાજાને સિંહત્વ લાગુ પાડ્યું છે.

ઇચ્છાનો અંકુર મનુષ્યમાત્રમાં જન્મથી ફૂટે છે—

આમાં પણ રૂપક અલંકાર છે. ઇચ્છાનો અંકુર-ઇચ્છારૂપી અંકુર.

ઇચ્છાકુર મનુષ્યમાત્રમા જન્મથી મુકાયલો છે—આમા રૂપક કે ઉપમા લઈ શકાય, કેમકે 'ઇચ્છાકુર'નો વિગ્રહ બે રીતે થઈ શકે છે 'અકુર જેવી ઇચ્છા' એમ ઉપમિત સમાસ લઈએ તો ઉપમા લકાર થાય છે પણ 'ઇચ્છા એજ અકુર' એવો વિગ્રહ કરી કર્મધારય સમાસ લઈએ તો અલકાર રૂપક થાય છે એ વાક્યમા 'મુકાયલો છે'ને ઠેકાણે 'ફૂટે છે' હોય તો તેની સાથે 'અકુર'નોજ સબધ ઘટે, 'ઇચ્છા'નો નહિ, માટે સમાસનો એવો વિગ્રહ કરવો જોઈએ કે તેમા 'અકુર' પદને પ્રાધાન્ય આવે, અર્થાત્, સમાસ કર્મધારયજ લેવો જોઈએ એવા વાક્યમા અલકાર રૂપક થાય છે

'ક્રોધ અગ્નિ, જાનકી જ્વાળા, પવન લક્ષ્મણ વીર,
રણયજ્ઞ શ્રીરામે કીધો, સમુદ્ર પેલે તીર.
પ્રેમાનન્દ—'રણયજ્ઞ', કડ૦ ૧લુ

'વિભીષણને દીક્ષિત કીધા, હનુમાન લાવ્યો ઉપહાર,
બાણરૂપી સરવે હોમ્યો, રાક્ષસનો પરિવાર'
પ્રેમા૦—'રણયજ્ઞ', કડ૦ ૧લુ

'મહિમાએ મહાદેવ સરખો, તેજે કરીને ભાણુ'
ઉપમા રૂપક
પ્રેમા૦, ચન્દ્રહાસ—આખ્યાન, કડ૦ ૨૨મુ

'પરનારી જેવી પાવકજ્વાળા, સાપણુ વિખની વેલ'
રણયજ્ઞ, કડ૦ ૧૦મુ

આમા ઉપમા ને રૂપક બન્ને છે

અનન્વય—કોઈ વર્ણ્ય પદાર્થને એવો ચમત્કારિક રીતે વર્ણવ્યો હોય કે તેની બરાબરી તેજ કરે છે, બીજો કોઈ પદાર્થ કરી શકતો નથી એમ માંહિથી નીકળે તો તે અનન્વય અલંકાર છે

રામરાવણનૂ યુદ્ધ રામરાવણના સમું *

* रामरावणयोयुद्ध रामरावणयोरिव એનું ભાષા તર

વસ્તુનું પોતાની સાથે સાદૃશ્ય વર્ણવવું તેનો હેતુ ખુદ્દોજ
કે તે અનુપમ છે એમ સૂચવવું છે. વસ્તુનો પોતાનીજ સાથે અન
થતો નથી, માટે અનન્વય અલંકાર કહેવાય છે.

ઉપમેયોપમા—બે પદાર્થને અમુક ગુણમાં અન્યોન્ય સ
ખાવ્યા હોય તો તે ઉપમેયોપમા અલંકાર થાય છે. એ ગુણમાં તૃત
પદાર્થ એ બેના જેવો નથી એમ સૂચવવું એ એ અલંકારનું પ્રયોજ
છે. ઉપમેયની સાથે ઉપમા–સાદૃશ્ય બતાવ્યું છે, માટે ઉપમેયોપ
કહેવાય છે.

દાખલોઃ—

*સુગન્ધી નયનાનન્દી રમણીય સુરક્તતા;
પદ્મના સમ છે વક્ત્ર વક્ત્રના સમ પદ્મ છે.

જુદા જુદા ધર્મમાં પરસ્પર સાદૃશ્ય દર્શાવ્યું હોય તો તે ઉ
મેયોપમા નહિ, પણ **પરસ્પરોપમા** કહેવાય છે.

તુજસમ વિદ્યુત્ ગૌરી, તન્વી વિદ્યુત્સમા ભવતી (તુંએ).

તારા જેવી વીજળી ગોરવર્ણની છે ને તું વીજળી જેવી સુકુમ
છે, એમ જુદા જુદા ધર્મમાં પરસ્પર ઉપમા છે, માટે પરસ્પરોપ
કહેવાય છે.

**પ્રતીપ**—'પ્રતીપ' એટલે ઉલટું. એના મુખ્ય બે પ્રકાર
(૧)ઉપમાનનું કાર્ય ઉપમેય કરે છે તો ઉપમાનનું શું કામ છે એ
ઉપમાનનો આક્ષેપ જેમાં હોય તે, અને (૨)ઉપમેયને ઉપમાન તર
વર્ણવવું તે.

---

* सुगन्धि नयनानन्दि मदिरामदपाटलम् ।
अम्भोजमिव वक्त्रं ते त्वदास्यमिव पङ्कजम् ॥ એ પરથી

દાખલા —

(૧) *પ્રતાપરુદ્રની કીર્તિ, સર્વત્ર જ્યવિતે મતે,
ઉદય શા માટે પામે, નિર્લજ્જ શશલાંછન

(૨) ખરેખર, રાજકુળમાં એ લક્ષ્મીપતિ (વિષ્ણુ)જ છે અપ્રજ્ઞ પુરુષો એની સાથે સુમેરુ પર્વતને શા માટે સરખાવે છે?

વ્યતિરેક—સામાન્ય રીતે ઉપમાનમા ઉપમેય કરતા અધિક ગુણ હોય છે, છતા કવિ ઉપમેયને ઉપમાન કરતા ચઢિયાતું વર્ણવે તો તે વ્યતિરેક અલકાર થાય છે; કેમકે ઉપમેયમા ઉપમાન કરતા આધિક્ય વર્ણવ્યુ છે વ્યતિરેક=આધિક્ય

'ગભીરતામા વર્ણવું, પણ અર્ણવમા ખારાશ' નળાખ્યાન

અહિં પ્રેમાનન્દે નળ રાજાને સમુદ્ર સાથે સરખાવી ખારાશના અભાવને લીધે મસુદ્ર કરતા ચઢિયાતો વર્ણવ્યો છે

અર્થાન્તરન્યાસ—જેમા સામાન્ય હકીકતથી વિશેષ હકીકતનુ કે વિશેષ હકીકતની સામાન્ય હકીકતનુ સમર્થન કર્યું હોય તે અર્થાન્તરન્યાસ કહેવાય છે અર્થાન્તરન્યાસ એટલે અન્ય અર્થનો ઉપન્યાસ-વર્ણન અર્થાત્, જેમા એક અર્થને—સામાન્યને કે વિશેષને—પુષ્ટિ આપવા બીજો અર્થ-વિશેષ કે સામાન્ય-વર્ણવ્યો હોય તે અર્થાન્તરન્યાસ

દાખલો —

'સીતા સમાણી સતી કોણ શાણી,
પતિ પ્રતિજ્ઞાય સદા પ્રમાણી,
કુરગ હણવા મતિ ભ્રષ્ટ કીધી,
વિનાશકાળે વિપરીત બુદ્ધિ'

---

* कीर्ती प्रतापरुद्रस्य विलसन्त्या दिगन्तरे ।
किमर्थमुदयत्येष निर्लज्ज शशलाञ्छन ॥ પરથી

'વિનાશકાલે વિપરીત બુદ્ધિ' એ સામાન્ય હકીકત છે. સર્વની બુદ્ધિ વિનાશકાળે વિપરીત થાય છે એમ સર્વને લાગુ પડે છે. એ સામાન્ય બાબતથી વિશેષ બાબતનું–ઉપરની ત્રણ લીટીમાં વર્ણવેલી સીતાની બાબતનું–સમર્થન થાય છે; માટે અર્થાન્તરન્યાસ અલંકાર છે.

ઉત્પ્રેક્ષા—ઉત્પ્રેક્ષા એટલે સંભાવના. કંઈક કારણથી એક વસ્તુની બીજી વસ્તુ તરીકે સંભાવના કરી હોય ત્યારે એ અલંકાર થાય છે. 'જાણે,' 'શકે,' 'રખે' એવા શબ્દ ઉત્પ્રેક્ષાના વ્યંજક છે. એવો કોઈ શબ્દ ન હોય તો ઉત્પ્રેક્ષા ગમ્ય કહેવાય છે.

'સકલ વનલતા પણ જાણે આંસુ ખરેખરાં પાડે;
તેમ પત્ર વેરે છે, ઉભરા એવા પ્રકારથી કાઢે.'

આમાં ઉત્પ્રેક્ષા અલંકાર છે. લતા ઉપરથી પત્ર પડે છે તે આંસુ ન હોય એવી કવિએ સંભાવના કરી છે. 'જાણે' શબ્દ ઉત્પ્રેક્ષાદ્યોતક છે.

'વેલ જાણે હેમની અવેવફૂલે ફૂલી,
ચકિત ચિત્ત થયું માહરૂં ને ગયો દૂતત્વ ભૂલી.' નળાખ્યાન.

—આ દમયન્તીના વર્ણનમાં રૂપક ને ઉત્પ્રેક્ષા છે. 'અવેવફૂલ' ને હેમની વેલ' એ રૂપકના દાખલા છે. દમયન્તીના શરીરને હેમની લતાનું રૂપ આપ્યું છે. આમ અવયવિરૂપક બને છે. 'જાણે' શબ્દ મૂકીને કવિએ એમ બતાવ્યું છે કે દમયન્તીનું શરીર પ્રત્યક્ષ અવયવ-ફૂલે ફૂલેલી કનકની લતારૂપ નહોતું; પરંતુ જાણે તેવું હોય એમ લાગતું હતું. આમ રૂપકને કવિએ ઉત્પ્રેક્ષામાં બદલી નાખ્યો છે. 'જાણે' શબ્દને લીધે ઉત્પ્રેક્ષા વાચ્ય છે.

કોપ્યું રાવણ ભૂપનું મુખ જોતાં, અમર નારનાં વદન
અંત્રિક્ષ રોતાં;
શું મળે કરવા શિવે કોપ કીધો, શકે રાવણે કાળનો વેશ લીધો.'
'રણયજ્ઞ', કડ૦ ૨૦માં

-. આમાં રાવણની સંભાવનાને પ્રલયકાળના શિવ ને કાળ તરીકે વર્ણવી છે. 'શું' ને 'શકે' એ ઉત્પ્રેક્ષાનાં વ્યંજક છે.

નીચેના કાવ્યમાં ઉત્પ્રેક્ષા છેઃ—

'શશાંકનો છેક ઘટ્યો પ્રકાશ, કેવો દિસે પશ્ચિમ દીશ પાસ;
જાણે બજાવા ઘડી પૂર્ણ થાતે, આકાશ ટાંગી ઘડીઆળ આ તે.
અંધેર ટાળી ન શક્યો શશાંક, પડ્યો શશીને શિર એક વાંક;
તેનો રવિદેવ તપાસ લીધો, જાણે શશીને પદભ્રષ્ટ કીધો.'

**શ્લેષ**—જે વર્ણન પ્રકૃતને એટલે વર્ણ્ય પદાર્થને તેમજ અપ્રકૃતને–અવર્ણ્યને શબ્દના બે અર્થને લઈને લાગુ પડે તે વર્ણન શ્લેષાલંકારયુક્ત કહેવાય છે. શ્લેષ એટલે બે અર્થનું એક શબ્દમાં એક થવું.

દાખલોઃ—

ઉદય પામે છે, દિશાના માલિન્યને દૂર કરે છે, નિદ્રાનો નાશ કરે છે, ક્રિયાને પ્રવૃત્ત કરે છે; જુઓ, આ તેજનો અંબાર વિભાકર ઊગે છે—

આ વર્ણન રાજાને–વર્ણ્યને તેમજ સૂર્યને–અવર્ણ્યને લાગુ પડે છે; કેમકે પદો શ્લિષ્ટ–બે અર્થવાળાં છે.

**પરિસંખ્યા**—એકત્ર ત્યાગ ને અન્યત્ર નિયમ તે પરિસંખ્યા. અમુક પદાર્થનું અસ્તિત્વ એક સ્થળે વર્ણવ્યું છે ને અન્યત્ર તે નથી એમ કહ્યું હોય કે સમજી લેવાનું હોય તે **પરિસંખ્યા** અલંકાર કહેવાય છે.

દાખલો—તે રાજાના નગરમાં મદાન્ધતા હાથીઓમાંજ હતી.

આમાં બે અલંકાર છે, શ્લેષ અને પરિસંખ્યા. શ્લેષે કરીને 'મદાન્ધતા'ના બે અર્થ થાય છે. ઉત્તમ હાથીના લમણામાંથી જુવાનીમાં જે રસ નીકળે છે તેને મદ કે દાન કહે છે. આમ 'મદ'ના બે અર્થ છે—૧. સુગંધીદાર રસ; ૨ અહંકાર. હાથીના લમણામાંથી

મદ નીકળતો, તેથી તેઓ અન્ધ-ઉન્મત્ત હતા ('અન્ધ' શબ્દ લક્ષ્યાર્થમાં છે); પણ પ્રજામાં કોઈ અહંકારથી અંધ ન હતું. અહિ પરિસંખ્યા ગમ્ય છે. 'મદાન્ધતા હાથીઓમાં હતી, પ્રજામાં નહિ' એમ હોય તો પરિસંખ્યા ઉક્ત થાય. એમાં પ્રજામાં મદાન્ધતાનો ત્યાગ વર્ણવ્યો છે ને હાથીમાં તેનો નિયમ વર્ણવ્યો છે. એકત્ર ત્યાગ ને અન્યત્ર નિયમ તે પરિસંખ્યા.

'નળના રાજ્યમાં બંધન નામે, એક પુસ્તકને બંધનજી;
દંડ એક શ્રીપાતને હાથે, ધન્ય વીરસેન નન્દનજી.'
'ક્ષય એક તસ્કરને વરતે, કમાદને વિજોગજી,'

નળાખ્યાન, કડ૦ ૬૪મું

વળી,

'જુગ્મ કપાટ વિજોગ પુરમાં, જુઆં રહે અષ્ટ જામજી.
ઉચ્ચાટ એક અધર્મીને વર્તે, સકંપ એક ધ્વજાજી.'

નળા૦, કડ૦ ૧૪મું

દૃષ્ટાન્ત—બે વાક્યોમાં ઉપમાન અને ઉપમેયની વચ્ચે તેમજ તેમના સાધારણ ધર્મોની વચ્ચે બિંબપ્રતિબિંબભાવનું—સાદૃશ્યનું વર્ણન હોય તો તેમાં અલંકાર દૃષ્ટાન્ત છે.

દાખલાઃ—

હે ઈશ્વર! તારૂં સ્મરણજ મનુષ્યને પવિત્ર કરે છે, તો એ સ્મરણની સાથે સ્તુતિ હોય તો તે તેને કેટલો બધો પવિત્ર કરે! દૂધ જાતેજ મીઠું છે તો ખાંડ ભેળેલું દૂધ કેટલું બધું મીઠું થાય!

આમાં બે વાક્યોમાં નીચે પ્રમાણે બિંબપ્રતિબિંબભાવ છેઃ—

| ઉપમેય | ઉપમાન | સામાન્ય ધર્મ | |
|---|---|---|---|
| સ્મરણ | દૂધ | પવિત્ર કરે છે | મીઠું છે |
| સ્તુતિયુક્ત | ખાંડ ભેળેલું | વધારે | વધારે |
| સ્મરણ | દૂધ | પવિત્ર કરે છે. | મીઠું થાય છે. |

'સ્મરણ' ને 'દૂધ'ની વચ્ચે, 'પાવન કરે છે' ને 'મીઠું છે'ની વચ્ચે સ્તુતિયુક્ત સ્મરણ' ને 'ખાંડ ભેળેલુ દૂધ', અને 'વધારે પવિત્ર કરે છે' અને 'વધારે મીઠું થાય છે'ની વચ્ચે બિમ્બપ્રતિબિમ્બભાવ–સાદૃશ્ય છે

૨ તને જોઈનેજ તેનુ તપ્ત મન શાન્ત પામે છે ચન્દ્રને જોઈને કુમુદ્વતીનુ કરમાયલુ પુષ્પ વિકસે છે

આમા 'તને' ને 'ચન્દ્રને', 'તેનુ તપ્ત મન' અને 'કુમુદ્વતીનુ કરમાયલુ પુષ્પ', 'શાન્ત પામે છે' અને 'વિકસે છે' વચ્ચે બિમ્બ પ્રતિબિમ્બભાવ છે

બન્ને ઉદાહરણોમા સાધર્મ્યથી દૃષ્ટાન્ત છે બન્ને વાક્યોમા ધર્મનું સામ્ય છે

વૈધર્મ્યથી દૃષ્ટાન્તનુ ઉદાહરણ નીચે આપ્યુ છે —

૩ સાહસવીર! તને ખડ્ગ પર હાથ મૂકતો જોઈ શત્રુના સૈનિકો નાસી જાય છે, ખરેખર, વાયુ ન હોય ત્યારે ધૂળ સ્થિર હોય છે

'તું' ને 'વાયુ', 'શત્રુના સૈનિકો' ને 'ધૂળ' વચ્ચે બિમ્બ પ્રતિબિમ્બભાવ છે અને 'નાસી જાય છે' અને 'સ્થિર હોય છે'ની વચ્ચે વૈધર્મ્ય છે આ પ્રમાણે આ ઉદાહરણ વૈધર્મ્યથી દૃષ્ટાન્તનું છે

'મેઘવીજવાયૂ થકી, ડોલે નહિ ગિરિરાય,
આધિવ્યાધિઉપાધિથી જ્ઞતાળિ ચલિત ન થાય'

નર્મકવિતા, પૃ૦ ૪૨૬

'સહકાર ફળ વામણો ઇચ્છે, અપગ તરવા સિંધુ
તેમ દાસ તારો હું ઇચ્છુ છઉં, બાધવા પરબધુ'

પ્રેમાનન્દ—'ઓખાહરણ' કડ૦ ૧૯

અતિશયોક્તિ—જેમા વર્ણ્ય પદાર્થનું અવર્ણ્ય પદાર્થે નિગરણ કર્યું હોય, અર્થાત્, જેમા વર્ણ્ય પદાર્થ બીનકુલ વપરાયોજ ન હોય

અને તેને બદલે અવર્ણ્ય પદાર્થ મુકાયો હોય અને એવી રીતે બેનું અધ્યવસાન—ઐક્ય થયું હોય ત્યાં અતિશયોક્તિ અલંકાર કહેવાય છે.

અતિશયોક્તિના પાંચ પ્રકારમાંનો આ પહેલો પ્રકાર છે. એમાં જે બે પદાર્થો ભિન્ન હોય છે તેને અભિન્ન તરીકે વર્ણવ્યા હોય છે. આ પ્રકારને ભેદમાં પણ અભેદ કહે છે.

દાખલાઃ—

૧. અરુણે સોનાની કુંચી વડે પૂર્વનો દરવાજો ઉઘાડ્યો.

૨. લતાને મૂળે છે હરિણવિહિણો ચન્દ્ર લસતો.
લતાના મૂળમાં હરણ વગરનો ચન્દ્ર લીન થયો છે.

પહેલા દાખલામાં પિળાશ અને રતાશ પડતાં કિરણોને સોનાની કુંચી કહી છે અને પૂર્વ દિશાના આકાશના ભાગને પૂર્વનો દરવાજો કહ્યો છે. 'કિરણ'ને 'આકાશ ભાગ' એ ઉપમેયનું—વર્ણ્ય પદાર્થનું નિગરણ એટલે ભક્ષણ થયું છે. અર્થાત્, એ શબ્દો બિલકુલ વપરાયાજ નથી. કોણે ભક્ષણ કર્યું છે? તેને બદલે વપરાયલા 'સોનાની કુંચી' અને 'પૂર્વનો દરવાજો' એ શબ્દોએ.

બીજા દાખલામાં 'અંગયષ્ટિ' ને 'લતા' ને 'કલંકરહિત મુખ' ને 'હરણ વગરનો ચન્દ્ર' કહ્યો છે. 'લતા'એ 'અંગયષ્ટિ'નું ને 'હરણ વગરના ચન્દ્રે' 'નિષ્કલંક મુખ'નું નિગરણ કર્યું છે.

આ પ્રમાણે આ પ્રકારમાં બે પદાર્થો ભિન્ન છે તેને અભિન્ન તરીકે વર્ણવ્યા છે.

(૨) અભેદમાં ભેદ—બીજો પ્રકાર એથી ઉલટો છે. એમાં અભેદમાં ભેદ વર્ણવાય છે—જે પદાર્થો અભિન્ન હોય છે તેને ભિન્ન તરીકે વર્ણવેલા હોય છે; જેમકે,

તે રાજાની ઉદારતા ઓરજ છે, તેમજ ગંભીરતા પણ ઓરજ છે, તે બ્રહ્માની સૃષ્ટિ નથી.

અહિં ઉદારતા ને ગંભીરતા અન્ય ઉદારતા ને ગંભીરતાથી ભિન્ન નથી, છતાં ભિન્ન તરીકે વર્ણવી છે; માટે આ પ્રકારને અભેદમાં ભેદ કહે છે.

(૩) (૪) સંબંધમાં અસંબંધ અને અસંબંધમાં સંબંધ—સંબંધ હોય છતાં અસંબંધ હોય એમ વર્ણન કર્યું હોય તે ત્રીજો પ્રકાર છે અને એથી ઉલટો ચોથો પ્રકાર છે.

દાખલો:—

નિષ્કલંક ચન્દ્રબિમ્બ, પુનેમમાં કદા ઉદય જો પામે;
નિશ્ચે તેના સામ્યે, વદન આ પરાભવે પામે.

પૂર્ણિમાને દિવસે કલંકરહિત ચન્દ્ર ઊગે તો આ સ્ત્રીનું મુખ તેની સમાનતાથી પરાભવ પામે.

અહિં પૂર્વ ભાગમાં કલંકના અભાવની સાથે ચન્દ્રનો અસંબંધ છે તોપણ સંબંધ વર્ણવ્યો છે અને ઉત્તર ભાગમાં સમાનતાની સાથે મુખનો સંબંધ છે તોપણ અસંબંધ વર્ણવ્યો છે.

આર્ય! અગ્નિમાં ઠંડક હોય ને સૂર્યમાં અંધકાર હોય તો તારામાં દોષ હોય.

અહિં અગ્નિમાં ઠંડકનો સંબંધ નથી તોપણ સંબંધ વર્ણવ્યો છે, તેમ સૂર્યમાં અંધકારનો અસંબંધ છે, છતાં સંબંધ વર્ણવ્યો છે; તેમજ તારામાં દોષનો સંબંધ છે, છતાં અસંબંધ વર્ણવ્યો છે.

હે રાજન્! કલ્પતરુના પલ્લવ કરતાં તારા હાથમાં આટલું વિશેષ છે; પલ્લવ કર્ણને શોભાવે છે, તારો હાથ કર્ણનો (કર્ણ રાજાનો) તિરસ્કાર કરે છે.

આમાં રાજાની ઉદારતા કર્ણની ઉદારતા કરતાં વિશેષ છે એ વર્ણવવાનો ઉદ્દેશ છે. અહિં કર્ણ શબ્દના બે અર્થ ભિન્ન છે.

૫મો પ્રકાર—કાર્યકારણનો સ્વાભાવિક ક્રમ એવો છે કે કારણ પહેલું ને કાર્ય પછી થાય છે. એ સ્વાભાવિક ક્રમને કાઢી નાખી

બંનેને સાથેજ થતાં વર્ણવવાં કે કાર્યને કારણની પહેલાં થતું વર્ણવવું એ અતિશયોક્તિનો પાંચમો પ્રકાર છે; જેમકે,

તે વીર પુરુષ ધનુષ્ પર બાણ ચઢાવે છે કે તેની સાથેજ કે તેની પહેલાં શત્રુઓ નાસી જાય છે.

કાર્ય પ્રથમ ને કારણ પછી એને 'કુવલયાનંદ'માં 'ચપલાતિશયોક્તિ' કહી છે.

આ બધા અતિશયોક્તિના પ્રકારમાં વર્ણ્ય પદાર્થનો અતિશય—ઉત્કર્ષ વર્ણવવાનો હોય છે; માટે એ અતિશયોક્તિ કહેવાય છે.

**નિદર્શના**—બે વસ્તુ વચ્ચે સંબંધ ન ઘટે તેથી ઉપમાની કલ્પના કરવી પડે ને તેમાં પર્યવસાન થાય તો અલંકાર **નિદર્શના** કહેવાય છે.

'બોલ મા બોલ મા બોલ મા રે રાધાકૃષ્ણ વિના બીજું બોલ મા,
સાકરશેરડીનો સ્વાદ તજીને કડવો તે લીમડો ઘોળ મા રે, રાધાકૃષ્ણ૦'

રાધાકૃષ્ણ વિના બીજું બોલવું તે સાકરશેરડીનો સ્વાદ તજીને કડવો લીમડો ઘોળવા જેવું છે, એવો અર્થ છે.

અલ્પ બુદ્ધિવાળો હું ક્યાં ને સૂર્યમાંથી ઉત્પન્ન થયલા રઘુઓનો વંશ ક્યાં? હું એક હોડકા વડે સમુદ્ર તરવા ઇચ્છું છું.

— એટલે અલ્પ બુદ્ધિવાળો રઘુવંશ વિષે કાવ્ય કરનારો હું હોડકા વડે સમુદ્ર તરવા ઇચ્છનારના જેવો છું.

'માત પિતાની આજ્ઞા, પુત્ર જે પ્રતિપાળે,
તેને અડસઠ તીર્થ ઘર વિષે, એમ કહ્યું દીન દયાળે.'

પ્રેમા૦—'વામનચરિત્ર', કડ૦ ૭મું

જે માબાપની આજ્ઞા પાળે છે તેના ઘરમાં અડસઠ તીર્થ વસતાં હોય એવું છે.

'એ તો બળિયા સાથે બાથ, હોરે હઠીલા રાણા,
એ તો તરવું છે સાગર–નીર, હોરે હઠીલા રાણા'

ઓખાહરણ, કડ૦ ૨૯મું

આ પ્રમાણે પદાર્થ કે વાક્યાર્થ વચ્ચે સબંધ ન ઘટતો હોય ને તે ઘટાવવા ઉપમાનો આશ્રય લેવો પડે ને એ રીતે ઉપમામાં પર્યવસાન થાય તો અલકાર નિદર્શના કહેવાય છે.

વ્યાજસ્તુતિ—સ્તુતિદ્વારા નિન્દા ને નિન્દાદ્વારા સ્તુતિ એ વ્યાજસ્તુતિ અલકાર કહેવાય છે વ્યાજથી (નિન્દાદ્વારા) સ્તુતિ ને વ્યાજરૂપ (ખોટી) સ્તુતિ અર્થાત્, સ્તુતિદ્વારા નિન્દા એમ બે અર્થમા એ શબ્દનો અર્થ કરવો

આહા! શી તમારી ચતુરાઈ, કેવો ભાષા પર તમારો કાબૂ, કેવા ઉત્તમ વિચાર! ——— ઉપરથી સ્તુતિ છે, પણ નિન્દા ગમ્ય છે હે રાજન્! તારી કીર્તિએ શું ધોળુ કર્યું છે? શત્રુના મુખ પર તો કાળાશ દેખાય છે ——— આમા નિન્દા ઉક્ત છે ને સ્તુતિ ગમ્ય છે આમાં વિપરીતલક્ષણા છે

વિષમ—બે વસ્તુ વચ્ચે અત્યન્ત અંતર વર્ણવેલું હોય છે તો અલકાર વિષમ કહેવાય છે

ક્યાં કુદરતની અદ્ભુત ને અલૌકિક શોભા ને ક્યા મારી ક્ષુદ્ર ને દરિદ્ર વર્ણન શક્તિ!

'આપણ જીવ ને એ ભગવાન, હોરે હઠીલા રાણા
આપણે આગીઆ ને એ ભાણ, હોરે૦

રણયજ્ઞ, કડ૦ ૧૧મું

'કાંહા રવિ ને કાહા આગીયો, કહા જોગી ને કહાં શ્રીહરી.'

સુધન્વા–આખ્યાન, કડ૦ ૨૬મું

**સહોક્તિ**—બે પદાર્થનું સાથે હોવું ચમત્કારિક રીતે વર્ણવ્યું હોય ત્યાં એ અલંકાર છે. 'સહ' ('સાથે')ના અર્થના અન્વયબળથી એકાર્થપદ અનેકાર્થવાચક થાય છે; ત્યાં **સહોક્તિ** અલંકાર કહેવાય છે.

જુવાની આવે છે એટલે બાળપણ સાથે વડીલ તરફનો સ્નેહ જતો રહે છે, છાતીની સાથે અભિલાષા વિસ્તાર પામે છે, બળની સાથે મદ વધે છે.

**વિનોકિત**—એકના વિના બીજું શોભે નહિ એવું કે શોભે એવું ચમત્કારિક રીતે વર્ણવ્યું હોય તો **વિનોક્તિ** અલંકાર થાય છે.

'ચન્દ્ર વિના જેમ જામની રે, દીપ વિના જેમ ધામ;
ત્યમ વિભીષણ બાન્ધવ વિના, દિસે ઉજ્જડ લંકા ગામ, વીરા'
રણયજ્ઞ, કડ૦ ૧૦મું

વિનયે વિણ શ્રી કેવી કેવી ચન્દ્ર વિના નિશા,
રહિતા સત્કવિત્વેથી કેવી વાણીવિદગ્ધતા.

તે દુષ્ટ મિત્ર વિના ચન્દ્ર જેવો નિર્મળ રાજા શોભે છે.

**વિરોધાભાસ**—જ્યાં શ્લેષથી પદના બે અર્થ હોય, એક અર્થમાં બે પદાર્થ વચ્ચે વિરોધ હોય ને બીજા અર્થથી તે વિરોધનું નિરાકરણ કર્યું હોય–સમાધાન થયું હોય ત્યાં વિરોધ દેખીતો હોવાથી વિરોધ નથી, પણ વિરોધનો આભાસ છે; માટે અલંકાર વિરોધાભાસ કહેવાય છે.

હે શંકર! તમે શૂલ (૧ત્રિશૂલ–શિવનું આયુધ; ૨. એક પ્રકારનો રોગ) ધારણ કરો છો તોપણ રોગરહિત છો અને વિષમ નેત્ર (૧ વિષમ=૧ એકી સંખ્યાવાળું–શિવને ત્રણ નેત્ર છે; ૨. સમતા-રહિત) છો, તોપણ સમદૃષ્ટિવાળા (સમ=૧. બેકી સંખ્યાવાળી; ૨. સરખું) છો.

**અપ્રસ્તુતપ્રશંસા**—અપ્રસ્તુતનું-જેને વર્ણવવું નથી તેનું-વર્ણન કરવું પરંતુ તેથી પ્રસ્તુત સમજાય તો અલંકાર અપ્રસ્તુત-પ્રશંસા થાય છે. અર્થાત્, જેનું વર્ણન કરવું હોય તેનું વર્ણન ન કરતાં તેને લાગુ પડે એવું બીજાનું વર્ણન કરવું તે અપ્રસ્તુતપ્રશંસા (અપ્રસ્તુત=અવર્ણ્ય ને પ્રશંસા=કથન, વર્ણન; સ્તુતિ નહિ). આ અલંકારને **અન્યોક્તિ** પણ કહે છે.

૧. હે ચાતક મિત્ર! સાંભળ, જે જે મેઘને દેખે તે તે તરફ દીન વાણી મા બોલ.

આમાં ચાતકનું વર્ણન અપ્રસ્તુત છે; તેથી સ્વાભિમાન રાખવું, ખુશામદ ન કરવી, એ પ્રસ્તુત ગમ્ય થાય છે; માટે અલંકાર અપ્રસ્તુત-પ્રશંસા છે.

૨. 'ન માનો કહ્યું કથ રીસાળ રંગિયા, કયમ સૂર્યથી દીપે કોટિ અગિયા,
ક્યમ હરણું જીતે વઢે વાઘ સાથે, કુંજર જીત્યો કદી સુણ્યો સિંહ સાથે.'

રણયજ્ઞ, કડ૦ ૨૦મું

રાવણને મન્દોદરી કહે છે કે કોટી આગીઆ પણ સૂર્યને જીતતા નથી; હરણ વાઘને જીતતું નથી ને હાથી સિંહને જીતતો નથી. આ બધું અપ્રસ્તુતોનું વર્ણન છે; તેથી પ્રસ્તુતનું-રાવણ રામને જીતી શકનાર નથી તેનું-સૂચન થાય છે; માટે અલંકાર અપ્રસ્તુત પ્રશંસા છે.

**સ્વભાવોક્તિ**—ચોક્ક યથાવત્ વસ્તુવર્ણન જેમાં હોય તે **સ્વભાવોક્તિ** અલંકાર છે.

દાખલો:-

સુખકરા મધુરા મધુરાનના અનલસા ચપલા ચપલાસમા;
વિવિધ ખેલન ખેલત બાલિકા કયમ ન એ ખલુ લોચનચન્દ્રિકા.

આમાં બાળાનું વર્ણન છે. કવિ કાલિદાસનું

ઝળકન્ત દન્તકળિઓ અનિમિત્ત હાસે,
વાણી વળી કલકલી મધુરી લપે જે

ખોળે ઇછે રમત બાળક જે ધરે તે
ધન્યોજ અંગરજચિહ્ન થકી છવાય.

आलक्ष्यदन्तमुकुलाननिमित्तहासैः° એ પદ્ય ને ભવભૂતિનું अनियतरुदितस्मितं विराजत्° એ તેમજ જેમાં અશ્વનું વર્ણન છે એ પદ્યો સ્વભાવોક્તિનાં ઉત્તમ દૃષ્ટાન્ત છે.

આક્ષેપ—જે કહેવા ઇચ્છતા હોઇએ તેનો જાણે નિષેધ કરતા હોઇએ તેવી રીતે–નિષેધાભાસથી વર્ણન કર્યું હોય ત્યાં આક્ષેપાલંકાર થાય છે.

રે ખલ તુજ સઉ ચરિતો સુજનો પાર્શ્વે વિવિક્ત કરૂં હું જો,
નહિ નહિ રે પાપાત્મન્! કથાપિ તુજ મે અવદ્યા છે.

તારી કથા પણ કહેવી યુક્ત નથી. તારા નામથી ને વિચારથી પણ દૂર રહેવું જ ઇષ્ટ છે.

અપહ્નુતિ=–ઉપમેયનો નિષેધ કરીને, એટલે તે અસત્ય છે એમ વર્ણવીને, ઉપમાનને જ્યાં સત્ય તરીકે વર્ણવ્યું હોય ત્યાં અપહ્નુતિ અલંકાર છે. એમાં વસ્તુ તે વસ્તુ નથી, પણ અન્ય વસ્તુ છે એમ ચમત્કારથી વર્ણન કરેલું છે.

'નારિ તારિ નાસિકાનો મોર, નો'ય ભૂષણ ચિત્તનો ચોર.
રક્ત અધર હસે મંદ મંદ, નહિ લાસ્ય એ મોહનો ફંદ.'
પ્રેમાનન્દ–ઓખાહરણ', કડવું ૨૨મું

અહિં ભૂષણ છે તેને ભૂષણ નથી એમ કહી ચિત્તના ચોર તરીકે વર્ણવ્યું છે; હાસ્યને હાસ્ય નથી એમ વર્ણવી મોહનો ફંદ કહ્યું છે.

બીજા અલંકારો–ભ્રાન્તિમત્, સસંદેહ ભાવિક, વગેરે સમજી લેવા. અહિં મુખ્ય અલંકાર વર્ણવ્યા છે.

